શ્રી જૈન શ્વે. ખરતરગચ્છ જ્ઞાન ભંડાર
જયપુર

ણમોત્થુ ણં સમણસ્સ ભગવઓ મહાવીરસ્સ

શ્રી વિશ્વનાથ પંચાનન ભટ્ટાચાર્યવિરચિતા

# ન્યાયસિદ્ધાન્તમુક્તાવલી

ભાગ– ૧

(સંક્ષિપ્ત ન્યાયભૂમિકા –ગુજરાતી વિવેચન સહિત)

વિવેચન
ન્યાયવિશારદ સ્વ. પૂ.આ. શ્રી વિજય ભુવનભાનુસૂરીશ્વરજી મ.સા.
સહજાનંદી સ્વ.પૂ.આ.શ્રી વિજય ધર્મજિત્સૂરીશ્વરજી મ.સા.
શ્રી સૂરિમંત્રઆરાધક પૂ.આ.શ્રી વિજય જયશેખરસૂરીશ્વરજી મ.સા.નો

શિષ્યાણુ
મુનિ અભયશેખરવિજયગણી

પ્રકાશક
શ્રી અંધેરી ગુજરાતી જૈન સંઘ
૧૦૬, એસ.વી. રોડ, ઈર્લા બ્રીજ,
મુંબઈ-૪૦૦ ૦૫૬

ણમોત્થુ ણં સમણસ્સ ભગવઓ મહાવીરસ્સ

શ્રી વિશ્વનાથ પંચાનન ભટ્ટાચાર્યવિરચિતા

# ન્યાયસિદ્ધાન્તમુક્તાવલી

(ભાગ- ૧ – પ્રત્યક્ષખંડ સુધી)

સરળ ગુજરાતી વિવેચન સહિત

(સંક્ષિપ્ત ન્યાયભૂમિકા સહિત)

વિવેચન

ન્યાયવિશારદ સ્વ. પૂ.આ. શ્રી વિજય ભુવનભાનુસૂરીશ્વરજી મ.સા.

સહજાનંદી સ્વ.પૂ.આ.શ્રી વિજય ધર્મજિત્સૂરીશ્વરજી મ.સા.

શ્રી સૂરિમંત્રઆરાધક પૂ.આ.શ્રી વિજય જયશેખરસૂરીશ્વરજી મ.સા.નો

શિષ્યાણુ

મુનિ અભયશેખરવિજયગણી

પ્રકાશક

**શ્રી અંધેરી ગુજરાતી જૈન સંઘ**

૧૦૬, એસ.વી. રોડ, ઈર્લા બ્રીજ,
મુંબઈ-૪૦૦ ૦૫૬

પ્રકાશન : વિ.સં. ૨૦૫૧ ચૈત્ર વદ ૧૩
(સ્વ. પૂ ભુવનભાનુસૂ. મ. દ્વિતીય સ્વર્ગારોહણતિથિ)

મુદ્રક : એન. કે. પ્રિન્ટર્સ, અમદાવાદ. ફોન : ૩૫૦૧૦૪

મૂલ્ય : ૮૦ રૂપિયા

નોંધ : આ પુસ્તક જ્ઞાનનિધિમાંથી પ્રકાશિત થયેલ છે. તેથી ગૃહસ્થોએ રાખવું હોય તો એનું મૂલ્ય જ્ઞાનખાતે ચૂકવવું.

# પ્રકાશકીય

કેવી સુંદર વાત છે -

એક જૈન સાધુ એક અજૈન ગ્રન્થ પર વિવેચન લખે ને....

એક જૈન સંઘ એનું પ્રકાશન કરે...

પરમાત્માએ ભાખેલા અનેકાન્તવાદનો કેવો સુંદર સમન્વય...

બાલાદપિ હિતં ગ્રાહ્યમ્... ને સક્રિય ન બનાવતા હોય એમ આજે પૂજનીય સાધુ-સાધ્વીજી ભગવંતો આદિ ચતુર્વિધ સંઘ તર્કશક્તિ કેળવવા અને શાસ્ત્રવચનોના યથાર્થ રહસ્યોને પામવાની હથોટી કેળવવા ન્યાય-વૈશષિકદર્શનના ખૂબ પ્રચલિત થયેલા શ્રી ન્યાયસિદ્ધાન્તમુક્તાવલી ગ્રન્થનું અધ્યયન કરે છે. એટલે, ધારણા-બુદ્ધિ વગેરેમાં નોંધાપાત્ર હ્રાસ અનુભવી રહેલા આ કાળમાં એના ગુજરાતી-સરળ વિવેચનની ઘણી આવશ્યકતા હતી, જેને ન્યાયવિશારદ-સકલસંઘહિતૈષી - વર્ધમાન તપોનિધિ સ્વ. પૂજ્યપાદ આચાર્યદેવેશ **શ્રીમદ્ વિજય ભુવનભાનુસૂરીશ્વરજી મ.સા.**ના વરદ હસ્તે દીક્ષા-શિક્ષા પામેલા વિદ્વાન્ મુનિરાજ પૂજ્યપાદ **અભયશેખરવિજય ગણિવરે** ધ્યાનમાં લઈ, એ ગ્રન્થના પ્રત્યક્ષખંડ સુધીનું આ વિવેચન તૈયાર કરી આપ્યું છે. જેનું અમારા જ્ઞાનનિધિમાંથી પ્રકાશન કરતાં સંઘ ગૌરવ અનુભવે છે.

એન. કે. પ્રિન્ટર્સના શ્રી પરાગભાઈ તથા તેમના કંપોઝીટર, ટાઈપસેટર... વગેરેને ઠીક ઠીક ઝડપે ગ્રંથનું સુંદર મુદ્રણ કરી આપવા બદલ ધન્યવાદ પાઠવીએ છીએ.

સહુ કોઈ મુમુક્ષુ સ્વકીય બુદ્ધિની પરિકર્મણા દ્વારા આત્મહિત સાધી લેવા માટે આ પ્રકાશનનો ઉપયોગ કરી અમારા પરિશ્રમને સફળતા બક્ષે એવી વિનંતી સાથે,

**અંધેરી ગુજરાતી જૈન સંઘ વતી**

**હર્ષદ સંઘવી**

**પ્રાપ્તિસ્થાન**

૧. પ્રકાશક.

૨. દિવ્યદર્શન ટ્રસ્ટ, ૩૬ કલિકુંડ સોસાયટી, ધોળકા-૩૮૭ ૮૧૦.

૩. દિવ્યદર્શન ટ્રસ્ટ, કાળુશીની પોળ, કાળુપુર, અમદાવાદ-૩૮૦ ૦૦૧.

# પ્રસ્તાવના

કષ, છેદ અને તાપ... શાસ્ત્રોની આ ત્રણ પરીક્ષામાંથી સાંગોપાંગ પાર ઉતરી જનારા સર્વજ્ઞપ્રણીત શાસ્ત્રોનો અદ્ભુત ખજાનો પ્રાપ્ત થઈ ગયા પછી બીજું જોઇએ પણ શું ? તેમ છતાં, એ શાસ્ત્રોનાં અર્થગંભીર વચનોનો યથાર્થ રહસ્યાર્થ પામવા માટે બુદ્ધિની યોગ્ય ખીલવટ જોઇએ છે. એ ખીલવણી માટે અન્યદર્શનોના ગ્રન્થોનું અધ્યયન પણ સારું સહાયક બનતું હોય છે. વળી, છેવટે તો એ બધા ગ્રંથોનું મૂળ પણ પ્રભુના મુખકમળમાંથી વહેલી વાણી જ છે. તેથી, આજે પણ શ્રી જૈન સંઘમાં જેનું અધ્યયન-અધ્યાપન સારા પ્રમાણમાં પ્રચલિત છે એ ન્યાયવૈશેષિકદર્શનના એક પાયાના ગ્રન્થ શ્રી ન્યાયસિદ્ધાન્તમુક્તાવલીના બહુ સંક્ષિપ્ત નહીં - બહુ વિસ્તૃત નહીં એવા વિવેચનની ઘણી આવશ્યકતાને નજરમાં લઈ એ ગ્રન્થના પ્રત્યક્ષખંડ સુધીના આ વિવેચનનું પ્રકાશન થઈ રહ્યું છે. બેશક, એની પાછળનો ઉદ્દેશ, સાધકો સ્વબુદ્ધિને પરિકર્મિત કરે, ને શાસ્ત્રવચનોનાં યર્થાથ રહસ્ય પામી, એ મુજબનું જીવન બનાવી, આત્મહિત સાધે એ જ છે.

મુક્તાવલી ગ્રન્થમાં સરળતાથી પ્રવેશ થઈ શકે એ માટે સંક્ષેપમાં ન્યાયભૂમિકાનો પણ આ પુસ્તકમાં સમાવેશ કરી દીધો છે. જો કે ભૂમિકામાં આ સિવાય પણ શક્તિવાદ વગેરે કેટલાક વિષયો આવરી લેવાતા હોય છે, પણ એ વિષયો મુક્તાવલીમાં પ્રારંભે જ આવી જતા હોવાથી ભૂમિકામાં ઉમેર્યા નથી.

ગ્રન્થગત પંક્તિઓનો અર્થ કઈ રીતે થાય છે ? એનો કંઈક ખ્યાલ આવે એ માટે કારિકાવલી અને મુક્તાવલીનો પહેલાં પંક્તિને અનુસરીને સીધો અર્થ આપ્યો છે. ને પછી આવશ્યક વિવેચન કર્યું છે. જ્યાં વિશેષવિવેચન આવશ્યક નથી લાગ્યું ત્યાં એ કર્યું નથી. મુક્તાવલીનો અર્થ જ ત્યાં જોઈ લેવો. વિવેચનમાં પણ કેટલાક વિષયો અંગે જેઓએ વધારે ઉંડાણથી કરવું હોય તેઓ તે કરી શકે એ માટે દિનકરી વગેરે ટીકાના આધારે વિશેષવાતોનું વિવેચન જુદા પ્રકારના ટાઈપમાં આપ્યું છે. તેજસ્વી ક્ષયોપશમવાળાએ એ વિવેચન પણ અવગાહવાથી વિશેષ લાભ થઈ શકે. અથવા, એ વિશેષભાગોને પહેલાં છોડી દઈ આખો ગ્રન્થ કરી લેવો. એટલે બુદ્ધિની વિશેષ પરિકર્મણા થઈ જવાથી પછી એ વિશેષભાગો પણ લાભકર્તા પુરવાર થાય. જ્યાં આવશ્યકતા લાગી છે ત્યાં મુક્તાવલીગ્રન્થની પંક્તિઓને તથા એના સીધા ગુજરાતી અર્થમાં રહેલી પંક્તિઓને સમાન અંક આપી, એ જ અંક સાથે વિવેચન કર્યું છે. જેથી અધ્યેતાને એનું સંકલન કરવું સરળ બની જાય.

આ પુસ્તકમાં આપેલ ન્યાયભૂમિકાનું નિરૂપણ તેમજ મુક્તાવલીનું વિવેચન, આ બધું જ, સ્વર્ગસ્થ ભવોદધિતારક ન્યાયવિશારદ પૂજ્યપાદ ગુરુદેવ આચાર્યભગવંત **શ્રીમદ્ વિજય ભુવનભાનુસૂરીશ્વરજી મ.સા.** પાસેથી જે કાંઈ સાંભળ્યું, વાંચ્યું, જાણ્યું છે એ જ છે. ફક્ત મારી રીતે (મારા શબ્દોમાં) મેં એની રજુઆત કરી છે... બાકી બધું તેઓ શ્રીમદ્નું જ છે. એટલે આ આખું વિવેચન તેઓ શ્રીમદ્નું જ છે એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી. તેથી આ પુસ્તકમાં જે કાંઈ સારુ છે ને એનાથી જેઓને જે કાંઈ બોધ-લાભ થાય એ બધાનો યશ તેઓશ્રીને જ દેવો ઘટે.

સિદ્ધાન્તમહોદધિ સુવિશુદ્ધબ્રહ્મમૂર્તિ સુવિશાળગચ્છનિર્માતા સ્વ. પૂ. આ. ભગવંત શ્રીમદ્ વિજય **પ્રેમસૂરીશ્વરજી મ.સા.**, વર્ધમાનતપોનિધિ-ન્યાયનિપુણમતિ - સર્વજ્ઞવચનમર્મજ્ઞ સ્વ. પૂ. આ. ભગવંત શ્રીમદ્ વિજય **ભુવનભાનુસૂરીશ્વરજી મ.સા.**, સહજાનંદી-અધ્યાત્મ રસિક સ્વ. પૂ.આ. ભગવંત શ્રીમદ્ વિજય **ધર્મજિતસૂરીશ્વરજી મ.સા.**ની દિવ્યકૃપા એ આ સર્જન પાછળનું ધબકતું પીઠબળ છે.

વર્તમાન ગચ્છાધિપતિ સિદ્ધાન્તદિવાકર પૂ. આ. ભગવંત શ્રીમદ્ વિજય જયઘોષસૂરીશ્વરજી મ.સા. તથા શ્રી સૂરિમન્ત્રપંચપ્રસ્થાનની પાંચ વાર આરાધના કરી ચૂકેલા પૂજ્યપાદ ગુરુદેવ આ. ભગવત શ્રીમદ્ વિજય જયશેખરસૂ. મ.સા.ની સતત અમીદૃષ્ટિ એ મારું પરમ સૌભાગ્ય છે.

મને ન્યાયગ્રન્થોનું અધ્યયન કરાવનાર સ્વ. પૂજ્યપાદ ગુરુદેવ આ. ભગવંત શ્રીમદ્ વિજય ભુવનભાનુસૂ. મ.સા., તર્કસમ્રાટ્ પૂજ્યપાદ પં. પ્રવરશ્રી જયસુંદરવિજય ગણિવર, સ્વ. પંડિત શ્રી દુર્ગાનાથજી ઝા વગેરેનું કૃતજ્ઞભાવે સ્મરણ કરું છુ.

સહવર્તી અનેક મહાત્માઓનો તેમજ મારી પાસે અધ્યયન કરનાર અને આવા વિવેચનની પુનઃ પુનઃ માગણી કરનાર અધ્યેતાવર્ગનો ફાળો પણ આ પ્રકાશનમાં નાનો-સૂનો નથી.

શીઘ્રપ્રકાશિત થઈ રહેલા આ પ્રકાશનના પ્રફુરીડિંગમાં અનેક મહાત્માઓએ સહાય કરી છે. એ બધાનું પણ કૃતજ્ઞતાપૂર્વક સ્મરણ કરું છું.

સંસ્કૃત ટાઈપમાં - 'द' આ - નીચે સીધી પાંખડીવાળો આખો 'દ' છે ને 'द' - આ નીચે વાંકી પાંખડીવાળો અડધો 'દ્' જાણવો.

આ વિવેચનમાં તેમજ પ્રકાશનમાં તારક તીર્થંકરદેવોની પરમપાવન આજ્ઞા વિરુદ્ધ જે કાંઈ થયું હોય તેનું હાર્દિક મિચ્છામિદુક્કડમ્ દેવાપૂર્વક સહુ કોઈ જિજ્ઞાસુ વર્ગ મારા પરિશ્રમને સફળતા બક્ષે એવી વિનંતી સાથે વિરમુ છું.

**મુનિ અભયશેખરવિજય ગણી.**

ન્યાય-વૈશેષિકદર્શનના પ્રકાંડ વિદ્વાન પંડિતોએ પણ જેની મુક્તકંઠે પ્રશંસા કરી છે એવી સ્વ. પૂજ્યપાદ ગુરુદેવ આ. ભગવંત શ્રીમદ્ વિજય **ભુવનભાનુસૂરીશ્વરજી મ.સા.**ની એક અણમોલ કૃતિ એટલે **ન્યાયભૂમિકા...** ન્યાયદર્શનની પાયાની જટિલ વાતોનું સરળ-પ્રવાહી નિરૂપણ ન્યાયગ્રન્થોમાં પ્રવેશ કરવો સુગમ બનાવી દે છે. ન્યાયભૂમિકા કરીને સીધો મુક્તાવલીગ્રન્થ કરવામાં કોઈ જ કઠિનાઈ અનુભવાતી નથી એવો મારો અને અનકોનો અનુભવ છે. ન્યાયદર્શનના અનેક કઠિન ગ્રન્થોનો નિચોડ તારવીને આવા સુંદર ગ્રન્થરત્નનું સર્જન કરનારા પૂજ્યપાદ ગુરુદેવશ્રીના ચરણોમાં કોટિશઃ વંદના...

સિદ્ધાન્તમહોદધિ સચ્ચારિત્રચૂડામણી સુવિશાળગચ્છનિર્માતા સ્વ. આ. દેવ શ્રીમદ્ વિજય **પ્રેમસૂરીશ્વરજી મ.સા.**ના પટ્ટધર તથા આ વિવેચન - પ્રકાશનના યશના અધિકારી... સર્વાંગીણ સાધનાનો તેજપુંજ...

**સ્વ. પૂજ્યપાદ આ. દેવ શ્રીમદ્ વિજય ભુવનભાનુસૂરીશ્વરજી મ.સા.**

જીવનભર પ્રચંડ સાધનાનો મહાયજ્ઞ માંડીને લખલૂટ ગુણસમૃદ્ધિના સ્વામી બનેલા એક મહાન્ ગુણશ્રીમંત એટલે પૂજ્યપાદ આચાર્ય ભગવંત શ્રીમદ્ વિજય **ભુવનભાનુસૂરીશ્વરજી મહારાજા.** તેઓશ્રી પાસે ગુણનું પાકીટ નહોતું, પાઉચ નહોતું, પેટી નહોતી, પટારો નહોતો... પણ મોટો ભંડાર હતો. જીવનના ૮૨ વર્ષ તેઓશ્રીએ મુક્તિ ભણી દોટ જ લગાવી છે. અથાગપણે દોડ્યે જ ગયા છે અને કલ્પનાતીત વિરાટ અંતર આ નાનકડી જિંદગીમાં કાપી નાખ્યું હશે.

પ્રમાર્જનાના નાનકડા લાગતા યોગથી લઈને સંઘકૌશલ્યના વિરાટ ફલક સુધી વિસ્તરેલું વિરાટ વ્યક્તિત્વ એટલે પૂજ્યપાદશ્રી...

પૂજ્યપાદશ્રીના જીવનની એક એક પળ પ્રેરણાનો અમૃતકુંભ હતી, તેઓશ્રીના જીવનનો એક એક પ્રસંગ પ્રેરણાનો મહાધોધ હતો, તેઓશ્રીનું જીવન સાધક આત્માઓ માટે એક ઉત્કૃષ્ટ આલંબન હતું. તેથી તેઓશ્રી માત્ર સ્મૃતિનો વિષય નહિ પણ આલંબન અને પ્રેરણાનો વિષય હતા. તેઓશ્રીની સ્મૃતિઓ માત્ર સ્મારક નથી પણ પ્રેરક છે.

પંચમ કાળનો અને છટ્ઠા સંઘયણનો એક માનવી સાધનાના પંથ ઉપર કેવી હરણફાળ ભરી શકે છે, કેવું પ્રચંડ સત્ત્વ ફોરવી શકે છે, કેવી મહાન ગુણસિદ્ધિઓન આંબી શકે છે અને કેવા મહાન વિસ્મયો સર્જી શકે છે... એનું વાસ્તવિક દર્શન એટલે પૂજ્યપાદશ્રીનું જીવન...

## એ જીવનદર્શનનાં કેટલાંક મનોહર દૃશ્યો

★ આજીવન ગુરુસાંનિધ્ય અને અપરંપાર ગુરુકૃપાસંપાદન.

★ દાર્શનિક ગ્રન્થોના સાંગોપાંગ અધ્યયનથી ખીલેલું અદ્ભુત તર્કકૌશલ્ય.

★ સંપ્રાપ્ત ન્યાયવિશારદતા અને વિશદ ષડ્દર્શન બોધ.

★ વ્યાકરણ, કાવ્યો, પ્રકરણગ્રન્થો, આગમગ્રન્થો, વૈરાગ્યગ્રન્થો, ચરિત્રગ્રંથો, અધ્યાત્મગ્રન્થો, યોગગ્રન્થો, છેદસૂત્રો, પ્રાચીન ગુર્જર પદ્યરચનાઓ ઇત્યાદિ સ્વ - પર સમયના થોકબંધ સાહિત્યના સાંગોપાગ અધ્યયનથી સંપ્રાપ્ત વિપુલ શાસ્ત્રબોધ અને કુશળ જિનવચનમર્મજ્ઞતા.

★ અલ્પનિદ્રા અને અપ્રમત્ત સાધના.

★ અત્યંત બહુમાનપૂર્વક અને ઉપયોગપૂર્વકની આવશ્યક ક્રિયાઓ.

★ પરમોત્તમ પરમાત્મભક્તિ.

★ શ્રોતાઓના મોહવિષ ઉતારનાર જાંગુલિમંત્ર તુલ્ય પ્રવચનશક્તિ.

* સન્માર્ગદર્શન અને વૈરાગ્યપોષક સરલશૈલીમાં આલેખાયેલા શતાધિક પુસ્તકો.
* ૪૨-૪૨ વર્ષ 'દિવ્ય-દર્શન' દ્વારા પ્રતિસપ્તાહ અવિરત ચિંતનપ્રવાહ.
* ગ્રીષ્મકાલીન શિક્ષાયતનોના માધ્યમથી યુવાપેઢીનો જીર્ણોદ્ધાર.
* સુવિહિત સુસમર્થ સુસયમી સેંકડો શ્રમણોનુ સુયોગ્ય ઘડતર.
* સૂરિમંત્ર પંચ પ્રસ્થાનની આરાધના.
* અંજનશલાકા આદિ શાસન પ્રભાવક પ્રસંગોની અવિરત હારમાળા.
* સંઘએકતા નિર્માણનો-સમ્યક્પુરુષાર્થ.
* સંઘ સમાધિ સંપાદન.
* મુમુક્ષુઓનું સુયોગ્ય ઘડતર
* વાચના આદિ દ્વારા શ્રમણ ઘડતર
* શાસ્ત્રપંક્તિઓ અને સ્તવનો પર અદ્ભુત અનુપ્રેક્ષા
* ચિત્રકલા, સગીતકલા, શિલ્પકલાનુ સુંદર જ્ઞાન.
* અદ્ભુત શાસનરાગ.
* અત્યંત વિષયવિરાગ.
* નિર્યામણાની કુશળતા અને ગ્લાનસેવાની તત્પરતા.
* સુવિશુદ્ધ અખંડ બ્રહ્મચર્ય.
* ઉપબૃંહણા અને ગુણાનુરાગ.
* આત્મગવેષણા અને આત્મનિદા.
* પ્રમાર્જનાનો આત્મસાત્ અભ્યાસ
* પ્રાચીન કથાઓમાંથી જીવન રહસ્યોની ખોજ.
* ક્રિયાઓમાં ધ્યાનયોગની સાધના.

... આ મહાપ્રતાપી ભાનુના આવા હજારો કિરણોએ સાધનાના કયા પ્રદેશને નહીં અજવાળ્યો હોય ? સાધનાનો એક એક પ્રદેશ ભાનુકિરણોથી દીપ્તિમંત બન્યો છે. અંગ્રેજીમાં કહેવાય છે One can become jack of all thing, One can become master of one thing, but none can become master of all things સૂરિદેવે તે અંગ્રેજી કહેવતને ગલત ઠેરવી છે. એક-એક યોગમાં ટોચે પહોંચ્યા હતા, પ્રકર્ષપ્રાપ્ત પ્રજ્ઞા, પ્રકર્ષપ્રાપ્ત સિદ્ધિઓ અને પ્રકર્ષપ્રાપ્ત પરિણતિ એ પૂજ્ય ગુરુદેવશ્રીની આગવી વિશેષતા હતી.

**– ભુવનભાનુના અજવાળામાંથી સાભાર.**

# વિષયાનુક્રમ

## ન્યાયભૂમિકા ૧ થી ૫૨



## ન્યાયસિદ્ધાન્તમુક્તાવલી ૫૩ થી ૨૩૧



બુદ્ધિબળે બૃહસ્પતિના પુત્રની પરે ઓપતા,<br>
સ્યાદ્વાદ ગર્ભિત શાસ્ત્રના મર્મો સુપેરે ખોલતા;<br>
સિદ્ધાન્તરક્ષા કાજ પ્યાલા પી લીધા અપમાનના,<br>
ગુરુ ભુવનભાનુ ચરણકજમાં ભાવથી કરું વંદના.

श्री अर्हं नम ।

श्री शङ्खेश्वर पार्श्वनाथाय नम. ।

श्री महावीरपरमात्मने नम ।

श्री प्रेम-भुवनभानु-धर्मजित-जयशेखरसूरीश्वर सद्गुरुभ्यो नम ।

ऐँ नम

# न्यायभूमिका

**પ્રશ્ન :** ન્યાય ભણવાની આવશ્યકતા શી છે?

**ઉત્તર :** કોઈપણ તત્ત્વના રહસ્યને પામવા માટે - સ્પષ્ટ સમજવા માટે ન્યાયની જરૂર પડે છે. કારણ, ઘણીવાર સમજ્યા વગર ખોટું બોલાય છે. જેમ કે 'જ્યાં જ્યાં આર્ય ત્યાં ત્યાં આર્યત્વ.' આવુ બોલવું યોગ્ય નથી. કેમ કે આર્ય તો મુંબઈમા છે, સુરતમાં છે... પણ મુબઈ વગેરે શહેરમાં આર્યત્વ નથી. માટે એવું બોલવું યોગ્ય છે કે 'જે જે આર્ય તેમાં તેમાં આર્યત્વ.' આ બધું ન્યાય સમજાવે છે.

**પ્રશ્ન :** પણ ન્યાય-વૈશેષિક વગેરે અન્ય દર્શનોના ગ્રન્થોને શા માટે ભણવા જોઈએ ?

**ઉત્તર :** (૧) અન્ય દર્શનીઓના શ્રુતના ઉત્પત્તિસ્થાન પણ ભગવાન્ છે. નંદીસૂત્રમાં કહ્યુ છે કે 'जयइ सुआण पभवो' ભગવાન્ જો માત્ર સમ્યગ્ શ્રુતના પ્રભવસ્થાન હોત તો અહીં 'सुअस्स' એમ એક વચનનો પ્રયોગ કર્યો હોત. પણ બહુવચનનો પ્રયોગ કર્યો છે. તે એ બતાવે છે કે મિથ્યાશ્રુતો પણ ભગવાન્‌માંથી ઉત્પન્ન થયા. તે શી રીતે ? આ રીતે - ભગવાને સાતે નયોથી યુક્ત વાણી ઉચ્ચારી.. એમાંથી એક એક નયને ગ્રહણ કરી- બીજાને સર્વથા બાદ કરી મિથ્યા શ્રુતનો પ્રભવ થયો. આમ મિથ્યા શ્રુત પણ ભગવાન્‌માંથી નીકળ્યુ હોવાથી ભણવું જોઈએ. વળી,

(૨) સાતનયયુક્ત એવી પ્રભુની વાણીને વધુ ઊંડાણથી સમજવા માટે ન્યાય જરૂરી છે. એમ શાસ્રોમાં ક્યારેક ક્યારેક શિષ્યની બુદ્ધિનો તે તે બાબતમા વિકાસ થાય એ માટે કોઇ એક નયની વાત પણ 'જ'કારપૂર્વક કરી હોય છે. આવા શાસ્ત્રવચનો વખતે તે તે વાત કયા નયની અપેક્ષાએ કહેવામાં આવી છે એનો નિર્ણય સૂક્ષ્મબુદ્ધિથી કરવો પડે છે. એ નિર્ણય કરવામાં જો ભૂલ થઇ જાય તો અર્થનો અનર્થ પણ થઇ જાય ! આ સૂક્ષ્મબુદ્ધિ ન્યાયશાસ્ત્ર ભણવાથી થાય છે. આપણે ત્યા કર્મ વગેરે બીજા ઘણા વિષયો બતાવવાના છે. તેથી ન્યાયને એટલો અવકાશ નથી બીજાં કેટલાક દર્શનોએ માત્ર ન્યાય પર જ ચર્ચાઓ કરી ઊંડું ખેડાણ કર્યું છે. માટે તે જાણવાથી બુદ્ધિ તીક્ષ્ણ થાય છે, જેથી પછી આગમ વધુ સારી રીતે સમજી શકાય છે.

(૩) પૂર્વપક્ષ ઊઠાવી ઉત્તરપક્ષ કરવાની પણ ઘણી પદ્ધતિઓ આપણા આગમો વગેરેના વૃત્તિગ્રન્થો વગેરેમાં જોવા મળે છે. એની પકડ આ ન્યાયગ્રન્થો પરથી સુગમ રીતે આવી શકે છે.

(૪) વળી બીજાઓનું નિરૂપણ ગલત હોય તો પણ, એમા શુ દોષ રહેલા છે એ જાણીએ તો જ 'એ નિરૂપણ ગલત છે' એમ જાણી શકાય છે ને પછી નિર્દોષ નિરૂપણ શું હોઈ શકે ? એનો નિર્ણય થઈ શકે છે. આના માટે પણ ન્યાયદર્શનના અભ્યાસ દ્વારા તર્કશકિત ખીલવવી આવશ્યક છે. ન્યાયને-તર્કને સમજવા તેની પરિભાષા જાણવી જોઇએ જે આ ન્યાય-ભૂમિકાથી પ્રાપ્ત થાય છે.

ન્યાયદર્શનના હિસાબે જગત્‌મા પદાર્થો બે જાતના છે :

**(૧) સાપેક્ષ (સસંબંધિક)** - જેને સમજવા માટે બીજાને જાણવાની જરૂર પડે, એટલે કે તેના સંબંધીનુ જ્ઞાન જોઇએ... તેવા... પદાર્થો. અર્થાત્, તેના એ સબંધીને જાણીએ નહિ ત્યાં સુધી આનો બોધ પણ અધૂરો લાગ્યા કરે તેવો પદાર્થ.

દા.ત. કોઇ કહે છે કે મને 'ઇચ્છા' થઈ છે.. તો સાંભળનારને તરત મનમા થાય છે કે શેની ઇચ્છા થઇ છે ? જ્યાં

સુધી એ આ જાણે નહિ કે અમુકની 'ઇચ્છા' થઇ છે ત્યાં સુધી એને પૂરું સમાધાન થતું નથી. માટે 'ઇચ્છા' એ સાપેક્ષ પદાર્થ છે. આ રીતે જ્ઞાન, દ્વેષ, અભાવ વગેરે પણ સાપેક્ષ પદાર્થો છે.

(૨) નિરપેક્ષ : (અસંબંધિક) - જેને જાણવા માટે બીજાને જાણવાની જરૂર નહિ તેવા પદાર્થો.

દા.ત. ઘડો, મકાન.. વગેરે...

આમાથી સાપેક્ષ પદાર્થો જે છે તેના સંબંધીઓના બે ભેદ છે

(૧) વિષય : જ્ઞાન, ઇચ્છા (રાગ), દ્વેષ, પ્રયત્ન (કૃતિ) અને સંસ્કાર. આ પાંચ સાપેક્ષ પદાર્થો એવા છે કે એના સંબંધીને 'વિષય' કહેવાય છે.

જ્ઞાન થયું... શાનુ ? ઘડાનુ... માટે ઘડો એ જ્ઞાનનો સબંધી થયો. એટલે ઘડાને જ્ઞાનનો વિષય કહેવાય છે અને જ્ઞાન 'ઘટવિષયક' કહેવાય છે.

કારણ કે સંબધી = વિષય, એ જેનો સંબંધી હોય તે વિષયવાળો હોવાથી વિષયી કે વિષયક કહેવાય.

એમ, મોક્ષની ઇચ્છા... મોક્ષ એ ઇચ્છાનો વિષય બને અને मोक्षविषयिका इच्छा ।

માટી પર પ્રયત્ન... मृद्विषयक प्रयत्न

રાગ પર દ્વેષ रागविषयक द्वेष

દયાના સસ્કાર दयाविषयक. सस्कार

'घटस्य ज्ञान' વગેરેમા ષષ્ઠીનો અર્થ સબંધી..,

તેથી ઘટસબધિજ્ઞાનં વગેરે અર્થ થાય.. અને ઘટ એ જ્ઞાનવિષય બને.

(૨) પ્રતિયોગી : ઉપરોકત પાંચ સિવાયના જે કોઇ સસંબધી પદાર્થો હોય તે બધાના સંબંધીઓને પ્રતિયોગી કહેવાય છે. અને તે તે સસંબધી પદાર્થ 'પ્રતિયોગિક' કહેવાય છે.

દા ત. भूतले सयोग , कस्य ? घटस्य

तेथी भूतले घटसयोग , अर्थात् તેથી, ઘટ એ સયોગનો સબધી, એટલે કે

भूतले घटसवधिसयोग. ઘટ એ સંયોગનો પ્રતિયોગી.

માટે सयोग घटप्रतियोगिक કારણ કે ઘટ છે પ્રતિયોગી જેનો તે ઘટપ્રતિયોગિક કહેવાય.

એમ भूतले अभाव , कस्य ? घटस्य

તેથી ઘટ અભાવનો સંબધી થયો.

માટે ઘટ અભાવનો પ્રતિયોગી અને અભાવ, ઘટપ્રતિયોગિક

એમ, રામમાં પુત્રત્વ છે, કોનુ ? દશરથનુ.. તેથી, દશરથસમ્બન્ધિ પુત્રત્વં

માટે, દશરથ એ પુત્રત્વનો પ્રતિયોગી બન્યો અને

પુત્રત્વ એ દશરથ પ્રતિયોગિક થયું.

નિયમ :- यो य तस्मिन तत्त्वम् જે, જે હોય તેમાં તે પણું રહે..

દા ત चैत्र आर्य

तेथी चैत्रे आर्यत्वम्

કંબુગ્રીવાદિમાન્ પદાર્થ ઘટ છે,

માટે, એમા ઘટત્વ છે.

રામ, દશરથનો પુત્ર છે, માટે રામમા દશરથનુ પુત્રત્વ છે.

એમ, દશરથ એ રામપિતા છે, તેથી દશરથમા રામનુ પિતૃત્વ છે.

રામપિતૃત્વ એટલે રામસબધિક પિતૃત્વ

એટલે કે રામપ્રતિયોગિક પિતૃત્વ.

'ઘટ' એવું જ્ઞાન થયું.. ઘટ, એમાં વિષય છે.

તેથી ઘટે વિષયતા એટલે કે ઘટનિષ્ઠ વિષયતા

ज्ञान कीदृशम् ? घटनिष्ठविषयतानिरूपकम् . ।

(જે પદાર્થો પરસ્પર સાપેક્ષ હોય છે તેઓ એક બીજાથી નિરૂપક-નિરૂપિત હોય છે. પણ સામાન્યથી ધર્મીને નિરૂપક ને ધર્મને નિરૂપિત કહેવાય છે. બન્ને ધર્મો હોય તો બન્નને નિરૂપક કે નિરૂપિત કહી શકાય છે.) અહીં, જ્ઞાન અને વિષયતા પરસ્પરસાપેક્ષ છે. જ્ઞાન થયું તો ઘડો વિષય બન્યો અને તેમાં વિષયતા આવી... ઘડો વિષય બન્યો (એટલે કે એનામા વિષયતા આવી) તો જ્ઞાન થયું. માટે જ્ઞાન અને વિષયતા પરસ્પર સાપેક્ષ છે.

**નિરૂપક** : ઓળખાવનાર, **નિરૂપિત** : ઓળખાયેલ... ઘટમાં રહેલી વિષયતા 'ઘટઃ' એવા જ્ઞાનથી નિરૂપિત છે, અને જ્ઞાન એનું નિરૂપક છે.

માટે, घटनिष्ठविषयतानिरूपक ज्ञानम्

(વળી 'નિરૂપક' શબ્દના સ્થાને એ જ અર્થમા માત્ર 'ક' પણ લખાય છે, જેમ કે, घटनिष्ठविषयताक ज्ञान)

વળી, જ્ઞાન, વિષયિ છે, માટે તેમાં વિષયિતા છે. તેથી, ઘટ कीदृश ? ज्ञाननिष्ठविषयितानिरूपक

એટલે કે જ્ઞાનનિષ્ઠવિષયિતાકઃ ઘટ

★ ★ ★

ન્યાય-વૈશેષિક દર્શનને માન્ય પદાર્થો સાત છે — દ્રવ્ય, ગુણ, કર્મ (ક્રિયા), સામાન્ય (જાતિ), વિશેષ, સમવાય અને અભાવ.

**સંબંધ** - દ્રવ્યમા ગુણ-કર્મ વગેરે રહે છે, ગુણ વગેરેમા ગુણત્વાદિ જાતિ વગેરે ધર્મો રહે છે. પણ એક પદાર્થને બીજા પદાર્થમાં રહેવુ હોય તો કોઇને કોઇ સંબધ જોઇએ જ સબધ વિના કોઈ ક્યાય રહી શકતું નથી. આવા સંબંધ ૪ પ્રકારના છે-

(૧) **સંયોગસંબંધ** - द्रव्यद्रव्ययो सयोग·

અવયવ-અવયવી ભાવશૂન્ય બે દ્રવ્યોનો સંયોગ સંબધ હોય છે. દા.ત. ઘડામાં જળનો, ભોંય પર ઘડાનો... જેનો સંયોગ હોય તે વસ્તુ સંયોગનો નિરૂપક કહેવાય છે. વળી, તે સયોગનો સંબંધી હોવાથી '**પ્રતિયોગી**' પણ કહેવાય છે. આ પ્રતિયોગીનો જેમા સંયોગ હોય તે સયોગનો આધાર **અનુયોગી** કહેવાય છે.

દા ત ઘડાનો ભોંય પર સંયોગ છે.

તેથી ઘડો સયોગનો પ્રતિયોગી છે (નિરૂપક છે) અને ભૂતલ એ સયોગનો આધાર છે, માટે એ અનુયોગી છે.

તેથી घटप्रतियोगिक भूतलानुयोगिक सयोग ।

માટે, घटनिष्ठप्रतियोगितानिरूपित भूतलनिष्ठानुयोगिताक सयोग. ।

'भूतले घट' માં ભૂતલ આધાર હોવાથી સયોગનો અનુયોગી જ છે. ઘડો આધેય હોવાથી સંયોગનો પ્રતિયોગી જ છે. માટે ભૂતલે ઘટ' બોલાય, પણ घटे भूतलम् નહીં .. આમા કારણ એ છે કે -

સંયોગ બે જાતના છે - (અ) **વૃત્તિનિયામક** - જેમાં આધાર-આધેય ભાવ હોય - અર્થાત્ એક રહેનાર - એક રાખનાર હોય તેવી બે ચીજોનો સંયોગ... દા.ત. भूतले घट , घटे जलम् ઇત્યાદિ.

(બ) **વૃત્તિઅનિયામક** - જે.બે વસ્તુમાં આધાર-આધેય ભાવ ન હોય તેવી બે વસ્તુઓનો સંયોગ. દા.ત. બે આગળીઓનો સયોગ, બાજુ બાજુમા રહેલા બે ઘડાઓનો સયોગ...

આ સયોગ વૃત્તિઅનિયામક હોવાથી, સયોગ હોવા છતા સામાન્યથી अगुल्या अगुली કે घटे घट. એવી બુદ્ધિ થતી નથી.

(૨) સમવાયસંબંધ - अयुतसिद्धयोः समवायः

યુત=પૃથક્... જે વસ્તુ પૃથક્ અસ્તિત્વ ન ધરાવી શકે તેવી વસ્તુનો સમવાય સબધ હોય છે. દા.ત. ઘટત્વ એ ઘડાથી જુદુ પડી શકતું નથી , જ્ઞાન વગેરે ગુણો આત્મા વગેરે ગુણીથી જુદા પડી શકતા નથી... ઇત્યાદિ... વસ્ત્રમાં રહેલી સફેદાશ, વસ્ત્રની સાથે જ જોવા મળે, જુદી નહિ; ફળમા રહેલી પતનક્રિયા ફળની સાથે જ હોય, ફળ વિના નહિ ઇત્યાદિ. .

નૈયાયિકોએ ૫ વસ્તુઓને રહેવાનો સબધ સમવાય માન્યો છે.

| | |
|---|---|
| અવયવીને અવયવોમા રહેવાનો . | દા ત પટ તંતુઓમાં .. |
| ગુણને ગુણવાન્માં રહેવાનો... | દા.ત જ્ઞાન આત્મામા .. |
| ક્રિયાને ક્રિયાવાન્માં રહેવાનો... | દા.ત. પતનક્રિયા ફળમા... |
| જાતિને જાતિમાન્મા રહેવાનો.. | દા ત. ઘટત્વ ઘટમાં... |
| વિશેષને વિશેષવાન્માં રહેવાનો.. | દા ત વિશેષ પરમાણુમાં... |

સામાન્યથી, તે તે સંબધથી જે રહેનાર હોય અને જે રાખનાર હોય તે બન્ને તે સંબંધના સબંધી કહેવાય છે. એમાથી રહેનાર એ સંબધનો પ્રતિયોગી બને છે અને રાખનાર એ સબધનો અનુયોગી બને છે.

સમવાયથી ઉપરોક્ત પાચ વસ્તુઓ રહે છે. માટે અવયવી (દ્રવ્ય), ગુણ, ક્રિયા (કર્મ), જાતિ (સામાન્ય) અને વિશેષ આ પાચ સમવાયના પ્રતિયોગી છે અને અવયવ (દ્રવ્ય), ગુણવાન્ (દ્રવ્ય), ક્રિયાવાન્ (દ્રવ્ય), જાતિમાન્ (દ્રવ્ય,ગુણ કે ક્રિયા) અને વિશેષવાન્ સમવાયના અનુયોગી બને છે. એટલે કે માત્ર દ્રવ્ય, ગુણ અને કર્મ આ ત્રણ પદાર્થો જ સમવાયના અનુયોગી બને છે.

આમ, સમવાય અને અભાવ એ બે પદાર્થો તો સમવાયસબધના પ્રતિયોગી કે અનુયોગી બેમાંથી એકે બનતા નથી ( કારણ કે આ બે પદાર્થો પોતે સમવાય સબધથી ક્યાય રહેતા નથી અને પોતાનામાં સમવાય સબધથી કોઈને રાખતા નથી )

નૈયાયિકની બીજી એક માન્યતા આ છે કે, અવયવી અવયવોમા રહે છે, અવયવો અવયવીમા નહિ. એટલે કે પટમાં તંતુઓ નહિ, પણ તતુઓમા પટ રહે છે લોક વ્યવહાર વિરુદ્ધ આવી માન્યતા ધરાવવાનુ કારણ એ એવુ આપે છે કે,

પટ જ્યારે ઉત્પન્ન થયો હોતો નથી ત્યારે પણ તંતુઓ તો હતા જ, માટે તતુઓ પટમા રહ્યા છે એવુ શી રીતે કહેવાય ? જ્યારે પટ તો સીધો તંતુઓમા જ ઉત્પન્ન થાય છે માટે તતુઓમા પટ રહ્યો છે. એટલે કે અવયવોમાં અવયવી રહે છે એવુ માનવુ યોગ્ય છે. જે કોઈ અવયવી દ્રવ્ય હોય તે બધુ ઉત્પન્ન થાય છે, કાર્યરૂપ હોય છે, એ ખ્યાલમા રાખવુ. સમવાય સબધથી જે રહે છે તેને સમવેત કહેવાય છે, અને જ્યા રહે છે તેને સમવાયી કહેવાય છે.

(૩) તાદાત્મ્ય સંબંધ : સ્વ નો સ્વની સાથે અભેદ=તાદાત્મ્ય એ તાદાત્મ્ય સબધ છે.

દા ત. ઘટનો ઘટમાં...

(૪) સ્વરૂપ સંબંધ : જ્યા ઉપરના ત્રણ ન હોય ત્યાં આ સબધ હોય છે.

દા.ત. વિષયમાં વિષયતાનો.. વગેરે એમ ઘટાભાવ વગેરે અભાવો ભૂતલ વગેરેમા સ્વરૂપ સબધથી રહે છે.

સંબધના બે સબંધીઓ હોય છે એ આગળ કહી ગયા. સયોગ વગેરે સંબધો આ બન્ને સબધીઓ કરતાં જુદા હોય છે. પણ જ્યારે બે સબધીઓમાથી એક સબધીનુ સ્વરૂપ જ (સબધી પોતે જ) સંબધનું પણ કામ કરતુ હોય ત્યારે એ આ સ્વરૂપ સબંધ કહેવાય છે. આમાં અનેક પ્રકારના સબંધો આવે છે.. જેમ કે કાર્ય-કારણભાવ, વાચ્ય-વાચકભાવ, આધાર-આધેયભાવ વગેરે . ઘટ અને દંડ વચ્ચે કાર્ય-કારણભાવ રૂપ સ્વરૂપસબધ છે...

સમવાય સબધ પોતે પણ સ્વરૂપ સબધથી રહે છે.. આનો વિચાર કરતા પહેલા એક બીજી વાત વિચારી લઇએ.

એકલો પુરુષ હોય તો 'दण्डी पुरुष' એવી બુદ્ધિ નથી થતી, એકલો દાંડો હોય તો પણ એવી બુદ્ધિ નથી થતી એમ

દાંડાને પુરુષે હાથમાં પકડ્યો ન હોય, પણ એ બાજુમાં પડ્યો હોય તો દંડ અને પુરુષ એ બન્ને હોવા છતાં 'दण्डी पुरुष' એવી બુદ્ધિ થતી નથી. માત્ર દંડ પુરુષના હાથમાં રહ્યો હોય તો જ એવી બુદ્ધિ થાય છે.

આના પરથી જણાય છે કે, જેમાં 'વાળો' અર્થ ભાસે છે એવી 'दण्डी पुरुष.' વગેરે બુદ્ધિ થવા માટે ત્રણ ચીજો આવશ્યક છે. દંડ, પુરુષ અને તે બે વચ્ચેનો સંસર્ગ (સંબંધ).

એટલે કે, 'દંડી પુરુષઃ' વગેરે બુદ્ધિનો વિષય આ ત્રણ ચીજો બને છે. 'વાળો' અર્થવાળી આવી બુદ્ધિઓ **વિશિષ્ટ બુદ્ધિ** કહેવાય છે.

એમાં જે ૩ વિષયો ભાસે છે તેમાં

(૧) એક રહેનાર હોય છે. એને પ્રકાર, ધર્મ કે વિશેષણ કહે છે. દા.ત. પ્રસ્તુતમાં દંડ

(૨) એક રાખનાર હોય છે. એને વિશેષ્ય કે ધર્મી કહે છે. દા.ત. પુરુષ.

(૩) એક તે બે વચ્ચેનો સંબંધ હોય છે. તેને સંસર્ગ કહે છે. દા.ત. સંયોગ

આમ, સંસર્ગ પ્રકારને વિશેષ્યમાં રાખે છે.

તથા, 'यो य', तस्मिन् तत्त्व' એ ન્યાયે પ્રકારમાં રહેલી વિષયતાને પ્રકારતા કહે છે. એમ, વિશેષ્યમાં રહેલી વિષયતાને વિશેષ્યતા કહે છે. તથા સસર્ગમાં રહેલી વિષયતાને સંસર્ગતા કહે છે.

ઘડો ભૂતલમાં રહ્યો છે. એટલે કે ઘટવદ્ ભૂતલમ્ . હવે, જ્યા આવી 'વાળો' અર્થવાળી વિશિષ્ટબુદ્ધિ થાય છે ત્યાં કોઈને કોઈ સંબંધ હોવો જોઇએ. તેથી ઘડા અને ભૂતલ વચ્ચે કોઈ સંબધ છે. द्रव्यद्रव्ययो सयोग એ ન્યાયે એ સંયોગ સંબંધ છે. એટલે કે ઘડો સંયોગ સંબંધથી ભૂતલમાં રહ્યો છે. એટલે કે ઘડાનો સંયોગ ભૂતલમા રહ્યો છે.

આ સયોગ એ એક ગુણ છે અને ઘડા અને ભૂતલ કરતાં એ સ્વતત્ર પદાર્થ છે. તેથી એ જો ભૂતલમાં રહ્યો છે તો એને રહેવાનો પણ કોઈ સબંધ હોવો જોઇએ. કારણ કે કોઈપણ ચીજ અન્ય ચીજમા સંબધ વગર રહેતી નથી.

સંયોગને ભૂતલમાં રહેવાનો સંબંધ સમવાય છે. કારણ કે સંયોગ એ ગુણ છે અને ભૂતલ એનો ગુણવાન્ છે. ગુણ, ગુણવાન્મા સમવાય સબંધથી રહે છે. એટલે કે હવે, સયોગ અને ભૂતલ એ બે જે સબંધીઓ છે તેઓ વચ્ચે સમવાય નામનો સંબંધ છે એમ સિદ્ધ થયું. એટલે કે સયોગનો સમવાય ભૂતલમાં છે એમ સિદ્ધ થયુ.

હવે, સમવાય પણ એક સ્વતત્ર (છઠ્ઠો) પદાર્થ છે. (એની સિદ્ધિ આગળ આવશે.) તેથી એને પણ ભૂતલમાં રહેવા માટે એક સબંધ જોઇશે. કારણ કે સબંધ વિના તો કોઇ ચીજ ક્યાંય રહેતી જ નથી.

આ સમવાયને જે રહેવાનો સબંધ છે તે સ્વરૂપ સબધ છે. એટલે કે (અ) ઘટનો સંયોગ ભૂતલમાં છે. (બ) સંયોગનો સમવાય ભૂતલમાં છે. (ક) સમવાયનો સ્વરૂપ સંબધ ભૂતલમાં છે.

એમા,(અ) ઘટ અને ભૂતલ એ બે સંબધી છે, સયોગ એ સબધ છે. (બ) સંયોગ અને ભૂતલ એ બે સંબંધી છે, સમવાય એ સબધ છે. (ક) સમવાય અને ભૂતલ એ બે સબંધી છે, સ્વરૂપ એ સબધ છે.

**પ્રશ્ન :** જો સમવાયનો સ્વરૂપ સંબંધ ભૂતલમા છે તો, સ્વરૂપ સંબંધને ભૂતલમાં રહેવાનો પણ કોઈ સંબંધ જોઈશે ને ! તો એ કયો સંબધ છે?

**ઉત્તર :** આ રીતે એક એક સંબધને રહેવા માટે નવો નવો સબંધ કલ્પ્યા કરીએ તો ક્યારેય પાર જ ન આવે, અને સંબધોની પરંપરા જ ચાલ્યા કરે. ક્યારેય પાર ન આવે એવી પરંપરા ચાલવી એ **અનવસ્થા** નામનો દોષ કહેવાય છે.

પ્રસ્તુતમાં આવો દોષ ન લાગે એ માટે અમે એવુ માનીએ છીએ કે સમવાયને ભૂતલમા રહેવાનો જે સ્વરૂપ સબંધ છે તેને ભૂતલમાં રહેવાનો સંબધ એ કોઈ ભિન્ન ચીજ નથી કે જેથી એને ભૂતલમા રહેવાનો વળી પાછો કોઈ નવો સંબંધ શોધવો પડે.

આ સ્વરૂપ સબધાત્મક સંબધી પોતે જ ભૂતલમાં રહેવાના સંબંધનું પણ કામ કરે છે. (માટે તો એનું નામ 'સ્વરૂપ સંબંધ' એવુ આપ્યુ છે.) માટે સ્વરૂપ સંબંધને ભૂતલમા રહેવા માટે કોઇ નવા સબધની જરૂર ન હોવાથી નવા નવા સંબધો માનવાની અનવસ્થા ચાલતી નથી

આની સામે જૈનમત કહે છે કે -

જો છેક છેડે જઈને આ રીતે 'સ્વરૂપ સબધ એ સબંધી હોવા છતા સંબંધનું પણ કામ કરે છે' એવું માનો છો, તો પ્રારંભમા જ 'भूतले घट' એવી બુદ્ધિ વખતે ''ઘટ'રૂપ સબંધી જ સબંધનુ કામ કરે છે' એવું જ માની લ્યો ને જેથી પછી સ્વતંત્ર પદાર્થરૂપ સંયોગ-સમવાય માનવાની જરૂર તો ન પડે.

નૈયા. - ઘડો પોતે જ જો સબધનું કામ કરે છે, તો શીકે રહેલા ઘડાને નજરમાં રાખીને પણ 'ભૂતલે ઘટ'' બુદ્ધિ કેમ થતી નથી ? કેમ કે ત્યારે પણ આધેય ઘડો, આધાર ભૂતલ અને સબંધ તરીકે ઘડો એ ત્રણેય હાજર જ છે !

જૈન - સબંધી સંબંધનું કામ ત્યારે જ કરે છે જો તેનામા 'तत्सयद्धत्त्व' નામનો પર્યાય પેદા થયો હોય. ભૂતલ 'ઘટ સયુકત' ન હોવાથી તેમા ઘટ સયુક્તત્વ નામનો પર્યાય પેદા થયો નથી, જ્યારે શીકું ઘટ સયુક્ત છે, તેથી તેમા ઘટ સયુકતત્વ નામનો પર્યાય પેદા થયો છે. એ પર્યાયને લીધે સબંધી સબધનું કાર્ય કરી શકે છે.

પ્રશ્ન : જૈનમત સયુક્તત્વ પર્યાયને માને છે, જ્યારે નૈયા૦ સયોગગુણ માને છે, તો એ બેમાં ફેર શું છે ?

ઉત્તર : પર્યાયો ઘટ, શીકુ વગેરે દ્રવ્યોમાં સલગ્ન જ હોય છે. પર્યાય (અવસ્થા) વિનાનું દ્રવ્ય હોતુ નથી. વળી એ પર્યાયે પર્યાયે જો જુદા જુદા ગુણ માનવાના હોય તો એ દરેકને રહેવાના જુદા જુદા સબધો માનવા પડે જે ઘણું મોટું ગૌરવ છે, ભ્રાન્તકલ્પનાઓ ઊભી થાય છે

પ્રશ્ન : તો શું પર્યાય માનવામા, એનો સંબધ, પાછો એનો સંબધ... વગેરે કલ્પનાઓનુ ગૌરવ નહિ થાય ?

ઉત્તર : નહિ થાય, કારણ કે પર્યાય દ્રવ્યથી સર્વથા ભિન્ન નથી કે જેથી એને રહેવા માટે નવો સબધ માનવો પડે, કિન્તુ દ્રવ્યથી ભિન્નાભિન્ન છે, તેથી નવા સ્વતત્ર સબધની જરૂર નથી.

પ્રશ્ન : પર્યાયને ભિન્નાભિન્ન શા માટે માનો છો ?

ઉત્તર : એકાન્તે ભિન્ન માનવામા કે એકાન્તે અભિન્ન માનવામાં ઘણા દોષો રહ્યા છે, માટે કથચિત્ (કોઈક અપેક્ષાએ) ભિન્ન અને કથચિત્ અભિન્ન માનીએ છીએ. જેમ કે આંગળી સીધી હોય તો સરળતા એ પર્યાય છે. એ (સરળતા),અગુલી દ્રવ્યથી ભિન્ના- ભિન્ન છે.

પર્યાયને દ્રવ્ય કરતાં કથંચિદ્ ભિન્ન માનવાના કારણો - (એકાન્ત અભિન્ન માનવાના દોષો -)

(૧) દ્રવ્ય અને પર્યાય બન્નેના નામ જુદા જુદા છે. (તે ઘટી શકે નહિ.)

(૨) દ્રવ્ય અને પર્યાય બન્નેના કામ જુદા જુદા છે. (તે ઘટી શકે નહિ.)

(૩) અંગુલી 'સરળ કહેવાય' છે, પણ 'અંગુલી સરળતા' નહિ, માટે વ્યવહારભેદ છે.

(૪) એક દ્રવ્યમા પણ અનેક પર્યાયો રહ્યા હોય છે. માટે સખ્યાભેદ છે.

કથચિદ્ અભિન્ન માનવાના કારણો (એકાન્તભિન્ન માનવાના દોષો) —

(૧) પર્યાય દ્રવ્યથી ક્યાંય પૃથક્ મળતુ નથી. મધુરતા સાકરને છોડીને ક્યાય જોવા મળતી નથી.

(૨) દ્રવ્યનાશ થયે છતે પર્યાય તે જ ક્ષણે નષ્ટ થાય છે

(૩) દ્રવ્ય અને પર્યાયના ભિન્ન સબંધની કલ્પના અંતે જઇને બાધિત બને છે.

પ્રશ્ન : આ રીતે પર્યાયોને દ્રવ્યથી ભિન્ન માનવામા અને અભિન્ન માનવામાં બન્ને રીતે દોષ છે તો ભિન્નાભિન્ન માનવામા તો એ બન્નેના દોષોનો સરવાળો થશે.

ઉત્તર : અમે પર્યાયોને જે ભિન્નાભિન્ન કહીએ છીએ તે ભેદ વિશિષ્ટ અભેદ (ભેદ+અભેદ) એવા અર્થમા નહિ, પણ ભેદાનુવિદ્ધ અભેદ એવા અર્થમા...

પ્રશ્ન : આ બેમા ફરક શુ છે ?

ઉત્તર : સૂંઠ અને ગોળ જુદા જુદા ખાવા અને એની ગોળી ખાવી એ બેમાં જેવો ફરક છે તેવો ફરક પડે છે... એકલો ગોળ કફ કરે છે, એકલી સૂંઠ પિત્ત કરે છે. પણ એ બેની ગોળી બનાવવામાં આવે તો સૂંઠ ગોળના દોષને ખાઇ જાય છે અને

ગોળ સૂંઠના દોષને ખાઇ જાય છે. આમ, બન્નેના દોષો દૂર થઇ જાય છે અને નવો ગુણ પેદા થાય છે. એમ ભેદાનુવિદ્ધ અભેદ (એટલે કે ભેદની સાથે ક્ષીર-નીરની જેમ સંકળાઈ ગયેલો અભેદ) માનવામાં બન્ને પક્ષના દોષો દૂર થઈ નવો ગુણ પ્રગટે છે.

(માટે નૈયાયિકની સંયોગ વગેરેને સર્વથા ભિન્ન પદાર્થ માનવાની કલ્પના અયોગ્ય છે એ જાણવું.)

★ ★ ★

**ધર્મ એ સંબંધ બને** - भूतले घटसयोग. (ઘડાનું ભૂતલમાં શું છે ? સંયોગ)

અહીં સંયોગ એ ભૂતલનો ધર્મ છે. (અને ઘડો તેનો નિરૂપક છે.) ધર્મ જ્યાં રહ્યો હોય તે ધર્મવાન્ બનવાથી 'વત્' પ્રત્યય વપરાય છે.

તેથી પ્રસ્તુતમાં घटसयोगवद् भूतलम्

આ 'સંયોગ' નામનો ધર્મ 'ઘડા'ની અપેક્ષાએ (ઘડાને લીધે) ભૂતલમાં પેદા થયો છે. વળી ઘડો એ રહેનાર છે અને ભૂતલ એ રાખનાર છે. અને સંયોગ એ ઘડાને ભૂતલમાં રહેવાના સબંધનું કામ કરે છે.

આના પરથી જણાય છે કે, રહેનારની અપેક્ષાએ રાખનારમાં જે ધર્મ ઊભો થાય એ ધર્મ રહેનારને રાખનારમાં રહેવાનો સંબંધ બને છે. આના પરથી એ નિશ્ચિત થાય છે કે

જ્યારે જ્યારે 'વત્' વગેરેના પ્રયોગયુક્ત વિશિષ્ટબુદ્ધિ થાય છે ત્યારે ત્યારે સંબંધ શોધવો હોય તો નીચેની રીત પ્રમાણે શોધી શકાય -

[ વત્ પ્રત્યય પૂર્વે જે શબ્દ હોય (એટલે કે વત્ પ્રત્યય જેને લાગ્યો હોય) તે વિશેષણ હોય - રહેનાર હોય. અને પછી જે શબ્દ વપરાયો હોય તે વિશેષ્ય હોય - રાખનાર હોય... ]

પહેલાં પ્રશ્ન એ પૂછવો કે,

(૧) રહેનારની અપેક્ષાએ રાખનાર શું છે ?

આનો જે જવાબ આવે તેને 'તા' કે 'ત્વ' પ્રત્યય લગાડીએ એટલે,

રહેનારની અપેક્ષાએ રાખનારમાં કયો ધર્મ ઊભો થયો ? એ જાણવા મળી જાય. આ ધર્મ જ રહેનારને રાખનારમાં રહેવાનો સબધ બનવાનો છે.

હવે કેટલાક દાખલાઓ વિચારીએ -

★ ન્યાયવાળું પુસ્તક. આમા રહેનાર - ન્યાય રાખનાર - પુસ્તક.

માટે પ્રશ્ન પૂછવાનો કે,

ન્યાય માટે પુસ્તક શું છે ? (ન્યાયની અપેક્ષાએ પુસ્તક શું છે ?)

જવાબ મળશે કે પ્રતિપાદક છે.

માટે, प्रतिपादकता सबधेन न्यायवत्पुस्तकम्

★ પુસ્તકવાળો ન્યાય. આમાં રહેનાર - પુસ્તક, રાખનાર - ન્યાય.

પ્રશ્ન પૂછવાનો કે - પુસ્તક માટે ન્યાય શું છે ? પ્રતિપાદ્ય છે.

માટે, प्रतिपाद्यतासंबंधेन पुस्तकवान्न्याय·

★ धनवांश्चैत्रः રહેનાર - ધન

રાખનાર - એનો માલિક ચૈત્ર.

ધન માટે ચૈત્ર શું છે ? સ્વામી છે.

તેથી स्वामित्वसंबंधेन धनवांश्चैत्रः

★ ચૈત્રવાળું ધન.. રહેનાર - ચૈત્ર, રાખનાર - ધન

ચૈત્ર માટે ધન શું છે? 'સ્વ'

તેથી સ્વત્વસંબંધેન ચૈત્રવદ્ ધનમ્

★ ધનવાળો મુનિમ ધન એ રહેનાર, મુનિમ એ રાખનાર.

ધન માટે મુનિમ શું છે? વ્યવસ્થાપક છે.

તેથી વ્યવસ્થાપકત્વ સબધેન ધનવાળો મુનિમ

★ જ્ઞાનવાળો ઘડો. જ્ઞાન - રહેનાર, ઘડો - રાખનાર

જ્ઞાન માટે ઘડો શુ છે? વિષય છે...

તેથી વિષયતા સંબંધેન જ્ઞાનવાન્ ઘટઃ

★ 'જલવાન્ ઘટ' આ જ્ઞાન થયુ.

હવે જળને જ્ઞાનમા લઇ જવું છે.

એટલે કે એનો સંબધ શોધવો છે.

તો રહેનાર જળ અને રાખનાર જ્ઞાન.

હવે જ્યા રહેનાર અને રાખનાર વચ્ચેનો સબધ લાંબો થવાની સંભાવના હોય છે ત્યા રહેનાર માટે 'સ્વ' શબ્દ (સુગમતા માટે) વપરાય છે.

તેથી અહીં સ્વ = જળ = રહેનાર.

એની અપેક્ષાએ જ્ઞાન શુ છે? તો કે, स्वनिष्ठप्रकारतानिरूपितघटनिष्ठविशेष्यतानु નિરૂપક છે.

તેથી स्वनिष्ठप्रकारतानिरूपितघटनिष्ठविशेष्यतानिरूपकत्वसबधेन जलवज्ज्ञानम् ।

★ ઘટાભાવ, આમા 'ઘટવાળો અભાવ'

આનો સબધ શોધવો છે.

રહેનાર - ઘટ

રાખનાર - અભાવ.

પ્રશ્ન : ઘડાની અપેક્ષાએ અભાવ શુ છે?

ઘડો = સ્વ, એ અભાવનો સબંધી છે.

માટે એ અભાવનો પ્રતિયોગી છે. માટે એનામા પ્રતિયોગિતા છે, અને અભાવ એનો નિરૂપક છે.

[ અભાવની પ્રતિયોગિતા માટે અભાવ એ નિરૂપક. આવા સ્થાનોમા જ્યારે ષષ્ઠી વિભકિત આવે છે ત્યારે નિરૂપક અર્થ જણાય છે. જેમ કે દશરથનો પુત્ર રામ છે.

તેથી દશરથનુ પુત્રત્વ રામમા છે.

તેથી દશરથ એ પુત્રત્વનો નિરૂપક છે, અને પુત્રત્વ એ દશરથથી નિરૂપિત છે. ]

તેથી પ્રસ્તુતમાં, અભાવ એ નિરૂપક છે અને પ્રતિયોગિતા એ નિરૂપિત છે. વળી પ્રતિયોગિતા ઘડામાં રહેલી છે એટલે કે ઘટનિષ્ઠ છે.

તેથી, ઘડો = સ્વ...

સ્વનિષ્ઠ પ્રતિયોગિતાનો અભાવ એ નિરૂપક છે.

તેથી स्वनिष्ठप्रतियोगितानिरूपकत्व सबधेन घटवान् अभाव ।

હવે અભાવવાળો ઘડો., અહીં રહેનાર = અભાવ = સ્વ... રાખનાર = ઘડો.

અભાવ માટે ઘડો શુ છે? તો કે,

સ્વનિરૂપિતપ્રતિયોગિતાવાન્ છે.

તેથી स्वनिरूपितप्रतियोगितावत्त्व सबधेन अभाववान् घट ।

'વત્ત્વ' કે 'તાવત્' (તા અને વત્ એમ બે પ્રત્યયો) જે શબ્દને લાગ્યા હોય તેના અર્થમાં કોઇ ફેર કરતાં નથી, માટે બન્નેને ઊડાડી પણ શકાય.

જેમ કે ઘટત્વવાન્ = ઘટ

ઘટત્વવત્ત્વ = ઘટત્વ.

તેથી પ્રસ્તુતમાં સ્વનિરૂપિત પ્રતિયોગિતા સંબંધેન અભાવવાન્ ઘટ·

★ ★ ★



**અવચ્છેદક :** સામે ઘડો પડેલો છે.

એના અગે કોઇ પ્રશ્ન પૂછે છે કે આ શું છે?

આના જવાબ અનેક આપી શકાય છે.

अय घट· , इद द्रव्य, इय पृथिवी ઈત્યાદિ.

આ બધા જવાબો સાચા પણ છે જ, કારણ કે સામે રહેલી ચીજ જેમ ઘડો છે, તેમ પૃથ્વી પણ છે જ, દ્રવ્ય પણ છે જ.

એક જ પ્રશ્નના આ અનેક જવાબોમા શુ ફેર છે એનો વિચાર કરીએ તો જણાય છે કે :

જ્યારે એને દ્રવ્ય કહીએ છીએ ત્યારે ગુણ વગેરેની બાદબાકી થાય છે.

જ્યારે એને પૃથ્વી કહીએ છીએ ત્યારે જળ વગેરેની બાદબાકી થાય છે.

જ્યારે એને ઘડો કહીએ છીએ ત્યારે પટ વગેરે દ્રવ્યોની બાદબાકી થાય છે.

(ન્યાયમતે વનસ્પતિ પણ પૃથ્વીદ્રવ્ય છે, તેથી પટ વગેરે પૃથ્વી દ્રવ્યરૂપ છે.)

**પ્રશ્ન** : આવી બાદબાકી શાના આધારે થાય છે?

**ઉત્તર :** સામે રહેલી ચીજ એક જ હોવા છતાં તેના જ્ઞાનનો આકાર જુદો જુદો છે. તેથી તેના આધારે આ બાદબાકી થાય છે.

**પ્રશ્ન :** એક જ વિષયના થતાં જ્ઞાનનો આકાર કેમ જુદો જુદો છે?

**ઉત્તર :** સામે રહેલો વિષય એક હોવા છતાં એમા દ્રવ્યત્વ, પૃથ્વીત્વ, ઘટત્વ વગેરે ઘણા ધર્મો રહેલા છે. જ્યારે કોઇ વસ્તુનુ જ્ઞાન થાય છે ત્યારે તે વસ્તુમાં રહેલા અનેક ધર્મોમાથી કોઈ એક વિશિષ્ટ ધર્મને આગળ કરીને એ જ્ઞાન થાય છે અને એ વખતે અન્ય ધર્મો ગૌણ બની જાય છે. (આમાં કયો ધર્મ આગળ થાય અને અન્ય ધર્મો દબાઈ જાય એ જ્ઞાતા કે વકતાની જેવી અપેક્ષા હોય એ પ્રમાણે નિશ્ચિત થાય છે. જેમ કે, રામમા પુત્રત્વ, પતિત્વ, પિતૃત્વ વગેરે ઘણા ધર્મો છે. પણ એમાંથી દશરથને મુખ્યતયા એનો પુત્રત્વ ધર્મ ઉપયોગી છે. (કારણ કે રામ, દશરથને મુખ્યતયા પુત્ર તરીકે ઉપયોગી છે) તેથી દશરથ રામના પુત્રત્વ ધર્મને આગળ કરે છે. માટે એનું 'પુત્ર' તરીકે જ્ઞાન કરે છે. એમ લવ-કુશને પિતૃત્વ ધર્મ અને સીતાને પતિત્વ ધર્મ ઉપયોગી હોઈ તે તે ધર્મ આગળ થશે.)

પ્રસ્તુતમાં, જ્યારે 'દ્રવ્યત્વ' ધર્મ આગળ થશે ત્યારે 'इद द्रव्यम्' એવુ જ્ઞાન થશે, જ્યારે 'પૃથ્વીત્વ' ધર્મ આગળ થશે ત્યારે 'इय पृथिवी' જ્ઞાન થશે. જ્યારે 'ઘટત્વ' ધર્મ આગળ થશે ત્યારે 'अय घट' જ્ઞાન થશે. આમા 'घटत्व' ધર્મને આગળ કરીને એટલે ઘટત્વ ધર્મને લક્ષમાં લઇને...

આમ, તે તે જ્ઞાનોનો વિષય એક હોવા છતા, લક્ષમાં લેવાતો-આગળ કરાતો ધર્મ જુદો જુદો હોવાથી જ્ઞાન જુદા જુદા આકારવાળું થાય છે.

અર્થાત્ ઘડો તે તે જ્ઞાનનો વિષય બને છે, પણ ક્યારેક ઘટત્વં પુરસ્કૃત્ય, ક્યારેક પૃથિવીત્વ પુરસ્કૃત્ય, ક્યારેક દ્રવ્યત્વ પુરસ્કૃત્ય એ તે તે જ્ઞાનોનો વિષય બને છે.

પ્રશ્ન : ધર્મો ભલે જુદા જુદા અનેક છે. પણ જ્ઞાનને વિષય સાથે સંબંધ છે. અને વિષય તો બધામાં એક જ છે. તો જ્ઞાન કેમ જુદા જુદા થાય છે?

ઉત્તર : તે તે ધર્મોથી પુરસ્કૃત થતો વિષય એક જ હોવા છતાં પુરસ્કર્તા ધર્મો જુદા જુદા હોવાથી ઘડામાં વિષયતા જુદી જુદી આવી છે. એટલે કે,

ઘડો જ્યારે ઘટત્વ ધર્મને આગળ કરીને વિષય બન્યો ત્યારે વિષયતા ઘટત્વ ધર્મને આગળ કરીને આવી, જ્યારે પૃથ્વીત્વ ધર્મને આગળ કરીને વિષય બન્યો ત્યારે તેનામાં વિષયતા પૃથ્વીત્વ ધર્મને આગળ કરીને આવી.

આ દરેક જ્ઞાનોનો વિષય ઘડો છે, તેથી તે તે દરેક જ્ઞાનોથી નિરૂપિત વિષયતા ઘડામાં જ આવે છે. તેમ છતાં, તેમાં આવતી

घटत्व पुरस्कृत्य विषयता જુદી,

पृथिवीत्व पुरस्कृत्य विषयता જુદી,

द्रव्यत्व पुरस्कृत्य विषयता જુદી.

આ વિષયતા જુદી જુદી હોવાથી તેના નિરૂપક જ્ઞાનોના આકાર પણ જુદા જુદા પડે છે.

હવે ઘટત્વને આગળ કરીને જે વિષયતા આવે છે, તે દુનિયાભરના દરેક ઘડામાં રહી શકે છે, કેમ કે દરેક ઘડામાં ઘટત્વ ધર્મ રહ્યો છે. એટલે કે જે કોઈ ચીજ 'ઘડો' છે તે દરેક ચીજમાં 'ઘટત્વ' ધર્મ રહ્યો હોઈ તે ધર્મને આગળ કરીને થતું એવું 'अयघट' જ્ઞાન થઈ શકે છે.

માટે દુનિયાભરના દરેક ઘડા 'अय घट' જ્ઞાનના વિષય બની શકે અને એ દરેક ઘડામાં ઘટત્વ ધર્મને આગળ કરીને આ જ્ઞાનની વિષયતા આવી હોય છે.

પણ, દુનિયામાં રહેલી પટ વગેરે જે અન્ય ચીજો છે તેમાં 'ઘટત્વ' ધર્મ નથી. માટે તે ચીજોમાં ઘટત્વ ધર્મ આગળ થઈ શકતો નથી. એટલે કે એ ચીજો ઘટત્વ ધર્મને આગળ કરીને કોઈપણ જ્ઞાનનો વિષય બની શકતી નથી. એટલે કે એ ચીજોને ઉદ્દેશીને અયઘટઃ એવું જ્ઞાન થઈ શકતું નથી. એટલે કે એ ચીજોમાં 'अयघट' જ્ઞાનની વિષયતા આવતી નથી.

આના પરથી એ જણાય છે કે 'અયં ઘટઃ' એવું જ્ઞાન કે જે ઘટત્વ ધર્મને આગળ કરીને કરવામાં આવે છે તેની વિષયતા ઘટત્વથી નિયત્રિત છે, અને ઘટત્વ તેનો નિયત્રક છે.

એટલે કે 'ઘટત્વ' જાણે કે વિષયતાને કહી રહ્યો છે કે, હું જ્યાં જ્યાં જઈશ ત્યાં ત્યાં તું જઈ શકશે, અન્યત્ર નહિ. આમ ઘટત્વ એ વિષયતાનો નિયંત્રક છે.

અથવા, ઘટત્વ એ વિષયતાનો વ્યવચ્છેદ કરનાર છે. એટલે કે એ વ્યવચ્છેદક (અવચ્છેદક) છે અને વિષયતા એનાથી વ્યવચ્છિન્ન (અવચ્છિન્ન = નિયંત્રિત) છે.

એટલે કે ઘટત્વાવચ્છિન્ન વિષયતા કહેવાય અને ઘટત્વ એ વિષયતાનો અવચ્છેદક કહેવાય.

'इद द्रव्य' એવા જ્ઞાનની વિષયતા ઘડામા, જળમાં, વાયુમા...

'इय पृथिवी' એવા જ્ઞાનની વિષયતા ઘટમાં, પટમા,...

'अय घट.' એવા જ્ઞાનની વિષયતા ઘડામાં...

घटत्वावच्छिन्नविषयताक ज्ञान 'घट' इत्याकारकम्

पृथिवीत्वावच्छिन्नविषयताक ज्ञान 'पृथिवी' इत्याकारकम्

द्रव्यत्वावच्छिन्नविषयताक ज्ञान 'द्रव्यम्' इत्याकारकम्

'घट' જ્ઞાનની વિષયતા માત્ર ઘડાઓમા જ છે, કારણ કે એ ઘટત્વથી નિયંત્રિત છે... જ્યાં, ઘટત્વ જાય ત્યાં વિષયતા જાય છે. જ્યા ઘટત્વ નહિ ત્યાં 'घट.' જ્ઞાનની વિષયતા પણ નહિ.

તેથી ઘટત્વ એ વિષયતાનો નિયામક છે. અવચ્છેદક છે.

પ્રશ્ન : જેમ જ્યાં જ્યાં ઘટત્વ છે ત્યાં ત્યાં જ 'ઘટઃ' જ્ઞાનની વિષયતા છે, માટે ઘટત્વ એ વિષયતાનો અવચ્છેદક છે. તો તેમ, જ્યાં જ્યાં 'ઘટઃ' જ્ઞાનની વિષયતા છે ત્યાં ત્યાં જ ઘટત્વ છે, માટે એ વિષયતા પણ શા માટે ઘટત્વનો અવચ્છેદક ન બને?

ઉત્તર : અવચ્છેદક તે જ બને જે સિદ્ધ ધર્મ હોય. એટલે કે તે ધર્મને સિદ્ધ ન કરવો પડે. એ તો, તેના ધર્મીમાં રહેલો જ હોય. આ સિદ્ધ ધર્મને આગળ કરીને 'વિષયતા' વગેરે રૂપ નવો ધર્મ આવે છે, 'વિષયતા' વગેરેને આગળ કરીને 'ઘટત્વ' ધર્મ નહિ.

દા.ત. 'ઘટઃ' જ્ઞાન થયું... તો ઘટત્વ ધર્મને આગળ કરીને ઘડો વિષય બન્યો. માટે ઘટત્વ ધર્મને આગળ કરીને એનામાં વિષયતા આવી, 'ઘટત્વ' તો, જ્યારે ઘડો જ્ઞાનનો વિષય નહોતો બન્યો ત્યારે પણ હતું જ.

સિદ્ધ ધર્મને આગળ કરીને તે તે ચીજો તે તે રૂપ (વિષયરૂપ, કારણરૂપ, આધારરૂપ વગેરે) બને છે (= તે તે રૂપે કાર્ય કરે છે.) અને તે તે ચીજો જ્યારે વિષય-કારણ વગેરે રૂપે બને છે ત્યારે તે તેમાં વિષયતા-કારણતા વગેરે નવા ધર્મો ઊભા થાય છે. આ નવો ધર્મ સિદ્ધ ધર્મને આગળ કરીને આવેલો હોય છે. માટે સિદ્ધ ધર્મ એ જ નવા ધર્મનો અવચ્છેદક બને છે, પણ નવો ધર્મ એ સિદ્ધ ધર્મનો અવચ્છેદક બનતો નથી.

ટૂંકમાં - જે જૂના ધર્મને આગળ કરીને નવો ધર્મ આવે છે તે જૂનો ધર્મ નવા ધર્મનો અવચ્છેદક બને છે. અને નવો ધર્મ તેનાથી અવચ્છિન્ન બને છે.

તેથી નવો ધર્મ વિષયતા એ અવચ્છિન્ન જ બને છે પણ અવચ્છેદક બનતી નથી.

ઘટત્વ એ વિષયતાનો અવચ્છેદક (વ્યવછેદક = બાદબાકી કરનાર) છે, એટલે કે એ ઘટત્વશૂન્ય ચીજોમાંથી વિષયતાની બાદબાકી કરે છે.

ઘડો 'ઘટઃ' એવા જ્ઞાનનો ઘટત્વેન વિષય બન્યો એમ કહેવાય. તૃતીયાનો અર્થ અવચ્છિન્ન...

ઘટત્વેન વિષય એટલે ઘટત્વાવચ્છિન્ન વિષય.

એટલે કે ઘડામા ઘટત્વાવચ્છિન્ન વિષયતા છે.

જેમ કે કોઈ માણસ અમુક સભામાં પ્રમુખ છે. કોર્ટમાં જજ છે, ઘરમા પતિ છે.

તો એ સભામા પ્રમુખ તરીકે (પ્રમુખ રૂપે) કામ કરશે, કોર્ટમાં ન્યાયાધીશરૂપે અને ઘરમાં પતિ તરીકે.

આને ન્યાયની ભાષામાં એમ કહેવાય કે, સભામા એ પ્રમુખત્વેન, કોર્ટમા ન્યાયાધીશત્વેન અને ઘરમાં પતિત્વેન કામ કરશે. એટલે કે ત્રણે ઠેકાણે એ વક્તા બનતો હોય તો તેનામાં જે વક્તૃત્વ આવે છે. તે અનુક્રમે પ્રમુખત્વાવચ્છિન્ન, ન્યાયાધીશત્વાવચ્છિન્ન અને પતિત્વાવચ્છિન્ન આવે છે

કોઈપણ વસ્તુ ભિન્ન ભિન્ન રૂપે ઓળખાય છે કે ભિન્ન ભિન્ન રૂપે કામ કરે છે. આ ભિન્ન ભિન્ન રૂપે એટલે જ તે તે ભિન્નરૂપને આગળ કરીને... માટે તેનું આ ભિન્ન ભિન્નરૂપ તે તે વખતે અવચ્છેદક બને છે.

પ્રશ્ન : આ અવચ્છેદક કોનો બને?

ઉત્તર : તે તે ભિન્ન રૂપને આગળ કરીને એનામાં જે નવો ધર્મ આવ્યો હોય તેનો.

જેમ કે 'જલવાન્ ઘટ' જ્ઞાનમાં ઘડો, ઘટત્વ ધર્મને આગળ કરીને વિશેષ્ય બન્યો છે. તો ઘટત્વ એ વિશેષ્યતાનો અવચ્છેદક બનશે.

પણ ઘટવદ્ ભૂતલમ્ જ્ઞાનમાં ઘડો, ઘટત્વધર્મને આગળ કરીને પ્રકાર બન્યો છે. તો ઘટત્વ એ પ્રકારતાનો અવચ્છેદક બનશે.

એક સ્થળે પાણી ભરેલો ઘડો છે. તેને જોઈને જુદી જુદી વ્યકિતઓ નીચે મુજબ જુદુ જુદુ જ્ઞાન કરે છે તો એ મુજબ અવચ્છેદક જાણવા..

(૧) જલવાન્ ઘટ . જલત્વાવચ્છિન્ન પ્રકારતા, ઘટત્વાવચ્છિન્ન વિશેષ્યતા।

(૨) જલવતી પૃથિવી જલત્વાવચ્છિન્ન પ્રકારતા, પૃથિવીત્વાવચ્છિન્ન વિશેષ્યતા।

(૩) जलवद् द्रव्यम्. जलत्वावच्छिन्न प्रकारता, द्रव्यत्वावच्छिन्न विशेष्यता ।

(૪) द्रव्यवान् घट · द्रव्यत्वावच्छिन्न प्रकारता, घटत्वावच्छिन्न विशेष्यता ।

(૫) द्रव्यवती पृथिवी : द्रव्यत्वावच्छिन्न प्रकारता, पृथिवीत्वावच्छिन्न विशेष्यता ।

(૬) द्रव्यवद् द्रव्य : द्रव्यत्वाच्छिन्न प्रकारता, द्रव्यत्वावच्छिन्न विशेष्यता ईत्यादि...

એક વ્યકિત તૃણ (તણખલાં)થી ફૂત્કાર દ્વારા અગ્નિ પેદા કરે છે.

બીજો માણસ અરણિકાષ્ઠનું નિર્મન્થન કરીને (અથવા દિવાસળીને મેચ બોક્સની યોગ્ય સપાટી પર ઘસીને અગ્નિ પેદા કરે છે.)

વળી ત્રીજો આદમી મણિ (સૂર્યકાન્તમણિ) પર સૂર્યકિરણો પાડી અગ્નિ પેદા કરે છે. (કોન્વેક્ષલેન્સ- બિલોરી કાચમાથી સૂર્યકિરણો પસાર કરી રૂના ઢગલા પર કેન્દ્રિત કરી અગ્નિ પેદા કરે છે.)

આ ત્રણેમાં અગ્નિ કાર્ય રૂપે છે. પ્રશ્ન એ છે કે આમાં કાર્યતા અવચ્છેદક કોણ ? ને કારણતાવચ્છેદક કોણ ?

ઉત્તર : સામાન્યથી તો 'અગ્નિ' પેદા થાય છે માટે અગ્નિત્વને કાર્યતાવચ્છેદક કહી શકાય. પણ સર્વત્ર આ રીતે બેધડક કહી શકાતુ નથી. કારણ કે કાર્યતા અને કારણતા પરસ્પર સાપેક્ષ પદાર્થો હોવાથી કાર્યતાનિરૂપિત કારણતા બને છે. એટલે, અગ્નિત્વ જો કાર્યતાવચ્છેદક હોય, તો અગ્નિત્વાવચ્છિન્નકાર્યતા નિરૂપિત જે કારણતા આવશે તેનો અવચ્છેદક ધર્મ કોણ બને એ વિચારવું પડે. જો એમ કહીએ કે તૃણત્વ એ કારણતાવચ્છેદક છે, તો એનો અર્થ એ થાય કે જ્યાં તૃણત્વ હોય ત્યાં જ અગ્નિની કારણતા હોય, જ્યાં તૃણત્વ ન હોય ત્યાં અગ્નિની કારણતા પણ ન હોય. પણ તૃણત્વધર્મશૂન્ય એવા અરણિ-મણિમાં પણ એ કારણતા રહી તો છે જ. આ જ રીતે અરણિત્વને જો કારણતાવચ્છેદક કહીએ તો તૃણ-મણિમાં રહેલી કારણતા અને મણિત્વને જો કારણતાવચ્છેદક કહીએ તો તૃણ-મણિમાં રહેલી કારણતા અસંગત બની જાય છે. તો હવે કારણતાનો અવચ્છેદક શી રીતે શોધવો ? આ રીતે अन्यूनातिरिक्तवृत्तिधर्मोऽवच्छेदकः ।

જે ધર્મનો અવચ્છેદક શોધવાનો હોય તેના કરતાં અલ્પદેશમાં કે અધિક દેશમાં ન રહેલો હોય એવો ધર્મ અવચ્છેદક બને છે.

દા.ત. કારણતાનો અવચ્છેદક શોધવો છે. કારણતા જ્યાં જ્યાં (જેટલા ઠેકાણે) રહી હોય તેમાંના અમુક સ્થાનોમા ન રહેલો હોય તેવો ધર્મ કારણતાથી ન્યૂનવૃત્તિ ધર્મ કહેવાય.

કારણતા ન રહી હોય તેવા પણ કોઈ સ્થાનમા જે ધર્મ રહ્યો હોય તે ધર્મ અતિરિક્તવૃત્તિ ધર્મ કહેવાય.

જે ધર્મ આવો ન્યૂનવૃત્તિ કે અતિરિક્તવૃત્તિ ન હોય તે ધર્મ કારણતાને અન્યૂનાતિરિક્તવૃત્તિ ધર્મ કહેવાય. અને એ ધર્મ કારણતાનો અવચ્છેદક બને.

એટલે કે જ્યાં જ્યા તે ધર્મ ત્યા ત્યા કારણતા અને

જ્યા જ્યા કારણતા ત્યા ત્યાં તે ધર્મ... આ રીતે સમવ્યાપ્ય વ્યાપક ભાવ મળતો હોય તેવો ધર્મ અવચ્છેદક બને.

દંડમાં ઘટની જે કારણતા છે તેના માટે દંડત્વ આવો ધર્મ છે.

જ્યાં જ્યાં દડત્વ છે ત્યાં ત્યાં ઘટકારણતા છે,

જ્યાં જ્યાં ઘટકારણતા છે ત્યાં ત્યાં દડત્વ છે.

માટે, દડત્વ ઘટકારણતાનો અન્યૂનાતિરિક્તવૃત્તિ ધર્મ હોઈ અવચ્છેદક છે અને ઘટકારણતા દંડત્વાવચ્છિન્ન છે.

હવે, પ્રસ્તુતમાં, અગ્નિની જે કારણતા તૃણમા છે તેનો વિચાર કરીએ. જ્યાં જ્યાં તૃણત્વ છે ત્યાં ત્યાં અગ્નિની કારણતા છે. તેથી તૃણત્વ એ કારણતાને અતિરિક્તવૃત્તિ નથી. પણ જ્યાં જ્યાં અગ્નિની કારણતા છે, ત્યા ત્યાં તૃણત્વ નથી, કારણ કે અગ્નિની કારણતા તો અરણિ-મણિમા પણ છે. જ્યાં તૃણત્વ નથી. તેથી તૃણત્વ એ કારણતાને ન્યૂનવૃત્તિ ધર્મ છે. માટે એ કારણતાનો અવચ્છેદક નથી.

એમ અરણિત્વ કે મણિત્વ પણ, જ્યા કારણતા રહી છે તેવા તૃણ વગેરેમાં રહ્યા ન હોવાથી ન્યૂનવૃત્તિ ધર્મો છે, ને તેથી અવચ્છેદક બની શકે નહીં.

તો હવે અવચ્છેદક કોણ ? એવો ધર્મ શોધવો જોઈએ કે જે, અગ્નિની કારણતા ધરાવનાર આ તૃણ, અરણિ અને મણિ ત્રણેમા રહ્યો હોય (તો જ એ કારણતાને ન્યૂનવૃત્તિ બનતો અટકે.)

આ ત્રણેમાં દ્રવ્યત્વ ધર્મ રહ્યો હોવાથી એ ન્યૂનવૃત્તિ નથી.

પણ દ્રવ્યત્વ તો જળ વગેરેમાં પણ છે જ્યાં અગ્નિની કારણતા નથી, એટલે કે દ્રવ્યત્વ અધિકવૃત્તિ ધર્મ છે. તેથી એ પણ અવચ્છેદક નહીં બને.

તો પ્રશ્ન ઊભો જ રહ્યો છે કે અગ્નિની કારણતાનો અવચ્છેદક કોણ ? એવો ધર્મ શોધવો જોઈએ જે તૃણ-અરણિ અને મણિ એ ત્રણેમાં રહ્યો હોય ને એ ત્રણ સિવાય અન્યત્ર (જળાદિમાં) ક્યાંય ન રહ્યો હોય. આવો કોઈ ધર્મ મળી શકતો નથી. કેમ કે તૃણત્વ-અરણિત્વ વગેરે ધર્મો અરણિ-મણિ વગેરેમાં રહ્યા નથી. જ્યારે દ્રવ્યત્વ વગેરે ધર્મો જળાદિમાં પણ રહ્યા છે. એટલે કે કારણતાને અન્યૂનાતિરિક્ત વૃત્તિ ધર્મ તરીકે કોઈ ધર્મ મળતો નથી. માટે કોઈ ધર્મ અગ્નિની કારણતાનો અવચ્છેદક બની શકતો નથી.

પણ કોઈ ને કોઈ ધર્મ કારણતાનો અવચ્છેદક હોવો તો જોઈએ જ. (તો જ કારણતાનું નિયંત્રણ થાય.. નહીંતર તો જળ વગેરે કોઈપણ ચીજ અગ્નિનું કારણ બની જવાની આપત્તિ આવે.) આ માટે નૈયાયિકોએ આવી વ્યવસ્થા કરી છે કે અગ્નિ એ જે આ બધામાં કાર્યરૂપે છે તે દરેકમાં, અગ્નિત્વ ધર્મને આગળ કરીને એ કાર્ય નથી. (એટલે કે અગ્નિત્વ ધર્મ એ કાર્યતાનો અવચ્છેદક નથી.) પણ તૃણ, અરણિ અને મણિથી પેદા થતા અગ્નિઓમાં રહેલી ત્રણ જુદી જુદી વિલક્ષણ જાતિઓ (વૈજાત્ય)ને આગળ કરીને એ કાર્ય છે. એટલે કે તૃણથી પેદા થતો અગ્નિ, મણિથી પેદા થતો અગ્નિ અને અરણિથી પેદા થતો અગ્નિ આ ત્રણે અગ્નિ, અગ્નિ રૂપે સમાન હોવા છતાં, અમુક ધર્મોની અપેક્ષાએ વિલક્ષણ-વિલક્ષણ છે. એટલે કે તૃણજન્યઅગ્નિમાં अ નામની જાતિ છે. અરણિજન્ય અગ્નિમા व નામની વિલક્ષણ જાતિ છે અને મણિજન્ય અગ્નિમાં क નામની વિલક્ષણ જાતિ છે. આ જાતિ તે તે અગ્નિમાં રહેલ કાર્યતાની અવચ્છેદક છે, અગ્નિત્વ નહિ. અને તેથી કારણતાના અવચ્છેદક તરીકે તૃણત્વ, અરણિત્વ, મણિત્વ ધર્મો આવી શકશે.

अ જાતિવાળા અગ્નિની કારણતા તૃણમાત્રમાં છે, અને તૃણ સિવાય અરણિ-મણિ વગેરેમાં નથી. માટે તૃણત્વ એ, એ કાર્યની કારણતાનો અવચ્છેદક બની શકે છે.

એમ व જાતિવાળા અગ્નિની કારણતા અરણિમાત્રમાં છે, અને અરણિ સિવાય તૃણ-મણિ વગેરેમાં નથી. માટે અરણિત્વ એ, व જાતિવાળા અગ્નિ સ્વરૂપ કાર્યની કારણતાનો અવચ્છેદક બની શકે છે. એમ મણિત્વ, क જાતિવાળા અગ્નિની કારણતાનો અવચ્છેદક બની શકશે.

એટલે કે ૩ સ્વતંત્ર કાર્ય-કારણભાવો નીચે મુજબ થશે.

તૃણત્વાવચ્છિન્ન કારણતા નિરૂપિત अ જાત્યવચ્છિન્નકાર્યતા

અરણિત્વાવચ્છિન્ન કારણતા નિરૂપિત व જાત્યવચ્છિન્નકાર્યતા

મણિત્વાવચ્છિન્નકારણતા નિરૂપિત क જાત્યવચ્છિન્નકાર્યતા.

આમ, જ્યાં એક પ્રકારના કાર્યના જુદાં જુદાં સ્થળે કે જુદા જુદા કાળે બનતા જુદાં જુદાં કારણોને સાંકળી લેનાર કોઈ એક કારણતાવચ્છેદક ધર્મ મળતો ન હોય તો કાર્યમાં યથાસંભવ બે-ત્રણ વગેરે વૈજાત્યો માની લઈ (કાર્યોના ૨/૩ વગેરે વિલક્ષણ ભેદો માની લઈ) એટલા જુદા જુદા કાર્યકારણભાવ માનવા એને તૃણારણિમણિન્યાય કહે છે.

(નૈયાયિકે શક્તિ નામનો પદાર્થ માનવો નથી. માટે આવા અનેક કાર્ય કારણ ભાવ માનવાનું ગૌરવ વહોરી લેવું પડે છે. તેમજ અગ્નિત્વરૂપે સમાન એવા આ કાર્યોનો એક કારણતાવચ્છેદક ન માનવાની આપત્તિ વહોરવી પડે છે. અગ્નિરૂપે બધા અગ્નિ પેદા થાય છે. માટે અગ્નિત્વાવચ્છિન્ન કાર્યતા તો છે જ. તો નૈયાયિકના મત પ્રમાણે તે કાર્યતા નિરૂપિત કારણતાનો કોઈ અવચ્છેદક હોવો જ જોઈએ પણ એ મળતો નથી, માટે તેઓ કાર્યતાને પણ અગ્નિત્વાવચ્છિન્ન માનતા નથી.

આની સામે જૈનો એમ કહે છે કે તૃણ, અરણિ, મણિમાં વહ્નિજનક શક્તિ નામનો એક સમાન ધર્મ રહ્યો છે અને એ વહ્નિત્વાવચ્છિન્નકાર્યતા નિરૂપિત કારણતાનો અવચ્છેદક છે. માટે અનેક કાર્ય કારણભાવ માનવા પડતા નથી કે

(ઉપરોક્ત દોષ પણ આવતો નથી.)

હવે પ્રસ્તુતમાં અવચ્છેદકની વિચારણા આગળ ચલાવીએ.

અગ્નિથી ધૂમ પેદા થાય છે.

તેથી अग्नित्वावच्छिन्न कारणता निरूपित धूमत्वावच्छिन्न कार्यता

કારણ કે અગ્નિ એ અગ્નિરૂપે કારણ છે અને ધૂમ એ ધૂમરૂપે કાર્ય છે, પણ દ્રવ્યત્વાદિરૂપે નહિ.

એક ઠેકાણે ભૂતલ પર કાંઈ પડ્યું નથી. (આવી ભૂતલને નૈયાયિકો મુંડભૂતલ કહે છે.) આનો બોધ, કોઈ ઘટાભાવરૂપે અને કોઈ દ્રવ્યાભાવ રૂપે કરે છે. ઘડો આ બન્ને અભાવનો પ્રતિયોગી છે. ( આ બે અભાવ જુદા એટલા માટે છે કે જ્યા પટ પડયો છે ત્યા પણ ઘટાભાવ છે, પણ દ્રવ્યાભાવ નથી.) માટે ઘડામાં બન્ને અભાવોની પ્રતિયોગિતા છે. પણ પ્રથમ અભાવમાં ઘડો, એ ઘડારૂપે પ્રતિયોગી છે. જ્યારે બીજા અભાવમાં ઘડો એ દ્રવ્યરૂપે પ્રતિયોગી છે.

એટલે કે એ, પ્રથમ અભાવનો ઘટત્વ ધર્મને આગળ કરીને પ્રતિયોગી છે.

અને બીજા અભાવનો દ્રવ્યત્વ ધર્મને આગળ કરીને પ્રતિયોગી છે.

માટે ઘડામા રહેલી પ્રથમ અભાવની પ્રતિયોગિતા ઘટત્વાવચ્છિન્ન છે.

અને દ્વિતીય અભાવની પ્રતિયોગિતા દ્રવ્યત્વાવચ્છિન્ન છે.

સામે રહેલ વ્યક્તિમાં સાધુતા છે, પણ એ, એણે સાધુવેશ પહેર્યો છે માટે નહિ, કિંતુ પાંચ મહાવ્રતો ધાર્યા છે માટે.

તેથી સાધુતાનો અવચ્છેદક સાધુવેશધારિત્વ નથી પણ, પચમહાવ્રતધારિત્વ છે.

આ રીતે સર્વત્ર જાણવુ.

**પ્રશ્ન :** ઘટાભાવમાં ઘટત્વને જે અવચ્છેદક કહો છો તે પ્રતિયોગિતાનો જ કેમ કહો છો, પ્રતિયોગીનો કેમ નહીં ?

**ઉત્તર :** અવચ્છેદક જ્યા જ્યા જાય ત્યાં ત્યા તેની પાછળ જે જાય તે તેનાથી નિયત્રિત = અવિચ્છન્ન હોય છે, અને અવચ્છેદક તેનો અવચ્છેદક (= નિયંત્રક) હોય છે. ઘટત્વ જ્યા જ્યાં(જુદા જુદા ઘડામાં) છે ત્યા ત્યાં પ્રતિયોગિતા જાય છે, પ્રતિયોગી (ઘડો) નહિ. માટે ઘટત્વ એ પ્રતિયોગિતાનો અવચ્છેદક છે

આ રીતે નવા આવેલા ધર્મના અવચ્છેદક ધર્મની વિચારણા કરી. પણ આવો અવચ્છેદક ધર્મ એકલો, નવા આવેલા ધર્મને નિયત્રિત કરી શકતો નથી.

જેમકે, ઘટાભાવ અને પટાભાવ જુદા છે, તો તે બેની પ્રતિયોગિતાઓ પણ ઘટત્વ અને પટત્વ રૂપ જુદા જુદા અવચ્છેદકોથી નિયત્રિત હોઈ જુદી જુદી છે.

એટલે કે ઘટાભાવની ઘડામાં રહેલી પ્રતિયોગિતા ઘટત્વાવચ્છિન્ન છે જ્યારે પટાભાવની પટમાં રહેલી પ્રતિયોગિતા પટત્વાવચ્છિન્ન છે. એમ ઘડામાં જ રહેલી એવી પણ ઘટાભાવીય અને દ્રવ્યાભાવીય પ્રતિયોગિતા અનુક્રમે ઘટત્વાવચ્છિન્ન અને દ્રવ્યત્વાવચ્છિન્ન હોઈ જુદી જુદી છે.

પણ હવે, એ વિચારણા કરીએ કે,

ભૂતલ પર ઘડો રહ્યો છે, પટ પર ઘડો રહ્યો નથી.

ભૂતલ પર ઘડો સંયોગથી રહ્યો છે, સમવાયથી રહ્યો નથી.

સમવાયથી કપાલમાં રહ્યો છે.

એટલે ખબર પડે છે કે સંયોગસંબધથી ઘડાનો જે અભાવ હોય અને સમવાયસંબધથી ઘડાનો જે અભાવ હોય તે બે અભાવો જુદા છે. એ અભાવો જુદા જુદા છે. તેથી તે અભાવથી નિરૂપિત પ્રતિયોગિતા પણ જુદી જુદી છે.

ઘડામાં રહેલી આ બન્ને પ્રતિયોગિતાઓનો અવચ્છેદક ધર્મ ઘટત્વ છે. એટલે કે બન્ને પ્રતિયોગિતાઓ ઘટત્વાવચ્છિન્ન છે. તો હવે તે બેનો ભેદ પાડનાર કોણ ? આ ભેદ શાના આધારે પરે છે ?

આ માટે પ્રતિયોગિતા વગેરે નવા ધર્મોનો જેમ અવચ્છેદક ધર્મ મનાય છે. તેમ અવચ્છેદક સંબધ પણ માનવામા આવે છે.

કયો સંબંધ પ્રતિયોગિતાવચ્છેદક બને ?

**ઉત્તર :** પ્રતિયોગીને રહેવાનો સંબંધ પ્રતિયોગિતાવચ્છેદક બને છે. એટલે કે, પ્રતિયોગી રહ્યો તો નથી., પણ જે સંબંધથી પ્રતિયોગી તે આધિકરણમાં રહી જાય તો અભાવ ત્યાં ન રહે તે સંબંધ પ્રતિયોગિતાવચ્છેદક સંબંધ કહેવાય છે.

('જે સબંધથી પ્રતિયોગી નથી રહ્યો' એ બિનાનો અભાવથી ઉલ્લેખ કરવામાં આવે છે તે સંબંધ પ્રતિયોગિતાવચ્છેદક સંબંધ છે.)

અવચ્છેદક માટે દરેક બાબતમાં આવું જાણવું, એટલે કે

પ્રકારને રહેવાનો સંબંધ એ પ્રકારતાવચ્છેદક સંબંધ.

કારણને રહેવાનો સંબંધ એ કારણતાવચ્છેદક સંબંધ.

પ્રસ્તુતમાં, ઘડો જો સમવાયસંબંધથી ભૂતલ પર રહ્યો હોય તો અધિકૃત અભાવ રહેત નહિ. માટે પ્રસ્તુતમાં સમવાયસંબંધ એ પ્રતિયોગિતાવચ્છેદક થયો.

એટલે કે સયોગથી ઘડાવાળી ભૂતલમાં પણ જે ઘટાભાવ રહ્યો છે તેની પ્રતિયોગિતા, સમવાયસંબંધાવાચ્છિન્ન-ઘટત્વાવચ્છિન્ન થઈ.

એટલે કે એ અભાવ,

समवायसवधावच्छिन्नघटत्वावच्छिन्नप्रतियोगिताक છે.

**યાદ રાખો :**

પ્રકારને રહેવાનો સંબધ એ પ્રકારતાવચ્છેદક સંબંધ

પ્રકારમાં રહેલો ધર્મ એ પ્રકારતાવચ્છેદક ધર્મ.

ક્યારેક અવચ્છેદક : અવચ્છેદેન શબ્દ વ્યાપક અર્થમાં પણ આવે છે. જેમ કે સાધુત્વાવચ્છેદેન રજોહરણવત્ત્વ હોય છે. આનો અર્થ એવો થાય છે કે, જ્યા જ્યા સાધુત્વ હોય ત્યાં ત્યાં રજોહરણવત્ત્વ હોય, એટલે કે રજોહરણ સાધુત્વને વ્યાપક છે.

જ્યાં જ્યાં સાધુતા ત્યાં ત્યાં રજોહરણ હોય છે, એટલે સાધુત્વાવચ્છેદેન (અવચ્છેદકાવચ્છેદેન) રજોહરણ (રજો-હરણવત્ત્વ કહેવાય.) પણ જ્યાં જ્યાં સાધુતા ત્યાં ત્યાં તપસ્વીપણું હોય જ એવો નિયમ નથી. એટલે કે તપસ્વીપણુ એ સાધુત્વનું વ્યાપક નથી.

એટલે સાધુત્વાવચ્છેદેન તપસ્વિત્વ કહી શકાતુ નથી. તેમ છતા ક્યાંક તો સાધુત્વ છે ત્યાં તપસ્વિત્વ છે પણ ખરુ. આમ કેટલેક ઠેકાણે બન્ને સાથે રહ્યા હોય અને ક્યાંક માત્ર પ્રથમ ચીજ રહી હોય, બીજી નહિ. આવો ભાવ જણાવવો હોય તો 'सामानाधिकरण्येन' શબ્દ વપરાય છે.

એટલે કે, સાધુત્વસામાનાધિકરણ્યેન તપસ્વિત્વ કહેવાય.

(૧) पर्वतो वह्निमान्, धूमात् આવા અનુમાનમાં, પર્વત એ પક્ષ છે.

તેથી, પર્વતમાં પક્ષતા છે. પર્વતત્વ એ પક્ષતાવચ્છેદક છે.

(૨) शब्दः अनित्य , कृतकत्वात् શબ્દ એ પક્ષ છે. શબ્દત્વ એ પક્ષતાવચ્છેદક છે.

પ્રથમ અનુમાનમા, જ્યા જ્યાં પર્વતત્વ ત્યા ત્યા વહ્નિની સિદ્ધિ કરવી અભિપ્રેત નથી, કેમકે એ શક્ય નથી. પણ સામે રહેલા પર્વત પર જ તે સિદ્ધિ કરવી છે. એટલે કે જ્યાં જ્યાં પર્વતત્વ હોય ત્યાં ત્યાં સાધ્યની સિદ્ધિ કરવાની નથી, પણ ક્યાંક જ કરવાની છે.

તેથી એ પર્વતત્વસામાનાધિકરણ્યેન વહ્નિની સિદ્ધિ કહેવાય. એટલે કે पक्षतावच्छेदकसामानाधिकरण्येन साध्यसिद्धि કહેવાય.

બીજા અનુમાનમાં, જ્યાં જ્યા શબ્દત્વ છે ત્યાં ત્યાં સર્વત્ર (દરેક શબ્દોમા) અનિત્યત્વ સિદ્ધ કરવું છે. માટે એ શબ્દત્વાવચ્છેદેન અનિત્યત્વની સિદ્ધિ કહેવાય.

એટલે કે पक्षतावच्छेदकावच्छेदेन साध्यसिद्धि કહેવાય.

**અવચ્છેદક શબ્દનો અન્યપ્રયોગ :**

કેટલાક પદાર્થો એવા હોય છે કે જે પોતાના અધિકરણમાં સર્વત્ર વ્યાપીને રહ્યા હોય છે. જેમ કે રૂપ વગેરે ઘડા વગેરેમા સર્વત્ર વ્યાપીને રહે છે. આવા પદાર્થોને **વ્યાપ્યવૃત્તિ** કહે છે.

કેટલાક પદાર્થો એવા હોય છે કે જેઓ સ્વ અધિકરણને વ્યાપીને રહ્યા હોતા નથી, કિન્તુ એકદેશમાં રહ્યા હોય છે. જેમ કે વૃક્ષ પર કપિસંયોગ. (તે વૃક્ષાત્મક સ્વઅધિકરણના એકદેશરૂપ શાખામાં રહ્યો છે, પણ અન્યદેશરૂપ મૂળમાં રહ્યો નથી.) આવા પદાર્થોને **અવ્યાપ્યવૃત્તિ** કહે છે. આવા પદાર્થો, પોતાના અધિકરણમાં પણ પોતાના અભાવની પણ સાથે રહ્યા હોય છે. એટલે કે પોતે અને પોતાનો અભાવ બન્ને સમાનાધિકરણ પણ હોય છે. જેમકે વૃક્ષમા મૂળના ભાગની અપેક્ષાએ કપિસંયોગનો અભાવ પણ રહ્યો હોય છે.

અવ્યાપ્યવૃત્તિ પદાર્થ સ્વઅધિકરણના જે દેશમા પોતે રહ્યો હોય તે દેશ તે પદાર્થની વૃત્તિતાનો અવચ્છેદક બને છે, જે દેશમા તે રહ્યો ન હોય, તે દેશ તેના અભાવની વૃત્તિતાનો અવચ્છેદક બને છે.

જેમ કે, શાખા એ કપિસંયોગની વૃત્તિતાનો અવચ્છેદક છે.

અને મૂળ એ કપિસયોગાભાવની વૃત્તિતાનો અવચ્છેદક છે.

આને આ રીતે પણ લખાય/બોલાય છે કે

शाखावच्छेदेन कपिसयोग

मूलावच्छेदेन कपिसयोगाभाव અથવા

शाखावच्छेदेन कपिसयोगवान् वृक्ष ,

मूलावच्छेदेन कपिसयोगाभाववान् वृक्ष

ज्ञान વગેરે આત્માના, અને શબ્દ એ આકાશનો અવ્યાપ્યવૃત્તિગુણ છે.

★ ★ ★

**કાર્યકારણભાવ :** જે કોઈ ઉત્પન્ન થાય એને કાર્ય કહેવાય. આવા કાર્યને જે કોઈ અવ્યવહિત નિયતપૂર્વવર્ત્તી હોય તે કારણ કહેવાય છે. એટલે કે કાર્યની સાક્ષાત્ પૂર્વક્ષણે જે નિયત રીતે હાજર હોય તે કારણ કહેવાય.

**પ્રશ્ન :** દડ એ ઘડાનું કારણ છે. તેમ છતાં ઘડો ઉત્પન્ન થાય તેની પૂર્વક્ષણે કાંઈ દંડ હોતો નથી. કુંભાર તો દંડાથી ચાકડો ભમાવીને પછી દડાને દૂર મૂકી દે છે અને પછી ચાકડાની સાથે ફરતાં માટીના પિંડાને આકાર આપે છે અને ક્રમશઃ ઘડો ઉત્પન્ન થાય છે. તેથી ઘડાની ઉત્પત્તિની પૂર્વ ક્ષણે તો દંડ વ્યાપૃત હોતો નથી. એટલે એ અવ્યવહિતપૂર્વવર્તી ન થયો. તો એને કારણ કેમ કહેવાય ?

**ઉત્તર :** અહીં અવ્યવહિત એટલે (૧) કાં તો અત્યંત નિકટની પૂર્વ ક્ષણે રહેનાર અથવા (૨) કોઈ વ્યાપાર દ્વારા સલગ્ન (પૂર્વવર્ત્તી). આવા સ્થળે વ્યાપાર એ કાર્ય અને કારણ વચ્ચે સાકળનું કામ કરે છે, અને બન્નેને જોડે છે. દડ ચક્રભ્રમણ રૂપ વ્યાપાર પેદા કરે છે જે ઘટોત્પત્તિ સુધી હાજર રહે છે.

આ વ્યાપારને **'દ્વાર'** પણ કહે છે. એનુ લક્ષણ આવુ છે.

तज्जन्यत्वे सति तज्जन्यजनकत्वम्

જેના દ્વારની વાત હોય તેને 'દ્વારી' કે વ્યાપારી કહે છે. ઉક્ત દ્વારના લક્ષણમાં તત્ શબ્દથી દ્વારીનો ઉલ્લેખ છે. એટલે દ્વારની વ્યાખ્યા આવી થઈ —

જે દ્વારીથી જન્ય હોય અને દ્વારીથી જન્ય એવા કાર્યનુ જનક હોય તે ચીજ દ્વાર કહેવાય છે.

જેમ કે ચક્રભ્રમણ એ દડનું દ્વાર છે (તેથી તત્ = દ્વારી = દડ)

ચક્રભ્રમણ, દંડથી જન્ય પણ છે અને દડજન્ય જે ઘટ તેનુ જનક પણ છે.

એમ, પુણ્ય એ દાનનું દ્વાર છે. (તેથી, તત્ = દાન) પુણ્યમાં દાનજન્યત્વ પણ છે, અને દાનજન્ય જે સ્વર્ગ તજ્જનકત્વ પણ છે.

સામાન્યથી, અમુક ચીજ અમુક કાર્યનું કારણ છે કે નહિ એ જાણવા માટે અન્વય-વ્યતિરેક જોવામાં આવે છે. અન્વય-વ્યતિરેક જો મળતાં હોય તો એ કારણ હોય અને નહિતર એ કારણ ન હોય.

આમાં, एकसत्त्वे अपरसत्त्व अन्वय

एकासत्त्वे अपरासत्त्व व्यतिरेक

एकसत्त्वे अपरासत्त्व अन्वयव्यभिचार

एकासत्त्वे अपरसत्त्व व्यतिरेकव्यभिचार

દડ હોય તો ઘડો બને છે આ અન્વય છે.

દંડ ન હોય તો ઘડો બનતો નથી. આ વ્યતિરેક છે.

ગધેડો હોય તો પણ ઘડો બનતો નથી.. આ અન્વયવ્યભિચાર છે.

ગધેડો ન હોય તો પણ ઘડો બને છે. આ વ્યતિરેકવ્યભિચાર છે.

દંડ અને ઘડાનો અન્વયવ્યતિરેક છે, માટે દંડ એ ઘડાનુ કારણ છે. રાસભ અને ઘડાનો અન્વયવ્યતિરેક નથી, માટે રાસભ એ ઘડાનું કારણ નથી.

પણ કેટલીકવાર અન્વયવ્યતિરેક મળતાં હોવા છતાં કારણ મનાતું નથી. આવી ચીજોને અન્યથાસિદ્ધ કહે છે. દા.ત. દંડ હોય ત્યાં ઘટ બને. દંડ ન હોય ત્યાં ઘટ ન બને. આવા જેમ અન્વયવ્યતિરેક મળે છે તેમ, દંડત્વ હોય ત્યા ઘટ બને અને દંડત્વ ન હોય ત્યાં ઘટ ન બને એવા અન્વયવ્યતિરેક પણ મળે છે. તેમ છતા દંડત્વને ઘડાનું કારણ મનાતું નથી. માટે દંડત્વ એ અન્યથાસિદ્ધ છે. કાર્ય પ્રત્યે જે અવશ્યક્લૃપ્ત હોય તેનાથી ભિન્ન જે કોઈ હોય તે બધું અન્યથાસિદ્ધ. ઘડા પ્રત્યે મૃત્તિકા-દંડ-કુલાલ-ચીવરાદિ અવશ્યક્લૃપ્ત છે. એટલે કે આખી દુનિયામાં ઘટકાર્ય માટે અતિ આવશ્યક મનાયા છે. ઉત્પાદકરૂપે આવા અતિ આવશ્યક મનાયેલા હોય તે અવશ્યક્લૃપ્ત. ઘટકાર્ય માટે દડત્વ, દડરૂપ, આકાશ, કુલાલપિતા, ગધેડો વગેરે અવશ્યક્લૃપ્ત નથી. માટે એ બધા અન્યથાસિદ્ધ છે, કારણ કહેવાતા નથી. દડ અવશ્યક્લૃપ્ત હોવાથી કારણ છે.

**પ્રશ્ન :** દડ અને ઘડાનો કાર્યકારણભાવ કહો.

**ઉત્તર :** ટૂંકમાં કહેવુ હોય તો એમ કહેવાય છે કે દંડનિષ્ઠ કારણતા નિરૂપિત ઘટનિષ્ઠકાર્યતા ... પણ આને વધુ ચોક્કસ રીતે જણાવવા માટે અવચ્છેદક ધર્મ અને અવચ્છેદક સંબંધનો પ્રવેશ કરીને કાર્યકારણ ભાવ કહેવા જોઈએ. માટે એ અવચ્છેદકો જોઈએ.

દંડ દડત્વરૂપે કારણ છે અને ઘટ ઘટત્વરૂપે કાર્ય છે.

તેથી, દંડત્વ એ કારણતાવચ્છેદક ધર્મ છે અને

ઘટત્વ એ કાર્યતાવચ્છેદક ધર્મ છે.

નૈયાયિકોની માન્યતા છે કે કાર્ય/કારણ સમાનાધિકરણ જ હોય માટે કાર્ય અને કારણ બન્ને કયા એક અધિકરણમા કયા કયા સબંધથી રહ્યા છે તે શોધવું જોઈએ. આ જે સંબધો આવશે તે કાર્યતા અને કારણતાના અવચ્છેદક સંબધો બનશે. વળી કાર્ય અને કારણનું આ જે અધિકરણ લીધું હોય છે, **તન્નિષ્ઠપ્રત્યાસત્તિ** કહેવાય છે.

**દંડ અને ઘડા અંગે વિચારીએ :**

બન્નેનું સમાનાધિકરણ તરીકે ચક્ર લઈએ તો, કાર્ય (ઘડા)ને ચક્રમાં રહેવાનો સંબંધ એ કાર્યતાવચ્છેદક સબંધ. ઘડો સયોગ સંબંધથી ચક્ર પર રહે છે. માટે સંયોગ એ કાર્યતાવચ્છેદક સંબધ થયો.

કારણ (દંડ)ને ચક્ર પર રહેવાનો સબંધ એ કારણતાવચ્છેદક સંબધ.

આમ તો દંડ પણ ચાકડામાં ભેરવવામાં આવે છે ત્યારે સંયોગ સંબંધથી રહે છે. પણ એ સબંધથી એ ઘટોત્પત્તિની પૂર્વ

ક્ષણે હાજર રહ્યો હોતો નથી. માટે એ સંબંધ અહીં લઈ નહિ શકાય. એવો સંબંધ લેવો કે જે સંબંધથી દંડ, ચક્ર પર ઘટોત્પત્તિની પૂર્વ ક્ષણે હાજર હોય. આ સંબંધ શોધવાનો છે. એ માટે વિચારણા — રહેનાર દંડ, રાખનાર ચક્ર. રહેનાર દંડ માટે રાખનાર ચક્ર શુ છે ? તો કે स्वजन्यभ्रमिवत् છે.

તેથી દંડ, स्वजन्यभ्रमिवत्त्व સંબંધથી ચક્રમાં રહ્યો છે.

તેથી स्वजन्यभ्रमिवत्त्व એ કારણતાવચ્છેદક સંબંધ થયો.

એટલે **ચક્રનિષ્ઠ પ્રત્યાસત્તિથી** કાર્યકારણભાવ આવો થયો કે,

स्वजन्यभ्रमिवत्त्वसंबधावच्छिन्न दण्डत्वावच्छिन्नकारणता निरूपित संयोगसंबधावच्छिन्न घटत्वा-वच्छिन्नकार्यता।

હવે જો દંડ અને ઘડાનું અધિકરણ કપાલ લઈએ તો કપાલનિષ્ઠ પ્રત્યાસત્તિ કહેવાય. એ વખતે

ઘટ કાર્યને કપાલમા રહેવાનો સબધ (કાર્યતાવચ્છેદક સંબધ) સમવાય છે અને દંડ કારણને કપાલમાં રહેવાનો સંબંધ કયો ? તો કે,

રહેનાર દંડ, રાખનાર કપાલ

દંડ માટે કપાલ શુ છે ?

स्वजन्यभ्रमिवत् જે ચક્ર, તત્સંયુકત છે એટલે કે

स्वजन्यभ्रमिवत्संयुक्त છે.

તેથી દંડ, કપાલમા स्वजन्यभ्रमिवत्संयुक्तत्व (સંયોગ) સંબંધથી રહ્યો છે. માટે स्वजन्यभ्रमिवत्संयोग એ કારણતાવચ્છેદક સંબધ છે. તેથી કા. કા. ભાવ આવો થશે. **કપાલનિષ્ઠપ્રત્યાસત્તિથી** स्वजन्यभ्रमिवत्संयोग-संबधावच्छिन्न दण्डत्वावच्छिन्नकारणता निरूपित समवायसंबधावच्छिन्न घटत्वावच्छिन्नकार्यता ।

ન્યાયમતે કારણો ૩ પ્રકારે :

(૧) **સમવાયિકરણ** : કાર્ય જેમા સમવાય સંબધથી રહેતું છતું ઉત્પન્ન થાય તે **સમવાયિકારણ**. એટલે કે જેમાં કાર્ય સમવાય સંબંધથી રહેલુ હોય તે **સમવાયિ કારણ**.

સમવાય સંબધથી કોઈપણ ચીજને રાખનાર (અનુયોગી) પદાર્થો ૩ છે, દ્રવ્ય, ગુણ અને કર્મ. પણ એમાંથી ગુણ અને કર્મમાં તો સમવાય સબધથી માત્ર જાતિ રહે છે જે નિત્ય હોઈ કાર્ય રૂપ હોતી નથી, તેથી સમવાય સંબધથી કોઈપણ કાર્ય માત્ર દ્રવ્યમા જ ઉત્પન્ન થાય છે.

એટલે કે, માત્ર 'દ્રવ્ય' જ સમવાયિકારણ બને છે. જેમકે કપાલ (માટી) એ ઘડાનું સમવાયિકારણ છે.

ઘડો એ ઘટરૂપનુ સમવાયિકારણ છે.

**જૈન મતે**, માટી એ ઘડાનુ ઉપાદાનકારણ છે. આમા માત્ર નામનો જ ફેર છે એવું નથી. કિન્તુ વસ્તુમાં પણ ફેર છે. સમવાયિકારણમા તો તેનાથી સાવ ભિન્ન એવું કાર્ય ઉત્પન્ન થાય છે એવું નૈયાયિકો માને છે.

જ્યારે જૈનો તો એવું માને છે કે ઉપાદાનકારણ પોતે જ કાર્યરૂપે બની જાય છે.

દુનિયામાં પણ એવો જ વ્યવહાર થાય છે કે માટી ઘડા રૂપે બની ગઈ. સોનું કડા રૂપે બની ગયું. આવા જગત્પ્રસિદ્ધ વ્યવહારનો, કાર્યને કારણ કરતાં સર્વથા ભિન્ન માનવામા અપલાપ થાય છે. માટે એને કથચિદ્ ભિન્ન માનવુ યોગ્ય છે. એટલે કે કાર્ય/કારણનો ભેદાનુવિદ્ધ અભેદ છે.

(૨) **અસમવાયિકારણ** : કાર્યનુ જે કારણ હોય અને કાર્યના સમવાયિકારણમાં જે રહ્યું હોય તે અસમવાયિકારણ કહેવાય છે.

જેમકે - જેમ કપાલ વિના ઘડો બનતો નથી તેમ કપાલસયોગ ન થાય ત્યા સુધી પણ ઘડો બનતો નથી.

તેથી કપાલસયોગ પણ ઘડાનુ કારણ તો છે જ. વળી એ ઘડાના સમવાયિકારણ કપાલમાં રહ્યો છે. માટે એ ઘડાનું અસમવાયિકારણ છે.

એમ પટ પ્રત્યે તંતુસંયોગ એ અસમવાયિકારણ છે. દ્રવ્યકાર્ય પ્રત્યે અવયવસંયોગ અસમવાયિકારણ હોય છે.

**પ્રશ્ન :** ઘડો ઉત્પન્ન થાય છે, તો પછી ઘડાનું રૂપ પણ ઉત્પન્ન થાય છે. એનું અસમવાયિકારણ કોણ ?

**ઉત્તર :** કપાલનું રૂપ એનું અસમવાયિકારણ છે... શી રીતે ?

આ રીતે - કપાલ કાળું હોય તો ઘડો પણ કાળો

કપાલ લાલ હોય તો ઘડો પણ લાલ.

તેથી, કપાલનું રૂપ ઘડાના રૂપનું કારણ તો છે જ.

વળી, 'ઘડાનું રૂપ' જે કાર્ય છે તેનું સમવાયિકારણ ઘડો છે.

હવે આ જોવાનું છે કે કપાલનુ રૂપ ઘડામાં રહ્યું છે ? તો કે હા રહ્યું છે, ક્યા સંબંધથી ?એ વિચારીએ.

કપાલનું રૂપ કપાલમાં રહે છે. માટે કપાલ એ સ્વાશ્રય છે. (સ્વ = કપાલનું રૂપ = રહેનાર). વળી ઘડો કપાલમાં સમવેત છે. (એટલે કે સમવાયસબંધથી રહ્યો છે) તેથી, કપાલના રૂપ માટે ઘડો શું બન્યો ? તો કે સ્વાશ્રયસમવેત.

માટે, કપાલનું રૂપ સ્વાશ્રયસમવેતત્વ નામના સંબંધથી 'ઘડાનું રૂપ' એવું જે અધિકૃત કાર્ય છે તેના સમવાયિકારણ ઘડામાં રહ્યું છે.

તેથી, કપાલનુ રૂપ એ ઘડાના રૂપ સ્વરૂપ કાર્યનું અસમવાયિકારણ છે.

**(૩) નિમિત્તકારણ :** ઉપરોકત બે કારણ સિવાયના અન્ય સઘળાં કારણો નિમિત્તકારણ કહેવાય છે.

આપણે આગળ જોઈ ગયા કે જે અન્યથાસિદ્ધ ન હોય અને અવ્યવહિતનિયતપૂર્વવર્તી હોય તે કારણ હોય.

એટલે કે अन्यथासिद्धिशून्यत्वे सति नियताव्यवहितपूर्ववर्त्तित्व कारणत्वम्

આમા, नियतपूर्ववर्तित्व = नियमेन (अवश्य) कार्याव्यवहितप्राक्वर्त्तित्वम् નિયમેન વૃત્તિ હોય એને વ્યાપક કહેવાય.

એટલે, कार्याव्यवहितप्राक्क्षणावच्छेदेन कार्यव्यापकत्व कारणत्वम्

આમાં 'प्राक्क्षणावच्छेदेन' એવું એટલા માટે લખવું પડે છે કે કારણ, કાર્યના અધિકરણમાં પ્રાક્ક્ષણે અવશ્ય હોય જ એટલો નિયમ છે, કાર્યના અધિકરણમાં સર્વદા હોય જ એવો નિયમ નથી.

જેમ ક્ષેત્ર એ વસ્તુઓનો આધાર છે, એમ કાલ પણ છે. એના એક ભાગમાં રહેલી ચીજો અવ્યાપ્યવૃત્તિ કહેવાય. અને જે ભાગમાં એ રહી હોય તે ભાગ અવચ્છેદક બને.

પ્રસ્તુતમા, કારણ, કાળના 'प्राक्क्षण' રૂપ ભાગમાં અવશ્ય રહેવાનો નિયમ છે, માટે 'प्राक्क्षण' અવચ્છેદક બને.

એટલે કે, कार्याव्यवहितप्राक्क्षणावच्छेदेन कार्यव्यापकत्व कारणत्वम्

હવે, જે અવશ્ય રહેનાર હોય તે વ્યાપક કહેવાય છે, અને જેની સાથે એ અવશ્ય રહેતું હોય તે વ્યાપ્ય કહેવાય છે.

★ ★ ★

## વ્યાપ્ય-વ્યાપકભાવ :

વ્યાપક એટલે વ્યાપ્યની સાથે અવશ્ય રહેનાર અને વ્યાપ્ય એટલે વ્યાપકને છોડીને ન રહેનાર.

આમા વ્યાપ્ય એટલે ને છોડીને ન રહેનાર. આમાં બે અંશ છે. 'ને છોડીને' અને 'ન રહેનાર'

વ્યાપકને છોડીને = વ્યાપક ન રહ્યો હોય ત્યા

= વ્યાપકનો અભાવ હોય ત્યાં

= વ્યાપકાભાવવાન્માં.

રહેનાર = વૃત્તિ, ન રહેનાર = અવૃત્તિ.

તેથી, વ્યાપકને છોડીને ન રહેનાર = व्यापकाभाववान्માં અવૃત્તિ... તેથી, વ્યાપ્ય = व्यापकाभाववदवृत्ति

માટે, વ્યાપ્તિ = व्यापकाभाववद् अवृत्तित्व व्याप्यत्वम्

અનુમાનમાં, સાધ્ય વ્યાપક હોય છે, અને હેતુ વ્યાપ્ય હોય છે. હેતુમાં રહેલ વ્યાપ્યત્વ એ જ વ્યાપ્તિ છે. તેથી વ્યાપ્તિનું લક્ષણ આવુ થઈ શકે કે :

'साध्याभाववदवृत्तित्वं व्याप्तिः'

આને પૂર્વપક્ષ વ્યાપ્તિ કહે છે.

હવે વ્યાપક = (વ્યાપ્ય)ની સાથે અવશ્ય રહેનાર, એટલે કે વ્યાપ્ય જ્યા રહ્યો હોય ત્યાં આ પણ અવશ્ય રહ્યું જ હોય. એટલે કે વ્યાપ્યવાન્મા આનો અભાવ તો ન જ હોય.

વ્યાપ્યવાન્માં પણ અન્ય અન્ય અભાવો હોય તો છે જ... પણ આનો અભાવ ન હોય. (જેમ કે ધૂમવાન્માં ઘટાભાવ, પટાભાવ વગેરે અભાવો હોય, પણ વહ્ન્યભાવ તો ન જ હોય.)

તેથી, આ જે અભાવો રહ્યા હોય તેનો ઘટ, પટ વગેરે પ્રતિયોગી હશે, પણ વ્યાપક તો પ્રતિયોગી નહિ જ હોય. (કારણ કે વ્યાપકનો અભાવ ત્યા રહ્યો નથી.)

એટલે કે વ્યાપ્યવાન્મા રહેલા અભાવોનો વ્યાપક એ અપ્રતિયોગી હોય છે.

માટે, व्याप्यवन्निष्ठाभावाप्रतियोगित्व व्यापकत्वम् 'વન્નિષ્ઠ'નો અર્થ 'સમાનાધિકરણ' થાય છે.

જેમ કે ભૂતલ પર ઘટ અને પટ છે.

તેથી, ઘટવદ્ કોણ ? ભૂતલ. તન્નિષ્ઠ કોણ ? પટ

એટલે કે પટ, ઘટવન્નિષ્ઠ છે.

વળી, ઘટ, પટ બન્ને એક જ અધિકરણમાં (ભૂતલમાં) રહ્યા છે, માટે પરસ્પર સમાનાધિકરણ તો છે જ.

તેથી પટ, ઘટસમાનાધિકરણ છે.

માટે, ઘટસમાનાધિકરણ = ઘટવન્નિષ્ઠ.

વળી અનુમાનમાં હેતુ વ્યાપ્ય હોય છે અને સાધ્ય વ્યાપક.

તેથી, हेतुमन्निष्ठाभावाप्रतियोगित्व व्यापकत्व = हेतुसमानाधिकरणाभावाप्रतियोगित्व व्यापकत्वम्

આવો જે વ્યાપક હોય છે તે સાધ્ય છે, અને હેતુ તેને સમાનાધિકરણ હોય છે. હેતુમાં રહેલું આવા વ્યાપક સાધ્યનું સામાનાધિકરણ્ય એ જ હેતુમા રહેલી સાધ્યની વ્યાપ્તિ છે.

તેથી વ્યાપ્તિનુ લક્ષણ આવું થઈ શકે કે : हेतुमन्निष्ठाभावाप्रतियोगिसाध्यसामानाधिकरण्य व्याप्ति. ।

આને **ઉત્તરપક્ષવ્યાપ્તિ (સિદ્ધાન્તલક્ષણ)** પણ કહે છે.

જ્યા જ્યાં ધૂમાડો ત્યાં ત્યા અગ્નિ હોય છે.

આવો ભાવ બે પદાર્થો વચ્ચે હોવો એ **વ્યાપ્ય-વ્યાપક** ભાવ છે. આમા જ્યા જ્યાં શબ્દથી જે બોલાય છે તે વ્યાપ્ય હોય છે અને ત્યાં ત્યા શબ્દથી જે બોલાય છે તે વ્યાપક હોય છે.

તેથી, ધૂમાડો એ વ્યાપ્ય છે અને અગ્નિ એ વ્યાપક છે.

પૂર્વપક્ષવ્યાપ્તિના લક્ષણનો સમન્વય આ રીતે

साध्याभाववदवृत्तित्व व्याप्ति

સાધ્ય વહ્નિ તેનો અભાવ જળહ્રદ વગેરેમા છે.

તેથી, સાધ્યાભાવવાન્ - જળહ્રદ.

તેમા મીન-સેવાલાદિ વૃત્તિ છે, ધૂમ અવૃત્તિ છે

માટે, ધૂમમાં સાધ્યાભાવવદ્અવૃત્તિત્વ રૂપ વ્યાપ્તિ આવી ગઈ.

સિદ્ધાન્તવ્યાપ્તિનો સમન્વય : हेतुमान् - धूमवान् = મહાનસાદિ (રસોડું વગેરે)

તેમાં અભાવ પુસ્તકાભાવ વગેરે મળે... પણ અગ્નિનો અભાવ નહિ.

તેથી, હેતુમન્નિષ્ઠાભાવના પ્રતિયોગી પુસ્તક વગેરે બને, વહ્નિ નહિ.

માટે, વહ્નિ એ હેતુમન્નિષ્ઠાભાવનો અપ્રતિયોગી છે.

આવા વહ્નિને ધૂમાડો મહાનસાદિમાં સમાનાધિકરણ તો છે જ.

તેથી, ધૂમાડામાં, ધૂમવન્નિષ્ઠાભાવાપ્રતિયોગિવહ્નિ - સામાનાધિકરણ્ય રૂપ વ્યાપ્તિ આવી ગઈ.

★ ★ ★

ન્યાયમતે આત્મા વિભુ છે.

એટલે કે સમગ્ર બ્રહ્માંડને વ્યાપીને રહ્યો છે. તેઓ આવું કેમ માને છે?

નીચેના કારણો એ...

★ મુંબઈમાં રહેલ અમુક વ્યક્તિ માટે દુનિયાના જુદા જુદા સ્થળે જુદી જુદી વસ્તુઓ બને છે. આ વસ્તુઓ તેને ભોગવનાર તે વ્યક્તિના અદૃષ્ટને અનુસરીને સારી નરસી બને છે. માટે તે તે વસ્તુ બનવામાં તે માણસનું અદૃષ્ટ પણ કારણ છે. (કારણ કે એ ભાગ ભજવે છે.)

★ નૈયાયિકના મતે કાર્ય અને કારણ સમાનાધિકરણ જ જોઈએ માટે, અદૃષ્ટ પણ દુનિયાના તે તે સ્થળે રહ્યું છે.

★ અદૃષ્ટ (ભાગ્ય) એ આત્માનો ગુણ છે.

★ ગુણ ગુણવાન્‌માં રહે છે.

★ તેથી આત્મા પણ તે તે દરેક સ્થળે રહ્યો છે. માટે એ વિભુ છે. (નૈયાયિકની આ માન્યતામાં ભૂલ એ છે કે મોટા ભાગના કારણો કાર્યસમાનાધિકરણ જ રહી કાર્ય કરતાં હોવા છતાં કો'ક કો'ક કારણ એવા પણ હોય છે કે દૂર રહીને પણ કાર્ય કરે છે. જેમ કે લોહચુંબક, એ દૂર રહીને પણ લોખંડને ખેંચવાનું કામ કરે છે. એમ અદૃષ્ટ પણ શરીરસ્થઆત્મામાં રહીને દૂર દૂરના દેશોમા સ્વકાર્ય કરે છે.)

**પ્રશ્ન :** આત્મા જો વિભુ છે તો સળગતી સગડી પર પણ છે જ, તો પછી દાહ કેમ થતો નથી?

**ઉત્તર :** આત્મા વ્યાપક હોવા છતા, સુખદુઃખ વગેરે અવ્યાપ્યવૃત્તિ ગુણો છે. એ બધા માત્ર શરીરાવચ્છેદેન જ ઉત્પન્ન થાય છે. એટલે કે વિભુ આત્માના જે ભાગમાં શરીર હોય તે દેશાવચ્છેદેન ઉત્પન્ન થાય છે. સગડી પર શરીર નથી, માટે દાહનું દુઃખ થતું નથી.

જ્ઞાન પણ આત્માનો અવ્યાપ્યવૃત્તિ ગુણ છે, શરીરાવચ્છેદેન ઉત્પન્ન થાય છે.

**જ્ઞાનના બે ભેદ છે.** (૧) અનુભવ અને (૨) સ્મૃતિ.

(૧) **અનુભવના** ૪ પ્રકાર છે. (સ્મૃતિ એ અનુભવજન્ય છે.) પ્રત્યક્ષ, અનુમિતિ, ઉપમિતિ અને શાબ્દબોધ. સામાન્યથી કોઈપણ યથાર્થ જ્ઞાનને **પ્રમા** કહે છે, અને અયથાર્થ જ્ઞાનને **ભ્રમ** કહે છે.

આ પ્રમા જ્ઞાનનુ જે કરણ હોય છે તે **પ્રમાણ** કહેવાય છે.

प्रमाकरण प्रमाण, अथवा प्रमीयतेऽनेनेति प्रमाणम् ।

કરણ કોને કહેવાય?

કાર્યના કારણો ઘણાં હોય, પણ એમાંથી જે સાધકતમ કારણ હોય છે તે કરણ કહેવાય છે.

કયું કારણ સાધકતમ કહેવાય?

જે કારણ વ્યાપારયુક્ત હોય તે સાધકતમ કારણ કહેવાય છે, માટે તે કરણ છે.

પ્રમાથી જે જણાય છે (એટલે કે પ્રમાનો જે વિષય છે) તે પ્રમેય કહેવાય છે.

આમ ત્રણ ચીજો છે,

પ્રમા = જ્ઞાન, પ્રમાણ = કરણ અને પ્રમેય = વિષય

પ્રત્યક્ષાદિ ૪ પણ યથાર્થજ્ઞાનરૂપ હોય તો જ પ્રમા છે. માટે તેના પ્રમાણાદિનો વિચાર કરવો છે.

| પ્રમા (જ્ઞાન) (પ્રમિતિ) | પ્રમાણ | પ્રમેય (વિષય) (જ્ઞેય) |
|---|---|---|
| પ્રત્યક્ષ | પ્રત્યક્ષ (ઇન્દ્રિય) | પ્રત્યક્ષ |
| અનુમિતિ | અનુમાન (વ્યાપ્તિજ્ઞાન) | અનુમેય |
| ઉપમિતિ | ઉપમાન (સાદશ્યજ્ઞાન) | ઉપમેય |
| શાબ્દબોધ | શબ્દ-આગમ (શબ્દજ્ઞાન) | કોઈ વિશેષ શબ્દ નથી. |

'પ્રત્યક્ષ' જે જ્ઞાન થાય છે તેનુ પ્રમાણ અને પ્રમેય પણ 'પ્રત્યક્ષ' કહેવાય છે.

જેમ કે, ઘડાનુ જ્ઞાન થયુ હોય તો કહેવાય છે કે 'મને ઘડાનું પ્રત્યક્ષ થયુ.' 'ઘડો કયા પ્રમાણથી સિદ્ધ છે ? એવા પ્રશ્નનો જવાબ અપાય છે કે 'પ્રત્યક્ષપ્રમાણથી સિદ્ધ છે.' વળી એમ પણ કહેવાય છે કે 'મને ઘડો પ્રત્યક્ષ છે.'

આમ ત્રણે અર્થમાં પ્રત્યક્ષ શબ્દ વપરાય છે.

માટે જ્યાં 'પ્રત્યક્ષ' શબ્દ વપરાયો હોય ત્યાં તે કયા અર્થમાં વપરાયો છે તેનો આજુબાજુની વાત પરથી યથાર્થ નિર્ણય કરવો.

'અનુમાન' શબ્દ અનુમિતિના અર્થમાં પણ પ્રસિદ્ધ છે. વ્યાપ્ય-વ્યાપક ભાવવાળા પદાર્થો માટે આપણે જોઈ ગયા કે જ્યા વ્યાપ્ય હોય ત્યા વ્યાપક હોય જ છે. તેથી ક્યારેક વ્યાપ્યનું જ્ઞાન થતું હોય પણ વ્યાપકનું જ્ઞાન થતું ન હોય ત્યારે પણ વ્યાપ્યની હાજરીના નિર્ણયથી વ્યાપકની હાજરીનો નિર્ણય પણ થઇ શકે છે.

આ રીતે વ્યાપ્યથી વ્યાપકની સિદ્ધિ થાય છે તેને અનુમિતિ કહેવામાં આવે છે.

દુનિયામાં જીવનવ્યવહારાદિમા જે કોઈ કલ્પનાઓ કરાય છે તે બધી આ એક પ્રકારની અનુમિતિઓ જ છે.

જેની કલ્પના કરાય છે તે અનુમિતિનો વિષય (અનુમેય) સાધ્ય છે. જેના પરથી કલ્પના કરાય છે તે હેતુ છે.

સાધ્ય એ વ્યાપક હોય છે અને હેતુ એ વ્યાપ્ય (વ્યાપ્તિમાન્) હોય છે. નીચેની બાબતો સમજી રાખો :

જેમાં સાધ્યની સિદ્ધિ કરવાની હોય છે તે પક્ષ (પર્વત) કહેવાય છે. જે સિદ્ધ કરવાનું હોય તે સાધ્ય (અગ્નિ). જેનાથી સિદ્ધ કરવાનું હોય તે હેતુ (ધૂમ).

જ્યા જ્યાં હેતુ (ધૂમ) ત્યાં ત્યાં સાધ્ય (અગ્નિ)... આ અન્વયવ્યાપ્તિ છે.

જ્યાં જ્યાં (વહ્નિનો અભાવ) સાધ્યાભાવ ત્યાં ત્યાં હેતુનો અભાવ (ધૂમાભાવ)... આ વ્યતિરેક વ્યાપ્તિ છે.

હેતુ હોવા છતાં સાધ્ય ન હોય એ **અન્વયવ્યભિચાર** છે.

સાધ્યાભાવ હોવા છતાં હેત્વભાવ ન હોય એ **વ્યતિરેકવ્યભિચાર** છે.

અનુમાન પ્રયોગ માટે પાચ વાક્યો જોઈએ છે. એને **પંચાવયવપ્રયોગ** કહેવામાં આવે છે.

| | | | |
|---|---|---|---|
| (૧) | પ્રતિજ્ઞાવાક્ય | पक्ष साध्यवान् | જેમકે पर्वतो वह्निमान् |
| (૨) | હેતુવાક્ય | पक्ष हेतुमान् | જેમકે पर्वतो धूमवान् |
| (૩) | દષ્ટાન્તવાક્ય (ઉદાહરણ વાક્ય) | यत्र यत्र हेतुस्तत्र तत्र साध्य यथा (महानसे) | જેમ કે જ્યાં જ્યા ધૂમાડો ત્યા ત્યાં અગ્નિ, જેમ કે રસોડામા... |
| | | यत्र यत्र साध्याभाव तत्र तत्र हेत्वभाव यथा ह्रदे | જ્યાં જ્યાં અગ્નિનો અભાવ ત્યા ત્યાં ધૂમાડાનો અભાવ જેમ કે સરોવરમાં... |
| (૪) | ઉપનયવાક્ય (પરામર્શ) | पक्ष साध्यव्याप्यहेतुमान् | पर्वतो वह्निव्याप्यधूमवान् |
| (૫) | નિગમન (નિષ્કર્ષ = અનુમિતિ) | पक्ष साध्यवान् | पर्वतो वह्निमान् |

આમાં, જ્યાં જ્યાં હેતુ ત્યાં ત્યાં દૃષ્ટાન્ત, જેમ કે... આવું વાક્ય એ અન્વયદૃષ્ટાન્ત છે.

જ્યાં સાધ્યાભાવ ત્યાં ત્યાં હેતુનો અભાવ, જેમ કે... એ વ્યતિરેક દૃષ્ટાંત છે.

આમાં એ ખ્યાલ રાખવો કે પ્રતિજ્ઞાનો આકાર 'પક્ષઃ સાધ્યવાન્' એવો છે. એટલે કે સાધ્યના અંશમાં 'वत्' પ્રત્યયનો પ્રયોગ છે. માટે જે પ્રતિજ્ઞાવાક્યમાં 'वत्' પ્રત્યયનો પ્રયોગ ન થયો હોય ત્યાં પણ અર્થ ન બદલાય એ રીતે 'वत्'નો પ્રયોગ કરવો. (એટલે કે 'त्ववत्' લગાડવા.) અને પછી 'वत्' કાઢી નાંખવાથી જે બાકી રહે તે સાધ્ય કહેવાય. જેમ કે 'शरीर किञ्चिदधिष्ठित' આવું પ્રતિજ્ઞા વાક્ય છે. 'वत्'નો પ્રયોગ કરીએ તો એ આવું બની જશે કે 'शरीर किञ्चिदधिष्ठितत्ववत्', 'वत्' કાઢી નાંખીએ એટલે 'किञ्चिदधिष्ठितत्व' બાકી રહેશે. એ જ સાધ્ય છે. આ જ રીતે હેતુ અંગે જાણવું.

ગ્રંથોમાં પંચાવયવ વાક્યને બદલે ટૂંકમાં એક જ વાક્યમાં પણ પતાવે છે. તેનો આકાર આવો હોય છે. :

पक्ष सार्ध्यवान् हेतो , यथा

પર્વતો વહ્નિમાન્ ધૂમાત્, યથા મહાનસમ્ આવા પ્રયોગમાંથી

પક્ષ, સાધ્ય અને હેતુ કોણ કોણ છે એનો નિર્ણય કરી પંચાવયવ વાકયો બનાવવા.

આ પાંચ વાક્યોમાં, પ્રતિજ્ઞાવાક્ય અને નિગમન એ બન્નેનો આકાર એક જ છે. તેમ છતાં બેમાં ફેર એ છે કે પ્રતિજ્ઞાવાક્ય એ અસિદ્ધ અવસ્થાનું વાક્ય છે જ્યારે નિગમન એ સિદ્ધ અવસ્થાનું વાક્ય છે.

હેતુવાક્યમાં માત્ર હેતુની પક્ષવૃત્તિતા (પક્ષમાં રહેવાપણું) જણાય છે, જ્યારે પરામર્શમાં સાધ્યવ્યાપ્યહેતુની (એટલે કે 'સાધ્યવ્યાપ્યત્વ' વિશેષણયુકત હેતુની) પક્ષવૃત્તિતા = પક્ષધર્મતા જણાય છે.

ન્યાયમાં સપ્તમીના સ્થાને આવા અર્થમાં ષષ્ઠી વપરાય છે. પણ અર્થ સપ્તમીનો કરવો.

हेतो पक्षधर्मता = હેતુમાં પક્ષધર્મતા છે. [ હેતુમાન્ પક્ષ છે, તેથી હેતુ પક્ષનો ધર્મ (પ્રકાર) છે. તેથી હેતુમાં પક્ષધર્મતા છે. ]

**પંચાવયવ વાક્યો શું છે ?**

જે વાક્ય સિદ્ધ કરવાનું છે તેનો નિર્દેશ એ પ્રતિજ્ઞાવાક્ય... જેમ કે पर्वतो વહિન્માન્.

હેતુની પક્ષવૃત્તિતા (પક્ષધર્મતા)નો નિર્દેશ એ હેતુ વાક્ય. જેમ કે पर्वतो धूमवान् અથવા धूमात्।

હેતુ અને સાધ્યના અન્વય(સાહચર્ય) - વ્યતિરેક જ્યા નિશ્ચિત હોય તેનો નિર્દેશ એ ઉદાહરણ વાક્ય. જેમ કે -

यत्र यत्र धूमस्तत्र तत्र वहिन. यथा महानसे - अन्वयदृष्टात .

यत्र यत्र वह्न्यभावस्तत्र तत्र धूमाभाव , यथा जलह्रदे व्यतिरेकदृष्टान्त ॥

વ્યાપ્તિયુક્ત હેતુનો પક્ષમાં ઉપસહાર - એ ઉપનયવાક્ય.

साध्यव्याप्यहेतुमान् पक्ष , वहिनव्याप्यधूमवान् पर्वत

પક્ષમાં સાધ્યસિદ્ધિનો નિર્દેશ એ નિગમનવાક્ય तत पर्वतो वहिनमान्।

**શરીરમાં આત્મા છે એની સાબિતિ :**

ટૂંકમાં અનુમાન : शरीर किञ्चिदधिष्ठित तत्प्रयुक्तचेष्टावत्त्वात्, भूताविष्टशरीरवत्

**આના પંચાવયવવાક્યો :**

**(૧) પ્રતિજ્ઞાવાક્ય :** शरीर किञ्चिदधिष्ठित એટલે કે शरीर किञ्चिदधिष्ठितत्ववत्

તેથી, શરીર એ પક્ષ છે, तत्प्रयुक्तचेष्टावत्त्व એ હેતુ છે અને किञ्चिदधिष्ठितत्व એ સાધ્ય છે.

અહીં સાધ્યમાં આત્માધિષ્ઠિતત્વનો ઉલ્લેખ ન કરતાં કિંચિદધિષ્ઠિતત્વનો ઉલ્લેખ કર્યો છે. એ એટલા માટે કે આત્માની હજુ સિદ્ધિ થઈ ન હોવાથી એ અસિદ્ધ છે. તેથી તેનો જો ઉલ્લેખ કરવામાં આવે તો સાધ્યાસિદ્ધિ નામનો દોષ લાગે.

'पर्वतो वहिनमान् धूमात्'માં પર્વતમાં વહ્નિ હજુ સિદ્ધ કરવાનો બાકી હોઈ અસિદ્ધ હોવા છતાં, દુનિયામાં 'અગ્નિ'

ચીજ સિદ્ધ છે, માટે એનો ઉલ્લેખ કરવામાં આ દોષ લાગતો નથી. જ્યારે પ્રસ્તુતમાં આત્મા તો હજુ આખી દુનિયામાં અસિદ્ધ છે, માત્ર પક્ષ રૂપ શરીરમા જ અસિદ્ધ છે એવુ નથી. તેથી આત્માનો ઉલ્લેખ થઈ ન શકે. આ અનુમાનમાં પચાવયવ વાક્યો આવા થશે.

પ્રતિજ્ઞાવાક્ય - शरीर किञ्चिदधिष्ठितम्

હેતુવાક્ય - शरीर तत्प्रयुक्तचेष्टावत्

ઉદાહરણ : यत्र यत्र तत्प्रयुक्तचेष्टा तत्र तत्र तदधिष्ठितत्व, यथा भूताविष्टशरीरे

यत्र यत्र तदधिष्ठितत्वाभाव , तत्र तत्र तत्प्रयुक्तचेष्टाऽभाव , यथा मृतशरीरे

ઉપનય : शरीर तदधिष्ठितत्वव्याप्यतत्प्रयुक्तचेष्टावत्

નિગમન : शरीर किञ्चिदधिष्ठितम्

આમ અનુમાનથી શરીરમાં કોઈ રહ્યુ છે એ નક્કી થાય છે. આ રીતે અનુમાનથી સિદ્ધ થતી વસ્તુને એક અને નિત્ય માનવામાં આવે તો લાઘવ થાય, પણ એમા કોઈ બાધક હોવો ન જોઈએ

सिध्यमानो धर्म एको नित्यश्चेत् तदा लाघवम्।

એક ન માનો તો અનેક માનવાનું ગૌરવ છે. નિત્ય ન માનો તો અનિત્ય માનવો પડે. એમાં એના ઉત્પાદક-નાશક - પ્રાગભાવ વગેરે માનવાનું ગૌરવ થાય. માટે ઉપરોકત તર્ક લગાડાય છે.

આને **લાઘવતર્ક** કહે છે આ તર્કને અનુસારે આત્મા નિત્ય હોવો સિદ્ધ થાય છે. પણ આત્માને એક માનવામાં ઘણા બાધકો છે, (એકનો મોક્ષ થાય તો બધાનો થઈ જાય. . ઈત્યાદિ રૂપ) માટે એક નહિ પણ અનેક આત્મા માનવા પડે છે.

શરીરમાં રહેલી આ જે વસ્તુ સિદ્ધ થાય છે તેનું 'આત્મા' એવું નામ છે. માટે આત્માની સિદ્ધિ થઈ.

**ઈશ્વરસિદ્ધિ :** क्षित्यङ्कुरादिक कार्यं सकर्तृक (कृतिजन्य) (कर्तृजन्य ) कार्यत्वात्, घटवत्

જે હંમેશનું હોય તે નિત્ય.

જે ઉત્પન્ન થાય તે કાર્ય = જન્ય.

જે જન્ય હોય તેનો કોઈ જનક હોવો જોઈએ.

જો કાર્ય રૂપ છે તો તેનો કોઈ કર્તા હોવો જ જોઈએ.

यत्र यत्र कार्यत्व तत्र तत्र सकर्तृकत्व यथा घटे - અન્વય.

यत्र यत्र सकर्तृकत्वाभावस्तत्र तत्र कार्यत्वाभाव यथाऽऽकाशे व्यतिरेक

(આકાશ નિત્ય છે માટે એનો કોઈ કર્તા નથી તો એ જન્ય પણ નથી.)

તેથી, सकर्तृकत्वव्याप्य कार्यत्वम् - व्याप्ति

कार्यं सकर्तृकत्वव्याप्यकार्यत्ववत् - પરામર્શ.

માટે, कार्यं सकर्तृकम् - અનુમિતિ.

આમ કાર્યમાત્રનો કર્તા સિદ્ધ થયો.

ક્ષિત્યંકુરાદિ પણ કાર્ય તો છે જ. (કારણ કે ઉત્પન્ન થાય છે.) માટે તેઓનો કોઈ કર્તા હોવો જોઈએ.

હવે જેને માટીનું પ્રત્યક્ષ નથી એવો આધળો કુંભાર ઘડો બનાવી શકતો નથી.

એટલે કે કર્તાને ઉપાદાનકારણનુ પ્રત્યક્ષ જોઈએ. બે પરમાણુઓમાંથી દ્વયણુક બને, દ્વયણુકમાંથી ત્ર્યણુક ઈત્યાદિ...

આપણને (જીવાત્માઓને) પરમાણુનું પ્રત્યક્ષ નથી. પરમાણુઓ દ્વયણુકાદિના ઉપાદાનકારણ રૂપ છે, તેનુ આપણને પ્રત્યક્ષ નથી

તેથી, एतत्कर्तृत्व (समग्र कार्यकर्तृत्व) अस्मदादौ (सर्वजीवात्मनि) बाधित, उपादानप्रत्यक्षविरहात्

માટે આ ક્ષિત્યંકુરાદિ સમગ્ર કાર્યોનો જે કર્તા સિદ્ધ થાય છે તે આપણા બધા કરતાં જુદો છે તેમ જ ઉપાદાનકારણભૂત પરમાણુ વગેરેના પ્રત્યક્ષજ્ઞાનવાળો છે. એમ માનવું પડે છે.

આપણા બધા કરતાં વિલક્ષણ એવો આ કર્તા એ જ ઈશ્વર છે. માટે ઈશ્વરાત્મા સિદ્ધ થાય છે.

**પ્રશ્ન :** એને ઈશ્વરાત્મા કેમ કહો છો ? માત્ર ઈશ્વર કહો ને ?

**ઉત્તર :** કૃતિ એ આત્માનો ગુણ છે. કર્તા એટલે કૃતિમાન્... ઈશ્વર પણ જો કર્તા છે, તો કૃતિગુણવાળો એ છે જ. માટે એ 'આત્મા' પણ છે જ.

स च एको नित्यश्चेत् तदा लाघवम्।

**પ્રશ્ન :** ઈશ્વરાત્મા સૃષ્ટિનું સર્જન કરીને પછી નષ્ટ થઈ ગયા ... એમ માનો ને ? નિત્ય માનવાની શી જરૂર ?

**ઉત્તર :** નિત્ય માનવામાં લાઘવ છે. જગત્‌ની સૃષ્ટિ અને સંહાર થયા કરે છે, એમાં જુદા જુદા ફેરફારો થયા કરે છે. દરેક વખતે નવો ઈશ્વરાત્મા ઉત્પન્ન થાય છે એવુ માનવામાં ગૌરવ છે. માટે નિત્ય માનીએ છીએ.

વળી ઈશ્વરો અનેક માનીએ, તો જગત્‌નું તંત્ર ખોરવાઈ જાય. એક ઈશ્વર એક ચીજ બનાવે તો બીજો એનો નાશ કરી નાખે ઈત્યાદિ ધાંધલ ધમાલ મચી જાય... માટે એક માનવો યોગ્ય છે.

નૈયાયિકે આ રીતે ઈશ્વરની જગત્કર્તા તરીકે સિદ્ધિ કરી. પણ ઈશ્વરને સર્જનહાર ન માનનારા દાર્શનિકોને એ માન્ય નથી. પણ 'અમને માન્ય નથી.' એટલુ કહેવા માત્રથી તેઓ નૈયાયિકને અટકાવી શકતા નથી , કે નૈયાયિકની સિદ્ધિને ખોટી ઠેરવી શકતા નથી.

માટે તેઓ એમને સામું કહે કે : ईश्वरो न कर्ता, शरीराभावात् (चेष्टाऽभावात्)

જગત્‌માં જે કોઈ કર્તા જોયા છે તે બધા શરીરી છે. દા.ત. મોચી, દરજી, લુહાર, કડીઓ, કુંભાર વગેરે...

માટે, ઈશ્વર જો કર્તા હોય તો એ પણ શરીરી હોવો જોઈએ. જો એ શરીરી હોય તો એનુ શરીર કેટલુ મોટું જોઈએ ? તે સમાવવું ક્યા ? તેને કોણે બનાવ્યું ? શેમાંથી બનાવ્યું ? જગત્‌ની વેદી પર બન્યું એમ કહેશો તો તે વેદી ક્યાં બનાવી ? આવા ઘણા અણઉકેલ્યા પ્રશ્નો ઊભા થાય છે. માટે ઈશ્વરને સશરીર માની શકાતો નથી. તેથી જો અશરીરી માનશો તો એમા ચેષ્ટા ન હોવાથી એ કર્તા શી રીતે બને ? કારણ કે ચેષ્ટા એ શરીરની વિજાતીય ક્રિયા (વિલક્ષણક્રિયા) છે.

માટે, ઈશ્વરકર્તૃત્વની કલ્પના ખોટી છે. કુકલ્પના છે.

क्षित्यङ्कुरादि कार्यं कर्त्रजन्य शरीराजन्यत्वात्

તેથી, નૈયાયિકનો જે કાર્યત્વ હેતુ હતો તે હેત્વાભાસ છે.

તાત્પર્ય એ છે કે,

સામી વ્યક્તિએ અનુમાનથી જે કોઈપણ બાબતની સિદ્ધિ કરી હોય તે બાબત જો ખોટી હોય તો, તેના અનુમાનને ખોટુ ઠેરવવું જોઈએ. જો તેના અનુમાનને ખોટુ ઠરવી ન શકાય તો તે અનુમાનથી સિદ્ધ થયેલી વાતને કમને પણ સ્વીકારવી જ પડે.

કોઈના પણ અનુમાનને ખોટુ ઠેરવવું હોય તો એના હેતુને દુષ્ટ ઠેરવવો જોઈએ. હેતુ દુષ્ટ ઠરે તો પછી એ દુબળો બની જવાથી સ્વસાધ્યની સિદ્ધિ કરી શકતો નથી. અને તેથી અનુમાન તૂટી પડે છે.

## (હેત્વાભાસ)

હેતુને દુષ્ટ બનાવનાર દોષો ૫ છે, તેઓને હેત્વાભાસ કહે છે. એમાં વ્યુત્પત્તિ - हेतो आभासा (दोषा) हेत्वाभासा

આ 'હેત્વાભાસ' શબ્દ દુષ્ટ હેતુને જણાવવા માટે પણ વપરાય છે. એ વખતે વ્યુત્પત્તિ - हेतुवद् आभासन्ते इति हेत्वाभासा

(એટલે કે ખરેખર એ હેતુ નથી, પણ હેતુ જેવા ભાસે છે માટે હેત્વાભાસ )

જેમ સામાનુ અનુમાન ખોટુ ઠેરવવા માટે હેત્વાભાસ જાણવા જરૂરી

સામાને આપતાં હોઈએ તે પણ આ પાંચમાંથી કોઈ પણ દોષથી ખરડાયેલુ તો નથી ને ? એ ચકાસી લેવું જોઈએ. નહિતર આપણું અનુમાન તૂટી પડે.

**હેત્વાભાસ :** જેના જ્ઞાનથી અનુમિતિ અટકે અથવા અનુમિતિનું કરણ (વ્યાપ્તિજ્ઞાન) અટકે તે **હેત્વાભાસ** કહેવાય છે.

यद्विषयकत्वेन ज्ञान अनुमिति-तत्करणान्यतरविरोधि (प्रतिवन्धक) स हेत्वाभास.

આ વ્યાખ્યા હેતુને દૂષિત કરનાર દોષ રૂપ 'હેત્વાભાસ'ની છે, દોષથી દુષ્ટ થયેલ 'દુષ્ટ હેતુ' રૂપ હેત્વાભાસની નહિ.

આમાં, નોંધનીય બાબત એ છે કે : આ વ્યાખ્યામાં 'જેના જ્ઞાનથી' એમ લખ્યું છે, 'જેનાથી' એમ નહિ.

કેમ કે દોષ પોતે અનુમિતિને અટકાવી શકતો નથી. પણ દોષનું જ્ઞાન અનુમિતિને અટકાવે છે.

દા.ત. કોઈ એવું અનુમાન કરવા માંગે કે, वह्नि अनुष्ण , द्रव्यत्वात् जलवत्, તો એ આ બોલે કે તરત જ આપણને થાય છે કે ભાઈ વહ્નિ તો ઉષ્ણ હોય. તેથી આ અનુમિતિ થઈ શકતી નથી, અટકી જાય છે. આપણને પ્રત્યક્ષથી ખબર (જ્ઞાન) છે કે અગ્નિ ઉષ્ણ હોય છે. એટલે આ જ્ઞાન ઉપરથી ઉપરની અનુમિતિ અટકી જાય છે.

તેથી, વહ્નિમાં ઉષ્ણતાનુ જ્ઞાન એ અનુમિતિનો પ્રતિબંધક છે. તેથી, વહ્નિમાં ઉષ્ણતા એ હેત્વાભાસ (હેતુનો દોષ) થયો. (કારણ કે જેનું જ્ઞાન પ્રતિબંધક એ પોતે હેત્વાભાસ.)

'वह्नि अनुष्ण' એવી અનુમિતિનો 'वह्नि उष्ण.' એવું જ્ઞાન એ બાધ કરે છે. માટે વહ્નિમાં ઉષ્ણતા એ **બાધ** પ્રકારનો હેત્વાભાસ થયો.

અહીં એટલું ખ્યાલમા રાખવું કે દોષ એ ખોટી ચીજ નથી, પણ તેને લીધે જે દુષ્ટ થાય છે એ ખોટી ચીજ છે. દા.ત. આંખમાં કણિયો પડે અને આખ લાલ થાય એમાં કણિયો એ દોષ છે, દુષ્ટ નહિ. લાલ આંખ એ દુષ્ટ છે. દોષ સ્વયં દુષ્ટ ન બને, પણ એ જેને અથડાય તે દુષ્ટ બને.

પ્રસ્તુતમાં, 'वह्निमा उष्णता' એ દોષ રૂપ છે, પણ સ્વય દુષ્ટ નથી. એ દોષને લીધે 'द्रव्यत्वात्' એવો જે હેતુ વપરાયો છે એ દુષ્ટ બને છે. અને તેથી એ વહ્નિમાં અનુષ્ણતા સાધ્યની સિદ્ધિરૂપ જે સ્વકાર્ય છે તેને કરી શકશે નહિ.

વળી આમાં એ પણ જણાય છે કે જે વ્યક્તિને પૂર્વે અગ્નિનો પરિચય નથી. એટલે કે વહ્નિ ઉષ્ણ હોય છે એવું જેને ખબર નથી, તેને કોઈ આવું અનુમાન કરી દેખાડશે કે :

वह्नि अनुष्ण , द्रव्यत्वात्, जलवत् તો એ અનુમાન તે વ્યક્તિને થઈ જ જશે. એનું અનુમાન અટકશે નહિ. હવે, 'વહ્નિમાં ઉષ્ણતા' કે જે બાધ પ્રકારનો હેત્વાભાસ દોષ છે એ તો વહ્નિમાં રહ્યો જ છે અને તેમ છતાં ઉકત વ્યક્તિને ... અટકતી નથી.

...ે કે વહ્નિમાં ઉષ્ણતા રહી છે એટલા માત્રથી એ અનુમિતિની પ્રતિબંધક બનતી નથી, પણ એનું જ્ઞાન ...તિનુ પ્રતિબંધક બને છે. માટે હેત્વાભાસની વ્યાખ્યામાં 'જેનાથી' એમ ન લખતાં 'જેના

...સદ્ધેતુ કહેવાય છે.

...ય છે.

... વિરોધ (વિરુદ્ધ) (૩) સત્પ્રતિપક્ષ (સત્પ્રતિપક્ષિત), (૪)

...છે. આવું લક્ષણ જેમાં હોય તે

...છે.) હેતુની

આવી વૃત્તિતા એ વ્યભિચાર નામનો દોષ છે.

એટલે કે જ્યાં સાધ્ય ન રહ્યો હોય ત્યાં પણ હેતુનું રહી જવાપણું એ વ્યભિચાર દોષ છે.

દા.ત. पर्वतो वह्निमान द्रव्यत्वात् ।

આ અનુમિતિમાં વ્યાપ્તિજ્ઞાન - वह्निव्याप्य द्रव्यत्वम् એટલે કે यत्र यत्र द्रव्यत्वम् तत्र तत्र वह्नि

આવું વ્યાપ્તિજ્ઞાન ઉક્ત અનુમિતિ માટે આવશ્યક છે. પણ તેની સામે, 'द्रव्यत्व न वह्निव्याप्य, किन्तु वह्नि-व्यभिचारि' એવું જ્ઞાન આપણને થાય છે ?

અગર થાય છે, તો એ પેલી વ્યાપ્તિને અટકાવી દે છે. દ્રવ્યત્વ એ વહ્નિ વ્યભિચારી એટલા માટે છે કે તે જેમ વહ્નિમાન્‌માં (રસોડા વગેરેમાં) રહે છે તેમ વહ્નિના અભાવવાન્‌માં (સરોવર વગેરેમા) પણ રહે છે. એટલે કે વહ્નિને છોડીને પણ રહે છે. (વહ્નિશૂન્યમાં પણ રહે છે.)

પતિ ન હોય એવા સ્થળમાં પણ ભટકનારી સ્ત્રી વ્યભિચારી કહેવાય છે.

સાધ્ય (વ્યાપક)ને છોડીને ન રહેનાર એ વ્યાપ્ય છે. 'द्रव्यत्व' તો વહ્નિને છોડીને પણ રહી જાય છે. તેથી સાધ્યદ્રોહી છે. માટે એ વ્યભિચારી છે.

બીજી મહત્ત્વની એક બાબત એ છે કે, 'पर्वतो वह्निमान्' આવી અનુમિતિ કરવી છે. એમાં પ્રથમ દ્રવ્યત્વ હેતુનો પ્રયોગ થયો. એના માટે જ્ઞાન થયુ કે 'द्रव्यत्व वह्नि व्यभिचारि' આ જ્ઞાન થઈ જવા છતાં, જો પછી દ્રવ્યત્વ હેતુના બદલે ધૂમ એવો સદ્ હેતુ વાપરવામાં આવે તો પછી 'पर्वतो वह्निमान्' એવી અનુમિતિ થઈ જાય છે.

એટલે કે 'द्रव्यत्व वह्नि व्यभिचारि' એવું જ્ઞાન 'पर्वतो वह्निमान्' એવી અનુમિતિને અટકાવી શકતું નથી. એ તો માત્ર 'द्रव्यत्व वह्निव्याप्य' એવા વ્યાપ્તિજ્ઞાનને જ અટકાવે છે.

તેથી હેત્વાભાસની વ્યાખ્યામાં 'અનુમિતિ કે તત્કરણ વ્યાપ્તિજ્ઞાનને અટકાવે' એમ લખ્યું છે, માત્ર 'અનુમિતિને અટકાવે' એટલું જ નહિ.

આ વ્યભિચાર દોષથી દુષ્ટ હેતુને વ્યભિચારી (અનૈકાન્તિક) કહેવામાં આવે છે. એનું લક્ષણ :

साध्याभाववद्वृत्तिहेतु व्यभिचारी ।

(૨) વિરોધ : हेतो सध्याभावव्याप्यत्व विरोध ।

હેતુ સાધ્યાભાવને વ્યાપ્ય હોવો એ વિરોધ નામનો દોષ છે.

હેતુ સાધ્યને વ્યાપ્ય હોવાથી સાધ્યની સિદ્ધિ કરી આપે છે. ક્યારેક વાદીની ભૂલ થઈ જાય છે, અને તે એવા હેતુનો પ્રયોગ કરી બેસે છે કે જે, તે વાદીને જે સાધ્ય સિદ્ધ કરવું ઈષ્ટ હોય છે (એટલે કે તે હેતુ જે સાધ્યની સિદ્ધિ કરવા ઉચ્ચારાયો હોય છે) તે સાધ્યના અભાવને વ્યાપ્ય હોય છે.

વળી, નિયમ તો એટલો જ છે કે હેતુ જેને વ્યાપ્ય હોય તેની સિદ્ધિ કરી આપે. માટે આવો હેતુ પક્ષમાં સાધ્યની નહિ પણ સાધ્યાભાવની સિદ્ધિ કરી બેસે છે, અને તેથી વાદીનો પરાભવ થાય છે.

આમ; જ્યાં જ્યા હેતુ ત્યા ત્યા સાધ્ય એવો અન્વય હોવાને બદલે

જ્યા જ્યાં હેતુ ત્યાં ત્યાં સાધ્યાભાવ એવો અન્વય અને

જ્યાં જ્યાં સાધ્યાભાવનો અભાવ (સાધ્ય) ત્યાં ત્યા હેત્વભાવ એવો વ્યતિરેક હોય છે.

તેથી નિશ્ચય થઈ જાય છે કે साध्याभावव्याप्यो हेतु

દા.ત. (1) पर्वतो वह्निमान्, जलात् ।

(2) તે જીવે છે, કારણ કે તેના શ્વાસોશ્વાસ બંધ છે.

વિરોધ દોષવાળા હેતુને વિરુદ્ધ કહેવાય છે.

તેનું લક્ષણ साध्याभावव्याप्यो हेतु विरुद्ध ।

(૩) સત્પ્રતિપક્ષ : हेतो साध्याभावव्याप्यहेत्वन्तरकत्वम् ।

જે પક્ષમાં સાધ્યની સિદ્ધિ કરવા માટે એક હેતુ અપાયો હોય તે જ પક્ષમાં સાધ્યાભાવની સિદ્ધિ કરી આપે એવો અન્ય હેતુ હોય તો આ દોષ આવે છે.

પ્રથમ હેતુ સાધ્યને વ્યાપ્ય હોઈ સાધ્યની સિદ્ધિ કરવા મથે છે જ્યારે બીજો હેતુ સાધ્યાભાવને વ્યાપ્ય હોઈ સાધ્યાભાવની સિદ્ધિ કરવા મથે છે. અને તેથી બન્ને અટકી જાય છે, બેમાંથી એકેયની સિદ્ધિ થઈ શકતી નથી. બેમાંથી એકને બળવાન અને અન્યને નિર્બળ સિદ્ધ કરવામા આવે તો જ પછી બળવાન હેતુ પોતે જેને વ્યાપ્ય હોય તેની સિદ્ધિ કરી આપે છે.

આ બન્ને હેતુઓ એકબીજાના પ્રતિપક્ષ છે. માટે દોષને (सत् = विद्यमान) સત્પ્રતિપક્ષ કહેવાય છે.

આવા દોષવાળો હેતુ સત્પ્રતિપક્ષિત કહેવાય છે.

તેનું લક્ષણ - साध्याभावसाधकहेत्वन्तरको हेतु सत्प्रतिपक्षित ।

દા.ત. (1) पर्वतो वह्न्यभाववान् पाषाणमयत्वात् ।

આવા અનુમાનમાં જે સાધ્ય છે કે વહ્‌ન્યભાવ તેના અભાવનો (એટલે કે વહ્નિનો) સાધક ધૂમ હેતુ પર્વત પર છે.

पर्वतो वह्निमान् धूमात्

માટે પાષાણમયત્વ હેતુ સત્પ્રતિપક્ષિત થયો.

(2) शब्द नित्य , श्रावणत्वात् ,शब्दत्ववत् श्रावणत्व = श्रवणेन्द्रियगोचरत्व (ग्राह्यत्व) वा ।

આમાં, જ્યાં જ્યાં શ્રાવણત્વ છે ત્યા ત્યાં નિત્યત્વ એ અન્વય છે. શ્રાવણત્વ શબ્દત્વમાં છે, તો તેમા નિત્યત્વ પણ છે જ (કેમ કે શબ્દત્વ એ જાતિ છે.) આમ તો, શ્રાવણત્વ શબ્દમાં પણ છે, પણ તેમ છતાં, એમાં હજુ નિત્યત્વ કે અનિત્યત્વની સિદ્ધિ થઈ નથી, તેથી એનો ઉલ્લેખ કરવાનો હોતો નથી.

એ સિવાય તો જ્યા જ્યાં શ્રાવણત્વ છે ત્યા ત્યાં નિત્યત્વનો નિર્ણય છે જ. માટે અન્વય મળી ગયો. એમ વ્યતિરેક પણ મળી જશે. જ્યાં જ્યાં નિત્યત્વ નથી ત્યાં ત્યા શ્રાવણત્વ પણ નથી. નિત્યત્વાભાવ ઘટ-પટ વગેરેમાં નિર્ણીત છે, અને ત્યાં તો શ્રાવણત્વાભાવ છે જ. (શબ્દમાં નિર્ણીત નથી. માટે તેનો ઉલ્લેખ કરવાનો નથી.)

તેથી શ્રાવણત્વ, નિત્યત્વને વ્યાપ્ય છે. એવી વ્યાપ્તિ નિર્ણીત થવાથી ઉક્ત અનુમાન કર્‌વું છે.

**પ્રશ્ન :** શબ્દ તો શ્રવણગોચર હોઈ 'શ્રાવણ' છે, માટે તેમા શ્રાવણત્વ છે. પણ શું શબ્દત્વમાં પણ એ રીતે શ્રાવણત્વ છે?

**ઉત્તર :** હા છે. એક નિયમ છે ·

यो येनेन्द्रियेण गृह्यते तद्गता जाति तदभावश्च तेनैवेन्द्रियेण गृह्यते, नापरेण ।

જેનું જ્ઞાન જે ઇન્દ્રિયથી થઈ શકે, તે ઇન્દ્રિયથી જ તેમાં રહેલી જાતિ અને તેના અભાવનું જ્ઞાન થાય છે, અન્ય ઇન્દ્રિયથી નહિ.

દા.ત. મધુરરસ જિહ્‌વેન્દ્રિયગ્રાહ્ય છે, તો મધુરતા અને મધુરરસાભાવ પણ જીભથી જ પ્રત્યક્ષ થઈ શકે. આંખોથી જોઈને જે કહેવાય છે કે આ કેરીમા મીઠાશ નથી, ખટાશ છે... તે પ્રત્યક્ષ નથી, પણ તેનું રૂપ જોઈને થયેલુ અનુમાન છે.

**પ્રશ્ન :** તદ્‌ગત જાતિનું પ્રત્યક્ષ તે જ ઇન્દ્રિયથી શી રીતે થાય ?

**ઉત્તર :** આ રીતે. દા.ત. સામે રહેલા ઘડાને આંખથી જોઈ ઘટ' એવું જ્ઞાન થયું. આમાં સામે રહેલી વસ્તુનો 'ઘટ' તરીકે ઉલ્લેખ થાય છે. આપણે આગળ જોઈ ગયા એ મુજબ જણાય છે કે આ જ્ઞાન, સામે રહેલી વસ્તુમા રહેલા ઘટત્વ ધર્મને આગળ કરીને થયું છે. હવે, સામી વસ્તુમાં ધર્મો તો ઘણા છે, પણ એમાંથી ઘટત્વ ધર્મ આગળ થયો. એ આગળ ક્યારે થઈ શકે ? જણાયો હોય તો જ, ન જણાયો હોય તો આગળ થઈ જ ન શકે. (જેમ કે એક વ્યક્તિને ઘડિયાળ શું ચીજ છે એ ખબર નથી, એની આગળ ઘડિયાળ ધરવામા આવે તો પણ એ એને 'કોઈ વસ્તુ છે' એ રીતે ઓળખી શકશે. પણ 'આ ઘડિયાળ છે' એ રીતે નહિ. શા માટે ? કારણ, એમાં રહેલા ઘડિયાળત્વ ધર્મને જ એ પકડી શકતો નથી. એ ધર્મને એ જાણી શકતો નથી. માટે એ ધર્મ આગળ થઈ શકતો નથી.)

માટે નક્કી થાય છે કે સામે રહેલી ચીજનું જો 'ઘટ' તરીકે જ્ઞાન થાય છે, તો તેમાં રહેલ ઘટત્વ ધર્મ જ્ઞાતાને જણાઈ જ ગયો છે. હવે એ વિચારીએ કે એ શેનાથી જણાયો ? અહીં અનુમિતિ વગેરે તો કોઈ થતી જ નથી. માટે નક્કી થાય છે કે એ પ્રત્યક્ષથી જણાયો છે. વળી એ વખતે પ્રત્યક્ષ તો આંખથી જ થઈ રહ્યું છે, માટે નિશ્ચિત થાય છે કે, ઘડો જો આંખથી પ્રત્યક્ષ છે તો ઘડામાં રહેલી ઘટત્વ જાતિ પણ આખથી જ પ્રત્યક્ષ છે.

એ જ રીતે શબ્દ જો શ્રાવણ છે તો શબ્દત્વ પણ શ્રાવણ છે એ માનવું જોઈએ.

તેથી શબ્દત્વમાં શ્રાવણત્વ છે. અને એમા નિત્યત્વ તો છે જ.

તેથી, જ્યાં જ્યાં શ્રાવણત્વ ત્યાં ત્યાં નિત્યત્વ, જેમ કે શબ્દત્વમાં... આ વ્યાપ્તિ સિદ્ધ થાય છે.

તેથી नित्यत्वव्याप्यश्रावणत्ववान् शब्द. એવો પરામર્શ થવા દ્વારા શબ્દમાં 'नित्यत्व' સાધ્યની સિદ્ધિ થાય છે. આ અનુમિતિમાં વ્યભિચાર કે વિરુદ્ધ દોષ નથી. બાધ છે કે નહિ એ શંકિત છે. તેથી નિત્યત્વનું અનુમાન કરવા શ્રાવણત્વ હેતુ ઊભો થયો છે.

તેથી હવે આ સાધ્યની સિદ્ધિ અટકાવવા માટે સાધ્યાભાવ નિત્યત્વાભાવ (અનિત્યત્વ) સિદ્ધ કરી આપે એવો બીજો હેતુ લાવવો પડે. એ હેતુ છે 'કૃતકત્વ' (પેદા કરાયેલાપણું).

માટે, અનુમાન :

शब्द. अनित्य (नित्यत्वाभाववान्) कृतकत्वात् घटवद्, यत्र यत्र कृतकत्व तत्र तत्र अनित्यत्व, यथा घटे

यत्र यत्र अनित्यत्वाभावस्तत्र तत्र कृतकत्वाभाव , यथाऽऽकाशे

આ વ્યાપ્તિથી આવો પરામર્શ થશે કે अनित्यत्वव्याप्यकृतकत्ववान् शब्दः

તેથી, शब्द. अनित्य .. આમ શ્રાવણત્વ હેતુ સત્પ્રતિપક્ષિત બન્યો.

મીમાંસક શબ્દને નિત્ય માને છે, શબ્દની ઉત્પત્તિ માનતો નથી.

**પ્રશ્ન :** ઉચ્ચારણથી શબ્દ ઉત્પન્ન થતો દેખાય છે ને ?

**ઉત્તર :** ઉચ્ચારણથી તો શબ્દનો સ્ફોટ થાય છે. અર્થાત્ નિત્ય શબ્દ તો આકાશમા હતો જ, પરંતુ તે અસ્ફુટ (અશ્રાવ્ય) હતો, અપ્રગટ હતો. ઉચ્ચારણ એનો સ્ફોટ કરી આપે છે. જો કે આની સામે એક વાર ઘટ બોલવાથી એક વાર સ્ફોટ થયો. તેમ 'ઘટ' 'ઘટ'... બોલ્યા કરીએ તો કેટલી વાર સ્ફોટ થયા કરે ? વગેરે દોષો લાગે છે.

માટે આ માન્યતા યોગ્ય નથી.

ઉપરાંત કૃતકત્વ હેતુથી તો અનિત્યત્વ સિદ્ધ થાય જ છે.

**(૪) બાધદોષ :** प्रत्यक्ष(आगम)सिद्धसाध्याभाववत्पक्षकत्व बाध

પક્ષ સાધ્યાભાવવાળો છે એવી વાત જે અનુમાન અંગે પ્રત્યક્ષસિદ્ધ હોય (કે આગમસિદ્ધ હોય) એવા અનુમાનના હેતુમાં બાધ દોષ હોય છે. એટલે કે હેતુ જે સાધ્યને સિદ્ધ કરવા વપરાયો હોય તેનો અભાવ પક્ષમાં રહ્યો છે એવું, અનુમાન પ્રયોગ પૂર્વે જ પ્રત્યક્ષથી કે આગમથી ખબર પડી ગઈ હોય તો અનુમાન આપવા છતાં સાધ્યસિદ્ધિ થઈ શકતી નથી. તેથી એ અનુમિતિમા બાધ દોષ આવે છે.

આ દોષવાળા હેતુને **બાધિત** કહેવાય છે.

यद्हेतुकानुमितिके पक्षे साध्य प्रत्यक्षबाधित भवेत् तद्धेतु बाधित कथ्यते । साध्याभाववत्पक्षको हेतु बाधित.

એટલે કે જે હેતુવાળી અનુમિતિના પક્ષમાં સાધ્યનો અભાવ પ્રત્યક્ષસિદ્ધ હોય તે હેતુ **બાધિત** કહેવાય છે. આને **કાલાત્યયાપદિષ્ટ** પણ કહેવાય છે.

દા.ત. वह्नि अनुष्ण द्रव्यत्वात्, जलवत्

આમ તો અહીં વહ્નિ પક્ષમાં અનુષ્ણત્વ સાધ્ય બાધિત છે, દ્રવ્યત્વ હેતુ બાધિત નથી. તેમ છતાં હેતુ બાધિત કહેવાય છે, કેમ કે અનુમાનનો આધાર મુખ્યતયા હેતુ (વ્યાપ્તિજ્ઞાન) પર છે. (પ્રત્યક્ષનો ઈન્દ્રિય પર અને શાબ્દબોધનો શબ્દ પર

છે.) એટલે કે,

"અલી ! દ્રવ્યત્વ ! તું કેટલો પામર, કે જેમાં (વહ્નિમાં) ઉષ્ણત્વ એ પ્રત્યક્ષસિદ્ધ છે તેમાં તું ઉષ્ણત્વનો અભાવ (અનુષ્ણત્વ) સિદ્ધ કરવા નીકળી પડ્યો છે !!!" આમ કહીને દોષ હેતુને વળગી પડે છે.

(૫) અસિદ્ધિ દોષ : અનુમિતિનો કો'ક ઘટક અસિદ્ધ હોવો તે. આ દોષવાળા હેતુને અસિદ્ધ કહેવાય છે.

આના મુખ્ય ૩ ભેદ છે.

(અ) સ્વરૂપાસિદ્ધિ : પક્ષમા હેતુ અસિદ્ધ હોવો તે. દા.ત. जलह्दो द्रव्य, धूमात

हेतो हेत्वभाववत्पक्षकत्वं स्वरूपासिद्धि ।

આ દોષવાળો હેતુ સ્વરૂપાસિદ્ધ કહેવાય છે.

हेत्वभाववत्पक्षको हेतु स्वरूपासिद्ध

(બ) पक्षाद्यसिद्धि : આના ૩ પેટા ભેદ છે.

(૧) पक्षासिद्धि : हेतो अप्रसिद्धपक्षकत्व पक्षासिद्धि, अप्रसिद्धपक्षको हेतु पक्षासिद्ध.,

જે અનુમિતિનો પક્ષ દુનિયામા અપ્રસિદ્ધ હોય તે અનુમિતિમાં આ દોષ લાગુ પડે છે.

દા.ત. काञ्चनमयपर्वतो वह्निमान्, धूमात्

(૨) સાધ્યાસિદ્ધિ : हेतो. अप्रसिद्धसाध्यकत्व साध्यासिद्धिः, अप्रसिद्धसाध्यको हेतु साध्यासिद्ध

જે હેતુનો સાધ્ય દુનિયામાં અપ્રસિદ્ધ હોય તે હેતુ સાધ્યાસિદ્ધ કહેવાય છે.

દા.ત. पर्वतो काञ्चनमयवह्निमान्, धूमात्

(૩) હેત્વસિદ્ધિઃ हेतो अप्रसिद्धत्व हेत्वसिद्धि , अप्रसिद्धो हेतु हेत्वसिद्ध

જે હેતુ પોતે દુનિયામા અપ્રસિદ્ધ હોય તે.

દા.ત. पर्वतो वह्निमान् काञ्चनमयधूमात् ।

(ક) વ્યાપ્યત્વાસિદ્ધિ : हेतो व्यर्थविशेषणघटितत्व व्याप्यत्वासिद्धि

व्यर्थविशेषणघटितो हेतु व्याप्यत्वासिद्ध હેતુનું વ્યર્થ વિશેષણ વપરાયું હોય તેવો હેતુ.

દા.ત. पर्वतो वह्निमान्, श्यामधूमात् ।

જે વિશેષણ ન લગાડવામા આવે તો વ્યભિચારદોષ આવે તે વિશેષણ સાર્થક હોય છે, શેષ વિશેષણો વ્યર્થ હોય છે. એ વિશેષણ ન વપરાયું હોય તો પણ માત્ર વિશેષ્યરૂપ હેતુ સાધ્યને વ્યાપ્ય હોય જ છે. હેતુ વ્યાપ્ય = વ્યાપ્તિમાન્ તરીકે ઈષ્ટ છે, એ તો વગર વિશેષણે પણ તેવો છે જ. માટે વિશેષણ વ્યર્થ છે.

વિદ્વાનોની સભામા એક શબ્દ પણ વધારે ન બોલાય. ધૂમાત્થી જે કાર્ય થઈ જાય છે તે જ કાર્ય માટે 'श्यामधूमात' બોલવામાં આવે તો 'श्याम' શબ્દ વ્યર્થ છે. તેથી ત્યાં દોષ લાગે.

વળી શ્યામધૂમત્વ એ ધૂમત્વ કરતા ગુરુભૂત ધર્મ છે. માટે એ અવચ્છેદક બની શકતો નથી. (ગુરુભૂત ધર્મ અવચ્છેદક બનતો નથી, જેમ કે ઘડો કંબુગ્રીવાદિમાન્ છે તેથી એમા ઘટત્વની જેમ કંબુગ્રીવાદિમત્ત્વ પણ છે જ. તેમ છતા, ઘડામા આવેલા નવા ધર્મનો ઘટત્વ જ અવચ્છેદક બને છે, કંબુગ્રીવાદિમત્ત્વ નહિ.)

તેથી શ્યામધૂમ હેતુ વ્યાપ્ય તરીકે જ અસિદ્ધ રહેવાથી એ અનુમિતિ શી રીતે કરાવી શકે? માટે એ અસદ્ધેતુ છે.

**આ હેત્વાભાસોમાં નોંધનીય બાબતો :**

(૧) વ્યભિચારી હેતુમા વ્યભિચારના કારણે વ્યાપ્તિ અસિદ્ધ છે, તેથી અનુમિતિ થતી નથી.

વ્યાપ્યત્વાસિદ્ધ હેતુમા વ્યર્થ વિશેષણના કારણે તેવું છે.

(૨) બાધ દોષમાં પક્ષમાં સાધ્યના અભાવનો નિર્ણય પહેલાથી જ પ્રત્યક્ષથી થઈ ગયો હોય છે.

વિરુદ્ધ અને સત્પ્રતિપક્ષિત આ બન્નેમા પણ પક્ષમાં સાધ્યના અભાવની જ વાત છે. પણ એનુ અનુમિતિકાળે

અનુમાન જ કરવાનું હોય છે. એમાં પણ વિરુદ્ધમાં સામાએ આપેલા હેતુથી જ તે કરવાનું હોય છે, જ્યારે સત્પ્રતિપક્ષમાં અન્ય હેતુથી તે કરવાનું હોય છે.

(૩) સાધ્યાસિદ્ધિમાં સાધ્ય આખી દુનિયામાં જ અપ્રસિદ્ધ હોય છે, જ્યારે બાધાદિ ત્રણમાં તો, દુનિયામાં તે પ્રસિદ્ધ હોય છે, માત્ર પક્ષમાં અપ્રસિદ્ધ હોય છે.

(૪) હેત્વસિદ્ધિમાં હેતુ આખી દુનિયામાં અપ્રસિદ્ધ હોય છે.

★ સ્વરૂપાસિદ્ધિમાં હેતુ દુનિયામાં તો સિદ્ધ હોય છે. પણ પક્ષમાં અસિદ્ધ હોય છે.

★ વ્યાપ્યત્વાસિદ્ધિમાં હેતુ પક્ષમાં પણ સિદ્ધ હોય છે. પણ એ વ્યાપ્ય તરીકે અસિદ્ધ હોય છે.

(૫) ગ્રંથોમાં જ્યારે માત્ર અસિદ્ધિ કે અસિદ્ધ શબ્દ વપરાયો હોય ત્યારે સામાન્યથી સ્વરૂપાસિદ્ધિ (કે સ્વરૂપાસિદ્ધ)ની વાત જાણવી.

આવા દોષ વિનાનો જે હેતુ હોય છે તે સદ્ધેતુ કહેવાય છે. તેનાથી પણ અનુમિતિ ક્યાં થાય ?

જ્યાં સાધ્યનો સંદેહ હોય એટલે કે સાધ્ય હશે કે નહિ ? એમ થાય, ત્યાં અનુમિતિ થાય. અથવા સંદેહ ન હોવા છતાં સાધ્યનો નિર્ણય ન હોય ત્યાં થાય.

પણ જ્યાં સાધ્યનો નિર્ણય થયો હોય ત્યાં અનુમિતિ થાય નહિ. જ્યાં સાધ્ય પ્રત્યક્ષ હોય ત્યાં સાધ્ય સિદ્ધ હોય છે, પછી એની અનુમિતિ શું કરવી ?

એટલે કે સદ્ધેતુ-વ્યાપ્તિજ્ઞાન વગેરે બધું હોવા છતાં અનુમિતિ રૂપ કાર્ય ત્યાં થતું નથી.

સઘળી કારણસામગ્રીઓ હાજર હોવા છતાં જો કાર્ય ન થતું હોય તો સમજવુ જોઈએ કે ત્યાં કોઈ પ્રતિબંધક છે.

જેમ કે ભડભડ બળતા અગ્નિમાં આંગળી નાંખી, છતાં જો દાહ નથી થતો, તો સમજવું કે અહીં દાહકાર્યનો પ્રતિબંધક હાજર છે. તે પ્રતિબધક મણિમંત્રૌષધિ વગેરે રૂપ સંભવે છે.

ચન્દ્રકાન્તમણિ, કોઈ વિશિષ્ટમંત્રોચ્ચાર કે કોઈ વિશિષ્ટ જડીબુટ્ટી ઔષધિ હોય તો દાહ થતો નથી.

તેથી, આ મણિ વગેરે દાહ પ્રત્યે પ્રતિબંધક કહેવાય.

આ ચન્દ્રકાન્તમણિ હોવા છતાં, જો ભેગો સૂર્યકાન્તમણિ પણ હોય તો પાછો દાહ થાય જ છે. માટે સૂર્યકાન્તમણિને ઉત્તેજક કહેવાય છે. વળી એની હાજરીમાં ચન્દ્રકાન્તમણિ દાહનો પ્રતિબંધ કરતો નથી. એથી જણાય છે કે સૂર્યકાન્તમણિની હાજરી ન હોય તો જ ચન્દ્રકાન્તમણિ પ્રતિબંધક બને છે. એટલે કે સૂર્યકાન્તમણ્યભાવ વિશિષ્ટ ચન્દ્રકાન્તમણિ એ જ પ્રતિબધક છે, માત્ર ચન્દ્રકાન્તમણિ નહિ.

અગ્નિ હોવાની સાથે આવા વિશિષ્ટ ચંદ્રકાન્તમણિરૂપ પ્રતિબંધકનો અભાવ જ્યાં હોય ત્યાં દાહ કાર્ય થાય છે. આ પ્રતિબંધક જે છે, એમાં સૂર્યકાન્તમણ્યભાવ એ વિશેષણ છે, ચન્દ્રકાન્તમણિ એ વિશેષ્ય છે અને સૂર્યકાન્તમણ્યભાવ વિશિષ્ટ ચન્દ્રકાન્તમણિ એ વિશિષ્ટ છે આવા વિશિષ્ટ ચન્દ્રકાન્તમણિનો અભાવ હોય તો દાહ થાય છે.

હવે વિશિષ્ટનો અભાવ ત્રણ રીતે મળી શકે છે.

જેમ કે, કોઈએ પૂછ્યું - પાણીવાળો ઘડો છે ?

(આમાં પાણી એ વિશેષણ છે, ઘડો એ વિશેષ્ય છે અને પાણીવાળો ઘડો એ વિશિષ્ટ છે.)

જવાબ : જ્યા (૧) પાણી નથી, ખાલી ઘડો છે, જવાબ મળશે 'નથી.'

એટલે કે 'વિશિષ્ટ'નો અભાવ છે.

આ અભાવ વિશેષણ (જળ) ન હોવાના કારણે છે. માટે એને વિશેષણાભાવપ્રયુક્ત વિશિષ્ટાભાવ કહેવાય.

(૨) પાણી છે (તપેલીમાં), પણ ઘડો નથી, તો પણ જવાબ મળશે - 'નથી'.

અહીં વિશેષ્યનો અભાવ હોવાના કારણે વિશિષ્ટનો અભાવ છે. માટે એ વિશેષ્યાભાવપ્રયુક્ત વિશિષ્ટાભાવ કહેવાય.

(૩) પાણી પણ નથી, ઘડો પણ નથી. ત્યાં જવાબ મળશે... 'નથી.' અહીં વિશેષણ અને વિશેષ્ય બન્ને નથી તેથી આ ઉભયાભાવ પ્રયુક્ત વિશિષ્ટાભાવ છે.

(૪) પાણી પણ છે (ઘડામા), ઘડો પણ છે. તો જવાબ મળશે કે પાણીવાળો ઘડો 'છે'.

આમ વિશેષણ અને વિશેષ્ય ઉભય હાજર હોય તો વિશિષ્ટ હાજર કહેવાય, અન્યથા નહીં. અન્યથા વિશિષ્ટનો અભાવ જ હોય. હવે દાહ અંગે વિચારીએ.

| | સૂર્યકાન્તમણિ | વિશેષણ = સૂ નો અભાવ | વિશેષ્ય = ચન્દ્ર. મણિ | વિશિષ્ટ | દાહકાર્ય |
|---|---|---|---|---|---|
| ૧ | છે | નથી | છે | નથી | થશે. |
| ૨ | નથી | છે | નથી | નથી | થશે. |
| ૩ | છે | નથી | નથી | નથી | થશે. |
| ૪ | નથી | છે | છે | છે | નહીં થાય. |

આમ સૂર્યકાન્તમણિ ન હોય અને માત્ર ચન્દ્રકાંત મણિ હોય ત્યાં જ દાહકાર્ય અટકે છે, એટલે કે ત્યા જ પ્રતિબંધક હાજર હોય છે.

હવે પ્રસ્તુતમાં અનુમિતિ અગે વિચારીએ.

ધૂમાડાનું (હેતુનુ) જ્ઞાન છે, વ્યાપ્તિજ્ઞાન છે, પરામર્શ છે. તેમ છતાં વહ્નિમાન્ ધૂમાત્ એવી અનુમિતિ થતી નથી (જો અગ્નિ પ્રત્યક્ષથી દેખાતો હોય તો.)

શેષ સઘળી કારણસામગ્રી હાજર હોવા છતાં, જે ચીજની હાજરીના કારણે કાર્ય ન થાય તે ચીજ પ્રતિબંધક હોય છે. પ્રસ્તુતમા હેતુજ્ઞાન વગેરે બધું હાજર હોવા છતાં સાધ્યની સિદ્ધિ (નિર્ણય) હાજર હોવાથી અનુમિતિ થતી નથી. માટે સાધ્યની સિદ્ધિ એ પ્રતિબંધક છે આને સિદ્ધસાધન દોષ પણ કહે છે.

નૈયાયિકોએ પ્રતિબંધકાભાવને પણ કાર્યના એક કારણ તરીકે સ્વીકાર્યો છે. તેથી જ્યાં પ્રતિબધક હાજર હોય છે ત્યાં આ પ્રતિબંધકાભાવરૂપ કારણ જ હાજર ન હોવાથી સંપૂર્ણ કારણસામગ્રી જ હાજર હોતી નથી, તેથી કાર્ય શી રીતે થાય ?

*સમગ્રસ્ય સમગ્રાણા વા ભાવ સામગ્રી*

એટલે હવે, અનુમિતિની કારણસામગ્રીના જેમ હેતુજ્ઞાન, વ્યાપ્તિજ્ઞાન અને પરામર્શ એ ઘટકો છે તેમ પ્રતિબંધકાભાવ પણ એક ઘટક છે. જ્યા સાધ્યનિર્ણય થઈ ગયો છે. ત્યાં પ્રથમ ત્રણ ઘટકો હાજર હોવા છતા અંત્ય ઘટક હાજર ન હોવાથી અનુમિતિરૂપ કાર્ય થતું નથી.

કારણ કે સાધ્યસિદ્ધિરૂપ પ્રતિબંધક હાજર છે.

**જેનો અભાવ કાર્યનું કારણ હોય તે પ્રતિબધક :**

પણ જો, સાધ્યસિદ્ધિ હોવા છતા, બીજી બધી કારણસામગ્રી હાજર હોવાના કારણે કોઈને અનુમાન કરવાની ઇચ્છા (અનુમિત્સા) જ થાય તો કોઈ એને રોકી શકતુ નથી.

**પ્રશ્ન :** પ્રતિબધક હોવા છતા કેમ અનુમિતિ થાય છે ?

**ઉત્તર :** જેમ ચન્દ્રકાન્તમણિ હોય તો અગ્નિથી દાહ થતો નથી, પણ સૂર્યકાન્તમણિ પણ જો ભેગો હાજર હોય તો દાહ થાય જ છે. અને તેથી સૂર્યકાન્તમણિ ઉત્તેજક કહેવાય છે તેમ પ્રસ્તુતમા પણ અનુમિત્સા એ ઉત્તેજક છે. તેથી એની હાજરીમા સાધ્યસિદ્ધિ હોવા છતા અનુમિતિ થાય છે. એટલે કે એની હાજરીમાં સાધ્યસિદ્ધિ અનુમિતિરૂપ કાર્યનો પ્રતિબંધ કરી શકતી નથી એટલે કે અનુમિત્સાના અભાવવિશિષ્ટ સાધ્યસિદ્ધિ જ પ્રતિબંધક છે, માત્ર સાધ્યસિદ્ધિ નહિ.

માટે કાર્ય પ્રત્યે ઉત્તેજકાભાવવિશિષ્ટપ્રતિબધકનો જે અભાવ એ કારણ છે.

★ શુદ્ધ સાધ્યસિદ્ધિ (કે મણિ) એ પ્રતિબધક નથી પણ વિશિષ્ટ સાધ્યસિદ્ધિ (કે મણિ) એ પ્રતિબંધક છે.

એટલે કે अनुमित्साऽभावविशिष्टसाध्यसिद्धि એ પ્રતિબંધક છે અને એનો અભાવ એ અનુમિતિ રૂપ કાર્યનું કારણ છે.

વળી નૈયાયિકોની એક માન્યતા આ પણ છે કે હેતુ અને સાધ્ય બન્ને એક પક્ષમાં રહ્યા હોય (સમાનાધિકરણ હોય) તો જ અનુમિતિ થાય. જ્યાં સીધે સીધા બન્ને એક ઠેકાણે રહ્યા ન હોય ત્યાં પણ એવો પક્ષ શોધી બન્નેને તેમાં (યોગ્ય સબંધથી) રાખી પછી જ અનુમિતિ થઇ શકે.

તેથી ઘનગર્જનથી મેઘનું અનુમાન કરવું હોય તો અનુમાન પ્રયોગ કેવો જોઈએ ? આવો :

आकाश मेघवत्, घनगर्जनवत्त्वात्।

આ નૈયાયિકનો મત કહ્યો. પણ વાસ્તવિકતા આ નથી. ઘન ગર્જન કર્ણશષ્કુલ્યવચ્છિન્ન આકાશપ્રદેશમાં સંભળાય છે, અને ત્યાં તો મેઘ છે નહિ, મેઘ તો પક્ષના અન્ય સ્થળે છે. તેમજ કેટલીકવાર પક્ષમાં હેતુ અને સાધ્યનું સામાનાધિકરણ્ય સીધેસીધું નથી હોતું કે નથી જોવાતું એવી મહેનત નથી કરાતી કે હેતુને પક્ષમાં લાવ્યા પછી સાધ્યને પણ પક્ષમાં લાવવો.

દા.ત. ગઈકાલે સોમવાર હતો, કારણ કે આજે મંગળવાર છે, જેમ કે ગયા અઠવાડિયામાં. આમાં સોમવાર ગઈકાલે હતો જ્યારે મંગલવાર આજે છે, માટે બન્નેના અધિકરણ જુદા છે. નૈયાયિકના મતે આ અનુમાન સિદ્ધ કરવું હોય તો નીચેની પ્રક્રિયા કરવી પડે.

મંગળવાર, અતીત દિવસીય સોમવારપૂર્વક હોય છે, કેમ કે એ મંગળવાર છે.

જ્યાં જ્યાં મંગલવારત્વ હોય ત્યાં ત્યાં સોમવારપૂર્વકત્વ હોય છે. જેમ કે ગયા અઠવાડિયાના મંગળવારમાં.

તેથી મંગળવારત્વ સોમવારપૂર્વકત્વવ્યાપ્ય છે.

તેથી, મંગળવાર સોમવારપૂર્વકત્વવ્યાપ્ય મંગળવારત્વવાળો છે.

તેથી, મંગળવાર સોમવારપૂર્વક હોય છે.

હવે બીજું અનુમાન કરવુ પડે કે, અતીત દિવસ સોમવાર હતો, કેમ કે સોમવારપૂર્વક એવા મંગળવારની પૂર્વમાં હતો.

જેમ કે ગયા અઠવાડિયાનો મંગળવારની આગળનો દિવસ.

**જૈનમત :** બધે ઠેકાણે હેતુ અને સાધ્યને એક પક્ષમાં લાવવાની ગોઠવણ કે લમણાઝીંક થતી નથી. કિંતુ કેટલેક ઠેકાણે હેતુને જોઈને જ સાધ્યનુ અનુમાન થઈ જાય છે. આજે મગળવાર છે એમ ખબર પડે એટલે સીધું જ ગઈકાલે સોમવાર હતો. એવું અનુમાન થઈ જાય છે. એ દરેકને અનુભવસિદ્ધ હકીકત છે. એમાં પ્રથમ, મંગળવાર સોમવારપૂર્વક હોય છે ઈત્યાદિ અનુમાન થાય છે એવો કોઈને અનુભવ નથી.

વળી અનુમાન બે પ્રકારે :

(૧) **સ્વાર્થાનુમાન :** પોતાને જ્ઞાન કરવા માટેનુ અનુમાન... આમાં પંચાવયવ વાક્ય ગોઠવાતું નથી. પણ માત્ર હેતુદર્શન અને વ્યાપ્તિસ્મરણથી અનુમાન થઇ જાય છે.

(૨) **પરાર્થાનુમાન :** બીજાને અનુમિતિ કરાવવી તે. આમા પંચાવયવ વાક્યો ગોઠવાય છે.

पर्वतो वह्निमान धूमात् આવા પ્રસિદ્ધ અનુમાનમાં પણ કોઈ શકા કરે છે કે,

ભાઈ ! તમે આખી દુનિયામાં જોવા ગયા છો કે જ્યાં જ્યા ધૂમાડો હોય ત્યા ત્યા અગ્નિ હોય જ ? દુનિયા વિચિત્રતાઓથી ભરેલી છે. ક્યાક ધૂમાડો હોય અને અગ્નિ ન પણ રહ્યો હોય એવું ન બને ? ક્યાંક એવું બને એમ માની લઈએ તો શુ વાધો છે ?

આવી શંકાને **અન્વયવ્યભિચારની શંકા** કહે છે.

એટલે કે, अस्तु धूमो मारत्तु वह्नि को दोष ?

ધૂમાડો હોય અને અગ્નિ ન હોય તો શું વાધો ? દરેક [illegible] આવી અન્વયવ્યભિચારની શંકા શક્ય હોય [illegible] જો આ શંકાનું વિઘટન કરવામા ન આવે તો અનુમાન થઈ શ[illegible] [illegible]ાપ્તિ જ નિશ્ચિત થતી નથી.) માટે [illegible] વિઘટન કરવું આવશ્યક બની જાય છે. આવી શંકાનું [illegible] [illegible]ાટે જે તર્ક આપવામાં આવે છે એને

કહેવાય છે. નિશ્ચિત થઈ ગયેલા કાર્ય/કારણભાવનો ભંગ થઈ જવાનો દોષ દેખાડવો એટલે અનુકૂળતર્ક કર્યો કહેવાય.

જેમ કે પ્રસ્તુતમાં,

यदि धूमो वह्नि विनापि स्यात् (तर्हि को दोष ) આ પણ અન્વયવ્યભિચારની શંકા છે.

यदि धूमो वह्निन् विनापि स्यात् तर्हि वह्निजन्योऽपि न स्यात् આ અનુકૂળતર્ક છે.

જો ધૂમાડો અગ્નિ વિના પણ રહી જતો હોય તો એ અગ્નિનું કાર્ય પણ ન હોય ! (પણ એ અગ્નિનું કાર્ય તો છે જ. તેથી એ અગ્નિ વિના રહેતો નથી.) આમા,

वह्निजन्योऽपि न स्यात् એટલે જ ધૂમઅગ્નિનો કારણ-કાર્યભાવ પણ ન હોત.

આવા અનુકૂળતર્કનુ જે હેતુને પીઠબળ મળ્યું હોય છે તે હેતુ પ્રયોજક કહેવાય છે, જેને એ પીઠબળ મળ્યું હોતું નથી. તે હેતુ અપ્રયોજક કહેવાય છે. (એનાથી અનુમિતિ થઈ શકતી નથી.)

અગ્નિ ધૂમાડાને ઉત્પન્ન કરે છે માટે એ ધૂમાડાનો કારકહેતુ છે, ધૂમાડો અગ્નિને પેદા નથી કરતો, પણ એના જ્ઞાનને પેદા કરે છે. (અગ્નિને અનુમાન દ્વારા જણાવે છે.) માટે એ એનો જ્ઞાપક હેતુ છે.

★ ★ ★

### શાબ્દબોધની પ્રક્રિયા :

'ઘટમાનય' એવા શબ્દો કોઈ બોલ્યું. ત્યાં ૩ વ્યક્તિઓ ઊભી છે. એક બહેરો છે, બીજો સાભળે છે પણ એને સંસ્કૃતભાષા નથી આવડતી, અને ત્રીજો સાભળે પણ છે અને એને સંસ્કૃતભાષા પણ આવડે છે.

બહેરાને શું શબ્દો બોલાયા તે પણ ખબર પડતી નથી.

બીજાને શુ શબ્દો બોલાયા તે ખબર પડે છે, એટલે કે શબ્દજ્ઞાન (શબ્દબોધ) થાય છે. (આ શ્રાવણપ્રત્યક્ષ છે.) પણ એને કોઈ અર્થબોધ નથી. માટે શાબ્દબોધ નથી થતો.

ત્રીજાને શબ્દબોધ અને શાબ્દબોધ બન્ને થાય છે.

માટે શબ્દો સાંભળવા એના કરતાં શાબ્દબોધ એ જુદી ચીજ છે. તો એ શાબ્દબોધ શું છે?

શબ્દ પરથી તથા તેના જ્ઞાન પરથી (તે સંભળાવાથી) શબ્દના અર્થ સંકેત (શક્તિ)ના જ્ઞાન દ્વારા થતો બોધ તે શાબ્દબોધ.

પ્રશ્ન : આ શક્તિ શું છે?

ઉત્તર : 'ઘડો' બોલવાથી ઘડો જ જણાય છે, પટ નહિ

'પટ' બોલવાથી પટ જ જણાય છે ઘડો નહિ.

આવું નિયમન જે થાય છે એના પરથી જણાય છે કે 'ઘટ' શબ્દ અને 'ઘટ' પદાર્થ વચ્ચે કોઈ સંબંધ હોવો જોઈએ જે સંબંધ 'ઘટ' શબ્દ અને 'પટ પદાર્થ' વચ્ચે નથી. આ સંબંધને 'વૃત્તિ' કહેવાય છે.

पदपदार्थयो मध्ये शक्तिलक्षणान्यतरसवन्ध वृत्ति ।

પદ અને પદાર્થ વચ્ચે રહેલો શક્તિ કે લક્ષણા સંબંધ એ વૃત્તિ છે.

એટલે કે 'વૃત્તિ'ના બે પ્રકાર છે. (૧) શક્તિ અને (૨) લક્ષણા.

પદ અને પદાર્થ વચ્ચે શક્તિ સંબંધ હોવાથી 'પદ' સાંભળવાથી પદાર્થનું જ્ઞાન થાય છે. આ શક્તિ શું છે?

'अस्मात्पदादयमर्थो वोद्धव्य' એવી અથવા, 'घटपदार्थ घटपदवाच्य' એવી અથવા, 'घट' शब्द 'घटवाचक' એવી ઈશ્વરેચ્છા એ શક્તિ છે. (તે તે શબ્દોથી શક્તિજ્ઞાન વડે તે તે પદાર્થનો બોધ મનુષ્યોને સૌ પ્રથમ ઈશ્વરે પોતાની ઈચ્છા મુજબ કરાવ્યો હતો. એટલે કે 'શક્તિ' સૌ પ્રથમ ઈશ્વરેચ્છા મુજબ નિશ્ચિત થઈ હતી. માટે ઈશ્વરેચ્છા એ શક્તિ કહેવાય. આવો નૈયાયિકોનો મત છે.)

પ્રશ્ન : 'ઘટ' શબ્દને 'ઘટ' પદાર્થ સાથે શક્તિસંબંધ છે એ જાણ્યું. પણ એટલા માત્રથી 'ઘટ' શબ્દ સાભળતા ઘટપદાર્થ શી રીતે જણાઈ જાય?

ઉત્તર : એવો નિયમ છે કે : एकसबधिज्ञानमपरसंबधिस्मारकम्

સામાન્યથી કોઈપણ સંબંધના સંબંધીઓ બે હોય છે. તેમાંથી એક સંબંધીનું જ્ઞાન થાય તો બીજા સંબંધીનું સ્મરણ થઈ જાય છે. આમ એક સંબંધીનું જ્ઞાન બીજા સંબંધીનું સ્મારક બને છે.

જેમ કે બે ભાઈઓ રોજ સાથે ઉપાશ્રયમાં વંદન કરવા આવતા હોય. પછી એક દિવસ બેમાંથી એક જ આવ્યો હોય તો આપણને તરત બીજો ભાઈ યાદ આવી જાય છે અને પૂછીએ છીએ કે આજે એ કેમ નથી આવ્યો ? બીજા ભાઈની કોઈ વાતચીત નીકળી ન હોવા છતાં આ પહેલા ભાઈને જોવા માત્રથી બીજો ભાઈ કેમ યાદ આવી જાય છે ?

તો કે આપણને બન્નેનો ભ્રાતૃત્વ સંબંધ ખબર છે અને તે સંબંધના એક સંબંધી રૂપ આ ભાઈને જોયો. તેથી એ સંબંધ દ્વારા બીજો ભાઈ યાદ આવી જાય છે.

અહીં પ્રશ્ન થાય કે આ જે ભાઈને જોઈએ છીએ તેના સંબંધીઓ તો માતા-પિતા વગેરે ઘણા છે, તેમ છતાં એ કોઈ યાદ ન આવતાં ભાઈ જ કેમ યાદ આવ્યો ?

તો એનો ઉત્તર એ છે કે આપણને માત્ર ભાઈના અને એના સંબંધની ખબર છે, એના માતાપિતા વગેરે કોણ છે એ સંબંધની આપણને ખબર નથી, માટે એ સંબંધીઓ ઉપસ્થિત થતા નથી.

વળી જો, એ સંબંધીઓ પણ ખબર છે, અને તેમ છતાં ભાઈ જ કેમ યાદ આવ્યો ? એવો પ્રશ્ન ઊભો થાય તો એનો ઉત્તર એ જાણવો કે અહીં ભેગા વંદન કરવા આવવાનું પ્રકરણ છે માટે. આજુબાજુમાં જે પ્રકરણ હોય એ મુજબ સંબંધ દ્વારા અન્ય સંબંધી યાદ આવે છે.

હવે પ્રસ્તુતમાં વિચારીએ – 'ઘટ' શબ્દ એ 'શકિત'નો એક સંબંધી છે, અને ઘટ પદાર્થ એ બીજો સંબંધી છે. તેથી જ્યારે 'ઘટ' શબ્દ રૂપ એક સંબધીનું જ્ઞાન થાય છે. ત્યારે શકિત સબધ દ્વારા ઘટ પદાર્થ રૂપ બીજા સંબંધીનું સ્મરણ થઈ જાય છે. આમ પદાર્થની મગજમાં જે ઉપસ્થિતિ થઈ જાય છે એને **પદજન્ય પદાર્થોપસ્થિતિ** કહે છે.

પદ અને પદાર્થ વચ્ચે શકિત એ સાંકળનું કામ કરે છે.

| | |
|---|---|
| પદાર્થ – वाच्य अभिधेय | પદ વાચક અભિધાયક |
| તેથી, घट. घटपदवाच्य | घटपदं घटवाचकम् |
| માટે, घटे घटपदवाच्यता | घटपदे घटवाचकता |
| આ વાચ્યતા એ જ શકિત છે. | આ વાચકતા એ શકિત છે. |
| એટલે કે, 'घट'पदशक्ति घटे | તેથી, घटशक्ति घटपदे |

આમ શકિતના બે સંબંધી છે. તેથી એ સાંકળનું કામ કરે છે.

પદને शक्त पदं કહેવાય છે અને પદાર્થને शक्यार्थ કહેવાય છે.

શકિત = પદ – પદાર્થ વચ્ચેનો વાચ્ય-વાચકભાવ સંબંધ.

અહીં એ ખ્યાલ રાખવો કે 'ઘટ' પદની શકિત ઘટપદાર્થમાં છે. માટે માત્ર 'ઘટ' શબ્દ વપરાયો હોય તો એ ઘડાને જ જણાવી શકે. 'ઘટ' એવા શબ્દને નહિ.

તેથી 'ઘટ' શબ્દનો જો ઉલ્લેખ કરવો હોય તો 'ઘટપદ' 'ઘટશબ્દ' એવા શબ્દનો પ્રયોગ કરવો જોઈએ. માત્ર 'ઘટ' શબ્દનો નહિ.

**પ્રશ્ન :** 'ઘટ' શબ્દ સાભળીને ઘડાનું જે જ્ઞાન થાય છે એ તો 'एकसंबधि ज्ञान...' એ ન્યાયે થયેલા સ્મરણરૂપ છે. તો શાબ્દબોધ એ શું ચીજ છે?

**ઉત્તર :** તમારી વાત સાચી છે, માત્ર 'ઘટ' બોલવાથી તો ઘડાનું સ્મરણ થાય છે. પણ જ્યારે 'ઘટમાનય' ઈત્યાદિ વાકયપ્રયોગ થાય છે. ત્યારે તે વાકયમાં રહેલા તે તે પદથી પોતપોતાના વાચ્યાર્થ પદાર્થો ઉપસ્થિત થાય છે. આ ઉપસ્થિત થયેલા પદાર્થોનો પરસ્પર જે સંબંધ (અન્વય) ભાસે છે તેના માટે તો કોઈ પૃથક્ પદ વપરાયું હોતું નથી. માટે એ સ્મૃતિરૂપ તો નથી જ. માટે આ જે અન્વય બોધ થાય છે એ શાબ્દબોધ છે.

જેમકે 'ઘટમાનય' આમાં ૪ પદ છે.

(૧) ઘટ (૨) अम् (૩) આ + ની અને (૪) આજ્ઞાર્થનો પ્રત્યય.

આમાં (૧), (૩) પ્રકૃતિ પદ છે અને (૨), (૪) પ્રત્યય પદ છે. ચારેય પદોથી ક્રમશ નીચેના પદાર્થો ઉપસ્થિત થઈ જાય છે. : (૧) ઘડો (૨) કર્મત્વ (૩) આનયન ક્રિયા (૪) આદેશ.

પણ આટલું સ્મરણ થવા માત્રથી કામ પતતું નથી. કારણ કે કર્મત્વ ઘડામાં છે, એટલે કે ઘડો કર્મ છે, વળી એ આનયનક્રિયાનું કર્મ છે ઇત્યાદિ જણાય તો જ વાક્યબોધ થાય છે. આવો તે તે પદાર્થોને સાંકળનાર સંબંધ (અન્વય)નો બોધ શાબ્દબોધથી થાય છે, શબ્દોના તેવા સામર્થ્યથી - પરસ્પરની મર્યાદા - આકાંક્ષાથી થાય છે.

साकाङ्क्षपदयो एकपदस्यार्थेऽपरपदस्यार्थ आकाङ्क्षाभास्यसम्बन्धेन अन्वेति ।

આમ પદાર્થો પદજન્યપદાર્થોપસ્થિતિ રૂપ સ્મરણથી ભાસે છે, પણ બે સાકાંક્ષ પદોના બે પદાર્થોનો સંબંધ તો પદ વિના જ આકાંક્ષા માત્રથી ભાસે છે.

ઘટમ્ પદથી ઘડો અને કર્મત્વ ઉપસ્થિત થયા. પણ 'ઘટનિષ્ઠકર્મતા'માં નિષ્ઠત્વ સંબંધનું જ્ઞાન ક્યાંથી થયું ? એ આકાંક્ષાથી થયુ.

પ્રકૃતિપદને પ્રત્યયપદની, ક્રિયાપદને કારકપદની, વિશેષણપદને વિશેષ્યપદની આકાંક્ષા છે. આ બધી આકાંક્ષાઓ નિયત થઈ ગયેલી છે. આ આકાંક્ષાથી પદાર્થો વચ્ચેના સબંધનો બોધ થાય છે.

વ્યુત્પત્તિવાદનું પ્રથમ વાક્ય છે :

एक पदार्थेऽपरपदार्थससर्ग संसर्गमर्यादया (आकाङ्क्षाया) भासते ।

**અર્થ :** એક પદના (અમ્‌ના) અર્થમાં (કર્મત્વમા) અપરપદ (ઘટપદ)ના અર્થ (ઘડા)નો સંબંધ સંસર્ગમર્યાદા (આકાંક્ષા)થી ભાસે છે. બે પદ વચ્ચે જેવી આકાંક્ષા તે પ્રમાણે સબંધ ભાસે. ઘટ પદાર્થમાં કારકતા કઈ ? એમ આકાંક્ષા ઊભી થઈ. તેથી જવાબ મળ્યો કે 'अम्' પદના અર્થરૂપ કર્મત્વ કારકતા.

એમ, अम् પ્રત્યયનો અર્થ કર્મત્વ. એ ક્યાં રહે ? એવી આકાંક્ષા ઊભી થઈ. એટલે કે કયા પ્રકૃતિપદના પદાર્થમાં રહે ? એવી આકાંક્ષા ઊભી થઈ, કારણ કે પ્રકૃતિપદ - પ્રત્યય પદને પરસ્પર આકાંક્ષા છે. જવાબ મળશે કે ઘડામાં...

આમ બે સાકાંક્ષપદોથી પદાર્થો ઉપસ્થિત થયા હોય તો તે બે પદાર્થો વચ્ચેનો સંબંધ તે આકાંક્ષાથી ભાસે છે. પણ, એના એ જ પદાર્થો જો અસાકાંક્ષપદોથી ઉપસ્થિત થયા હોય તો તેઓ વચ્ચેનો સંબંધ આકાંક્ષાથી ભાસતો નથી અને તેથી અન્વયબોધ થતો નથી એટલે કે શાબ્દબોધ થતો નથી. માત્ર પદાર્થોનું સ્મરણ થઈને અટકી જાય છે.

જેમ કે : 'घटकर्मत्व आनयन आदेश' આવા શબ્દો કોઈ બોલે તો 'ઘટમાનય'થી જે પદાર્થો ઉપસ્થિત થાય છે તે બધા જ આ શબ્દોથી થાય છે ખરાં પણ 'ઘટ' અને 'કર્મત્વ' પદ સાકાંક્ષ ન હોવાથી ઘટનિષ્ઠકર્મતા વગેરે રૂપે વચ્ચેનો સંબંધ ભાસતો નથી. અને તેથી અન્વય બોધ થતો નથી.

સામાન્યથી વિભક્તિપદનો અર્થ પ્રકૃતિપદના અર્થમાં રહે છે.

દા.ત ઘટ = घटनिष्ठकर्मता तेथी, निष्ठत्वसबंधेन घटविशिष्टकर्मत्वम्

ઘટેન - घटनिष्ठकरणता ઘટે - घटनिष्ठाधिकरणता

'નમો અરિહંતાણ'માં અરિહંતોને નમસ્કાર એ તો માત્ર અનુવાદ થયો. (ભાષાંતર થયું.) એ એનો પદાર્થ નથી 'નમો' શબ્દનો વાચ્યાર્થ - નમન ક્રિયા = અંજલિબદ્ધ પ્રણામ ક્રિયા.

'અરિહંત' શબ્દનો વાચ્યાર્થ સમવસરણમાં અષ્ટપ્રાતિહાર્ય યુક્ત બિરાજમાન શ્રી તીર્થંકર દેવો.

તેથી આવા શ્રી તીર્થંકરદેવોને અંજલિબદ્ધ નમનક્રિયા કરવી એ આ વાચ્યાર્થ છે.

શાબ્દબોધમાં પદજન્યપદાર્થોપસ્થિતિ ઉપરાત ૪ સાધન જોઈએ.

(૧) **આકાંક્ષા :** पदपदयोरपेक्षा आकाङ्क्षा પ્રકૃતિપદને પ્રત્યયપદની આકાંક્ષા વગેરે.

येन पदेन विना यत्पद नान्वयबोधजनक तेन पदेन सह तत्पदस्याकाङ्क्षा ।

જે પદ વિના જે પદ અન્વયબોધજનક ન બને તે પદની સાથે તે પદની આકાંક્ષા હોય છે.

પ્રત્યય પદ વિના (अम् વિના) પ્રકૃતિપદ ('ઘટ' પદ) અન્વયબોધજનક બનતું નથી. માટે પ્રત્યય પદની સાથે પ્રકૃતિપદની આકાંક્ષા છે. તેથી, प्रकृति-प्रत्ययपदयोर्मिथ आकाङ्क्षा ...

(૨) **આસત્તિ :** साकाङ्क्षपदयो सनिधान आसत्ति ।

'गिरिर्भुक्त वह्निमान् देवदत्तेन'

આ વાક્યમાં गिरि કેવો ? वह्निमान्

भुक्तं केन ? देवदत्तेन ।

આમ गिरि અને वह्निमान् એ બે તેમજ देवदत्तेन અને भुक्तं એ બે પરસ્પર સાપેક્ષ છે. તેથી સંનિધાન જોઈએ. અહીં નથી, કેમ કે गिरि અને वह्निमान्ની વચમાં भुक्त પદ પડ્યું છે, भुक्त-देवदत्तेनની વચમાં વહ્નિમાન્ પદ પડ્યું છે. આને વ્યવધાન કહેવાય. તેથી, આસત્તિ ખૂટે. માટે શાબ્દબોધ થતો નથી.

આ પદનું વ્યવધાન છે. એમ કાળનું વ્યવધાન હોય તો પણ આસત્તિ ખૂટે. જેમ કે કોઈ સવારે ઘટ બોલે પછી મૌન... પછી સાંજે આનય બોલે તો શાબ્દબોધ ન થાય.

(આ સંનિધાન શ્રોતાના ક્ષયોપશમ મુજબ ઓછુ વત્તું હોય છે.)

(૩) **યોગ્યતાજ્ઞાન :** એક પદાર્થને બીજામાં સંબદ્ધ થવાની યોગ્યતા જોઈએ. યોગ્યતા નહિ તો બોધ નહિ.

દા.ત. वह्निना सिञ्चति, जलेन दहति ।

અહીં પદો બરાબર છે પણ યોગ્યતા નથી. તેથી બોધ નહિ, આકાંક્ષામાં પદ-પદની અપેક્ષા છે, યોગ્યતામાં પદાર્થ-પદાર્થની આકાંક્ષા છે.

वह्निना सिञ्चतिમાં ક્રિયાપદને કારકપદની આકાંક્ષા છે. એ પરિપૂર્ણ છે. પરતુ સિંચનક્રિયા રૂપ પદાર્થને वह्निની અપેક્ષા નથી, જળની છે, માટે યોગ્યતા નથી.

તેથી સિંચનમાં વહ્નિકરણકત્વની યોગ્યતા નથી, કારણ કે वह्निना सिञ्चतिનો અન્વય - वह्निकरणक. सेक ।

પણ સેક (સિંચન)નો અર્થ (પદાર્થ) એવો છે કે એનું વહ્નિ એ કરણ બની શકતું નથી, એટલે કે એમાં વહ્નિકરણકત્વ ઘટી શકતું નથી. માટે, યોગ્યતા નથી.

**પ્રશ્ન :** આ યોગ્યતા શું ચીજ છે ?

**ઉત્તર :** એક પદાર્થમાં (સેકમાં) અપરપદાર્થ (વહ્નિકરણત્વ)ના સબંધનો સંભવ એ યોગ્યતા છે.

હંમેશા શાબ્દબોધ પૂર્વે બધે જ 'યોગ્યતા છે કે નહિ ?' એ જોવા બેસાતું નથી. એટલે કે યોગ્યતા જ્ઞાન થાય પછી જ શાબ્દબોધ થાય છે એવો અનુભવ નથી.

દા.ત. 'जलेन तृषा शमयति' આમાં એમ જોવા નથી બેસાતું કે તૃષાશમનમાં જળજન્યત્વની યોગ્યતા છે ? એ જોવા બેસીએ એ પહેલાં જ શબ્દો સાંભળીને શાબ્દબોધ થઈ જાય છે.

**પ્રશ્ન :** તો પછી યોગ્યતાજ્ઞાન સર્વત્ર કારણ ક્યાં રહ્યુ ?

**ઉત્તર :** એટલા માટે જ અમે નૈયાયિકો યોગ્યતાજ્ઞાનને કારણ માનતા નથી.

**પ્રશ્ન :** તો પછી वह्निना सिञ्चतिમાં શાબ્દબોધ કેમ થતો નથી ?

**ઉત્તર :** અમે અયોગ્યત્વજ્ઞાનને પ્રતિબંધક માનીએ છીએ. એટલે કે અયોગ્યત્વજ્ઞાનરૂપ પ્રતિબંધકના અભાવને અમે કારણ માનીએ છીએ.

'वह्निना सिञ्चति' આદિમાં, જેને ખબર છે કે સિચનમાં વહ્નિકરણકત્વની અયોગ્યતા છે તેને અયોગ્યત્વજ્ઞાન થવાથી શાબ્દબોધ નહિ થાય. પણ જેને એ ખબર નથી તેને અયોગ્યત્વજ્ઞાન ન થવાથી (પછી ભલે ને યોગ્યત્વજ્ઞાન પણ નથી થયું) શાબ્દબોધ થઈ જશે.

**પ્રશ્ન :** યોગ્યતાજ્ઞાન જો શાબ્દબોધનું કારણ નથી તો શું એનો કોઈ ઉપયોગ જ નથી ?

**ઉત્તર :** એ સાવ નિરુપયોગી છે એવુ નથી. ક્યારેક અયોગ્યત્વનો ભ્રમ પેદા થયો હોય તો એને દૂર કરવા માટે યોગ્યતાજ્ઞાન ઉપયોગી બને છે.

(૪) **તાત્પર્ય :** वक्तुरिच्छा तात्पर्यम्

જ્યારે અનેકાર્થક શબ્દપ્રયોગ થયો હોય ત્યારે વક્તાની ઈચ્છા રૂપ તાત્પર્ય જેવું હોય એ પ્રમાણે અર્થ લેવો.

દા.ત. સૈન્ધવ શબ્દના અર્થ બે છે : લવણ અને અશ્વ.

**પ્રશ્ન :** વક્તાની ઇચ્છાને શ્રોતા શી રીતે જાણી શકે ?

**ઉત્તર :** પ્રકરણ પરથી, આજુબાજુના અનુસંધાન પરથી. જેમ કે ભોજન કરતી વખતે શેઠ નોકરને કહે કે 'સૈન્ધવમાનય' તો 'સૈન્ધવ' શબ્દથી લવણ અર્થનું શેઠને તાત્પર્ય છે તે જાણી શકાય.

એમ, શેઠ તૈયાર થઈને બારણે આવીને નોકરને કહે કે 'સૈન્ધવમાનય' તો અશ્વ અર્થનું તાત્પર્ય છે એ ખબર પડી શકે.

આમ શાબ્દબોધ માટે આ ૪ સાધનો પણ જરૂરી છે. એમાંથી પહેલા બે સ્વરૂપસત્ સાધનો છે, એટલે કે એની હાજરીથી જ શાબ્દબોધ થાય. જ્યારે છેલ્લા બેની હાજરી હોવા માત્રથી તે થતો નથી, કિન્તુ શ્રોતાને તેનું જ્ઞાન થયું હોય તો શાબ્દબોધ થાય છે. તેથી, તે બેનું જ્ઞાન એ શાબ્દબોધનું કારણ છે.

જેનું જ્ઞાન ન હોવા છતાં, હાજરી માત્રથી કાર્ય થઈ જાય તેવા કારણને સ્વરૂપસત્ કારણ કહે છે. દા.ત. ઝેરને જાણ્યુ ન હોવા છતા એ 'મારવાનું' સ્વકાર્ય કરે જ છે. જેની હાજરી હોવા માત્રથી કાર્ય ન થાય, કિન્તુ એનું જ્ઞાન થાય તો જ કાર્ય થાય એને જ્ઞાયમાનસત્ કારણ કહે છે. જેમ કે ધૂમાડો હોવા માત્રથી અગ્નિની અનુમિતિ થતી નથી, કિન્તુ એને જાણ્યો હોય તો જ અગ્નિની અનુમિતિ થાય છે. (નવ્યનૈયાયિકો તો ધૂમાડાના જ્ઞાનને જ કારણ માને છે.)

વૃત્તિસંબધના શકિત અને લક્ષણા એમ જે બે ભેદ કહ્યા હતા તેમાંના શકિત સંબંધથી શકિત જ્ઞાન દ્વારા થતા શાબ્દબોધની વાત થઈ. હવે વૃત્તિના બીજા ભેદ લક્ષણાની વાત :

કો'ક માણસ બોલ્યો કે 'गङ्गाया घोष' ઘોષ = ગાયોનો વાડો, ગંગા = ગંગા નદીનો પ્રવાહ.

શ્રોતાને આ પદાર્થો ઉપસ્થિત થવાથી વિચાર આવે કે આ વાત શી રીતે ઘટી શકે ? ગંગા નદીના પ્રવાહમાં ગાયોનો વાડો શી રીતે રહી શકે ? આ રીતે અસંગતિ ઊભી થતી હોવાથી પછી એ 'ગંગા' શબ્દનો અર્થ ગંગા નદીનો પ્રવાહ ન કરતાં ગંગા નદીનો કિનારો એવો કરે છે.

**પ્રશ્ન :** પણ જેમ 'ઘટ' પદનો પટ પદાર્થ સાથે શકિત સંબંધ નથી તો 'ઘટ' પદ સાંભળીને પટ પદાર્થની ઉપસ્થિતિ થતી નથી. તેમ 'ગંગા' શબ્દનો ગગાના કિનારા સાથે શકિત સંબંધ નથી. તો એ શબ્દ સાંભળીને કિનારાની ઉપસ્થિતિ શી રીતે થાય ?

**ઉત્તર :** કિનારા સાથે શકિત સંબંધ ન હોવા છતા લક્ષણા સંબંધ રહ્યો છે. માટે એ સંબંધ દ્વારા કિનારાની ઉપસ્થિતિ થાય છે, અને શાબ્દબોધ થાય છે.

**પ્રશ્ન :** આ લક્ષણા સબધ એ શું છે ?

**ઉત્તર :** शक्यार्थसम्बन्धो लक्षणा ।

શકિત સબધથી જે ઉપસ્થિત થાય તે શકયાર્થ... તેની સાથે લક્ષ્યાર્થનો સંબધ એ લક્ષણા છે. આ લક્ષણા સંબંધથી જે અર્થની ઉપસ્થિતિ થાય છે એને **લક્ષ્યાર્થ** કહે છે.

'गङ्गाया घोष'માં ગંગાનો શકયાર્થ ગગા પ્રવાહ (નદી)... એનો કિનારા સાથે સંબંધ છે જ. માટે કિનારામાં રહેલ આ ગંગા નદીનો સંબંધ એ જ લક્ષણા સંબધનું કામ કરી 'ગંગા' પદથી ગંગા નદીના કિનારાની ઉપસ્થિતિ કરાવી આપે છે.

આમ, શબ્દનો 'શકિત' સંબંધથી સાક્ષાત્ સંબધી એ શકયાર્થ અને શબ્દનો પરપરાએ સંબંધી એટલે કે શકયાર્થરૂપ સંબંધીનો સંબંધી એ લક્ષ્યાર્થ.

'ગંગા' પદનો સંબંધી ગંગાપ્રવાહ (શક્યાર્થ) તેનો સંબંધી ગંગાનો કિનારો (લક્ષ્યાર્થ.)

**પ્રશ્ન :** આ તો 'ગંગા' પદથી શક્યાર્થ અને લક્ષ્યાર્થ બન્ને ઉપસ્થિત થઈ શકે છે એવું નક્કી થયું. અને તો પછી તે તે શબ્દપ્રયોગ વખતે કયો અર્થ લેવો ? એ શી રીતે ખબર પડે ?

**ઉત્તર :** સામાન્યથી તો શબ્દકોષ - લોક વ્યવહાર વગેરેથી તે તે શબ્દોનો જે અર્થ જણાતો હોય છે (કે જે શક્યાર્થ હોય છે) તે જ અર્થ લેવાનો હોય છે. પણ અમુક વિશેષ પ્રકારની પરિસ્થિતિમાં જ લક્ષ્યાર્થ લેવાનો હોય છે. લક્ષ્યાર્થ લેવાના કારણભૂત આ વિશેષ પ્રકારની પરિસ્થિતિ (પરિસ્થિતિવિશેષ) એ લક્ષણાનું બીજ કહેવાય છે. લક્ષણાનું બીજ કોણ બને એ માટે પ્રાચીન નૈયાયિકોની માન્યતા એ છે કે :

જ્યાં એક પદાર્થનો બીજા પદાર્થ સાથે અન્વય ઘટતો ન હોય, એટલે કે અન્વયાનુપપત્તિ હોય ત્યાં લક્ષણા કરવી. દા.ત. गङ्गाया घोष.

ગંગાપ્રવાહમાં ગાયના વાડા રૂપ ઘોષ પદાર્થનો અન્વય અસંગત છે. માટે લક્ષણા કરી લક્ષ્યાર્થ લેવો. ગંગા કિનારે ઘોષનો અન્વય અસંગત નથી.

પણ નવ્યયનૈયાયિકોને આ માન્ય નથી. 'काकेभ्यो दध्युपरक्ष्यताम्' 'કાગડાઓથી દહીંનું રક્ષણ કરવું'. આવો વચન પ્રયોગ થાય છે ત્યા અન્વયસંગત હોવા છતાં (અન્વયાનુપપત્તિ ન હોવા છતાં) લક્ષણા કરવામાં આવે છે. માત્ર કાગડાઓથી જ દહીંનું રક્ષણ કરવાનો અર્થ નથી કરાતો પણ દધ્યુપઘાતક જે કોઈ હોય તે બધાથી દહીંનું રક્ષણ કરવાનો અર્થ કરવામાં આવે છે. એટલે કે 'કાક' પદની 'દધ્યુપઘાતક' અર્થમાં લક્ષણા કરાય છે. માટે અન્વયાનુપપત્તિ એ લક્ષણાનું બીજ નથી.

પણ તાત્પર્યાનુપપત્તિ એ લક્ષણાનું બીજ છે. પ્રસ્તુતમાં, કાકનો શક્યાર્થ માત્ર કાગડો લઈએ તો વક્તાનું દહીંનું રક્ષણ કરવાનું જે તાત્પર્ય છે તે અસંગત રહે છે, માટે એ તાત્પર્યની સંગતિ કરવા માટે અહીં લક્ષણા કરવી પડે છે.

વળી ગંગાયાં ઘોષઃમાં પણ જો માત્ર અન્વયની સંગતિ કરવા માટે જ લક્ષણા કરવાની હોય તો તો ગંગા પદની ગંગાના કિનારાના અર્થમાં લક્ષણા કરવાની જેમ 'ઘોષ' પદની મત્સ્યમાં લક્ષણા કરીને પણ અન્વયની સંગતિ કરી શકાય છે. પણ તેવી લક્ષણા કરાતી નથી. કારણ, એમા વક્તાના કહેવાનું તાત્પર્ય અસંગત રહે છે. માટે, તાત્પર્યાનુપપત્તિ એ લક્ષણાનું બીજ છે.

વૈયાકરણો ત્રીજી વ્યંજના પણ માને છે, પણ નૈયાયિકો તેનો લક્ષણામાં જ સમાવેશ કરી દે છે.

દા.ત. તું તો બહુ ડાહ્યો હોં ! અહીં, શક્યાર્થ 'ડહાપણવાળો' એવો છે; પણ વક્તાનું તાત્પર્ય ગાંડપણવાળો કહેવાનું છે. વૈયાકરણી આ અર્થ વ્યંજનાથી કાઢે છે. નૈયાયિકના મતે વિપરીત વસ્તુ પણ શક્યાર્થને સંબદ્ધ હોઈ લક્ષ્યાર્થ જ છે, અને તે લક્ષણાસંબંધથી ઉપસ્થિત થઈ શકે છે.

શક્તિનું જ્ઞાન કેટલીકવાર શબ્દકોષથી અને કેટલીકવાર પ્રસિદ્ધ શબ્દોના સાંનિધ્ય વગેરેથી થાય છે.

દા.ત. 'वसते पीको मधुर रौति' આમા વસંતઋતુમા, 'મધુર ગાય છે.' વગેરે અર્થો પ્રસિદ્ધ હોવાથી પીકનો અર્થ કોયલ છે એમ ખબર પડી જાય છે.

रामदारा सीता અહીં રામ-સીતા વચ્ચેનો સંબંધ પ્રસિદ્ધ હોવાથી દારાનો અર્થ પત્ની થાય એ ખબર પડે છે.

વિવરણથી અર્થબોધ : धनेप्सु धनाप्तीच्छावान् એવા વિવરણથી એનો અર્થ ખબર પડે.

★ ★ ★

**પ્રત્યક્ષજ્ઞાન :** આ જ્ઞાન ઈન્દ્રિયથી થાય છે.

**પ્રશ્ન :** શી રીતે ?

**ઉત્તર :** પ્રથમ વિષય અને ઈન્દ્રિયનો સંયોગ થવો જોઈએ. પછી ઈન્દ્રિય અને મનનો સંયોગ થવો જોઈએ. પછી મન અને આત્માનો સંયોગ થવો જોઈએ. તો જ્ઞાન થાય, કારણ કે જ્ઞાન એ આત્માનો ગુણ છે.

**પ્રશ્ન :** આત્મા વિભુ છે, મન નિત્ય છે. માટે એ બન્નેનો હંમેશા સંયોગ હોય જ છે, તો પછી નવો સંયોગ

લાવવાની જરૂર શી ?

**ઉત્તર :** મન અત્યન્ત ગતિશીલ છે. તેથી તેનો આત્મા સાથે સંયોગ બદલાયા જ કરે છે. આત્મા સાથેના સંયોગના સ્થળ અને વિષયો બદલાયા જ કરે છે. આવું મન જ્યારે જે ઈન્દ્રિય સાથે સંયુક્ત બની આત્મા સાથે સયોગ કરે છે તે ઈન્દ્રિય દ્વારા તેના વિષયનું જ્ઞાન થાય છે.

વળી, જ્ઞાન આત્મામા પેદા થાય છે. જ્યા કાર્ય પેદા થાય ત્યાં કારણે પણ હાજર હોવું જોઈએ. મન, જ્ઞાનનું કારણ હોવાથી તેને ત્યા હાજર થવું જ પડે.

તેથી, विषयसयुक्तेन्द्रियसयुक्तमन सयोग આત્મામા આવે ત્યારે જ્ઞાન થાય.

**લક્ષણ :** કોઈપણ વસ્તુની ઓળખાણ તેના ધર્મોથી આપવામાં આવે છે. દા.ત. મગનભાઈ કોણ ? અરે, તું ઓળખતો નથી ? પેલા જાડા સરખા છે - ચશ્મા પહેરે છે તે... આ જાડાપણું, ચશ્મા વગેરે તેમના ધર્મો છે. વ્યવહારમા આવા ધર્મોથી ઓળખાણ આપી શકાય છે અને કામ થઈ જાય છે. પણ આ ઓળખાણ તાત્કાલિક કે બહુ પરિમિત દેશ પૂરતી હોય છે.

કોઈપણ વસ્તુની સર્વવ્યાપી ત્રિકાળ અબાધિત જે ઓળખાણ આપવામાં આવે છે તેને 'લક્ષણ' કહેવાય છે. જે વસ્તુની ઓળખાણ અપાતી હોય તે વસ્તુને 'લક્ષ્ય' કહે છે. લક્ષ્યનો એવો અસાધારણ ધર્મ લક્ષણ કહેવાય છે કે જે અલક્ષ્યમા રહ્યો ન હોય અને સઘળા લક્ષ્યોમાં રહ્યો હોય.

એટલે કે, अलक्ष्याऽवृत्तिः लक्ष्यमात्रवृत्ति· धर्मः लक्षणम्

આ લક્ષણ નીચેના ૩ દોષોથી મુક્ત હોવુ જોઈએ.

(૧) **અવ્યાપ્તિઃ** लक्ष्यैकदेशावृत्तित्वम् अव्याप्ति ।

લક્ષ્યના એક ભાગમાં ન રહેવુ એ અવ્યાપ્તિ દોષ છે. દા.ત. તપસ્વી હોય તે સાધુ.

(૨) **અતિવ્યાપ્તિ :** लक्ष्यवृत्तित्वे सति लक्ष्येतरवृत्तित्वम् अतिव्याप्ति ।

લક્ષ્યમાં રહેવા સાથે જે અલક્ષ્યમાં પણ રહેતુ હોય તે લક્ષણ અતિવ્યાપ્ત કહેવાય અને તેનો દોષ 'અતિવ્યાપ્તિ' કહેવાય.

દા.ત. જે જૈન હોય તે સાધુ. જૈન તો શ્રાવકો પણ છે.

(૩) **અસંભવઃ** लक्ष्यावृत्तित्वमसभव ।

જે એકેય લક્ષ્યમાં રહેતું ન હોય તેવું લક્ષણ આ દોષવાળું કહેવાય છે.

દા.ત જે ત્રણપગવાળી હોય તે ગાય.

બીજી એક **નોંધનીય** બાબત એ છે કે લક્ષણ બને એટલું ટૂંકામાં ટૂંકું બનાવવાનુ હોય છે. એટલે કે જેટલા ઓછા શબ્દોમાં - જેટલી ટૂંકમાં ઓળખાણ આપવાથી ઉપરના દોષોનું વારણ થઈ જવું શક્ય હોય એટલી ટૂંકી ઓળખાણ એ લક્ષણ બને છે, પછી એમાં એકેય વધારાની બાબત હોવી ન જોઈએ.

આવો સિદ્ધાન્ત હોવાથી સામાન્યથી એક ફરજ થઈ પડે છે કે જ્યારે કોઈ એક વસ્તુનુ લક્ષણ ઘણું લાબું આપવામાં આવ્યુ હોય ત્યારે તે લક્ષણમાં વપરાયેલા જુદા જુદા પદો શા માટે વાપરવામાં આવ્યા છે, તે તે પદ કદાચ ન વાપર્યું હોત તો કયો દોષ ઊભો થાત ? તે પદ વાપરવાથી એ દોષનુ વારણ શી રીતે થઈ જાય છે ? ઈત્યાદિ વિચારણા કરવી. આ વિચારણા કરવી એને **પદકૃત્ય** કહે છે.

હવે પ્રસ્તુતમા આવીએ.

પ્રત્યક્ષનું લક્ષણ કરવું છે - તે આવુ છે :

'इन्द्रियजन्य ज्ञान प्रत्यक्षम्' આનું પદકૃત્ય — અહીં પ્રત્યક્ષનું લક્ષણ કરવું છે, માટે જે કોઈ પ્રત્યક્ષજ્ઞાન હોય તે બધા 'લક્ષ્ય' અને તે સિવાયના ઘટ, પટ, અનુમિતિ વગેરે બધા લક્ષ્યેતર (કે અલક્ષ્ય) કહેવાય.

**પ્રશ્ન :** 'ઇન્દ્રિયજન્યં' લખવાની શી જરૂર ?

ઉત્તર : જો એ ન લખીએ તો લક્ષણ માત્ર 'જ્ઞાનં પ્રત્યક્ષમ્' એટલું જ થાય. હવે, જ્ઞાન તો અનુમિતિ વગેરે રૂપ પણ છે જ. પણ અનુમિતિ વગેરે તો લક્ષ્યેતર છે. માટે અતિવ્યાપ્તિ દોષ આવે.

'ઇન્દ્રિયજન્યં' એટલું ઉમેરીએ, એટલે એ દોષ નહિ આવે, કારણ અનુમિતિ વગેરે જ્ઞાન રૂપ છે, પણ ઇન્દ્રિયજન્ય નથી (કિન્તુ વ્યાપ્તિજ્ઞાનજન્ય છે.) એટલે અતિવ્યાપ્તિ દોષ નહિ આવે.

પ્રશ્ન : તો પછી 'જ્ઞાન' લખવાની શી જરૂર છે ? માત્ર 'इन्द्रियजन्य प्रत्यक्षम्' એટલું જ લખો ને ?

ઉત્તર : ઇન્દ્રિય અને વિષયનો સંયોગ પણ ઇન્દ્રિયજન્ય તો છે જ. પણ એ સંયોગ કાંઈ પ્રસ્તુતમાં 'લક્ષ્ય' નથી. માટે અતિવ્યાપ્તિદોષ આવે. એનું વારણ કરવા 'જ્ઞાનં' શબ્દ છે. એ સંયોગ ઇન્દ્રિયજન્ય હોવા છતાં 'જ્ઞાન' રૂપ તો નથી જ, માટે અતિવ્યાપ્તિ દોષ નથી.

આવી વિચારણાને પદકૃત્ય કર્યું કહેવાય.

આ લક્ષણ વાસ્તવિક આવું કહેવાય.

इन्द्रियजन्यत्वे सति ज्ञानत्वम् प्रत्यक्षत्वम् અથવા इन्द्रियजन्यत्वविशिष्टज्ञानत्व प्रत्यक्षत्वम् ।

એટલે કે આવો 'ઇન્દ્રિયજન્યત્વ' એવા વિશેષણયુક્ત જ્ઞાનત્વ ધર્મ જેમાં હોય તે બધુ પ્રત્યક્ષજ્ઞાન હોય, અને જે કોઈ પ્રત્યક્ષજ્ઞાન રૂપ હોય તે બધામાં આવો ધર્મ રહ્યો હોય.

પ્રશ્ન : તમારા લક્ષણમાં હજુ પણ અવ્યાપ્તિદોષ રહ્યો જ છે. કારણ કે ઈશ્વરનું જ્ઞાન પ્રત્યક્ષ છે. પણ તેમાં ઇન્દ્રિયજન્યત્વ નથી. (કેમ કે એનું જ્ઞાન નિત્ય હોઈ જન્ય જ નથી.) (ઈશ્વરનું જ્ઞાન પણ પ્રત્યક્ષ છે એની સિદ્ધિ આગળ કરીશું.)

ઉત્તર : તમારી વાત સાચી છે. એનું વારણ નીચેની બે રીતે કરી શકાય :

(૧) લક્ષણને બદલીને અને (૨) ઈશ્વરજ્ઞાનને લક્ષ્યમાંથી બાકાત રાખીને.

(૧) નવું લક્ષણ આવું બનાવવું :

अनुमानोपमानशब्दअनुभवाजन्य ज्ञान प्रत्यक्षम्

જે જ્ઞાન અનુમાનાદિ ૪ થી જન્ય નથી તે પ્રત્યક્ષ. [ જ્યાં વિધિથી લક્ષણ ન મળે (એટલે કે 'જે આવું હોય તે આ' એવુ લક્ષણ ન મળે) ત્યાં નિષેધ મુખે લક્ષણ શોધવુ જોઈએ. (એટલે કે 'જે આવું ન હોય તે આ' એવું લક્ષણ શોધવું જોઈએ.) ]

અથવા આને જ ટૂંકમા એમ કહી શકાય, ज्ञानाकरणक ज्ञान प्रत्यक्षम् ।

જે જ્ઞાનનું કરણ અન્યજ્ઞાન ન હોય તેવું જ્ઞાન એ પ્રત્યક્ષ...

અનુમિતિ, ઉપમિતિ, શાબ્દબોધ અને સ્મૃતિ... આ ચારનું વ્યાપ્તિજ્ઞાન વગેરે એ કરણ છે, તેથી એ બધા જ્ઞાનકરણકજ્ઞાન કહેવાય. પ્રત્યક્ષ એવુ નથી. ઈશ્વર પ્રત્યક્ષ તો નિત્ય હોઈ એનું કોઈ કરણ જ નથી. જીવાત્માના પ્રત્યક્ષનું કરણ ઇન્દ્રિય હોય છે જે જ્ઞાનરૂપ નથી. આવું લક્ષણ કરવાથી અવ્યાપ્તિદોષ રહેતો નથી.

(૨) इन्द्रियजन्य ज्ञान प्रत्यक्ष એવું જ લક્ષણ રાખવું હોય તો એ જીવાત્માઓના પ્રત્યક્ષનું લક્ષણ જાણવું. (ઈશ્વરપ્રત્યક્ષભિન્ન પ્રત્યક્ષનું લક્ષણ જાણવું.)

આ પ્રત્યક્ષજ્ઞાન બે પ્રકારે છે :

(૧) નિર્વિકલ્પક અને (૨) સવિકલ્પક (સપ્રકારક). જેમાં ભેગો પ્રકાર પણ ભાસતો હોય તે જ્ઞાનો સપ્રકારક કહેવાય છે. કોઈપણ પ્રકાર જેમા ભાસતો ન હોય તેવુ જ્ઞાન એ નિર્વિકલ્પકપ્રત્યક્ષ છે.

કોઈપણ આકારવાળું જ્ઞાન થાય (એટલે કે ઉલ્લેખવાળું જ્ઞાન થાય) એ બધું સપ્રકારક હોય છે. દા.ત. 'ઘટઃ' એવું જ્ઞાન... આનું કારણ એ છે કે 'ઘટઃ' એવો ઉલ્લેખ ક્યારે થાય ?

સામી વસ્તુમાં રહેલા 'ઘટત્વ' ધર્મને આગળ કરવામાં આવ્યો હોય તો ને ? એટલે કે સામી વસ્તુ ઘટત્વવાળી છે એવો તો નિર્ણય એમાં થઈ જ જાય ને ? માટે એ ઘટત્વપ્રકારકજ્ઞાન કહેવાય.

એટલે કે કોઈપણ ઉલ્લેખવાળું જ્ઞાન થાય એ બધું સપ્રકારક જ હોય છે. અને જે કોઈ પણ જાતના ઉલ્લેખથી પર હોય તેવું જ્ઞાન હોય એ નિર્વિકલ્પક હોય છે. એટલે કે એમાં જ્ઞાન થાય છે, પણ 'ઘટઃ' 'પટઃ' એવો કોઈ જ ઉલ્લેખવાળો બોધ હોતો નથી. (જાણે કે માત્ર વિષયનો ફોટો જ પડે છે.) આમાં કોઈ આકાર ન હોવાથી, જ્ઞાતાને પણ 'મને ઘડાનું જ્ઞાન થઈ રહ્યું છે' ઈત્યાદિ ખબર પડી શકતી નથી. એટલે કે જ્ઞાન થાય છે, પણ જ્ઞાન થાય છે એની ખબર હોતી નથી.

**પ્રશ્ન :** જો જ્ઞાન થાય છે એની ખબર જ કોઈને પડતી નથી તો તેવું જ્ઞાન થાય છે એવું માનવાની જ શી જરૂર ?

**ઉત્તર :** જ્યારે 'ઘટ' એવું સપ્રકારક જ્ઞાન થાય છે ત્યારે એ, સામી વસ્તુમાં રહેલા ઘટત્વ ધર્મને (વિશેષણને) આગળ કરીને જ થાય છે, એ વગર નહિ.

હવે સામી વસ્તુમાં રહેલ 'ઘટત્વ' ધર્મ આગળ ક્યારે થાય ? એ જાણવામાં આવ્યો હોય તો જ. માટે નક્કી થાય છે કે 'ઘટઃ' એવા ઉલ્લેખવાળું જે જ્ઞાન થાય છે તેની પૂર્વે ઘટત્વનું પણ જ્ઞાન થઈ ગયું હોય છે.

અથવા બીજી રીતે વિચારીએ :

ઘટ એટલે જ ઘટત્વવાન્ તેથી 'ઘટ' એવુ જ્ઞાન એ ઘટત્વપ્રકારક જ્ઞાન હોઈ જલવાન્ ઘટ. ઈત્યાદિ જ્ઞાનની જેમ વિશિષ્ટબુદ્ધિ રૂપ જ છે. અને વિશિષ્ટબુદ્ધિ થવા માટે તો વિશેષણજ્ઞાન પણ આવશ્યક છે. (કારણ કે જળનું જ્ઞાન ન હોય તો જળવાન્ ઘટઃ એવુ જ્ઞાન પણ થઈ ન શકે.) માટે 'ઘટ' એવું જ્ઞાન થવા પૂર્વે ઘટત્વનું જ્ઞાન પણ થઈ ગયું હોવું જોઈએ. હવે એ પૂર્વક્ષણીય જ્ઞાનને પણ 'ઘટત્વ' એવા ઉલ્લેખવાળું માનીએ તો એની પૂર્વ ક્ષણે પણ આ રીતે 'ઘટત્વત્વ' રૂપ પ્રકારનું જ્ઞાન માનવું આવશ્યક બને.

એટલે પછી અનવસ્થાદોષ ઊભો થાય, વળી 'ઘટઃ' જ્ઞાનની પૂર્વ ક્ષણે 'ઘટત્વં' એવા ઉલ્લેખવાળું જ્ઞાન થતું હોય એવો કોઈ અનુભવ પણ નથી. માટે પૂર્વક્ષણીય 'ઘટત્વ' જ્ઞાનને ઉલ્લેખ વિનાનું નિર્વિકલ્પક માનવુ પડે છે. એ જ રીતે એ પૂર્વ ક્ષણે, વિશેષ્યભૂત 'ઘટ'નુ પણ જ્ઞાન આવશ્યક હોઈ નિર્વિકલ્પક જ્ઞાન માનવું પડે છે. (આ બન્ને જ્ઞાન પ્રત્યક્ષ જ છે, કેમ કે એ બેની અનુમિતિ વગેરે કરાવી આપે એવા વ્યાપ્તિજ્ઞાન વગેરે તો છે નહિ, પણ પ્રત્યક્ષ કરાવી આપે એવો ઈન્દ્રિયસંનિકર્ષ જ હોય છે.)

એટલે આવું નક્કી થયું કે, 'ઘટ.' એવું જ્ઞાન થવા પૂર્વે આ પ્રક્રિયા થાય છે.

પ્રથમ ઈન્દ્રિયસનિકર્ષ, એ પછીની ક્ષણે ઘટ અને ઘટત્વનું (એકબીજા સંકળાયેલા નહિ એ રીતે સ્વતંત્ર) ઉલ્લેખ વિનાનું જ્ઞાન. અને એ પછીની ક્ષણે (ઘટત્વને આગળ કરીને થતુ) 'ઘટ·' ઉલ્લેખવાળું જ્ઞાન.

આ વચમાં થતું જે ઉલ્લેખ રહિત જ્ઞાન હોય છે એને જ નિર્વિકલ્પકપ્રત્યક્ષ કહે છે.

'ઘટ' એવા ઉલ્લેખવાળું જે જ્ઞાન થાય છે એને વ્યવસાયજ્ઞાન પણ કહે છે. એ જ્ઞાન થયા પછી 'ઘટમહ જાનામિ' અથવા 'ઘટજ્ઞાનવાન્ અહ' વગેરે જે જ્ઞાન થાય તેને અનુવ્યવસાયજ્ઞાન કહેવાય છે.

આત્માનું માત્ર 'अह' તરીકે જ્ઞાન થતું નથી, પણ તેના સુખ-જ્ઞાન વગેરે ગુણોવાળા તરીકે જ્ઞાન થાય છે. એટલે કે 'अह ज्ञानी', 'अह सुखी' ઈત્યાદિ ज्ञान-सुखप्रकारकज्ञान થાય છે. આ માનસપ્રત્યક્ષ હોય છે. અર્થાત્ વિશિષ્ટ-ગુણવત્ત્વેન આત્માનું માનસ પ્રત્યક્ષ થાય છે.

**હવે ઈશ્વરીયજ્ઞાનપ્રત્યક્ષ હોવાની વિચારણા :**

ઈશ્વરને જગત્કર્તા માનવામાં આવ્યો છે. કોઈપણ વસ્તુ બનાવવા માટે તેના કર્તાની કૃતિ (પ્રયત્ન) જોઈએ. વળી કૃતિ માટે જ્ઞાન અને ઈચ્છા જોઈએ જ. એટલે કે, ઉપાદાનકારણનું કર્તાને પ્રત્યક્ષ હોવું જોઈએ.

દા.ત. ઘડાના કર્તા કુંભારને માટીનું પ્રત્યક્ષ હોવુ જોઈએ. આંધળો કુંભાર ઘડો બનાવી શકતો નથી. એમ કર્તાની ઈચ્છા પણ જોઈએ જ.

તેથી, કાર્યોત્પાદન માટે ઉપાદાનકારણનું જ્ઞાન, ચિકીર્ષા અને કાર્યોદ્દેશ્યકોપાદાનગોચર પ્રયત્ન જોઈએ.

ઈશ્વરને જગત્કર્તા માનવો છે. માટે તેને જગત્‌ના ઉપાદાન કારણભૂત પરમાણુ-દ્વ્યણુકાદિનું પ્રત્યક્ષ માનવું પડે છે.

**પ્રશ્ન :** સીધા માટીમાંથી ઘડો વગેરે બનાવી દેવાના. પરમાણુમાંથી દ્વયણુકાદિ બનાવવાની શી જરૂર ? (અને તેથી પરમાણુ વગેરેના પ્રત્યક્ષની શી જરૂર ?)

**ઉત્તર :** જગત્‌ની સૃષ્ટિ અને પ્રલય થયા કરે છે. એમાં પ્રલય બે પ્રકારે થાય છે.

(૧) જન્ય દ્રવ્યમાત્રનો ધ્વંસ એ **ખંડપ્રલય.** આમાં બધા કાર્ય દ્રવ્યોનો નાશ થઈ પરમાણુરૂપ બની જાય છે. આ પ્રલય પછી પુનઃ સર્જન થવાનું હોય છે તે પરમાણુમાંથી થાય છે. આ સર્જન માટે જીવોનું અદષ્ટ પણ આવશ્યક હોય છે. જેમ આખા દિવસના કામ પછી રાત્રે નિદ્રાધીન થઈ બીજે દિવસે પાછી જાગૃતિ અને કાર્ય... તેમ આ પ્રલય અંગે જાણવું.

(૨) કાર્યમાત્રનો જેમાં ધ્વંસ થઈ જવાનો છે તે **મહાપ્રલય :**

સામાન્યથી, કાર્યોત્પત્તિ પૂર્વે ૮ સાધારણ કારણો જોઈએ :

(૧) દેશ (૨) કાલ - કોઈપણ કાર્ય તે તે અમુક દેશમાં અને અમુક કાળમાં જ થાય છે.

(૩) જ્ઞાન (૪) ઇચ્છા (૫) કૃતિ

(૬) પ્રાગભાવ (૭) અદષ્ટ ( = ધર્મ-અધર્મ) (૮) ઈશ્વર.

ધારો કે ૪થી ક્ષણે કપાલ અને કપાલસંયોગ હાજર થઈ જવાથી ૫મી ક્ષણે 'ઘટ' કાર્ય થઈ જાય છે. હવે પાંચમી ક્ષણે પણ એ બે હાજર તો છે જ. તો છઠ્ઠી ક્ષણે પણ નવો ઘડો પેદા કેમ નથી થતો ? એવું તે કયું કારણ છે કે જે ૪થી ક્ષણે હતું અને ૫મી ક્ષણે નથી, જેથી ૫મી ક્ષણે કાર્યોત્પત્તિ થઈ અને છઠ્ઠી ક્ષણે ન થઈ ? તો કે એ 'ઘટપ્રાગભાવ' નામનું કારણ છે.

૪થી ક્ષણે થયેલો કપાલસંયોગ એ ૫મી ક્ષણે ઘડાને ઉત્પન્ન કરે છે અને ઘટપ્રાગભાવનો નાશ કરે છે. આ ઘટપ્રાગભાવ પણ ઘટોત્પત્તિનું એક કારણ છે. તે ૫મી ક્ષણે ગેરહાજર થઈ જવાથી છઠ્ઠી ક્ષણે ઘટોત્પત્તિ થઈ શકતી નથી. આ પ્રાચીન નૈયાયિકનો મત છે.

**નવ્યોનો મત :** માટી વગેરે રૂપ સમવાયિકારણમાં પેદા થઈ ગયેલ દ્રવ્યકાર્ય, અન્ય દ્રવ્યકાર્યનો પ્રતિબંધક છે. માટે છઠ્ઠી ક્ષણે ઘટોત્પત્તિ થતી નથી.

દંડ - ચક્રાદિ નિમિત્તકારણો તથા સમ૦ અસમ૦ કારણો જુદા જુદા કાર્ય પ્રત્યે જુદા જુદા હોવાથી સાધારણ નથી. વળી, ઘટ વગેરે એક ચોક્કસ કાર્ય પ્રત્યે પણ દંડ વગેરે નિમિત્તકારણ એ સાધારણકારણ નથી. કારણ કે ઘડામાંથી જ્યારે એક કાંકરી પણ ખરી પડે છે. ત્યારે નવો ઘડો બને છે. એ વખતે દાંડો - ચક્ર - કુંભાર વગેરે તો હોતા નથી. એટલે કે આ નવો ઘડો ઉત્પન્ન થયો એમાં ચક્ર-દંડ વગેરે નિમિત્તકારણ બનતા નથી. માટે દંડ વગેરે નિમિત્ત- કારણ એ સાધારણ કારણ નથી.

**પ્રશ્ન :** કાંકરી ખરી પડવા માત્રથી નવો ઘડો બની જાય ?

**ઉત્તર :** હા, કેમકે એક પણ પરમાણુ ઓછો થાય એટલે તેની સાથે સંયોગથી રહેલ બીજા પરમાણુનો પણ સંયોગ જાય. એમ પરંપરાએ તમામ સંયોગો નષ્ટ થઈ જવાથી જૂનો ઘડો નષ્ટ થઈ જાય. હવે બીજા અણુ સાથે નવો સંયોગ થયો એમ, પરંપરાએ તમામ સંયોગો નવા થવાથી નવો ઘડો બની ગયો. આ નવા ઘડાના પણ સમ. અસમ૦ કારણો તો છે જ. પણ કુંભાર વગેરે નિમિત્ત કારણો નથી.

**પ્રશ્ન :** જો કુંભાર એનો કર્તા નથી, તો એ ઘડો કોના જ્ઞાન, ઇચ્છાથી બન્યો ?

**ઉત્તર :** ઈશ્વરના જ્ઞાન-ઈચ્છાથી બન્યો. માટે ઈશ્વરને પરમાણુ સુધીની દરેક વસ્તુઓનું પ્રત્યક્ષ જ્ઞાન માનવું પડે છે.



**વૈશેષિકોના મતે પદાર્થો ૭ છે.**

દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય અને અભાવ.

(૧) **દ્રવ્ય :** ગુણોનો આશ્રય દ્રવ્ય છે. ગુણ અને ક્રિયા, દ્રવ્ય સિવાય એકલા લટકતા આકાશમાં ન મળે.

દ્રવ્યો ૯ છે. પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, કાળ, દિશા, આત્મા અને મન.

અગ્નિ, પ્રભા, જ્યોત, સૂર્ય, ચન્દ્ર પ્રકાશ વગેરે જેમ તેજસ દ્રવ્યો છે તેમ ધાતુઓ અને રત્નો પણ તેજસ દ્રવ્ય છે.

કારણ કે જેનામાં ભાસ્વરતા-ચળકાટ જેવુ રૂપ હોય તે બધું તેજ દ્રવ્ય તરીકે ગણાય. પાણીમાં કદાચ દિવસે ચળકાટ દેખાય, પણ તે ભાડુતી - આભાસમાત્ર છે. માટે એ તેજ દ્રવ્ય નથી.

અધકારમાં નીલરૂપ કે ગમનક્રિયા જે જણાય છે તે ભ્રાન્તિ છે. અંધકાર એ તૈજસદ્રવ્યના અભાવરૂપ છે. અને અભાવમાં રૂપ ગુણ કે કર્મ હોતા નથી. તેથી, અંધકાર એ સ્વતંત્ર દ્રવ્ય નથી.

**આકાશ :** આપણે જેને ક્ષેત્ર કહીએ છીએ તેને નૈયાયિક આકાશ નથી કહેતા. એને તો દિક્દ્રવ્ય કહે છે. આ તો શબ્દના આશ્રયભૂત તેઓએ કલ્પેલુ એક સ્વતંત્ર દ્રવ્ય જ છે. (જેમ આપણે ગતિસહાયકતા ગુણના આશ્રયભૂત એક સ્વતંત્ર ધર્માસ્તિકાય નામનું દ્રવ્ય માન્યું છે તેમ.)

**મન :** અણુરૂપ છે, અત્યન્તગતિશીલ છે. વિષયનો ઇન્દ્રિય સાથે, ઇન્દ્રિયનો મન સાથે અને મનનો આત્મા સાથે સયોગ થાય એટલે જ્ઞાન થાય. એક ક્ષણે મનનો સંયોગ મસ્તક આગળ ઇન્દ્રિય સાથે હોય ત્યારે ત્યાંનું જ્ઞાન થાય છે અને બીજી જ ક્ષણે પગના અંગુઠે મન પહોંચી જઈ ત્યાં ઇન્દ્રિયનો સંયોગ કરે છે એટલે ત્યાંનું જ્ઞાન થાય છે.

| | | | |
|---|---|---|---|
| પૃથ્વીનો ખાસ ગુણ - | ગંધ | વાયુનો ખાસ ગુણ - | સ્પર્શ |
| જળનો ખાસ ગુણ - | રસ (સ્વાદ) | આકાશનો ખાસ ગુણ - | શબ્દ |
| તેજનો ખાસ ગુણ - | રૂપ | | |

આ પાંચ ગુણો વિશેષગુણો છે. અને બાહ્યેન્દ્રિયગ્રાહ્ય છે. આ ગુણો જેનામાં હોય તે 'ભૂત' કહેવાય છે.

તેથી જગત્માં પાંચ ભૂત મનાયા છે. આત્મા અને મનના ગુણો બાહ્યેન્દ્રિયગ્રાહ્ય નથી, માટે એ ભૂત નથી.

**મૂર્ત :** મૂર્ત = રૂપી એવો અહીં અર્થ નથી. પણ अपकृष्टपरिमाणवत्त्व मूर्तत्वम् ।

આકાશ-કાળ-દિક્ અને આત્મા આ ૪ વિભુ પદાર્થો છે એટલે કે સર્વવ્યાપી છે. તેઓનું પરિમાણ પરમમહત્પરિમાણ કહેવાય છે. આટલુ પરિમાણ બીજા કોઈ દ્રવ્યનુ હોતું નથી, બીજા સઘળાં દ્રવ્યોનું પરિમાણ આના કરતાં ઓછુ - અપકૃષ્ટ જ હોય છે (ઉત્કૃષ્ટ નહિ તે બધુ અપકૃષ્ટ)

આવુ અપકૃષ્ટપરિમાણ હોવુ એ જ 'મૂર્તત્વ' છે.

માટે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને મન એ પાંચ મૂર્ત દ્રવ્યો છે.

વાયુ સર્વત્ર દેખાતો હોવા છતા એ એક નથી, પણ અનેક છે, અને તેથી કોઈ એક વાયુનું પરિમાણ વિભુ ન હોઈ એ પણ મૂર્ત જ છે.

(૨) **ગુણો :** ૨૪ છે. તે આ રીતે :

(અ) **વિશેષ ગુણો :** ૫ - ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ.

(બ) **સામાન્ય ગુણો :** ૫ - સામાન્યથી આ ગુણો દરેક દ્રવ્યોમાં રહ્યા હોય છે.

સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ અને વિભાગ.

**પ્રશ્ન :** વિભુદ્રવ્ય વ્યાપક છે તો તેનુ હલનચલન ન હોઈ સંયોગ-વિભાગ શી રીતે ?

**ઉત્તર :** વિભુદ્રવ્યો સ્વયં ગતિશીલ ન હોવા છતા મૂર્તદ્રવ્યો ગતિશીલ હોવાથી તેઓના સયોગ-વિભાગ થયા કરે છે. સંયોગ થાય છે, માટે વિભાગ અવશ્ય થવાનો જ.

(ક) બીજા ૬ ગુણો (૧૧) ગુરુત્વ = ભારેપણું (૧૨) દ્રવત્વ - પ્રવાહીપણુ (૧૩) સંસ્કાર - સ્થિતિસ્થાપકતા અને વેગ સંસ્કાર. આ મૂર્તદ્રવ્યોમા હોય.

(૧૪) સ્નેહ - ચીકાશ, આને જળનો ગુણ માનેલો છે.

(૧૫) પરત્વ (૧૬) અપરત્વ આ બન્ને બે રીતે —

(૧) દૈશિક - દૂર હોય તે 'પર'
નજીક હોય તે 'અપર'

(૨) કાલિક - જૂનું હોય તે 'પર'
નવું હોય તે 'અપર'.

(૩) ૯ આત્મગુણો - જ્ઞાન, ઈચ્છા, કૃતિ, દ્વેષ, સંસ્કાર (ભાવના નામનો), શુભાદૃષ્ટ (પુણ્ય), અશુભાદૃષ્ટ (પાપ), સુખ, દુઃખ.

'ભાવના' નામનો ગુણ સંસ્કાર તરીકે આવી ગયો છે, માટે પૃથગ્ ન ગણીએ તો ૨૪ ગુણો... પૃથગ્ ગણીએ તો ૨૫ ગુણો થાય.

(૩) કર્મ (ક્રિયા) પાંચ ભેદ
(૧) ઉત્ક્ષેપણ = ઉર્ધ્વગમન ક્રિયા
(૨) અપક્ષેપણ = અધોગમન ક્રિયા
(૩) ગમન = ચાલુ ગતિ ક્રિયા
(૪) આકુંચન = સંકોચાવાની ક્રિયા
(૫) પ્રસારણ = પ્રસરવાની ક્રિયા

(૪) સામાન્ય : સમાન પદાર્થોમાં રહેનાર જાતિને 'સામાન્ય' કહે છે.

'આ ઘડો છે' ' આ ઘડો છે' એવી અનેક જુદા જુદા ઘડા અંગે પણ જે સમાન (= અનુગત) આકારવાળી બુદ્ધિ થાય છે તેનું જે કારણ છે તે સામાન્ય છે.

(૫) **વિશેષ** : યોગીઓને પરમાણુ પણ પ્રત્યક્ષ છે. તેઓને જ્ઞાનમાં દેખાય છે કે 'આ પરમાણુ કરતાં આ પરમાણુ જુદો છે.' આવો પરમાણુઓનો ભેદ પાડનાર (વ્યાવૃત્તિ કરનાર વ્યાવર્તક) કોઈ હોય તો એ વિશેષ છે. વધારે વિચારણા મુક્તાવલીમાં જુઓ પૃ. ૮૮.

(૬) **સમવાય** : 'रूपवान घट' इति विशिष्टबुद्धिः विशेषणविशेष्यसबधविषयिणी, विशिष्टबुद्धित्वात्, 'जलवान् घट ' इति बुद्धिवत्।

(વિશિષ્ટ = વાળો) આ અનુમાનથી સિદ્ધ થાય છે કે રૂપ અને ઘડા વચ્ચે કોઈને કોઈ સંબંધ તો છે જ. એ સંબંધ સંયોગ તો નથી જ, કેમ કે સંયોગ તો દ્રવ્ય-દ્રવ્યનો હોય છે, જ્યારે અહીં તો ગુણ અને દ્રવ્ય છે. તાદાત્મ્ય પણ નથી જ, કેમ કે એ તો સ્વનો સ્વમાં હોય છે.

માટે રૂપ અને ઘડાનો સંબધ અમે 'સમવાય' નામનો માનીએ છીએ. વળી, અનુમાનથી સિદ્ધ થતો ધર્મ (સંબંધ) જો એક અને નિત્ય હોય તો લાઘવ છે એવા લાઘવતર્કથી આ સંબંધ એક અને નિત્ય હોવો સિદ્ધ થાય છે.

એટલે કે રૂપ અને ઘડા વચ્ચે જે સમવાય સંબંધ છે તે જ સ્પર્શ અને વાયુ વચ્ચે છે., તે જ પતનક્રિયા અને ફળ વચ્ચે છે... ઇત્યાદિ.

(૭) અભાવ : દ્રવ્યાદિ ૬ ભાવપદાર્થો છે. તેનાથી જુદો પદાર્થ એ અભાવ છે.

એટલે કે द्रव्यादिषट्प्रतियोगिकभेदवत्त्वम् अभावत्त्वम् .. 'षट्'નો અન્વય प्रतियोगिकभेदમાં કરવો, દ્રવ્યાદિમા નહિ, અથવા દેહલી દીપક ન્યાયે બન્નેમાં કરવો... એટલે કે દ્રવ્યાદિ ૬ના જે દ્રવ્યભેદ, ગુણભેદ વગેરે રૂપ ૬ ભેદો, એ જેમાં રહ્યા હોય તે પદાર્થ 'અભાવ' હોય... એટલે કે જેમાં દ્રવ્યં ન, ગુણો ન, કર્મ ન... વગેરે છએ ભેદ મળે તે અભાવ.

દ્રવ્યમાં 'ગુણો ન' વગેરે ગુણભેદ - કર્મભેદ વગેરે પાચ ભેદો રહ્યા છે, પણ 'દ્રવ્યં ન' એવો દ્રવ્યભેદ નથી. માટે છએ ભેદો ન હોવાથી એ અભાવરૂપ નથી.

**પ્રશ્ન :** 'ભેદ' પોતે પણ એક જાતનો અભાવ જ છે. તેથી તમે અભાવનું આ જે લક્ષણ આપ્યું તેમાં તો 'ભેદ' નો ઉલ્લેખ હોવાથી **સ્વાશ્રયદોષ** આવે છે.

સ્વના લક્ષણમાં સ્વનો જ ઉલ્લેખ થયો હોય તો **સ્વાશ્રયદોષ** લાગે. જેમ કે, મગનભાઈ ક્યાં રહે છે ?

મગનભાઈના ઘરમા...

બે અજ્ઞાત વસ્તુઓના પરિચય વાક્યોમા એકબીજાનો ઉલ્લેખ થયો હોય તો **અન્યોન્યાશ્રય દોષ** આવે.

દા.ત. મગનભાઈ ક્યાં રહે છે ? છગનભાઈની બાજુમાં

છગનભાઈ ક્યાં રહે છે ? મગનભાઈની બાજુમાં.

બે કરતાં વધુ ચીજોનો પરસ્પર ઉલ્લેખ થયો હોય તો **ચક્રક દોષ** લાગે. જેમ કે :

મગનભાઈ ક્યાં રહે છે ? છગનભાઈની બાજુમાં,

છગનભાઈ ક્યાં રહે છે ? નથ્થુભાઈની બાજુમાં,

નથ્થુભાઈ કયા રહે છે ? મગનભાઈની બાજુમા.

પ્રસ્તુતમાં, પણ અભાવના લક્ષણમાં ભેદનો (અન્યોન્યાભાવનો - એક જાતના અભાવનો) ઉલ્લેખ થયો છે માટે સ્વાશ્રયદોષ (આત્માશ્રય) છે.

**ઉત્તર :** ભાવવિષયક બુદ્ધિને नञ् લગાડવાથી જે બુદ્ધિ થાય તેનો જે વિષય તે અભાવ.

'घटो अस्ति' બુદ્ધિને 'नञ्' લગાડવાથી 'घटो नास्ति' બુદ્ધિ થાય. તેનો જે વિષય એ અભાવ છે.

અથવા, જેના જ્ઞાનની વિષયતા પ્રતિયોગીના જ્ઞાન પર આધારિત હોય તે **અભાવ.**

प्रतियोगिज्ञानाधीनज्ञानविषयत्वमभावत्वम्

જે આદમી ઘડાને જાણતો નથી તે ઘડાના અભાવને પણ જાણી શકતો નથી. માટે ઘડાના અભાવનું જ્ઞાન તેના પ્રતિયોગી ઘડાના જ્ઞાનને આધીન છે.

★ ★ ★

## આ અભાવ દ્વિધા (૧) અન્યોન્યાભાવ (૨) સંસર્ગાભાવ.

(૧) **અન્યોન્યાભાવ** - अन्योन्यस्मिन् तादात्म्येन अभवनम् अन्योन्याभाव

એકબીજામા અભેદભાવે ન રહેવુ - ન થવું એ અન્યોન્યાભાવ છે.

તાદાત્મ્ય = અભેદભાવ.

પ્રથમાન્ત પદથી ઉપસ્થિત થયેલા પદાર્થોમા અભેદ ભાવ હોય છે. દા.ત. નીલો ઘટ... જે નીલ છે એ જ ઘડો છે, જે ઘડો છે એ જ નીલ છે. આ રીતે અભેદભાવ રૂપ જે સબધ છે તે જ તાદાત્મ્ય સંબંધ કહેવાય.

'घटो घट' એમ પ્રથમાન્ત વિભક્તિથી બોલીએ એટલે જણાય છે કે ઘડો તાદાત્મ્ય સંબંધથી ઘડામાં રહેલો છે. પણ આ રીતે 'घटो पट' બોલી શકાતું નથી, કારણ ઘડો તાદાત્મ્યસબધથી પટમાં રહી શકતો નથી.

આ રીતે તાદાત્મ્યસંબંધથી એકબીજામા ન આવવુ એ જ અન્યોન્યાભાવ છે.

'घटो पट' નથી બોલી શકાતું, પણ

'घटो न पट' બોલી શકાય છે. બે પ્રથમાન્તપદો વચ્ચે 'न' આવવાથી જેનો ઉલ્લેખ થાય છે એ જ અન્યોન્યાભાવ છે. આ 'ન' ઘટ, પટના અભેદનો નિષેધ કરે છે. એટલે કે પટના ભેદને જણાવે છે.

તેથી, ઘડામા જે અભાવ રહ્યો તેનો પ્રતિયોગી પટ બન્યો. એટલે કે પટમાં પ્રતિયોગિતા આવી

આ આવેલા ધર્મના બે અવચ્છેદક છે - એક ધર્મ અને એક સબધ.

પ્રતિયોગીમા રહેલો ધર્મ એ પ્રતિયોગિતાવચ્છેદક ધર્મ અને પ્રતિયોગીને રહેવાનો સબધ એ પ્રતિયોગિતાવચ્છેદક સંબંધ

માટે પ્રસ્તુતમાં પ્રતિયોગિતાવચ્છેદક ધર્મ - પટત્વ છે.

પ્રતિયોગીને રહેવાનો સંબંધ એટલે જે સંબંધથી પ્રતિયોગી નથી રહ્યો માટે અધિકૃત અભાવ રહ્યો છે તે સંબંધ.

પ્રસ્તુતમાં, પટ, તાદાત્મ્યસંબંધથી ઘડામાં નથી રહ્યો, માટે એનો ઘડામાં અન્યોન્યાભાવ (ભેદ) છે. તેથી જો અભાવ ન રહ્યો હોત, અને પટ રહ્યો હોત તો એને રહેવાનો સંબંધ એ તાદાત્મ્ય સંબંધ છે. માટે પ્રસ્તુતમાં તાદાત્મ્યસંબધ એ પ્રતિયોગિતાવચ્છેદકસંબંધ છે. તેથી અન્યોન્યાભાવ (ભેદ) કેવો થયો ?

पटत्वावच्छिन्न-तादात्म्यसबधावच्छिन्नप्रतियोगिताक થયો.

કોઈપણ ભેદની પ્રતિયોગિતા તાદાત્મ્યસંબંધાવચ્છિન્ન જ હોય છે. તેથી, અન્યોન્યાભાવની વ્યાખ્યા આપી શકાય કે तादात्म्यसवंधावच्छिन्नप्रतियोगिताकाभावत्व अन्योन्याभावत्वम् ।

**સંસર્ગાભાવ :** અન્યોન્યાભાવભિન્ન અભાવ એ સંસર્ગાભાવ. એના ૩ ભેદ છે. પ્રાગભાવ, ધ્વંસાભાવ અને અત્યન્તાભાવ.

**પ્રાગભાવ :** कार्योत्पत्ते : प्राक् स्वप्रतियोगिसमवायिकारणवृत्ति· प्रागभावः

દા.ત. ઘટ કાર્ય થાય છે એ પહેલાં તેના સમવાયીકારણ કપાલમાં ઘડાનો જે અભાવ હોય છે એ ઘડાનો પ્રાગભાવ કહેવાય છે. આ અભાવને **વિનાશી અભાવ** પણ કહે છે, કારણ કે કાર્ય થાય ત્યારે એ નાશ પામે છે. માટે એ અનાદિ-સાન્ત હોય છે.

**ધ્વંસાભાવ :** कार्योत्पत्तेरनन्तर स्वप्रतियोगिसमवायिकारणवृत्ति ध्वंसाभाव ।

ઘડો બન્યા પછી નાશ પામી જાય છે ત્યારે તેના ઠીકરામાં તેનો જે અભાવ છે એ **ધ્વંસ** છે. આને **જન્યઅભાવ** પણ કહે છે. તે સાદિ - અનંત હોય છે.

**અત્યન્તાભાવ :** જે ત્રૈકાલિક હોવા સાથે સંસર્ગાવચ્છિન્નપ્રતિયોગિતાક હોય છે એ અત્યન્તાભાવ છે. આ અનાદિ અનંત હોય છે.

**પ્રશ્ન :** ભૂતલ પર રહેલો ઘટાભાવ જો અનાદિઅનંત છે, તો ઘડો લાવ્યા પછી પણ ત્યાં અભાવ તો રહેલો જ છે, તો પછી 'ઘટાભાવવદ્‌ભૂતલમ્' એવી બુદ્ધિ કેમ નથી થતી ?

**ઉત્તર :** ઘડો લાવ્યા પછી, ત્યાં ભૂતલરૂપ વિશેષ્ય અને ઘટાભાવરૂપ વિશેષણ એ બન્ને હાજર રહે છે ખરાં, પણ એ બે વચ્ચે જે સંબંધ હોવો જોઈએ, તે હવે ત્યાં રહ્યો ન હોવાથી એવી વિશિષ્ટબુદ્ધિ થતી નથી.

**પ્રશ્ન :** અત્યન્તાભાવને રહેવાનો એ સંબંધ કયો છે ?

**ઉત્તર :** તત્તત્કાલીન ભૂતલ વગેરે રૂપ સ્વરૂપ સંબંધ છે. આ સંબંધની સિદ્ધિ આ રીતે -

'घटाभाववद्भूतलम्' इत्याकारिका वुद्धि विशेषण-विशेष्य-सवधविषयिणी विशिष्टवुद्धित्वात् 'दण्डी पुरुष·' इत्यादि विशिष्ट-वुद्धिवत्

આ અનુમાનથી સંબંધ સામાન્યની સિદ્ધિ થશે.

હવે એ સંબંધ

(૧) સંયોગ નથી, કારણ કે સંયોગ, દ્રવ્ય-દ્રવ્યનો હોય છે.

(૨) તાદાત્મ્ય નથી, કારણ કે તાદાત્મ્ય સ્વનો સ્વમાં હોય છે.

(૩) સમવાય નથી, કારણ કે સમવાયથી અવયવીદ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય અને વિશેષ જ રહે છે.

તેથી, એ સ્વરૂપ સંબંધ છે.

સામાન્યની સિદ્ધિ થયા પછી તેના ઇતર વિશેષોની બાદબાકી (નિષેધ) કરી દેવાથી શેષ રહેલા એક વિશેષની જે સિદ્ધિ થઇ જાય છે તે **પારિશેષન્યાય** કહેવાય છે.

આમ અભાવને રહેવાનો સંબંધ સ્વરૂપસંબંધ સિદ્ધ થયો.

આમ ૭ પદાર્થોનું નિરૂપણ પૂર્ણ થયું.

હવે સાપેક્ષ પદાર્થો અંગે કઈક વિશેષ વિચારીએ :

**'ઘટઃ' એવું જ્ઞાન થયું.** घटनिष्ठविषयतानिरूपक ज्ञानम्

જ્ઞાન, નિરૂપક છે. घटनिष्ठविषयता निरूपित છે.

તેથી, જ્ઞાનમાં निरूपकता છે. તેથી વિષયતામાં निरूपितता છે.

(यो य तस्मिन् तत्त्व એ નિયમે...)

વળી આ निरूपकता અને निरूपितता પણ પરસ્પર નિરૂપક-નિરૂપિત છે.

તેથી ज्ञाननिष्ठनिरूपकतानिरूपित घटनिष्ठविषयतानिष्ठनिरूपितता

(નિરૂપિતનો અન્વય નિરૂપિતતામાં કરવો.)

આ જ વાત બીજા દષ્ટાન્તોમા વિચારીએ :

**घटे जलम् इत्यत्र....**

घट आधार जल आधेय

तेथी घटे आधारता तेथी जले आधेयता

तेथी घटनिष्ठाधरतानिरूपक जल

जलनिष्ठाधेयतानिरूपक घटः

अथवा, घटनिष्ठाधारतानिरूपिताधेयतावज्जलम्

जलनिष्ठाधेयतानिरूपिताधारतावान् घट

**'सीता रामपत्न्यस्ति' इत्यत्र...**

रामनिष्ठपतित्वनिरूपक (निरूपित) पत्नीत्ववती सीता

सीतानिष्ठपत्नीत्व निरूपक (निरूपित) पतित्ववान् राम ।

જનકની પુત્રી સીતા રામની પત્ની બની.

અહીં, જનકમાં પિતૃત્વ.. તેની અપેક્ષાએ સીતામાં પુત્રીત્વ.

સીતામા પત્નીત્વ, તેની અપેક્ષાએ રામમા પતિત્વ.

માટે जनकनिष्ठपितृत्वनिरूपितपुत्रीत्ववती सीता

रामनिष्ठपतित्वनिरूपितपत्नीत्ववती जाता

भूतले घटाभावः इत्यत्र ...

અહીં, ભૂતલ એ ઘટાભાવનો આધાર છે, તેથી ભૂતલમાં આધારતા,

ઘટાભાવ આધેય છે, તેથી ઘટાભાવમાં આધેયતા.

तेथी भूतलनिष्ठाधारतानिरूपिताधेयतावान् घटाभाव

વળી જેનો અભાવ એ પ્રતિયોગી...

તેથી ઘડો અહીં પ્રતિયોગી છે અને અભાવ એ ઘટપ્રતિયોગિક છે.

તેથી ઘટમાં પ્રતિયોગિતા છે અને અભાવ તેનો નિરૂપક છે.

એટલે કે घटनिष्ठप्रतियोगितानिरूपक अभाव ।

**યાદ રાખો :** ભૂતલમાં જે રહ્યું હોય તે વસ્તુ આધેય હોવાથી

भूतलनिष्ठाधारतानिरूपिताधेयतावान् બને.

એમ, ઘડો જ્યાં રહ્યો હોય તે વસ્તુ આધાર હોવાથી

घटनिष्ठाधेयतानिरूपिताधारतावान् બને.

'जलवान् घटः' આવા જ્ઞાનમાં, 'जलवद्घट' એ વિષય છે.

जल - પ્રકાર, घट - વિશેષ્ય અને सयोग - संसर्ग.

તેથી जलनिष्ठप्रकारता, घटनिष्ठविशेष्यता, सयोगनिष्ठससर्गता

આ ત્રણે વિષયતાના જ પેટા ભેદો છે, માટે એ ત્રણેનું જ્ઞાન એ નિરૂપક છે. એમ એ ત્રણે પણ પરસ્પર સાપેક્ષ હોઈ પરસ્પર નિરૂપિત - નિરૂપક છે.

ज्ञान कीदृशम् ?

घटविशेष्यक जलप्रकारक सयोगससर्गक ज्ञानम्




તેમજ, सयोगनिष्ठससर्गतानिरूपितजलनिष्ठप्रकारतानिरूपितघटनिष्ठविशेष्यतानिरूपकं ज्ञानम् ।

सयोग . कीदृश ?

ज्ञाननिरूपितघटनिष्ठविशेष्यतानिरूपितजलनिष्ठप्रकारतानिरूपितससर्गतावान् सयोग

घट. कीदश· ?

ज्ञाननिरूपितसयोगनिष्ठसंसर्गतानिरूपितजलनिष्ठप्रकारतानिरूपितविशेष्यतावान् घट ।

**रक्तजलवान् घटः इत्यत्र...**

रक्तत्व (रक्तरूप) जल घट

પ્રકાર —— વિશેષ્ય

પ્રકાર —— વિશેષ્ય

જલમાં, रक्तत्वनिष्ठप्रकारतानिरूपितविशेष्यता છે અને

घटनिष्ठविशेष्यतानिरूपितप्रकारता છે.

**નિયમ : एकज्ञानीयसमानाधिकरणविषयतयोरैक्यम्**

એક જ્ઞાનની બે સમાનાધિકરણ વિષયતાઓનું ઐક્ય (અભેદ) હોય. જે વસ્તુઓ એક અધિકરણ (આધાર)માં રહી હોય તે વસ્તુઓ પરસ્પર સમાનાધિકરણ કહેવાય. (સમાન છે અધિકરણ જેઓનું તે.)

દા.ત. ટેબલ પર નોટ, પુસ્તક અને પેન પડ્યા હોય તો એ ત્રણે પરસ્પર સમાનાધિકરણ કહેવાય.

પ્રસ્તુતમાં, ઉક્ત વિશેષ્યતા અને ઉક્ત પ્રકારતા એ બન્ને જળમાં રહ્યા છે. માટે એ બન્ને વિષયતાઓ સમાનાધિકરણ છે. વળી એ બન્ને વિષયતાઓ 'रक्तजलवान् घट' એવા એક જ્ઞાનની છે. માટે એ બન્ને 'એક જ' છે, જુદી જુદી નથી.

તેથી, रक्तत्वनिष्ठप्रकारतानिरूपितजलनिष्ठविशेष्यत्वाभिन्नप्रकारतानिरूपितघटनिष्ठविशेष्यताक ज्ञानम् અથવા रक्तत्वनिष्ठप्रकारतानिरूपितप्रकारतानिरूपितविशेष्यताक ज्ञानम् ।

**रक्तदण्डिमान् देशः इत्यत्र,**

| रक्तत्वं | दण्ड | दण्डीपुरुष | देश |
|---|---|---|---|
| પ્રકાર, | વિશેષ્ય, પ્રકાર | વિશેષ્ય, પ્રકાર | વિશેષ્ય |

તેથી, रक्तत्वनिष्ठप्रकारतानिरूपितदडनिष्ठविशेष्यत्वाभिन्नप्रकारतानिरूपितदडीपुरुषनिष्ठविशेष्यत्वाभिन्न-प्रकारतानिरूपितविशेष्यतावान् देश । ઇત્યાદિ

ज्ञान कीदृशम् ? देशनिष्ठविशेष्यतानिरूपितपुरुपनिष्ठप्रकारत्वाभिन्नविशेष्यतानिरूपितदण्डनिष्ठप्रकारत्वाभिन्न-विशेष्यतानिरूपितरक्तत्वनिष्ठप्रकारतानिरूपक ज्ञानम् । इत्यादि

जलवद्घटाभाव :

અહીં જળવદ્ઘટ એ પ્રતિયોગી, વળી એ માત્ર ઘડા રૂપે પ્રતિયોગી નથી કિન્તુ જળવદ્ઘટ રૂપે પ્રતિયોગી છે.

તેથી પ્રતિયોગિતા જળવદ્ઘટત્વરૂપેણ આવી... એટલે કે जलवद्घटत्वेन આવી.

એટલે કે જલવત્ત્વવિશિષ્ટઘટત્વેન આવી.

ઘડામા જળવત્ત્વ છે અને ઘટત્વ છે. માટે જળવત્ત્વ અને ઘટત્વ સમાનાધિકરણ છે.

તેથી સમાનાધિકરણતા (સામાનાધિકરણ્ય) સંબંધથી જળવત્ત્વવિશિષ્ટઘટત્વ કહેવાય.

આવા જળવત્ત્વવિશિષ્ટઘટત્વ રૂપે પ્રતિયોગિતા ઘડામાં રહી છે. એટલે કે પ્રતિયોગિતા ઘડામાં જળવત્ત્વરૂપે અને ઘટત્વરૂપે રહી છે.

(કારણ કે જે જળવાળો ઘડો આ અભાવનો પ્રતિયોગી છે તે ઘડો,

જળવાળો હોવાથી આ અભાવનો પ્રતિયોગી છે અને

'ઘડો' (= ઘટત્વવાળો) હોવાથી આ અભાવનો પ્રતિયોગી છે.

તેથી, પ્રતિયોગિતાના અવચ્છેદક બે બન્યા.

(૧) જળવત્ત્વ અને (૨) ઘટત્વ (કારણ કે પ્રતિયોગીમા રહેલ ખાસ ધર્મ એ અવચ્છેદક બને. અહીં આ બન્ને ધર્મો ખાસ ધર્મ છે.)

વળી जलवत्त्व = જળ, તેથી, પ્રતિયોગિતા घटत्वावच्छिन्न અને जलावच्छिन्न થઈ.

તેથી ઘટત્વ એ પ્રતિયોગિતાવચ્છેદક બન્યુ.

એટલે કે ઘટત્વમાં પ્રતિયોગિતાવચ્છેદકતા આવી.

અર્થાત્ प्रतियोगितावच्छेदकता घटत्वनिष्ठ થઈ.

આ अवच्छेदकता प्रतियोगितानी છે. એટલે કે प्रतियोगितानिरूपित છે.

એટલે કે घटत्वनिष्ठ अवच्छेदकता प्रतियोगितानिरूपित છે.

એટલે કે घटत्वनिष्ठ अवच्छेदकतानो निरूपक प्रतियोगिता છે.

એટલે કે घटत्वावच्छिन्नप्रतियोगिता =

घटत्वनिष्ठावच्छेदकतानिरूपकप्रतियोगिता

(તેથી અવચ્છિન્ન = નિષ્ઠાવચ્છેદકતાનિરૂપક)

વળી, પ્રસ્તુતમાં, जलवत्त्व = जल પણ પ્રતિયોગિતાવચ્છેદક છે.

એટલે કે जलમા પણ પ્રતિયોગિતાવચ્છેદકતા છે.

હવે, આ અવચ્છેદકતા જળમા કયા રૂપે આવી છે ?

(એટલે કે જળ, કયા રૂપે પ્રતિયોગિતાવચ્છેદક બન્યું છે ?)

તો કે જળત્વ રૂપે.

માટે, જલત્વ એ પ્રતિયોગિતાવચ્છેદકતાનો અવચ્છેદક થયું અને એ પ્રતિયોગિતાવચ્છેદકતા પોતે જલત્વાવચ્છિન્ન બની.

(હવે અવચ્છિન્ન = નિષ્ઠાવચ્છેદકતાનિરૂપક)

એટલે કે એ પ્રતિયોગિતાવચ્છેદકતા જલત્વનિષ્ઠાવચ્છેદકતાનિરૂપક બની.

એટલે કે जलत्वनिष्ठअवच्छेदकतानिरूपक (जलनिष्ठा)वच्छेदकतानिरूपकघटनिष्ठप्रतियोगितानिरूपक अभाव થયો.

કારણ કે પ્રતિયોગિતા એ જળનિષ્ઠ અવચ્છેદકતાની નિરૂપક છે.

માટે, जलत्वनिष्ठावच्छेदकतानिरूपितावच्छेदकतानिरूपितघटत्वावच्छिन्नप्रतियोगिताकः अभाव ।

| अभाव | जलवान् घट | (१) जल | जलत्व |
|---|---|---|---|
| | | (२) घटत्व | प्रतियोगितावच्छेदकता - |
| | प्रतियोगिता | प्रतियोगितावच्छेदकता | वच्छेदकता |

रक्तदण्डी नास्ति : रक्तदण्डवत्पुरुषाभाव.

रक्तदण्डीपुरुष એ પ્રતિયોગી

(૧) તેથી, પુરુષમાં પ્રતિયોગિતા, પુરુષત્વ એ પ્રતિયોગિતાવચ્છેદક છે.

(૨) તેથી, પુરુષત્વમાં પ્રતિયોગિતાવચ્છેદકતા. એ જ પ્રમાણે

(૨) દંડમાં પણ પ્રતિયોગિતાવચ્છેદકતા છે.

વળી, આ પ્રતિયોગિતાવચ્છેદકતા દંડમાં દંડત્વરૂપે અને 'રક્ત' હોવા રૂપે છે.

તેથી, दडत्व અને रक्तरूप એ બે પ્રતિયોગિતાવચ્છેદકતાના અવચ્છેદક છે.

(૩) એટલે કે दडत्व અને रक्तरूपમાં પ્રતિયોગિતાવચ્છેદકતાવચ્છેદકતા છે.

વળી, रक्तरूपમાં આવેલી આ પ્રતિયોગિતાવચ્છેદકતાવચ્છેદકતા रक्तत्व રૂપે છે.

એટલે કે 'रक्तत्व' આ પ્રતિયોગિતાવચ્છેદકતાવચ્છેદકતાનો અવચ્છેદક છે.

એટલે કે 'रक्तत्व'માં પ્રતિયોગિતાવચ્છેદકતાવચ્છેદકતાની અવચ્છેદકતા છે.

હવે रक्तत्व એ रक्तरूपમાં આવેલી પ્રતિયોગિતાવચ્છેદકતાવચ્છેદકતાનો અવચ્છેદક છે.

એટલે કે रक्तरूपમાં આવેલી પ્રતિયોગિતાવચ્છેદકતાવચ્છેદકતા रक्तत्वावच्छिन्न છે.

હવે अविच्छन्न = निष्ठअवच्छेदकतानिरूपक।

તેથી, रक्तरूपમાં આવેલી प्रतियोगितावच्छेदकतावच्छेदकता એ रक्तत्वनिष्ठावच्छेदकतानिरूपक છે.

એટલે કે रक्तत्वनिष्ठावच्छेदकतानिरूपिका प्रतियोगितावच्छेदकतावच्छेदकता થઈ.

અને એ 'रक्तरूप'માં રહી છે.

હવે આ रक्तरूप, પ્રતિયોગિતાવચ્છેદકતાનો અવચ્છેદક છે.

એટલે કે પ્રતિયોગિતાવચ્છેદકતા रक्तरूपावच्छिन्न છે.

એટલે કે પ્રતિયોગિતાવચ્છેદકતા रक्तरूपनिष्ठावच्छेदकतानिरूपक છે.

એટલે આટલું નક્કી થયું કે,

रक्तत्वनिष्ठावच्छेदकतानिरूपकरक्तरूपनिष्ठावच्छेदकतानिरूपकप्रतियोगितावच्छेदकता થઈ.

વળી આ प्रतियोगितावच्छेदकता દંડમાં છે.

એટલે કે દંડ એ प्रतियोगितावच्छेदक છે.

એટલે કે प्रतियोगिता दडावच्छिन्न છે.

એટલે કે प्रतियोगिता दंडनिष्ठावच्छेदकताનો निरूपक છે.

એટલે કે दडनिष्ठावच्छेदकताथी प्रतियोगिता निरूपित છે.

તેથી, रक्तत्वनिष्ठावच्छेदकतानिरूपकरक्तरूपनिष्ठावच्छेदकतानिरूपकदंडनिष्ठावच्छेदकतानिरूपक-प्रतियोगिता થઈ.

આ પ્રતિયોગિતા પુરુષમાં રહી છે. અને અભાવ તેનો નિરૂપક છે.

હવે દંડમાં રહેલી પ્રતિયોગિતાવચ્છેદકતાનો रक्तरूप એ જેમ અવચ્છેદક છે તેમ दडत्व એ પણ અવચ્છેદક છે.

એટલે કે प्रतियोगितावच्छेदकता दडत्वावच्छिन्न પણ છે.

એટલે કે प्रतियोगितावच्छेदकता दडत्वनिष्ठावच्छेदकतानिरूपक પણ છે.

એમ  દડ જેમ પ્રતિયોગિતાવચ્છેદક છે, તેમ પુરુષત્વ પણ પુરુષમાં રહેલ પ્રતિયોગિતાનો અવચ્છેદક છે.

એટલે કે પ્રતિયોગિતા પુરુષત્વાવચ્છિન્ન પણ છે

એટલે કે પ્રતિયોગિતા પુરુષત્વનિષ્ઠાવચ્છેદકતાનિરૂપક છે.

તેથી, સંપૂર્ણ સમજણ આવી થશે.

रक्तत्वनिष्ठावच्छेदकतानिरूपकरक्तरूपनिष्ठावच्छेदकतानिरूपिका या दडत्वावच्छिन्ना दण्डनिष्ठावच्छेदकता तन्निरूपिका या पुरुषत्वावच्छिन्नपुरुषनिष्ठा प्रतियोगिता तन्निरूपकोऽभाव ।

ટૂંકમા रक्तत्वनिष्ठावच्छेदकताकावच्छेदकताकदण्डत्वावच्छिन्नावच्छेदकताकपुरुषत्वावच्छिन्नप्रतियोगिताक अभाव ।

આમ તપાગચ્છીય ન્યાયવિશારદ સકલસંઘહિતૈષી જૈનાચાર્ય શ્રીમદ્ વિજય **ભુવનભાનુસૂરીશ્વરજી મ.સાહેબે** અનેક ગ્રન્થોનુ દોહન કરીને તારવેલી ન્યાયભૂમિકાનું **મુનિ અભયશેખરવિજય** ગણીએ કરેલું સક્ષિપ્ત સંકલન પૂર્ણ થયું. शुभ भवतु श्रीश्रमणसघस्य

  

श्री अर्हं नम

तस्मै श्री गुरवे नमः

ऐँ नमः

**શ્રી વિશ્વનાથપંચાનનભટ્ટાચાર્યવિરચિતા**

# ન્યાયસિદ્ધાન્તમુક્તાવલી

ન્યાયસિદ્ધાન્તમુક્તાવલી ગ્રંથ એ, સાહિત્યદર્પણ, ન્યાયસૂત્રવૃત્તિ ગ્રંથના રચયિતા પંડિત વિશ્વનાથ પંચાનને રચેલો, મૂળ કારિકાવલીગ્રંથનો સ્વોપજ્ઞ ટીકાગ્રંથ છે.

ગ્રંથકારે આ ગ્રંથમાં વૈશેષિકદર્શનને માન્ય સાત પદાર્થોનું નિરૂપણ કર્યું છે. આ પદાર્થો ન્યાયદર્શનને પણ અવિરુદ્ધ છે. પ્રસ્તુત ગ્રંથમાં આ પદાર્થોની સ્વાભિપ્રેત તર્કપૂર્વક રજૂઆત કરવામાં આવી છે, એની પૂર્વપક્ષ-ઉત્તરપક્ષ દ્વારા તર્કયુક્ત ચર્ચા કરવામાં આવી છે તથા એનાં અવ્યાપ્તિ વગેરે દોષોથી રહિત લક્ષણો આપવામાં આવ્યા છે. આ કારણે ન્યાયની શૈલિથી જેમાં રજૂઆત હોય એવી ગ્રંથપંક્તિઓનો અર્થ બેસાડવાની આવડત કેળવવા માટે આ ગ્રંથ ઘણો ઉપયોગી નીવડે છે અને તેથી જ કાશી વિશ્વવિદ્યાલયનાં લગભગ સર્વદર્શનોના અધ્યાપનક્રમમાં આ ગ્રંથને સ્થાન અપાયું છે.

મંગલ, પ્રયોજન, અભિધેય વગેરેને દર્શાવનારા શ્લોકોથી ગ્રંથનો પ્રારંભ થાય છે :

---

**(મુ.)** चूडामणीकृतविधुर्वलयीकृतवासुकि ।
भवो भवतु भव्याय लीलाताण्डवपण्डित ॥१॥
निजनिर्मितकारिकावलीमतिसक्षिप्तचिरन्तनोक्तिभि ।
विशदीकरवाणि कौतुकान्ननु राजीवदयावशवद ॥२॥

---

**(મુ.)** જેણે ચંદ્રમાને પોતાનો મુકુટ બનાવ્યો છે, સર્પોને પોતાના વલય બનાવ્યાં છે અને જે હર્ષજન્ય નૃત્ય કરવામાં કુશળ છે તે શંકર કલ્યાણને માટે થાઓ.

રાજીવ નામના સ્વશિષ્ય પરની કરુણાને આધીન થઈને (એટલે કે એના પર અનુગ્રહ કરવા માટે) હું (= વિશ્વનાથ પંચાનન) કુતૂહલથી, કોઈપણ જાતના કષ્ટ વિના, સ્વરચિત કારિકાવલી ગ્રથને, પૂર્વાચાર્યોનાં, શબ્દથી સંક્ષિપ્ત (પણ અર્થથી ગંભીર) વચનો દ્વારા સ્પષ્ટ કરું છું.

**(વિવેચન)** મંગલ શ્લોકમાં આ પ્રમાણે સમાસવિગ્રહ જાણવા. न चूडामणि अचूडामणि , अचूडामणि चूडामणि कृत चूडामणीकृत , चूडामणीकृत विधुर्येन स चूडामणीकृतविधु , न वलय अवलय , अवलयो वलय कृतः वलयीकृत , वलयीकृत वासुकिर्येन स वलयीकृतवासुकि, लीलया यत् ताण्डव (नृत्य) तस्मिन् पण्डित लीलाताण्डवपण्डित ।

### (સમાપ્તપુનરાત્તત્વ)

પ્રારબ્ધકાર્યની સમાપ્તિમાં પ્રતિબંધ કરનારા વિઘ્નોનો નાશ કરનારું હોવાથી ગ્રંથારંભે મંગળ કરવું એવો શિષ્ટાચાર છે. એનું પાલન કરવા ગ્રંથકારે પણ ચૂડામણી૦ ઈત્યાદિ મંગળ કર્યું છે. આ મંગળ શ્લોકમાં સમાપ્તપુનરાત્તત્વ નામનો કાવ્યદોષ રહ્યો છે. એવો પૂર્વપક્ષ ઊભો થાય છે.

**પૂર્વપક્ષ :** પ્રકૃતિપદને પ્રત્યયપદની, વિશેષણપદને વિશેષ્યપદની, કારકપદને ક્રિયાપદની આકાંક્ષા હોય છે. એ વાત ન્યાય-ભૂમિકામાં જોઈ ગયા છીએ. વળી વિશેષ્યપદ કારકપદ પણ હોય છે, એટલે એ રીતે એને ક્રિયાપદની આકાંક્ષા હોય છે. તેથી જ્યારે વિશેષ્યમાં ક્રિયાનો અન્વય થઈ જાય છે ત્યારે એની આકાંક્ષા શાન્ત થઈ જાય છે. પ્રસ્તુત ચૂડામણી૦ શ્લોકમાં 'ભવ' પદ વિશેષ્યપદ છે. 'ભવતુ' પદ ક્રિયાપદ છે. એટલે પ્રસ્તુત શ્લોકનું ત્રીજું પાદ 'ભવો ભવતુ ભવ્યાય' એમ જ્યારે સભળાશે ત્યારે 'શંકર કલ્યાણને માટે થાઓ' એ પ્રમાણે ક્રિયાનો અન્વય થઈ જવાથી 'ભવ' પદની આકાંક્ષા શાંત થઈ જાય છે. પણ હજુ 'લીલાતાંડવપંડિત' એવું વિશેષણ પદ બાકી છે. જેને વિશેષ્યપદ 'ભવ'ની આકાંક્ષા છે. એટલે જ્યારે ચોથા પાદ તરીકે એ પદ સાંભળવામાં આવે છે ત્યારે એ નવા વિશેષણપદના અન્વય માટે, ક્રિયાનો અન્વય થઈ ગયો હોવાથી શાંત આકાંક્ષાવાળા (નિરાકાંક્ષ) બની ગયેલા વિશેષ્યવાચકપદને ('ભવ' શબ્દને) स भव पुन कीदृश.? એ રીતે પુનઃ મગજમાં ઉપસ્થિત કરવો પડે છે, કારણ કે એના વિના વિશેષણપદ અન્વય થયા વિનાનું રહી જાય છે. વિશેષ્યપદનું આ રીતે પુનઃ અનુસંધાન કરવું એ સમાપ્તપુનરાત્તત્વ નામનો કાવ્યદોષ છે. 'क्रियान्वयेन शान्ताकाङ्क्षस्य विशेष्य-वाचकपदस्य विशेषणान्तरान्वयार्थं पुनरनुसन्धानं समाप्तपुनरात्तत्व काव्यदोष ।'

(ક્રિયાનો અન્વય થઈ ગયો હોવાથી શાન્ત થયેલી છે આકાંક્ષા જેની એવા વિશેષ્યવાચક પદનું અન્ય વિશેષણના અન્વય માટે ફરીથી અનુસંધાન કરવું એ સમાપ્તપુનરાત્તત્વ નામનો કાવ્યદોષ છે.)

**ઉત્તરપક્ષ :** પ્રસ્તુત શ્લોકમાં 'ભવ'ને અમે વિશેષ્યવાચક પદ માનતા નથી, કિન્તુ 'લીલાતાંડવપંડિત'ને વિશેષ્યવાચક માનીએ છીએ. એટલે જ્યાં સુધી એની સાથે ક્રિયાનો અન્વય થતો નથી ત્યાં સુધી નિરાકાંક્ષ બોધ જ થઈ શકતો ન હોવાથી આ દોષ આવતો નથી.

**પૂર્વપક્ષ :** વિવક્ષિત વસ્તુના વાચક તરીકે અમુક શબ્દનો પ્રયોગ થવો એ તે 'શબ્દની પ્રવૃત્તિ' કહેવાય છે. વાચ્યપદાર્થમાં રહેલ કો'ક ધર્મને આગળ કરીને જ તે તે વાચક શબ્દનો પ્રયોગ (= પ્રવૃત્તિ) થાય છે. એટલે કે વાચ્યાર્થમાં રહેલ તે ધર્મ શબ્દપ્રવૃત્તિનું નિમિત્ત (કારણ) બને છે અને વપરાતો એ શબ્દ તત્પ્રવૃત્તિનિમિત્તક (= તે ધર્મ છે પ્રવૃત્તિનું નિમિત્ત જેનું) કહેવાય છે. શબ્દપ્રવૃત્તિના નિમિત્તભૂત આ ધર્મ દ્રવ્ય, ગુણ, કર્મ અને જાતિ એમ ચાર પ્રકારે હોય છે અને તેથી શબ્દો પણ દ્રવ્યપ્રવૃત્તિનિમિત્તક શબ્દ... વગેરે ચાર પ્રકારે છે. જેમ કે કો'ક વ્યક્તિનો 'ધનવાન્' તરીકે જે ઉલ્લેખ થાય છે તે એની પાસે રહેલા ધનના (દ્રવ્યના) કારણે થાય છે. માટે 'ધનવાન્' શબ્દ દ્રવ્યપ્રવૃત્તિનિમિત્તક છે. એમ કો'કનો જે જ્ઞાની તરીકે ઉલ્લેખ થાય છે એ એના જ્ઞાનગુણના કારણે થાય છે. તેથી 'જ્ઞાન' એ જ્ઞાની શબ્દનું પ્રવૃત્તિનિમિત્ત છે અને 'જ્ઞાની' શબ્દ ગુણપ્રવૃત્તિનિમિત્તક છે. એમ 'પાચક' વગેરે શબ્દો પાકક્રિયાને નજરમાં લઈને બોલાતા હોવાથી ક્રિયાપ્રવૃત્તિનિમિત્તક છે. સામી વસ્તુમાં રહેલ 'ગોત્વ' જાતિ વગેરેને આગળ કરીને બોલાતા 'ગો' વગેરે શબ્દો જાતિપ્રવૃત્તિનિમિત્તક છે. (અભાવત્વ વગેરે જાતિ રૂપ ન હોવા છતાં 'અભાવ' વગેરે શબ્દોનો પણ જાતિપ્રવૃત્તિનિમિત્તક શબ્દોમાં જ સમાવેશ જાણવો.)

હવે, એક નિયમ છે કે જ્યારે એક જ વસ્તુનો ઉલ્લેખ કરવા માટે જાતિપ્રવૃત્તિનિમિત્તક શબ્દ અને અન્ય શબ્દો વપરાયા હોય ત્યારે એમાંથી જાતિપ્રવૃત્તિનિમિત્તક શબ્દ જ વિશેષ્ય બને છે અને શેષ શબ્દો વિશેષણ બને છે. આશય એ છે કે 'નીલકમલ' એ કર્મધારય સમાસ છે. કર્મધારયસમાસમાં વિશેષણ પૂર્વપદમાં અને વિશેષ્ય ઉત્તરપદમાં આવે છે. વળી નીલ શબ્દ, કમલમાં રહેલ નીલવર્ણ (ગુણ)ના કારણે વપરાયો હોવાથી ગુણપ્રવૃત્તિનિમિત્તક છે. જ્યારે 'કમલ' શબ્દ કમલત્વજાતિને આગળ કરીને વપરાયો હોવાથી જાતિપ્રવૃત્તિનિમિત્તક છે. જો આ બેમાંથી ગુણપ્રવૃત્તિનિમિત્તક 'નીલ' શબ્દ પણ વિશેષ્ય બની શકતો હોય તો 'કમલનીલ' સમાસ પણ થઈ શકે. પણ એમ સમાસ થતો નથી. માટે જણાય છે કે જ્યારે જાતિપ્રવૃત્તિનિમિત્તક શબ્દ વપરાયો હોય ત્યારે એ જ વિશેષ્ય બને છે, શેષ શબ્દો વિશેષણ બને છે.

પ્રસ્તુતમાં, 'ભવ' શબ્દ ભવત્વજાતિપ્રવૃત્તિનિમિત્તક છે જ્યારે 'पण्डा(बुद्धिः) संजाता अस्य इति पंडित.' એ પ્રમાણે 'લીલાતાંડવપંડિત' શબ્દ ગુણપ્રવૃત્તિનિમિત્તક છે. તેથી 'ભવ' શબ્દ જ વિશેષ્યવાચક બની શકતો હોવાથી 'સમાપ્તપુનરાત્તત્વ' દોષ ઊભો જ છે.

**ઉત્તરપક્ષ :** 'भवति अस्मात् जगत् इति भव.' એ પ્રમાણે 'ભવ' શબ્દ ક્રિયાપ્રવૃત્તિનિમિત્તક છે. અર્થાત્ એ શબ્દનું પ્રવૃત્તિનિમિત્ત ભવનક્રિયા છે. માટે એ વિશેષણ બની શકતો હોવાથી ઉક્ત દોષ રહેતો નથી.

**પૂર્વપક્ષ :** શબ્દોના નિમિત્ત બે પ્રકાર હોય છે : વ્યુત્પત્તિનિમિત્ત અને પ્રવૃત્તિનિમિત્ત.

શબ્દની વ્યુત્પત્તિમાં જે નિમિત્ત બને તે વ્યુત્પત્તિનિમિત્ત કહેવાય છે. જેમ કે 'गच्छति इति गौः' એ પ્રમાણે 'ગો' શબ્દ બન્યો હોવાથી ગમનક્રિયા વ્યુત્પત્તિનિમિત્ત છે. જે જેમાં ગોત્વ હોય તેનો 'ગો' તરીકે ઉલ્લેખ થતો હોવાથી ગોત્વજાતિ એ પ્રવૃત્તિનિમિત્ત છે. 'ધનવાન્' વગેરે અમુક શબ્દો એવા હોય છે કે એનું પ્રવૃત્તિનિમિત્ત અને વ્યુત્પત્તિનિમિત્ત (ધન વગેરે) એક જ ચીજ હોય છે. જ્યારે ગો-પંકજ વગેરે શબ્દો એવા છે કે જેના એ બે નિમિત્તો જુદી - જુદી ચીજ હોય છે. જ્યારે આ બે નિમિત્તો જુદા હોય ત્યારે વ્યુત્પત્તિ નિમિત્તનો ઉપયોગ માત્ર શબ્દ બનાવવામાં હોય છે, શબ્દનો પ્રયોગ કરવામાં એ નિરર્થક હોય છે, એ માટે તો માત્ર પ્રવૃત્તિનિમિત્ત જ જોવાનું હોય છે. જેમ કે ગમન ક્રિયા એ 'ગો' શબ્દનું વ્યુત્પત્તિનિમિત્ત છે. પણ કોઈપણ વસ્તુનો 'ગો' તરીકે ઉલ્લેખ કરવો હોય તો એમાં ગમનક્રિયા છે કે નહીં એ જોવાતું નથી, કિન્તુ ગોત્વ છે કે નહીં ? એ જોવાય છે. તેથી બેસી રહેલી ગાયને પણ 'ગો' કહેવાય છે જ્યારે ગતિશીલ અશ્વને 'ગો' કહેવાતો નથી. કાદવમાં ઉત્પન્ન થયેલા કીડાને 'પંકજ' નથી કહેવાતા, કિન્તુ પંકજત્વજાતિયુક્ત, પાણીમાં ઉત્પન્ન થયેલા પણ કમળને 'પંકજ' કહેવાય છે.

આ જ કારણસર 'योगाद्रूढेर्बलीयस्त्वम्' ન્યાય અસ્તિત્વમાં આવ્યો છે. (એટલે કે યોગ = વ્યુત્પત્તિનિમિત્ત કરતાં રૂઢિ = પ્રવૃત્તિનિમિત્ત શબ્દપ્રયોગ થવામાં બળવાન = વધારે અસરકારક હોય છે.)

પ્રસ્તુતમાં ભવનક્રિયા 'ભવ' શબ્દનું વ્યુત્પત્તિનિમિત્ત છે, પણ પ્રવૃત્તિનિમિત્ત નહીં. અન્યથા જેમ ઈશ્વર આ સૃષ્ટિનું નિમિત્તકારણ છે તેમ 'કાલ' વગેરે પણ નિમિત્તકારણ હોવાથી કાલ વગેરેમાંથી આ જગત્ બન્યું છે એમ કહી શકાતું હોવાના કારણે કાલાદિનો પણ 'ભવ' શબ્દથી ઉલ્લેખ થઈ શકવાની આપત્તિ આવે. ભવત્વ ન હોવાથી જ કાલાદિનો 'ભવ' તરીકે ઉલ્લેખ થતો નથી. એટલે 'ભવ' શબ્દ જાતિપ્રવૃત્તિનિમિત્તક જ હોવાના કારણે એ જ વિશેષ્ય બનવાથી સમાપ્ત૦ દોષ ઊભો જ છે.

**ઉત્તરપક્ષ :** એક વ્યક્તિમાં રહેલ ધર્મ જાતિ હોતો નથી. ઈશ્વર એક જ હોવાથી એમાં રહેલ 'ભવત્વ'ને જાતિ માની ન શકાવાથી 'ભવ' શબ્દ જાતિપ્રવૃત્તિનિમિત્તક નથી.

**પૂર્વપક્ષ :** ઈશ્વરાત્મા એક હોવા છતાં અવતારભેદે એનો ભેદ માની એમાં અમે 'ભવત્વ' જાતિ માનીશું. તેથી 'ભવ' શબ્દ જાતિપ્રવૃત્તિનિમિત્તક જ બનવાથી સમાપ્ત૦ દોષ ઊભો જ છે.

**ઉત્તરપક્ષ :** અન્વયબોધ થવા માટે તે તે પદની આકાંક્ષા બે પ્રકારની હોય છે, ઉત્થિત અને ઉત્થાપ્ય. નિરાકાંક્ષ પ્રતીતિ ન થવાના કારણે અમુકપદની આકાંક્ષા હજુ ઊભી જ રહી હોય તો એ ઉત્થિત આકાંક્ષા કહેવાય છે. જ્યાં નિરાકાંક્ષપ્રતીતિ થઈ ગયા પછી પુનઃ નવી આકાંક્ષા ઊભી કરવી પડતી હોય ત્યાં ઉત્થાપ્ય આકાંક્ષા કહેવાય છે. જ્યાં ઉત્થાપ્ય આકાંક્ષા હોય ત્યાં જ સમાપ્ત૦ દોષ લાગે છે, ઉત્થિત આકાંક્ષા સ્થળે નહીં. પ્રસ્તુતમાં, શંકરે ચંદ્રને શા માટે મુકુટ બનાવ્યો છે અને સર્પોને શા માટે વલયરૂપ બનાવ્યા છે ? આવી જિજ્ઞાસા 'ભવો ભવ્યાય ભવતુ' એ રીતે ક્રિયાનો અન્વય થઈ ગયા બાદ પણ ઊભી રહે છે. એટલે અહીં ઉત્થિતઆકાંક્ષા હોવાથી સમાપ્ત૦ દોષ નથી. 'મુકુટ અને વલયરૂપ શણગાર નૃત્ય કરવા માટે કર્યા છે' એ રીતે 'લીલા...' વિશેષણનો અન્વય થવાથી જિજ્ઞાસા સંતોષાઈ જાય છે. અને તેથી એના અન્વય માટે વિશેષ્યવાચક 'ભવ' પદનું પુનરનુસંધાન કરવું પડવા છતાં સમાપ્ત૦ દોષ લાગતો નથી.

પ્રજ્ઞાશીલ પુરુષો સ્વગ્રંથની અધ્યયન-અધ્યાપનપ્રવૃત્તિ આદરે એ માટે ગ્રંથનો વિષય દર્શાવે છે :

(मु.) सद्रव्या गुणगुम्फिता सुकृतिना सत्कर्मणा ज्ञापिका,
सत्सामान्यविशेषनित्यमिलिताभावप्रकर्षोज्ज्वला ।
विष्णोर्वक्षसि विश्वनाथकृतिना सिद्धान्तमुक्तावली,
विन्यस्ता मनसो मुद वितनुता सद्युक्तिरेषा चिरम् ॥३॥

**(મુક્તાવલીની ઉપમા)**

(મુ.) પડિત વિશ્વનાથ પંચાનન દ્વારા વિષ્ણુના વક્ષઃસ્થળમા સમર્પિત કરાયેલી, સુદર યુક્તિઓથી યુક્ત આ સિદ્ધાન્તમુક્તાવલી પંડિતોના મનમા ચિરકાળ સુધી આનદ-પ્રમોદને ફેલાવો, કે જેમાં દ્રવ્યોનું પ્રતિપાદન છે, ગુણો ગુથાયેલા છે, કર્મનુ જ્ઞાપન છે તથા જે સામાન્ય, વિશેષ અને નિત્યસંબધ = સમવાયવાળી છે. તેમજ અભાવના પ્રકર્ષથી ઉજ્જવળ છે.

(વિ.) આ શ્લોકમાં શ્લેષ દ્વારા ગ્રંથકારે ગ્રંથને મોતીની માળાની ઉપમા આપી છે.

**સદ્રવ્યા** = મોતીની માળા દ્રવ્ય (ધન)થી સાધ્ય હોવાથી સદ્રવ્યા છે, ગ્રંથ પ્રતિપાદકત્વ સંબંધથી દ્રવ્યવાન્ હોવાથી સદ્રવ્ય છે; **ગુણગુમ્ફિતા** = માળા પક્ષે સૂતરથી ગૂંથાયેલી, ગ્રંથપક્ષે ૨૪ ગુણોથી યુક્ત; **સુકૃતિનાં** = માળા પક્ષે - પુણ્યશાળીઓના (પૂર્વકૃત સત્કર્મોની જ્ઞાપિકા છે) ગ્રંથપક્ષે - પંડિતોના (મનમાં આનંદને ફેલાવો.) **સત્કર્મણાં** = માળા પક્ષે - પૂર્વનાં સુકૃત્યો, ગ્રંથપક્ષે - ઉત્ક્ષેપણ વગેરે પાંચ કર્મો; **સત્સામાન્યવિશેષ-નિત્યમિલિતા** = માળા પક્ષે - પ્રશસ્ત એવા સામાન્ય અને વિશેષ (વધુ મોટા અને નિર્મળ) મોતીઓથી નિત્ય = સંપૂર્ણ ગૂથાયેલી, ગ્રંથપક્ષે - જાતિરૂપ સામાન્ય, વિશેષ અને નિત્યમિલિત = સમવાય સંબંધ છે જેમાં; **અભાવ-પ્રકર્ષોજ્જવલા** = માળાપક્ષે-અંધકારમાં પ્રકર્ષપૂર્વક ચમકતી, ગ્રંથપક્ષે - અભાવના પ્રકર્ષ (= ભેદ-પ્રભેદોથી) ઉજ્જવળ, **સદ્યુક્તિ:** = માળાપક્ષે - સુંદર ગૂંથનવાળી, ગ્રંથપક્ષે = સુંદર છે યુક્તિઓ જેમાં...

આમ મુક્તાવલીની ઉપમા દ્વારા "મોતીઓની માળાની જેમ આ ગ્રંથ પણ નિર્દોષ છે" એવું જણાવવાનો ગ્રંથકારનો આશય છે.

અહીં સિદ્ધાન્તમુક્તાવલી ગ્રંથને સદ્રવ્ય=દ્રવ્યવાળો કહ્યો છે. એટલે કે રહેનાર દ્રવ્ય છે, અને રાખનાર ગ્રંથ છે. દ્રવ્ય માટે ગ્રંથ શું છે ? પ્રતિપાદક છે. તેથી, પ્રતિપાદકતા સંબંધથી પૃથ્વી વગેરે દ્રવ્યો ગ્રંથમાં રહ્યા છે એમ કહેવાય. એટલે કે પ્રતિપાદકત્વ સંબંધથી ગ્રંથ દ્રવ્યવાન્ છે.

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् । यत्तपस्यसि कौन्तेय । तत्कुरुष्व मदर्पणम् ॥

એ વચનને અનુસારે ગ્રંથકારે સ્વકીયગ્રંથ શ્રી વિષ્ણુને સમર્પિત કરવા विष्णोर्वक्षसि विन्यस्ता . કહ્યું છે.

(मु.) विघ्नविघाताय कृत मङ्गल शिष्यशिक्षायै ग्रन्थतो निबध्नाति ।

(મુ.) વિઘ્નોનો નાશ કરવા માટે કરેલા મગલને, 'અમારે પણ ગ્રંથારભે મગલ કરવુ જોઈએ.' એવો શિષ્યોને બોધ મળે એ માટે ગ્રંથમા જોડે છે.

**('વિઘાત'પદની વિશેષતા)**

**(વિવેચન) શંકા :** 'વિઘાત' પદથી જે 'ધ્વંસ'ને જણાવવો છે તે તો માત્ર 'ઘાત' પદથી પણ જણાવી શકાય છે. માટે 'વિ' પદ નિરર્થક છે.

**સમાધાન :** 'विशिष्टवाचकाना पदाना सति पृथगविशेषणवाचकपदसमवधाने विशेष्यमात्रपरत्व' આવો એક ન્યાય છે. એનો અર્થ : (વિશેષણ યુક્ત વિશેષ્ય =) વિશિષ્ટ પદાર્થને જણાવનારાં પદો, જ્યારે વિશેષણને

જણાવનાર પદનો સ્વતંત્ર ઉલ્લેખ થયો હોય ત્યારે, માત્ર વિશેષ્યને જણાવવાના તાત્પર્યવાળાં હોય છે. અર્થાત્ એવે વખતે એ પદોનો અર્થ માત્ર વિશેષ્ય કરવો. (જેમ કે, 'નાચ નાચે છે' આવો વાક્ય પ્રયોગ. આમ તો 'નાચે છે'નો અર્થ જ 'નાચ કરે છે' એવો છે. છતાં જ્યારે 'નાચ' શબ્દ અલગ પણ વપરાયો છે, ત્યારે 'નાચે છે'નો અર્થ માત્ર 'કરે છે' એટલો જ કરવામાં આવે છે.

રઘુવંશકાવ્યમાં 'स कीचकैर्मारुतपूर्णरन्ध्रैः' આવો શબ્દપ્રયોગ છે. અને અમરકોષમાં કીચક શબ્દનો અર્થ 'પવનથી ભરાયેલાં છિદ્રોવાળો વેણુ' એવો જણાવ્યો છે. હવે, 'स कीचकै ...' પ્રયોગમાં 'कीचक' શબ્દનો આવો આખો જ અર્થ લેવામાં આવે તો, 'मारुतपूर्णरन्ध्रैः' શબ્દો નિરર્થક નીવડે એ સ્પષ્ટ છે. મહાકવિના શબ્દો વ્યર્થ ન હોય. એટલે ત્યાં, કીચકનો અર્થ માત્ર 'વેણુ' કરવામાં આવે છે. (આમાં 'વેણુ'એ વિશેષ્ય છે, પવનથી પૂરાયેલાં છિદ્રો એ વિશેષણ છે. એવાં છિદ્રોયુક્ત વેણુ એ વિશિષ્ટ છે જેને 'કીચક' શબ્દ જણાવે છે. પણ પ્રસ્તુતમાં, 'પવનથી પૂર્ણ છિદ્રો' એવા વિશેષણને જણાવનાર 'मारुतपूर्णरन्ध्रै' શબ્દ પૃથગ્ વપરાયો છે. તેથી કીચક શબ્દ માત્ર વિશેષ્ય સ્વરૂપ 'વેણુ'ને જ જણાવે છે એવો અર્થ કરવામાં આવે છે. જો એનો જ અર્થ 'પવનથી પૂર્ણ છિદ્રોવાળો વેણુ' એવો કરી દેવામાં આવે તો 'मारुतपूर्णरन्ध्रै' એવું વિશેષણપદ નિરર્થક બની રહે એ સ્પષ્ટ છે.)

પ્રસ્તુતમાં, 'ઘાત' પદનો અર્થ 'ધ્વંસ = ઉત્પત્તિવાળો અભાવ' છે. પણ જ્યારે 'વિ' પદ પૃથગ્ વપરાયું છે ત્યારે એ નિરર્થક ન ઠરે એ માટે 'ઘાત'નો અર્થ માત્ર વિશેષ્યસ્વરૂપ 'અભાવ' કરવાનો છે અને 'વિ'નો અર્થ 'ઉત્પત્તિ' સ્વરૂપ વિશેષણ કરવાનો છે. તેથી 'વિ' શબ્દ વ્યર્થ રહેતો નથી.

વિઘ્નવિઘાતક મંગલ એ ભાવસ્વરૂપ છે જે ઈષ્ટદેવતાસ્મરણાદિ રૂપે આત્મામાં થાય છે. એ રીતે સ્મરણાદિ કરી લેવાથી વિઘ્નવિનાશ થઈ જાય, પણ શિષ્યોને ખબર ન પડી શકે કે ગુરુએ આ રીતે મંગલ કરીને ગ્રંથારંભ કર્યો છે. તેથી શિષ્યોને પણ એ ખબર પડે ને ભવિષ્યમાં તેઓ પણ આ રીતે મંગલ કરતાં શીખે એ માટે ગ્રંથકારે એનો શબ્દો રૂપે ઉચ્ચાર કરી ગ્રંથમાં સમાવેશ કરી દીધો છે. (स्वकर्तव्यत्वेन बोध शिक्षा) ' આ મારું કર્તવ્ય છે' એવો બોધ એ 'શિક્ષા' શબ્દનો અર્થ છે.

---

(का.) नूतनजलधररुचये गोपवधूटीदुकूलचौराय ।
तस्मै कृष्णाय नमः संसारमहीरुहस्य बीजाय ॥१॥

(मु.) ननु - मगलं न विघ्नध्वंसं प्रति न वा समाप्ति प्रति कारण, विनापि मगल नास्तिकादीनां ग्रन्थे निर्विघ्नपरिसमाप्तिदर्शनाद् - इति चेत् ?

---

**(કા.) નવા વાદળ જેવી કાન્તિવાળા, ગોપાંગનાઓના વસ્ત્રને હરનારા તથા સંસારરૂપી વૃક્ષના નિમિત્તકારણભૂત તે શ્રીકૃષ્ણને નમસ્કાર થાઓ.**

(મુ.) શંકા - મંગલ વિઘ્નધ્વસ કે સમાપ્તિ પ્રત્યે કારણ નથી, કારણ કે મંગલ વિના પણ નાસ્તિક વગેરેના ગ્રંથોમા નિર્વિઘ્નપરિસમાપ્તિ થયેલી જોવા મળે છે.*

(વિ.) નવાં કાળાં ભમ્મરવાદળાં શીઘ્ર વરસે છે. એમ શ્રીકૃષ્ણ પણ તૂર્ત ફળદાતા બને છે એવું જણાવવા અહીં શ્યામકાન્તિને જણાવવા નૂતનજલધરની ઉપમા આપી છે. એમ 'ગોપાંગનાઓના વસ્ત્ર હરનારા' એવું વિશેષણ પણ શ્રીકૃષ્ણની પ્રસન્નતાને જણાવવા દ્વારા વરદાયકત્વને સૂચવે છે. (સિ.મુ.ના મંગલમાં પણ 'લીલાતાંડવપંડિત' વિશેષણ મહાદેવની પ્રસન્નઅવસ્થાને સૂચવવા દ્વારા શીઘ્રકાર્યસિદ્ધિની સૂચના માટે જાણવું.) 'ગોપવધૂટીદુકૂલચૌરાય' વિશેષણનો અન્ય અર્થ પણ થઈ શકે છે કે, ગો = ઈન્દ્રિયો, તેનું પાલન કરનાર

---

*આ પંક્તિના અર્થનું વિવેચન કરતાં પહેલાં, ન્યાયના ગ્રંથોનો કે ન્યાયની શૈલિને અનુસરતા ગ્રંથોનો યથાર્થ અર્થ સમજવા માટેની કેટલીક મહત્ત્વની બાબતો જાણી લઈએ :

આત્મા, તેની વહુ બુદ્ધિ, તેના દુકૂલ = તેના પરનાં આવરણ કર્મો, તેને હરનારા શ્રીકૃષ્ણ. **અથવા ત્રીજો અર્થ :** ગો = પૃથ્વી, તેના પાલક રાજા = પાંડવો, તેમની પત્ની દ્રૌપદી, તેના વસ્ત્રોને પૂરનારા શ્રીકૃષ્ણ.

**(મંગલવાદ–પૂર્વપક્ષ)**

**(વિ.)** 'ननु मगल न विघ्नध्वस ' ઇત્યાદિ દ્વારા મુક્તાવલીમાં પૂર્વપક્ષ રજૂ થઈ રહ્યો છે. (અહીં પ્રશ્ન ઉઠાવવો જોઈએ કે મંગલ વિઘ્નધ્વંસ વગેરે પ્રત્યે કારણ નથી એવો પૂર્વપક્ષ ઉદ્ભવ્યો શી રીતે ? અર્થાત્ ગ્રંથકારે કઈ વાત કરી હતી જેના પર નાસ્તિક આવો પૂર્વપક્ષ કરી રહ્યો છે ? આ પ્રશ્નના જવાબમાં એટલું જણાય છે કે 'શિષ્યો પણ મંગલને કર્તવ્યરૂપે જાણે' એ વાત મુક્તાવલીકારે છેલ્લે કહી છે. એટલે એની સાથે આ પૂર્વપક્ષનો સંબંધ જોડવો જોઈએ. તે આ રીતે :)

**નાસ્તિક :** તમે મંગલને કર્તવ્ય કહો છો, પણ મંગલ કર્તવ્ય નથી, કેમ કે નિષ્ફળ છે, જેમ કે પશુએ સ્વપુચ્છ દ્વારા કરેલું જલતાડન.

(૧) मगल न कर्तव्य, निष्फलत्वात्, पश्वादिविहितजलताडनवत्

---

ઘણીવાર એવુ બનતુ હોય છે કે પ્રતિપાદ્ય પદાર્થ અગે ગ્રથકારના અભિપ્રાય કરતાં અન્ય વિદ્વાનના અભિપ્રાય-પ્રતિપાદન જુદા પડતા હોય છે આ અન્ય વિદ્વાન ગ્રથકાર માટે 'પૂર્વપક્ષી' કહેવાય છે અને એનો અભિપ્રાય 'પૂર્વપક્ષ' કહેવાય છે. 'આ પૂર્વપક્ષ અયોગ્ય છે અને પોતાનુ પ્રતિપાદન જ નિર્દોષ છે' એમ સિદ્ધ કરવા માટે ગ્રથકાર પૂર્વપક્ષી પાસે એનો અભિપ્રાય રજૂ કરાવે છે. આ રજુઆત પૂર્વપક્ષગ્રથ કે શંકાગ્રથ કહેવાય છે પૂર્વપક્ષની રજુઆત થઈ ગયા બાદ ગ્રથકાર એ પૂર્વપક્ષમા શુ દોષ રહ્યો છે તેને દર્શાવે છે. અને સ્વાભિપ્રાય વધુ ઉચિત છે એમ ફલિતાર્થ તરીકે કે સાક્ષાત્ શબ્દો દ્વારા જણાવે છે આ ઉત્તરપક્ષગ્રથ કે સમાધાનગ્રંથ કહેવાય છે

પદાર્થના વિશદસ્પષ્ટીકરણ માટે કે શિષ્યબુદ્ધિવૈશદ્યાર્થ (= શિષ્યની બુદ્ધિ વિશદ થાય એ માટે) ગ્રથકાર, જેનાથી પૂર્વપક્ષી નિરુત્તર બની જાય અને ગ્રથકારની પોતાની વાતની નિ શક સિદ્ધિ થઈ જાય એવી પોતાની સૌથી વધુ ધારદાર સક્ષમ દલીલને ઘણીવાર પહેલેથી જ જણાવી દેતા નથી, કિન્તુ જેનો પૂર્વપક્ષી કઈક જવાબ આપી શકે ને પોતાની દલીલને તોડી શકે એવી દલીલ આપે છે. એટલે પૂર્વપક્ષી એ દલીલને તોડવા માટે ને પોતાની વાતને સિદ્ધ કરવા માટે ફરીથી રજુઆત કરે છે. પુન ગ્રંથકાર કો'ક દોષ દર્શાવીને આ રજુઆતને ફગાવી દે છે આવી પૂર્વપક્ષ-ઉત્તરપક્ષની ક્યારેક ક્યારેક પરપરા પણ ચાલે છે ને છેવટે નિષ્કર્ષ આવે છે

વળી, દરેક વખતે એવી જરૂર નથી હોતી કે ગ્રથકારે પૂર્વપક્ષ તરીકે જે જે રજુઆત કરી હોય એવી માન્યતાવાળા પૂર્વપક્ષી વિદ્યમાન હોય જ. ક્યારેક શિષ્યને જ જિજ્ઞાસુભાવે એવી શકા ઊઠે ને એ પૂછતો હોય એવુ પણ બને છે ને ક્યારેક તો શિષ્યને શકા ન ઊઠતી હોય તો પણ, તે તે પ્રરૂપણામાં શકા કેવી રીતે ઉઠાવાય, એનું સમાધાન કેવી રીતે કરાય ને પદાર્થની સ્પષ્ટ જાણકારી કેવી રીતે સધાય એની હથોટી શિષ્યને કેળવાય એ માટે ગ્રથકાર ખુદ જ શકાઓ ઉઠાવી ઉઠાવી ને એનું સમાધાન આપતા હોય છે

વળી, ક્યારેક તો, ગ્રથનો નાહક વિસ્તાર ન થઈ જાય એ માટે, ગ્રંથકાર આ શંકાગ્રથનો ઉલ્લેખ કર્યા વિના જ સીધો સમાધાનગ્રથ જણાવી દેતા હોય છે છતા એ વખતે પણ ગ્રથકારના મનમા તો એ શકા હોય છે જ જેના સમાધાન રૂપે પોતે વિવક્ષિત સમાધાન આપી રહ્યા હોય છે પદાર્થના યથાર્થ બોધ માટે, ગ્રથકારના મનમાં ડોકાતી આ શકાને જાણવી પણ આવશ્યક હોય છે એ કઈ રીતે જાણી શકાય ? ગ્રથકારના શબ્દો એમના મનના વિચારોનુ પ્રતિબિબ પાડતા હોય છે. માટે શબ્દો પરથી જ એ જાણી શકાય.

તે આ રીતે કોઈ પદાર્થના નિરૂપણ માટે કે પૂર્વપક્ષના નિરાકરણ માટે એક વાત કહ્યા પછી એ માટે જ બીજી વાત કહી હોય, અથવા કોઈ વિશિષ્ટ પ્રકારના વિશેષણનો ઉપયોગ કર્યો હોય કે પ્રવાહબદ્ધ પ્રરૂપણામાં કઈક વિલક્ષણતા ઊભી કરી હોય. આવું કે આવુ બીજું કઈક જોવા મળે તો ત્યા ગ્રથકારના મનમા કઈક શકા હોવી પૂર્ણતયા સભવિત હોય છે આવુ કઈક જોવા મળે એટલે, 'કંઈક શકા હોવી જોઈએ' આટલી સામાન્યથી શકાની સભાવના કરવી જોઈએ અને પછી એ શકા કઈ હોય શકે ? એ જાણવા માટે પાછળના સમાધાનગ્રથનો વિચાર કરવો જોઈએ એ સમાધાનગ્રથની રજુઆત પરથી શકાગ્રથની કલ્પના કરી શકાય છે.

પદાર્થોની દષ્ટિએ વિચારીએ તો, આપણા કર્મગ્રંથ વગેરેના પદાર્થોની અપેક્ષાએ સિદ્ધાન્તમુક્તાવલીના પદાર્થો એટલા કઠિન નથી ને એ જાણીને સમજીને યાદ રાખીને એનુ પુનરાવર્તન કરવાથી પણ કાંઈ એટલો લાભ ન થઈ શકે એટલે, આ ગ્રથમા પ્રતિપાદ્ય દ્રવ્ય, ગુણ વગેરે પદાર્થો એના પેટાભેદો વગેરે જાણી લેવા માત્રથી 'મેં મુક્તાવલી ગ્રંથ ભણી લીધો' એવો સંતોષ ન માની

આસ્તિક : તમારો નિષ્ફલત્વ હેતુ અસિદ્ધ છે (અર્થાત્ સ્વરૂપાસિદ્ધ છે), કારણ કે પક્ષમાં - મંગલમાં નિષ્ફળતા હોવી સિદ્ધ નથી.

નાસ્તિક - અમે અન્ય અનુમાન દ્વારા 'મંગલ'માં નિષ્ફળતાની સિદ્ધિ કરીશું.

(૨) मगल निष्फल, फलविशेषाभावकूटवत्त्वात्, चैत्यवदनवत् ।

મંગલ નિષ્ફળ છે, કારણ કે પુત્ર, પૈસો, તૃપ્તિ વગેરે જે કોઈ ફળવિશેષ છે તે બધાના અભાવોનો કૂટ (= સમૂહ) રહ્યો છે. જ્યાં જ્યાં ફળ વિશેષાભાવકૂટ હોય ત્યાં ત્યાં ફળ સામાન્યાભાવ (= નિષ્ફળત્વ) હોય એવી વ્યાપ્તિ છે. ચૈત્ય એટલે ચોતરો. ચોતરાને કરાતું વન્દન આનું દૃષ્ટાંત છે. પુત્ર, ધન વગેરે જે કોઈ ફળ પ્રસિદ્ધ છે એમાંનું કોઈ જ ફળ ચોતરાને વંદન કરવાથી પ્રાપ્ત થતું નથી, માટે એ ફળસામાન્યાભાવ (= નિષ્ફળત્વ)વાળું છે. આ જ રીતે મંગલથી પણ પુત્રપ્રાપ્તિ વગેરે કોઈ ફળવિશેષ મળતું નથી, એટલે કે ફળવિશેષાભાવકૂટ છે. તેથી મંગલ નિષ્ફળ છે.

---

લેવો જોઈએ. કિન્તુ, તે તે વાક્ય પછી આવતું નવું વાક્ય, પેટાવાક્ય, કોઈ વિશેષ વિશેષણ વગેરે અંગે, અમુક વાત આગળના વાક્યમા કહ્યા પછી આ વાક્ય શા માટે કહ્યું ? કે આ પેટાવાક્ય શા માટે કહ્યું ? કે આવું વિશેષણ કેમ મૂક્યું ? આવા ડગલે ને પગલે પ્રશ્નો ઊઠાવી એના જવાબ રૂપે, "ગ્રંથકારના મનમા આવી કોઈ શકા રહી હશે જેના સમાધાનરૂપે ગ્રંથકાર હવે આ વાક્ય-પેટાવાક્ય કહે છે યા આ વિશેષણ મૂકે છે." આવો વિચાર કરવો જોઈએ અને એમા અન્તર્ગત, ગ્રંથકારની મનોગત શકાને ખોળી કાઢવી જોઈએ. બીજી રીતે કહીએ તો, ગ્રથગત તે તે વાક્યો-પેટાવાક્યો વગેરે જવાબો છે આ આ જવાબો, ગ્રથકારના મનમા શંકાતા કયા કયા પ્રશ્નોના જવાબ રૂપ હોઈ શકે ? એ શોધી કાઢવુ જોઈએ આ શોધી કાઢવાની જેટલી કલા વિકસાવાય એટલી આ ગ્રથના અધ્યયનની વિશેષ ફળશ્રુતિ કહેવાય વિકસેલી આ કલા, કોઈપણ ગ્રથગત પક્તિને બેસાડવાની હથોટી આપે છે પ્રસ્તુત વિવેચનમા આવશ્યક લાગશે ત્યા આવા પ્રશ્નો -શકા ઉઠાવીને સમાધાન આપવાનો પ્રયાસ કરાશે.

જ્યા પૂર્વપક્ષની - શકાગ્રથની શબ્દો દ્વારા રજુઆત હોય છે ત્યા પણ, ક્યાથી કઈ રીતે પૂર્વપક્ષ ઉઠાવાઈ રહ્યો છે અને ક્યાં એ પૂર્વપક્ષ પૂરો થાય છે એ પકડતા શીખવુ જોઈએ. સામાન્યથી પૂર્વપક્ષને રજૂ કરવાની મુખ્ય પ્રચલિત પદ્ધતિઓ નીચે મુજબ હોય છે :

(૧) 'નનુ' કે 'અથ' શબ્દથી પૂર્વપક્ષ શરૂ થાય છે, અને 'ઇતિ ચેત્' શબ્દો દ્વારા પૂરો થાય છે. ક્યારેક પ્રારંભમા આવા શબ્દોલ્લેખ વિના સીધો જ પૂર્વપક્ષ શરૂ થઈ જતો હોય છે ને 'ઇતિ ચેત્' દ્વારા પૂરો થતો હોય છે ક્યારેક પૂર્વપક્ષનો પ્રારંભ નનુ કે અથ શબ્દથી થયો હોય છે, પણ અંતે ચેત્ શબ્દ હોતો નથી, માત્ર ઇતિ શબ્દ હોય છે.

આ રીતે રજૂ થયેલા પૂર્વપક્ષનું સમાધાન ઘણુખરું 'ન' શબ્દથી શરૂ થતું હોય છે. એટલે કે એ 'ન' દ્વારા ગ્રંથકાર, 'આવી શકા-દલીલ ન કરવી' એમ જણાવતા હોય છે અને એ 'ન' પછી, આવી દલીલ કેમ ન કરવી એનુ કારણ ગ્રથકાર દર્શાવે છે.

ક્યારેક 'નનુ' અને 'ઇતિ ચેત્'ની વચમા શકા નથી હોતી, કિન્તુ માત્ર પ્રશ્ન જ હોય છે, ત્યારે 'ન' શબ્દનો પ્રયોગ થતો નથી, સીધો જ એ પ્રશ્નનો જવાબ અપાય છે. જેમ કે કારિકાવલીની ૧૯મી ગાથાની વૃત્તિમાં, 'ननु-शब्दाश्रयत्वेन तस्य कारणत्वे काऽन्यथा-सिद्धिरिति चेत् ? पचमीति गृहाण ।'

(૨) ક્યારેક પૂર્વપક્ષનો પ્રારભ 'ન ચ' શબ્દથી થાય છે અને એનો અત 'વાચ્યમ્', 'વક્તવ્યમ્', 'શંકનીયં' વગેરે શબ્દોથી થાય છે જો કે આમાં 'ન ચ' અને 'વાચ્યમ્' વગેરે શબ્દો ઉત્તરપક્ષ તરફથી જ બોલાયેલા હોય છે, તો પણ આ શબ્દોની વચમા જે હોય છે તે પૂર્વપક્ષ હોય છે તેથી 'ન ચ ' અને 'વાચ્યમ્' શબ્દો છોડી શેષ જે હોય તેનો પૂર્વપક્ષ રૂપે અર્થ કરવો. ત્યારબાદ 'ઇતિ ન ચ વાચ્યમ્', 'આ પ્રમાણે ન કહેવુ' એમ જણાવીને ઉત્તરપક્ષ શરૂ થતો હોય છે 'વાચ્યમ્' વગેરે શબ્દો પછી, 'આ પ્રમાણે શા માટે ન કહેવું' એનુ ઉત્તરપક્ષ તરફથી કારણ દર્શાવાયુ હોય છે.

જેમકે કારિકાવલીની મંગલગાથાની વૃત્તિમા, 'न चैव स्वत सिद्धविघ्नविरहवता कृतस्य मगलस्य निष्फलत्वापत्तिरिति वाच्यम्, इष्टापत्ते' આનો અર્થ આ પ્રમાણે કરી શકાય .

**પૂર્વપક્ષ :** આ પ્રમાણે મગલને વિઘ્નધ્વંસજનક માનશો તો જેને કુદરતી જ કોઈ વિઘ્ન નથી એવા કર્તાએ કરેલું મંગલ નિષ્ફળ જવાની આપત્તિ આવશે **ઉત્તરપક્ષ :** આ પ્રમાણે ન કહેવુ, કારણ કે એ અમારે ઇષ્ટાપત્તિ હોવાથી દોષરૂપ નથી

**આસ્તિક :** તમારા આ બીજા અનુમાનનો 'ફળવિશેષાભાવકૂટ' એવો હેતુ પણ મંગલમાં સિદ્ધ ન હોવાથી સ્વરૂપાસિદ્ધ છે.

**નાસ્તિક :** અમે હવે એ પણ સિદ્ધ કરી આપીશું. મંગળના ફળ તરીકે તમને વિઘ્નધ્વંસ કે સમાપ્તિ અભિપ્રેત છે, એટલે કે એ સિવાયના પુત્ર વગેરે જે ફળવિશેષો છે એનો અભાવ તો તમે પણ માનો જ છો. એટલે ફળવિશેષાભાવકૂટની સિદ્ધિ માટે અમારે વિઘ્નધ્વંસ અને સમાપ્તિ આ બે ફળવિશેષોના અભાવને સિદ્ધ કરવાનો જ બાકી રહે છે. અર્થાત્ વિઘ્નધ્વંસ કે સમાપ્તિ મંગળનું ફળ (= કાર્ય) નથી એ કે મંગલ આ બેમાંથી કોઈનું કારણ નથી એ સિદ્ધ કરવાનું રહ્યું. (આ બાબતની સિદ્ધિ માટે નનુ મંગલં... ઇત્યાદિ પૂર્વપક્ષગ્રંથ મુક્તાવલીમાં રજૂ થયો છે.)

---

કેટલીક વખત વાક્ય 'ન ચ'થી શરૂ થતું હોય છે પણ એના અંતે 'વાચ્યમ્' વગેરે જેવો કોઈ શબ્દ હોતો નથી. આવા પ્રયોગમાં, 'ન ચ'નો અન્વય ક્યા અભિપ્રેત છે એ શોધી કાઢી એના પછી 'વાચ્યમ્' શબ્દનો અધ્યાહાર કરી ઉપર મુજબ અર્થ કરી શકાય છે.

જેમ કે, ૧૧મી કારિકાની વૃત્તિમા, 'न च समवायस्यैकत्वे वायो रूपवत्तावुद्धिप्रसग , तत्र रूपसमवायसत्त्वेऽपि रूपाभावात्' અહીં 'ન' નો અન્વય 'પ્રસગ'મા છે. એટલે 'પ્રસગ' શબ્દ પછી 'વાચ્યમ્' શબ્દનો અધ્યાહાર કરી આ રીતે અર્થ કરી શકાય · "જો સમવાયને એક જ માનશો તો વાયુમા રૂપવત્તાની બુદ્ધિ થવાની આપત્તિ આવશે" એવું ન કહેવું, કારણ કે વાયુમાં રૂપનો સમવાય હોવા છતાં પણ રૂપ હોતુ નથી

(૩) ક્યારેક પૂર્વપક્ષનો પ્રારભ 'એતેન' શબ્દથી થતો હોય છે અને એનો અત 'નિરસ્તમ્' 'અપાસ્તમ્', 'નિરાકૃતમ્' વગેરે શબ્દથી હોય છે 'એતેન' અને 'નિરસ્તમ્' શબ્દોની વચમાં પૂર્વપક્ષની રજુઆત હોય છે અને 'એતેન - નિરસ્તમ્' શબ્દો દ્વારા ઉત્તરપક્ષકાર જણાવતો હોય છે કે 'આ વાતથી આવા પૂર્વપક્ષનું નિરાકરણ થઈ ગયેલું જાણવું આમા 'એતેન = આ વાતથી' એવું ઉત્તરપક્ષકાર જે કહે છે તેનો અર્થ "આ 'એતેન' શબ્દ પૂર્વે જે દલીલ આપી હોય તેનાથી અને 'નિરસ્તમ્' શબ્દ પછી જે યુક્તિ અપાશે એનાથી (આ પૂર્વપક્ષ નિરાકૃત જાણવો)" એવો હોય છે. એટલે કે, પહેલાં, કોઈ એક પૂર્વપક્ષના નિરાકરણ માટે કે સ્વપક્ષના સમર્થન માટે જે વાત કહી હોય એનાથી જ જો કોઈ અન્ય પૂર્વપક્ષનું પણ નિરાકરણ થઈ જતુ હોય તો ગ્રંથકાર એ પૂર્વ વાત કહ્યા બાદ 'એતેન' શબ્દપ્રયોગ કરીને પછી આ અન્યપૂર્વપક્ષને જણાવી 'નિરસ્તમ્' કહેવા દ્વારા એનું નિરાકરણ જણાવે છે. વળી આ જ અન્યપૂર્વપક્ષના નિરાકરણ માટે અન્ય પણ કોઈ દલીલ હોય તો 'નિરસ્તમ્' વગેરે શબ્દ પ્રયોગ બાદ એનો ઉલ્લેખ કરવામા આવે છે

જેમ કે, કારિકાવલીની બાર-તેરમી ગાથાની વૃત્તિમા અભાવ પદાર્થના નિરૂપણમાં આવો અધિકાર છે : "अन्यथा तत्तदधिकरणाना तत्तदिन्द्रियाणामग्राह्यत्वादप्रत्यक्षत्व स्यात्। एतेन - ज्ञानविशेषकालविशेषाद्यात्मकत्वमत्यन्ताभावस्येति - प्रत्युक्तम्, अप्रत्यक्षत्वापत्ते ।

અહીં, અભાવને અધિકરણાત્મક માનવાના પૂર્વપક્ષનુ ગ્રંથકારે ' अन्यथा ' વગેરે કહીને નિરાકરણ કર્યું છે કે : અન્યથા = જો અભાવને સ્વતન્ત્રપદાર્થ નહીં માનો (અને અધિકરણાત્મક માનશો) તો, કેરીમા રહેલો મધુરત્વાભાવ કેરી સ્વરૂપ બનવાથી અને કેરી રસનેન્દ્રિયનો અવિષય હોવાથી, જીભ દ્વારા 'આ કેરીમાં મીઠાશ નથી' એ રીતે મધુરત્વાભાવનુ જે પ્રત્યક્ષ થાય છે તે નહીં થવાની આપત્તિ આવશે એતેન = મધુરત્વાભાવ વગેરેનું જીભ વગેરે ઇન્દ્રિય દ્વારા અપ્રત્યક્ષ થવાની જે આપત્તિ દર્શાવી એનાથી જ, "અભાવ - ઘટાભાવવદ્ ભૂતલમ્ - વગેરે જે જ્ઞાન થાય છે તે જ્ઞાનવિશેષ સ્વરૂપ જ છે, અથવા જે કાલમાં તેવું જ્ઞાન થઈ શકે તેવા કાલવિશેષસ્વરૂપ જ છે, પણ સ્વતંત્ર પદાર્થ નથી" એવા પૂર્વપક્ષનો પણ પ્રતિકાર થઈ ગયેલો જાણવો, કારણ કે જ્ઞાન કે કાલ બાહ્યેન્દ્રિયગ્રાહ્ય ન હોવાથી મધુરરસાભાવ વગેરેના અપ્રત્યક્ષત્વની આપત્તિ આવે છે

અહીં, 'પ્રત્યુક્તમ્' પછી નવી દલીલ આપવામાં નથી આવી, કિન્તુ અન્યત્ર હોય પણ છે, જેમ કે મુક્તાવલીમા આત્મવાદમાં, 'આત્મા નિત્યવિજ્ઞાનાત્મક' છે એવું માનનારા વેદાંતીનું, આત્મા 'જ્ઞાનાત્મક' નહીં કિન્તુ 'જ્ઞાનવાન્' છે એ પ્રમાણે સિદ્ધ કરવા દ્વારા નિરાકરણ કરીને પછી 'એતેન - પ્રકૃતિ કર્ત્રી... ઇતિ મતમપાસ્તમ્, કૃત્યદૃષ્ટભોગાનામિવ ચૈતન્યસ્યાપિ સામાનાધિકરણ્યપ્રતીતેઃ" આ પ્રમાણે અધિકાર છે.

આમાં, 'એતેન' થી 'અપાસ્તમ્'ની વચમાં કંઈક વિસ્તારથી સાંખ્યમત દર્શાવેલો છે. 'બુદ્ધિ એ પ્રકૃતિનો પરિણામ છે, પુરુષ (આત્મા)નો નહીં પુરુષ કર્તા નથી, પુષ્કરપલાશવત્ નિર્લેપ છે, પ્રકૃતિ જ કર્ત્રી છે...' ઇત્યાદિ સાંખ્યમત છે. આ મત અપાસ્ત

(૩) मंगल न विघ्नध्वंसकारण, व्यतिरेकव्यभिचारित्वात्, घटवद्

मंगलं न समाप्तिकारण, व्यतिरेकव्यभिचारित्वात्, घटवद्।

નાસ્તિક વગેરેના ગ્રંથોમાં મંગલ કર્યું ન હોવા છતાં નિર્વિઘ્નસમાપ્તિ થયેલી જોવા મળે છે. एकासत्त्वेऽपि अपरसत्त्व વ્યતિરેકવ્યભિચારનું લક્ષણ છે. અહીં ઉપલક્ષણથી અન્વયવ્યભિચાર પણ જાણી લેવો. કાદંબરી વગેરે ગ્રંથોમાં મંગલાચરણ કરાયું હોવા છતાં ગ્રંથસમાપ્તિ થઈ નથી. एकसत्त्वे अपरासत्त्वम् આ અન્વયવ્યભિચારનું લક્ષણ છે.

આમ વ્યભિચાર હોવાથી મંગળ વિઘ્નધ્વંસ કે સમાપ્તિનું કારણ નથી એ સિદ્ધ થાય છે, અર્થાત્ મંગળનું વિઘ્નધ્વંસ કે સમાપ્તિ એ ફળ નથી એ સિદ્ધ થાય છે. પુત્ર વગેરે બીજાં કોઈ ફળ તો એના છે જ નહીં. તેથી ફળવિશેષા-ભાવકૂટ સિદ્ધ થવાથી મંગળમાં નિષ્ફળતા સિદ્ધ થાય છે અને તેથી અકર્તવ્યતા પણ સિદ્ધ થાય છે.

આવા પૂર્વપક્ષનો જવાબ આપવા ગ્રંથકાર ઉત્તરપક્ષ રજૂ કરે છે. એ માટે ગ્રંથકાર અનુમાનપ્રયોગ દ્વારા મંગળમાં સફળતાની સિદ્ધિ કરી દેખાડે છે.

(मु.) न, अविगीतशिष्टाचारविषयत्वेन मंगलस्य सफलत्वे सिद्धे तत्र च फलजिज्ञासाया सम्भवति दृष्टफलकत्वेऽदृष्टफलकल्पनाया अन्याय्यत्वात्, उपस्थितत्वाच्च समाप्तिरेव फलं कल्प्यते।

---

**(મંગલવાદ – ઉત્તરપક્ષ)**

(મુ.) નહીં, નાસ્તિકનો આ પૂર્વપક્ષ યોગ્ય નથી, કારણ કે અવિગીતશિષ્ટાચારનું વિષયત્વ હોવાના કારણે મંગળમાં સફળત્વ હોવુ સિદ્ધ થાય છે. (ન્યાયની શૈલીમાં ષષ્ઠી વિભક્તિ સપ્તમીના અર્થમાં પણ આવે છે. તેથી અહીં मगलस्य એવા ષષ્ઠ્યન્તનામનો 'મંગળમા' એવો અર્થ કર્યો છે. અથવા, ષષ્ઠ્યન્ત શબ્દ અને એના સંબંધીનો તા-ત્વ પ્રત્યયાન્ત ઉલ્લેખ આવે ત્યારે એનો અર્થ કરતી વેળા ષષ્ઠીવિભક્તિ અને તા-ત્વ પ્રત્યય બન્ને કાઢી નાખવાથી પણ સમજવામાં સરળતા રહે છે. તેથી આ પંક્તિનો અર્થ આવો પણ કરી શકાય - કારણ કે અવિગીતશિષ્ટાચારનો વિષય હોવાના કારણે મંગળ સફળ હોવું સિદ્ધ થાય છે - આમાં 'મંગલ'ને લાગેલ ષષ્ઠી અને વિષયત્વેન - સફળત્વે આ બન્નેને લાગેલ 'ત્વ' કાઢી નાખ્યા છે.) તે સિદ્ધ થયે તત્ર = મંગળ અંગે (મંગળનું ફળ શુ હોય શકે ? એવી) ફળ જાણવાની જિજ્ઞાસા પ્રવર્તે છતે જો દષ્ટફલત્વ (દૃષ્ટફળવાળાપણું = દૃષ્ટ ફળ) સંભવતુ હોય તો અદૃષ્ટફળની કલ્પના કરવી એ અન્યાય્ય હોવાથી અને ઉપસ્થિત હોવાથી (મંગળના) ફળ તરીકે સમાપ્તિની જ કલ્પના ( = અનુમિતિ) કરાય છે.

(વિ.) (૧) ગ્રંથકાર પહેલાં સામાન્યથી સફળત્વની સિદ્ધિ કરી પછી ફળવિશેષ તરીકે સમાપ્તિ (કે વિઘ્નધ્વંસ)ની સિદ્ધિ કરી દેખાડી એની કર્તવ્યતા સિદ્ધ કરવા માગે છે.

(૧) मंगल सफल, विषयत्वात्, घटवद्

મંગળ સફળ છે, કારણ કે વિષય છે, જેમ કે ઘડો. (અહીં સફલં એમ ઉલ્લેખ છે એટલા માત્રથી 'સફલ' એ

---

જાણવો એમ નૈયાયિક કહે છે. એટલે આ ગ્રંથાધિકારનો અર્થ આવો કરવાનો હોય છે કે, એતેન = આત્મા જ્ઞાનવાન્ છે એવું સિદ્ધ કર્યું તેનાથી અને આગળ 'કૃત્યદષ્ટ... ઇત્યાદિ દલીલ આપીશુ તેનાથી આવો સાંખ્યમત અપાસ્ત જાણવો

(૪) ક્યારેક, 'સ્યાદેવમ્' 'સ્યાન્મતિ' 'સ્યાદ્બુદ્ધિ ' 'સ્યાદિયં કલ્પના' વગેરે શબ્દો ઉચ્ચારીને પૂર્વપક્ષ રજૂ થાય છે. અને એના અંતે 'નૈવમ્' 'મૈવમ્' 'નેય કલ્પના સાધીયસી' વગેરેથી એનું નિરાકરણ શરૂ થાય છે. ક્યારેક 'નનુ' કે 'અથ' શબ્દોથી શરૂ થયેલ પૂર્વપક્ષનું નિરાકરણ પણ 'મૈવમ્' વગેરે શબ્દો દ્વારા શરુ થતું હોય છે.

(૫) ક્યારેક 'અત્ર કેચિત્...' 'કશ્ચિત્તુ ..' 'અન્યે તુ' વગેરે દ્વારા પૂર્વપક્ષ રજૂ થતો હોય છે ને 'તત્તુચ્છમ્' વગેરે કહીને એનું નિરાકરણ થયું હોય છે.

આમ પૂર્વપક્ષ-ઉત્તરપક્ષને રજૂ કરવાની વિવિધ પદ્ધતિઓ હોય છે.

સાધ્ય છે એમ ન સમજવાનું. પણ સફલ = સફલત્વવત્ અને એમાંથી વત્ કાઢી નાખતા 'સફલત્વ' રહ્યું, એ સાધ્ય છે એમ સમજવાનું. કોઈપણ શબ્દને ત્વવત્ કે વત્ત્વ લગાડવાથી અર્થમાં કશો ફેર પડતો નથી. તેથી અન્વય વ્યાપ્તિ આવી થશે - જ્યા જ્યાં વિષયત્વ ત્યાં ત્યાં સફલત્વ, જેમ કે ઘડામાં.)

**પૂર્વપક્ષ :** વિષયત્વ હેતુ સુખમાં પણ રહ્યો છે (કારણ કે સુખ પણ જ્ઞાનનો વિષય બને છે) અને છતાં એમાં સફળત્વ રહ્યુ નથી. તેથી અન્વય વ્યભિચાર છે. (પૈસાનું ફળ ઈષ્ટવિષયસામગ્રી છે. એ સામગ્રીનું ફળ સુખ છે. પણ સુખનું ફળ શું ? અર્થાત્ પૈસો શા માટે જોઈએ છે ? સામગ્રી માટે સામગ્રી શા માટે જોઈએ છે ? સુખ માટે... 'સુખ શા માટે જોઈએ છે ?' આવા પ્રશ્નના જવાબમાં 'ફલાણા માટે' એવું નહીં કહેવાય. સુખ તો જોઈએ છે માટે જોઈએ છે... એ કશાક માટે જોઈએ છે એવું નથી તેથી સુખ પોતે 'ફળ' છે. પણ સુખનું કોઈ ફળ નથી. તેથી સુખમાં સફલત્વ રહ્યું ન હોવાથી વ્યભિચાર છે.)

**ઉત્તરપક્ષ :** (અહીં 'વિષયત્વ' એમ સામાન્ય ઉલ્લેખ કર્યો હતો માટે જ્ઞાનનું વિષયત્વ સુખમાં ચાલ્યું જવાથી વ્યભિચાર આવ્યો. એટલે હવે જ્ઞાનનું વિષયત્વ બાદ થઈ જાય એ માટે 'આચાર' એવું વિશેષણ જોડીશું.) (૨) મગલ સફલ, आचारविषयत्वात्, सत्यभाषणादिवत् મંગળ સફળ છે, કારણ કે આચારનો વિષય છે, જેમ કે સત્યભાષણ વગેરે (અહીં, 'આચારનો વિષય' એમ કહ્યું છે. પણ આચાર એટલે ક્રિયા. એના સંબંધીને પ્રતિયોગી કહેવાય છે વિષય નહીં. તેથી અહીં 'આચાર' શબ્દનો અર્થ 'ક્રિયા' ન કરતાં 'કૃતિ' કરવો. છતાં શિષ્ટપુરુષનો કૃતિગુણ પ્રત્યક્ષ ન હોવાથી - 'આચાર' જ પ્રત્યક્ષ હોવાથી - 'આચાર' શબ્દનો ઉલ્લેખ કરાયો છે તે જાણવું.

**શંકા :** કુંભાર ઘડાને ઉદ્દેશીને મૃત્પિંડ પર થપાટ મારવી વગેરે પ્રવૃત્તિ કરે છે. એટલે કુભારની આ કૃતિનો ઘટ એ ઉદ્દેશ્યતયા વિષય બને છે અને મૃત્પિડ એ વિધેયતયા વિષય બને છે. એમ જીવો સુખને ઉદ્દેશીને વિષયપ્રવૃત્તિ કરે છે એટલે 'સુખ' પણ એની કૃતિનો ઉદ્દેશ્યતયા વિષય તો બને જ છે જેમાં સફળત્વ ન હોવાથી અન્વયવ્યભિચારનો દોષ તદવસ્થ રહે છે.

**સમાધાન :** અહીં જે આચારવિષયત્વ કહ્યું છે તે વિધેયતયા વિષયત્વ લેવાનું છે. સુખ કોઈપણ પ્રવૃત્તિનુ ઉદ્દેશ્ય હોય છે, વિધેય નહીં. તેથી એમા હેતુ જ ન રહેવાથી વ્યભિચાર દોષ આવતો નથી

**પૂર્વપક્ષ :** મૂર્ખ માણસ ચોતરાને વદન કરતો હોય છે. એટલે ચૈત્યવંદન એની કૃતિનો વિધેયતયા વિષય બને છે જેમા સફળત્વ ન હોવાથી વ્યભિચાર દોષ ઊભો રહ્યો.

**ઉત્તરપક્ષ :** જેનો તેનો આચાર ન લેતાં શિષ્ટનો જ આચાર લેવાથી આ દોષનું વારણ થઈ જશે.

(૩) મગલ સફલ, शिष्टाचारविषयत्वात्, सत्यभाषणादिवत् ।

**પ્રશ્ન :** ननु शिष्टत्वं किम् ? પુરુષમાં રહેલું શિષ્ટત્વ શુ છે ? અર્થાત્ શિષ્ટપુરુષ કોને કહેશો ?

**ઉત્તર :** કેમ ? वेदप्रामाण्याभ्युपगन्तृत्व शिष्टत्वम् જે વેદને પ્રમાણ માનતો હોય એ શિષ્ટપુરુષ.

**શંકા :** તો તો વ્યભિચાર દોષ ઊભો જ રહેશે. કેમકે વેદને પ્રમાણ માનનારા શિષ્ટે ભ્રાન્તિના કારણે અમાસે કરવાનો યજ્ઞ પુનમે કર્યો. આ યજ્ઞ પણ શિષ્ટાચારવિષય તો છે જ, અને છતાં એ અવિધિથી થયો હોવાથી સફળ થતો નથી.

**સમાધાન :** તો પછી અમે એવી વ્યાખ્યા કરીશું કે फलसाधनतांशे भ्रान्तिशून्यत्व शिष्टत्वम् ફળના સાધન અંગે જેને કોઈ ભ્રાન્તિ ન હોય એ શિષ્ટ. તમે કહેલા યજ્ઞકર્તાને તો સ્વઈષ્ટફળનું સાધન જે યજ્ઞ તે અગે ભ્રાન્તિ હોવાથી એ શિષ્ટ જ નથી, માટે એણે કરેલા યજ્ઞમાં 'શિષ્ટાચારવિષયત્વ' રૂપ હેતુ જ ન રહેવાથી વ્યભિચાર દોષ રહેતો નથી.

**પૂર્વપક્ષ :** તમે મંગલમાં કર્તવ્યતાની સિદ્ધિ કરવા માટે સફલત્વની સિદ્ધિ કરવા મથી રહ્યા છો. ભૂખ્યો માણસ 'આનાથી મને તૃપ્તિ થશે' એમ વિચારી વિષમિશ્રિત ભોજન કરે કે કામુક માણસ 'આનાથી મને વિષયસુખ મળશે' એમ વિચારી વેશ્યાગમન કરે તો એ બન્ને ફળસાધનતાંશે ભ્રાન્તિશૂન્ય હોવાથી શિષ્ટ તો છે જ. તેથી તેઓએ કરેલું વિષમિશ્રિતભોજન કે વેશ્યાગમન સફળ પણ બનશે. છતાં આ બન્નેમાં તમે પણ કર્તવ્યતા તો માનતા નથી. એટલે મંગલમાં સફલતાની સિદ્ધિ કર્યા પછી કર્તવ્યતાની સિદ્ધિ કરવા તમે જે મંગલં કર્તવ્યં, સફલત્વાત્, સત્યભાષાણાદિવત્ આવું અનુમાન આપશો એમાં વ્યભિચારદોષ આવશે જ.

**ઉત્તરપક્ષ :** વિષમિશ્રિતભોજન કરવાથી તૃપ્તિ થાય, પણ પરિણામે મોત આવે જે મોટું (બલવદ્) અનિષ્ટ છે. એમ વેશ્યાગમનથી નરકાદિ દુર્ગતિનું મોટું અનિષ્ટ થાય છે. એટલે જે આવું મોટું અનિષ્ટ લાવી આપનાર (બલવદ- નિષ્ટાનુબંધી) ન હોય (અર્થાત્ બલવદનિષ્ટાનનુબંધી હોય) એને જ અમે સફળ કહીએ છીએ. વિષમિશ્રિતભોજન વગેરેમાં બલવદનિષ્ટાનનુબંધિત્વ ન હોવાથી સફળત્વ જ નથી, તેથી કર્તવ્યત્વ ન હોવા છતાં વ્યભિચાર દોષ આવતો નથી.

**પૂર્વપક્ષ :** તો પછી, मगल सफल, शिष्टाचारविषयत्वात् આવું તમે જે અનુમાન આપ્યું છે તેમાં વ્યભિચાર દોષ ઊભો રહેશે. કારણ કે પૂર્વે કહ્યા મુજબ વિષમિશ્રિતભોજન વગેરેમાં શિષ્ટાચારવિષયત્વ છે ને છતાં તમે કહો છો એવું (બલવદનિષ્ટાનનુબંધિત્વવિશિષ્ટ) સફલત્વ નથી.

**ઉત્તરપક્ષ :** એનું વારણ કરવા માટે અમે 'અવિગીત' એવું એક વધુ વિશેષણ જોડીશું. विपरीतं गीत विगीतं = निन्द्यम्, अविगीत = अनिन्द्यम् । જે બળવદનિષ્ટ અનનુબંધી હોય તે અવિગીત કહેવાય.

(4) मंगल सफल, अविगीतशिष्टाचारविषयत्वात्, सत्यभाषणादिवत् વિષમિશ્રિતભોજન વગેરે કે શ્યેન-યાગાદિ વિગીત હોવાથી વ્યભિચાર નથી. (આ અનુમાનમાં કોઈ દોષ નથી. તેથી મંગલમાં સફલત્વ સિદ્ધ થવાથી કર્તવ્યત્વ પણ સિદ્ધ થઈ જશે. અને તેથી નાસ્તિકે ઉઠાવેલો પૂર્વપક્ષ યોગ્ય નથી.)

(૨) આ રીતે મંગળમાં સફલત્વની સિદ્ધિ થવા પર જિજ્ઞાસા જાગે છે કે મંગળનું ફળ શું હશે ?

**શંકા :** જેનું કોઈ ફળ જાણવા મળતું ન હોય તેવા વિહિત આચરણનું ફળ સ્વર્ગ કલ્પી લેવું જોઈએ, કારણ કે સ્વર્ગને સહુ કોઈ સમાન રીતે ઇચ્છતા હોય છે. स स्वर्ग सर्वान् प्रत्यविशिष्टत्वात् આવો વિશ્વજિત્ન્યાય છે. એટલે પ્રસ્તુતમાં પણ મંગળના ફળ તરીકે સ્વર્ગની કલ્પના કરી શકાય છે.

(૩) **સમાધાન :** જો દૃષ્ટફળ સંભવતું હોય તો અદૃષ્ટફળની કલ્પના કરવી અયોગ્ય છે. અન્યથા, ભોજનાદિનું ફળ પણ તૃપ્તિ વગેરે ન માનતા સ્વર્ગ જ માનવું પડે. એટલે મંગળનું પણ જો દૃષ્ટફળ સંભવતું હોય તો અદૃષ્ટફળની કલ્પના ન કરાય. (આમ ગ્રંથકારે બધા અદષ્ટફળની બાદબાકી કરી નાખી.)

**શંકા :** છતાં, તૃપ્તિ, વૃષ્ટિ વગેરે દૃષ્ટફળો પણ ઘણાં છે, એમાંથી મંગળનું કયું ફળ માનવું ?

(૪) **સમાધાન :** મંગળનું ફળ શું હોય શકે ? એ વિચાર કરનારના મનમાં આ વાત ઉપસ્થિત હોય છે કે શિષ્ટપુરુષ 'आरव्ध मे कर्म निर्विघ्न परिसमाप्यताम्' એવી ઇચ્છાથી મંગળ કરે છે. માટે મંગળનું ફળ 'સમાપ્તિ' જ હોવું જોઈએ. (આમ 'ઉપસ્થિતત્વાત્' હેતુ દ્વારા તૃપ્તિ વગેરે અન્ય બધાં દૃષ્ટફળોની બાદબાકી થઈ ગઈ. આમ પહેલાં, મગળમાં ફળની સામાન્યથી સિદ્ધિ કરી, અને પછી બીજાં બધાં ફળવિશેષોની બાદબાકી કરીને પારિશેષા-નુમાનથી ફળવિશેષ તરીકે સમાપ્તિની સિદ્ધિ કરી. આ માટેનો અનુમાનપ્રયોગ :

मगल समाप्तिफलक, समाप्त्यन्याफलकत्वे सति सफलत्वात्, बुद्धिप्रतिभादिवत्

---

(मु.) इत्थ च यत्र मगल न दृश्यते तत्रापि जन्मान्तरीयं तत्कल्प्यते । यत्र च सत्यपि मंगले समाप्तिर्न दृश्यते तत्र बलवत्तरो विघ्नो विघ्नप्राचुर्यं वा बोध्यम् । प्रचुरस्यैवास्य बलवत्तरविघ्ननिवारणे कारणत्वम् । विघ्नध्वसस्तु मगलस्य द्वारमित्याहु प्राञ्चः ।

### (મંગલમાં વ્યભિચારપરિહાર)

**(મુ.)** આ રીતે (મંગલ સમાપ્તિફલક છે એ સિદ્ધ થયે) જ્યાં (= નાસ્તિકાદિના ગ્રંથમા) મંગલ જોવા નથી મળતું (અને છતા સમાપ્તિ થઈ છે) ત્યાં પણ જન્માન્તરીય તત્ ( = મંગલ) (કર્યું હોવાની) કલ્પના કરાય છે. અને જ્યા (કાદબરી વગેરેમા) મંગલ કર્યું હોવા છતાં સમાપ્તિ જોવા નથી મળતી ત્યાં મોટું વિઘ્ન કે ઘણાં વિઘ્નો હોવા જાણવા. પ્રચુર મગલ જ આવા બળવત્તર- વિઘ્નનુ નિવારણ થવામાં કારણ બને છે (એટલે કે નિવારણ કરી શકે છે.) વિઘ્નધ્વસ તો મગલનુ દ્વાર છે એમ **પ્રાચીનનૈયાયિકો** કહે છે.

**(વિ.)** (નાસ્તિકે મંગલ સમાપ્તિનું કારણ નથી એમ શંકા કરેલી, ને ગ્રંથકારે અવિગીતશિષ્ટાચાર વિષયત્વ ન મંગલમાં સફળતાની સિદ્ધિ કરી તથા પારિશેષન્યાયથી એના ફળ તરીકે સમાપ્તિની વાત કરી. એટલે કે ગ્રંથકારે મંગલ સમાપ્તિનું કારણ છે આ વાત સિદ્ધ કરી. આટલો ગ્રંથાધિકાર આવી ગયો. અને હવે જે ગ્રંથોમાં વગર મંગલે સમાપ્તિ જોવા મળે છે તે ગ્રંથોમાં પણ જન્માન્તરીય મંગલ હોવાની કલ્પના કરવાનો ગ્રંથાધિકાર આવી રહ્યો છે. આવી ગયેલા અને આવી રહેલા આ બંને ગ્રંથાધિકાર વચ્ચે કોઈક કડી જોડવી જોઈએ કે મંગલ સમાપ્તિનું કારણ છે એ સિદ્ધ થઈ ગયા પછી ગ્રંથકાર આ વાત શા માટે કરી રહ્યા છે ? મનમાં આ જિજ્ઞાસા ઊભી કરીએ ને યોગ્ય વિચારધારા ચાલે તો જવાબ મળી રહે કે - નાસ્તિકે વ્યતિરેક વ્યભિચાર જણાવીને મંગલની કારણતાનો નિષેધ કરેલો. એટલે જ્યાં સુધી આ વ્યભિચારનું વારણ કરવામાં ન આવે ત્યાં સુધી કારણતાનો વાસ્તવિક નિર્ણય થઈ શકે નહીં. એટલે એ વ્યતિરેક વ્યભિચાર નિવારવા ગ્રંથકારે આ વાત રજૂ કરી છે એમ જાણવું.)

(૧) વગર મગળે સમાપ્તિ થયેલી માનીએ તો વ્યતિરેક વ્યભિચાર આવે છે. એટલે એવા ગ્રંથોમાં પણ મંગળ માની લઈએ તો વ્યભિચારનું વારણ થઈ જાય. વળી આ જન્મમાં તો મંગળ કર્યું જણાતુ નથી. તેથી પૂર્વજન્મમા મંગલ કર્યું હશે એમ કલ્પના કરાય છે. એટલે મંગલ પણ થયું હોવાથી વ્યતિરેક વ્યભિચાર નથી. (આટલા ગ્રંથાધિકાર પછી હવે, છતે મંગળે જ્યાં સમાપ્તિ નથી થઈ, એટલે કે અન્વયવ્યભિચાર આવે છે એનું વારણ કરવાની વાત ગ્રંથકારે કરી છે. એટલે અહીં પણ, વ્યતિરેક વ્યભિચારનું વારણ કરવાના અધિકાર પછી ગ્રંથકારે આ વાત કેમ કરી ? એવો પ્રશ્ન ઊઠાવી એનો જવાબ શોધવાનો પ્રયાસ કરવો જોઈએ. એટલે જવાબ મળી રહે કે જેમ વ્યતિરેક વ્યભિચારનું વારણ ન કરવામાં આવે તો કાર્યકારણભાવ નિશ્ચિત થઈ શકતો નથી એમ અન્વય-વ્યભિચારનું વારણ કરવામાં ન આવે તો પણ એ નિશ્ચત થઈ શકતો નથી. એટલે નાસ્તિકે શબ્દશઃ એની શંકા કરી ન હોવા છતાં ગ્રથકાર એનું નિવારણ કરી દેવા આ વાત કરી રહ્યા છે.

આ વાતને આ રીતે કહી શકાય. વ્યતિરેક વ્યભિચારનું વારણ કરવા પર કોઈ શંકા કરે છે કે "વ્યતિરેક વ્યભિચારનું ભલે વારણ થયુ, પણ છતાં મંગળને સમાપ્તિનું કારણ માની શકાય નહીં, કારણ કે છતે મગળે કાદમ્બરી વગેરેમાં સમાપ્તિ થઈ ન હોવાથી અન્વયવ્યભિચાર ઊભો છે." આવી શંકાનું સમાધાન આપવા ગ્રંથકારે यत्र च सत्यपि વગેરે અધિકાર કહ્યો છે.

આ રીતે આગળ સર્વત્ર તે તે અધિકાર પછી કયો અધિકાર આવ્યો છે એ જોઈ એ બે વચ્ચેનો સંબંધ ખોળી કાઢવો જોઈએ કે પૂર્વ અધિકાર કહ્યા પછી ગ્રથકારના મનમાં શું શંકા-વિચાર વગેરે આવ્યા કે જેથી એના સમાધાનરૂપે આ ઉત્તર અધિકાર આવ્યો છે. . વગેરે.)

(૨) જે કાદંબરી વગેરે ગ્રંથમાં છતે મંગળે સમાપ્તિ નથી થઈ ત્યાં બળવત્તર વિઘ્ન (એક મોટું વિઘ્ન) કે વિઘ્નપ્રાચુર્ય (નાનાં નાનાં અનેક વિઘ્નો) હોવાના કારણે સમાપ્તિ નથી થઈ એમ જાણવું. (૩) બળવત્તર વિઘ્નનો (કે ઉપલક્ષણથી પ્રચુરવિઘ્નોનો) નાશ કરવા માટે (બળવત્તર કે) પ્રચુરમંગલ જ કારણ છે. એટલે કાદમ્બરી વગેરે ગ્રંથોમાં જેવુ વિઘ્ન હતું એવું મંગલ ન થયુ હોવાના કારણે વિઘ્નધ્વંસ થયો નહીં.

(**શંકા :** વિઘ્નધ્વંસ ભલે ન થયો, પણ મગલ જો સમાપ્તિનું કારણ છે તો સમાપ્તિ થવી જ જોઈએ, નહીંતર

અન્વયવ્યભિચાર ઊભો જ રહ્યો. અથવા બીજી રીતે શંકા : ગ્રંથારંભે મંગલ કરવામાં આવે છે ને સમાપ્તિ તો કેટલાય દિવસો બાદ થાય છે. તેથી મંગળ સમાપ્તિને અવ્યવહિતપૂર્વવર્તી ન હોવાથી એનું કારણ શી રીતે કહેવાય ? આવી શંકાનું સમાધાન આપવા વિઘ્નધ્વંસસ્તુ... ઇત્યાદિ અધિકાર છે.)

(૪) **સમાધાન :** વિઘ્નધ્વંસ એ મંગલનું દ્વાર છે. એટલે કાદંબરી વગેરેમાં આ દ્વારનું સંપાદન થયું ન હોવાથી સમાપ્તિ ન થઈ. અર્થાત્ જે મંગળ વિઘ્નધ્વંસ નામના દ્વારને પેદા કરી શકે એ મંગળ જ વિઘ્નધ્વંસ દ્વારા થનારી સમાપ્તિનું કારણ બની શકે છે. કાદંબરી વગેરેમાં આવું મંગળ સ્વરૂપ કારણ જ વિદ્યમાન ન હોવાથી સમાપ્તિ રૂપ કાર્ય ન થયું, ને તેથી અન્વય વ્યભિચાર રહેતો નથી. (બીજી શંકાનું **સમાધાન** - મંગલ સાક્ષાત્ સમાપ્તિને અવ્યવહિતપૂર્વવર્તી ન હોવા છતાં વિઘ્નધ્વંસ દ્વારા તેવું જ છે, માટે એ કારણ હોવામાં કશો વાંધો નથી.)

(**શંકા :** મંગળ આત્મામાં રહે છે જ્યારે સમાપ્તિ ગ્રંથમાં રહે છે તો બન્નેનો કાર્યકારણભાવ શી રીતે માનવો ?

**સમાધાન :** તમારી વાત સાચી છે, કાર્ય અને કારણ બન્ને એક અધિકરણમાં રહ્યા હોવા જોઈએ. એટલે આ બન્નેને આત્મામાં લઈ જઈએ તો આત્મનિષ્ઠ પ્રત્યાસત્તિથી કાર્યકારણભાવ મળે. મંગળ તો આશ્રયતા સંબંધથી આત્મામાં રહ્યું જ છે. ગ્રંથકાર ચરમવર્ણ ઉચ્ચારે એટલે ગ્રંથ સમાપ્ત થાય છે. પણ શબ્દ ક્ષણિક હોવાથી ચરમવર્ણનો તુર્ત ધ્વંસ થઈ જાય છે. માટે સમાપ્તિ ચરમવર્ણ ધ્વંસ રૂપ છે. એને આત્મામાં રાખવી છે. તેથી પ્રશ્ન પૂછવાનો કે આવી સમાપ્તિ (રહેનાર) માટે આત્મા (રાખનાર) શું છે ? તો કે સ્વ (= સમાપ્તિ = ચરમવર્ણધ્વંસ)નો પ્રતિયોગી જે ચરમવર્ણ તદનુકૂલકૃતિમાન્ છે. તેથી, स्वप्रतियोगिचरमवर्णानुकूलकृतिमत्त्वसम्बन्धेन સમાપ્તિ આત્મામાં રહેશે. એટલે ટૂંકમાં કાર્યકારણભાવ આવો થશે - मगलत्वावच्छिन्नआश्रयतासबधावच्छिन्नकारणता-निरूपितसमाप्तित्वावच्छिन्नस्वप्रतियोगिचरमवर्णानुकूलकृतिमत्त्वसबंधावच्छिन्नकार्यता ।)

*(મંગલ વિઘ્નધ્વંસ દ્વારા સમાપ્તિનું કારણ છે આવું પ્રાચીન નૈયાયિકો કહે છે. આમાં ઇત્યાહુઃ એમ કહીને ગ્રંથકારે પોતાનો અસ્વરસ(અરુચિ) દર્શાવ્યો છે. એનું કારણ એ છે કે મંગલ વિના જ ગ્રંથારંભ કરનારને વિઘ્ન આવ્યું, ભોગવી લીધું ને પછી ગ્રંથસમાપ્ત કર્યો. તો વ્યતિરેક વ્યભિચાર આવ્યો. વળી, ગ્રંથસમાપ્તિ કરનાર દરેક નાસ્તિકનો આત્મા પૂર્વભવમાં આસ્તિક હતો ને એણે મંગળ કર્યું જ હતું એવું માનવું આવશ્યક બને છે. જ્યારે નવ્યનૈયાયિકોના મત મુજબ મંગળને સમાપ્તિનું કારણ માનવામાં ન આવે તો દરેક નાસ્તિકે પૂર્વભવે મંગળ કર્યું જ હશે એવું માનવાની આવશ્યકતા રહેતી નથી. જેને વિઘ્ન હતું જ નહીં કે હતું તે ભોગ વગેરે દ્વારા નષ્ટ થઈ ગયું એવા ગ્રંથકાર માટે જન્માન્તરીય મંગલ કલ્પવાની આવશ્યકતા રહેતી નથી. (એટલે એટલું લાઘવ થાય.) તથા મંગળને સમાપ્તિજનક માનવા માટે પણ વિઘ્નધ્વંસજનક તો માનવું જ પડે છે, તો પછી માત્ર વિઘ્નધ્વંસજનક જ માનવામાં લાઘવ થાય. ગંગેશોપાધ્યાય વગેરે નવ્યનૈયાયિકોનો આ મત હવે ગ્રંથકાર જણાવે છે.)*

---

(मु.) नव्यास्तु मङ्गलस्य विघ्नध्वस एव फल, समाप्तिस्तु बुद्धिप्रतिभादिकारणकलापात् । न चैवं स्वत सिद्धविघ्नविरहवता कृतस्य मङ्गलस्य निष्फलत्वापत्तिरिति वाच्यम्, इष्टापत्तेः । विघ्नशङ्कया तदाचरणात्, तथैव शिष्टाचारात् । न च तस्य निष्फलत्वे तद्बोधकवेदाप्रामाण्यापत्तिरिति वाच्यम्, सति विघ्ने तन्नाशस्यैव वेदबोधितत्वात् । अत एव पापभ्रमेण कृतस्य प्रायश्चित्तस्य निष्फलत्वेऽपि न तद्बोधक-वेदाप्रामाण्यम् ।

---

**(મંગલ – નવ્યમત)**

(મુ.) નવ્યનૈયાયિકો તો એમ કહે છે કે મગલનું વિઘ્નધ્વંસ એ જ ફળ છે, સમાપ્તિ તો બુદ્ધિપ્રતિભા વગેરે કારણસામગ્રીથી ઉત્પન્ન થાય છે. "આ રીતે (= વિઘ્નધ્વંસને જ જો મંગળનું કાર્ય માનશો) તો સ્વત· સિદ્ધવિઘ્નવિરહવાળા (= જેને પહેલેથી જ કોઈ વિઘ્ન નથી એવા) ગ્રથકારે કરેલું મંગલ નિષ્ફળ જવાની આપત્તિ આવશે (કારણ કે એને વિઘ્ન જ ન હોવાથી, એના મંગલથી કોઈ વિઘ્નનો ધ્વંસ થતો નથી)" આવું ન કહેવું, કારણ કે (એનું મંગલ નિષ્ફળ જાય) એ અમને

ઇષ્ટ (= માન્ય) જ છે ('પણ તો પછી, મંગલથી વિઘ્નધ્વસ થશે જ એવો નિર્ણય ન રહેવાથી કોઈ એનુ આચરણ નહીં કરે' એવી શંકાનું સમાધાન એ છે કે) વિઘ્નની શકા (= સંભાવના)થી જ તેનું (= મંગલનું) આચરણ કરવામાં આવતું હોય છે, (નહીં કે વિઘ્નના નિશ્ચયથી), (તે પણ એટલા માટે કે) તેવો જ શિષ્ટાચાર છે. "પણ, જો મંગલ નિષ્ફળ જતું હોય તો તેનું (=મંગલનુ) બોધક વેદ(વાક્ય) અપ્રમાણ બની જવાની આપત્તિ આવશે" એવું પણ ન કહેવુ, કારણ કે "વિઘ્ન હોય તો મંગલથી વિઘ્નધ્વંસ થાય" એ રીતે જ વેદમાં જણાવેલુ છે. તેથી જ, ('મારાથી પાપ થઈ ગયું') એવા પાપના ભ્રમથી (એ પાપના નાશ માટે) કરાયેલુ પ્રાયશ્ચિત્ત નિષ્ફળ જતુ હોવા છતા તેનુ (= પ્રાયશ્ચિત્તનું) બોધક વેદ(વાક્ય) અપ્રમાણ ઠરતું નથી, (કારણ કે ત્યાં પણ પાપ હોય તો જ પ્રાયશ્ચિત્તથી પાપનાશ થવાનું વેદવાક્ય જણાવે છે.)

(વિ.) નવ્યો કહે છે કે મંગળનું વિઘ્નધ્વંસ એ જ ફળ છે, અર્થાત્ મંગળ વિઘ્નધ્વંસનું જ કારણ છે, સમાપ્તિનું નહીં. (પણ તો પછી સમાપ્તિ શેનાથી જશે ?) સમાપ્તિ બુદ્ધિપ્રતિભા-પ્રતિબન્ધકાભાવ વગેરે કારણ સામગ્રીથી પેદા થાય છે.

### (દ્વારથી દ્વારી અન્યથાસિદ્ધ ?)

*(પ્રાચીન નૈ. - મંગળ તો વિઘ્નધ્વંસજનક જ છે, વિઘ્નધ્વસ કરીને એ ચરિતાર્થ થઈ જાય છે, સમાપ્તિ પ્રત્યે એ અન્યથાસિદ્ધ છે આવું તમે જે કહો છો એ રીતે તો તમે આ પણ કહી શકશો કે દાન તો માત્ર પુણ્યજનક જ છે, એને સ્વર્ગજનક પણ માનવામાં ગૌરવ થાય છે. તથા દંડ તો માત્ર ભ્રમિજનક જ છે, એને ઘટજનક પણ માનવામાં ગૌરવ થાય છે એટલે કે સ્વર્ગ પ્રત્યે દાન ને ઘટ પ્રત્યે દડ અન્યથાસિદ્ધ થઈ જાય. આ તો જ્યાં જ્યાં દ્વાર (= વ્યાપાર) હશે ત્યાં ત્યાં દ્વારી (વ્યાપારી) અન્યથાસિદ્ધ થઈ જશે પણ આવું યોગ્ય નથી કારણ કે દાનને સ્વર્ગ પ્રત્યે ને દંડને ઘટ પ્રત્યે કારણ મનાયું જ છે. એટલે નક્કી થાય છે કે न हि व्यापारेण व्यापारिणोऽन्यथासिद्धि મંગળ પણ સમાપ્તિ પ્રત્યે વ્યાપારી છે ને વિઘ્નધ્વસ એનો વ્યાપાર છે. તેથી સમાપ્તિ પ્રત્યે મંગળ વિઘ્નધ્વસથી અન્યથાસિદ્ધ છે એવું કહી શકાય નહીં.*

*નવ્યનૈ. : જે વ્યાપારીની કારણતા પ્રમાણસિદ્ધ હોય એ જ વ્યાપારી, વ્યાપારથી અન્યથાસિદ્ધ થઈ શકતો નથી. આશય એ છે કે જેની કારણતા નિશ્ચિત થઈ ગયેલી છે ને વચ્ચે દ્વાર માન્યા વિના એ સંગત થઈ શકતી નથી ત્યાં દ્વારની કલ્પના કરી વ્યાપારીને કારણ તરીકે માનવું જ પડે છે પણ જેની કારણતા હજુ પ્રમાણથી નિશ્ચિત થયેલી નથી ને છતાં એ કારણતાની સગતિ કરવા માટે વચ્ચે કોઈ દ્વાર માનવુ પડે છે, તો બહેતર છે કે એ વચલા માધ્યમને જ કારણ તરીકે નિશ્ચિત કરી પેલા વિવક્ષિત વ્યાપારીને અન્યથાસિદ્ધ માની લેવો તેથી વિવક્ષિત કાર્ય પ્રત્યે વચલા માધ્યમને જ જનક માનવાનું રહે, વ્યાપારીને પણ જનક માનવાનુ ગૌરવ ન થાય, તેથી જ 'तमेव विदित्वाऽतिमृत्युमेति नान्य पन्था विद्यतेऽयनाय' એ શ્રુતિથી તત્ત્વજ્ઞાનની કારણતા નિશ્ચિત થયેલી હોવાથી, 'काशीमरणान्मुक्ति' આવી શ્રુતિના અર્થ તરીકે કાશીમરણને મુક્તિનું કારણ નથી કહેવાયું, પણ પ્રયોજક જ કહેવાયું છે અર્થાત્ કાશીમરણથી તત્ત્વજ્ઞાન થાય છે. ને મુક્તિ તો તત્ત્વજ્ઞાનથી જ થાય છે એમ જણાવીને મુક્તિ પ્રત્યે કાશીમરણને અન્યથાસિદ્ધ કહેવાયુ છે દાનમા સ્વર્ગની કારણતા ને દડમા ઘટની કારણતા ક્રમશ· આગમથી ને લોકથી નિશ્ચિત થયેલ છે. માટે એ બે પુણ્ય કે ચક્રભ્રમણ દ્વારા અન્યથાસિદ્ધ થઈ શકતા નથી. પણ મગળમાં સમાપ્તિની કારણતા છે કે નહીં એની તો હજુ ચર્ચા ચાલી રહી છે. નિશ્ચય થયો નથી. તો મંગળને માત્ર વિઘ્નધ્વંસ પ્રત્યે કારણ માની લેવું એમાં લાઘવ છે, કારણ કે એને સમાપ્તિ પ્રત્યે કારણ માનવામાં પણ, વિઘ્નધ્વંસ પ્રત્યે કારણ તો માનવુ જ પડે છે. તેથી, મંગળ વિઘ્નધ્વંસ પ્રત્યે જ કારણ છે, ને સમાપ્તિ પ્રત્યે તો અન્યથાસિદ્ધ છે એવું માનવામાં 'દ્વારથી દ્વારી અન્યથાસિદ્ધ ન થાય' એવા નિયમનો ભંગ ન હોવાથી કોઈ દોષ નથી.)*

(૧) स्वत सिद्धविघ्नविरहवान् ગ્રંથકારે કરેલુ મંગળ નિષ્ફળ જાય એ એમને ઈષ્ટાપત્તિરૂપ એટલા માટે છે કે એ નિષ્ફળ જવા માત્રથી વિઘ્નધ્વસ પ્રત્યેની એની કારણતા ઊડી જતી નથી. આશય એ છે કે કારણો બે પ્રકારનાં છે. સ્વરૂપયોગ્ય અને ફલોપધાયક. इतरकारणसमवधाने यत्कार्यजनक तत्स्वरूपयोग्य कारणम् ઇતર-કારણ સામગ્રી મળી જવા પર જે અવશ્ય પોતાનુ કાર્ય કરી આપે તે સ્વરૂપયોગ્યકારણ ઇતરસામગ્રીસમવહિત

થયેલું આ જ સ્વરૂપયોગ્યકારણ અવશ્ય ફળોપધાયક (ફળોત્પાદક) બની જ જાય છે. માટે ત્યારે એ ફળોપધાયક કહેવાય છે. અરણ્યસ્થ દંડને કુલાલાદિ સામગ્રી ન મળવાથી એ ઘટોત્પાદક ન બને એટલા માત્રથી એમાંથી ઘટની સ્વરૂપયોગ્યકારણતા કાંઈ હણાઈ જતી નથી. એમ પ્રસ્તુતમાં વિઘ્નધ્વંસાત્મક કાર્ય માટે વિઘ્નો પણ એક નિમિત્તકારણ છે, કારણ કે ઘડો હોય તો જ ફૂટે, ન હોય તો ન જ ફૂટે એ બિના જણાવે છે કે ધ્વંસમાત્ર પ્રત્યે પ્રતિયોગી એ કારણ છે. એટલે સ્વતઃસિદ્ધ વિઘ્નાભાવવાળાને વિઘ્નાત્મક અન્ય કારણ હાજર ન હોવાથી એના મંગળ દ્વારા વિઘ્નધ્વંસ ન થાય એ યોગ્ય જ છે. પણ એટલા માત્રથી મંગળમાં રહેલી કારણતા અસંગત ઠરી જતી નથી.

(૨) ઇષ્ટપ્રાપ્તિનો નિશ્ચય જ પ્રવૃત્તિજનક છે એવું નથી, ઇષ્ટપ્રાપ્તિની સંભાવના પણ પ્રવૃત્તિજનક છે. લાભની સંભાવના જણાતી હોય તેવો સોદો પણ વેપારી કરે જ છે. વિઘ્નધ્વંસ ઇષ્ટ છે. માટે વિઘ્ન હશે તો વિઘ્નધ્વંસ રૂપ ઇષ્ટપ્રાપ્તિ થઈ જશે એમ સંભાવના કરીને શિષ્ટપુરુષ મંગળ કરશે જ.

એમ અનિષ્ટપ્રાપ્તિનો નિશ્ચય જ નિવર્તક છે એવું નથી, એની સંભાવના પણ નિવર્તક છે. આમાં કદાચ ઝેર પડ્યું છે આવી શંકા પડે તો પણ ભૂખ્યો આદમી પણ એ ભોજન કરતો નથી.

(૩) 'વિઘ્ન હોય તો જ મંગળથી વિઘ્નધ્વંસ થાય' એવું જ વેદમાં જણાવ્યું છે એવી તમારી વાત તમારા કહેવા માત્રથી માની લેવાની ? આવી કોઈ શંકા કરે તો એના જવાબ માટે - પોતે કરેલી વાતના સમર્થન માટે - ગ્રથકારે પ્રાયશ્ચિત્ત અને પાપનાશની अत एव. ઇત્યાદિ વાત કરી છે.

---

**(मु.)** [१]मंगलं च विघ्नध्वंसविशेषे कारण, विघ्नध्वसविशेषे च विनायकस्तवपाठादि । [२]क्वचिच्च विघ्नात्यन्तभाव एव समाप्तिसाधन, [३]प्रतिवन्धकससर्गाभावस्यैव कार्यजनकत्वात् । इत्थ च नास्तिकादीनां ग्रन्थेषु जन्मान्तरीयमङ्गलजन्यदुरितध्वस., [४]स्वत सिद्धविघ्नात्यन्ताभावो वाऽस्तीति न व्यभिचार इत्याहु ।

---

**(મુ.)** (૧) વળી મગલ વિઘ્નધ્વંસવિશેષ (= અમુક ચોક્કસ પ્રકારના વિઘ્નધ્વંસ) પ્રત્યે કારણ છે અને અન્ય પ્રકારના વિઘ્નધ્વંસ પ્રત્યે વિનાયકસ્તવપાઠ વગેરે કારણ છે. (૨) વળી ક્યાંક (= સ્વત.સિદ્ધ વિઘ્નવિરહવાળા ગ્રંથકારે રચેલા ગ્રંથસ્થળે) તો વિઘ્નનો અત્યન્તાભાવ જ સમાપ્તિનું કારણ બને છે. (૩) કારણ કે છેવટે પ્રતિબંધકસસર્ગાભાવ જ કાર્યજનક હોય છે. આમ (પ્રતિબન્ધકસંસર્ગાભાવને સમાપ્તિજનક માનવાથી) નાસ્તિકાદિના (સમાપ્ત થયેલા) ગ્રંથોમાં, જન્માન્તરીય મંગલ જન્ય વિઘ્નધ્વસ (અને તે દ્વારા વિઘ્નસંસર્ગાભાવની વિદ્યમાનતા થવાથી,) (૪) અથવા સ્વત. સિદ્ધવિઘ્નાત્યન્તાભાવ હોવાથી (વ્યતિરેક) વ્યભિચાર આવતો નથી. આવું નવ્યનૈયાયિકો કહે છે.

**(વિ.)** (૧) (શંકા - તમે મંગળ અને વિઘ્નધ્વંસ વચ્ચેનો કાર્ય-કારણભાવ જણાવ્યો, પણ એમાં તો વ્યતિરેક-વ્યભિચાર છે. કોઈ ગ્રંથકાર વિનાયકસ્તવપાઠ કરીને વિઘ્નધ્વંસ કરે છે તો કો'ક ગ્રંથકાર પ્રાયશ્ચિત્ત કરીને વિઘ્નધ્વંસ કરે છે.)

**સમાધાન :** અહીં તૃણારણિમણિન્યાય લગાડવો. અર્થાત્ વિઘ્નધ્વંસસામાન્ય (= કોઈપણ વિઘ્નધ્વંસ) પ્રત્યે મંગળ કારણ છે એવું નથી, પણ વિઘ્નધ્વંસવિશેષ (= અમુક ચોક્કસ પ્રકારના વિઘ્નધ્વંસ) પ્રત્યે મંગળ કારણ છે અને એનાથી જુદા પ્રકારના વિઘ્નધ્વંસ પ્રત્યે વિનાયકસ્તવપાઠાદિ કારણ છે. ઇત્યાદિ રીતે કાર્યના પેટા-વિલક્ષણ ભેદો માનવા.

*(આમ તો, જે વિઘ્નધ્વંસ સ્વઅવ્યવહિતોત્તરક્ષણોત્પત્તિકત્વસંબંધથી મંગળવિશિષ્ટ હોય તે વિઘ્નધ્વંસ પ્રત્યે મંગળ કારણ છે ને એવા જ સંબંધથી જે વિઘ્નધ્વંસ વિનાયકસ્તવપાઠ વિશિષ્ટ હોય તેના પ્રત્યે વિનાયકસ્તવપાઠ કારણ છે ઇત્યાદિ કહી શકાય છે. આમાં, સ્વ = મંગળ... એને અવ્યવહિતોત્તરક્ષણમાં તો એ જ વિઘ્નધ્વંસની ઉત્પત્તિ છે જે મંગળથી જ થયો હોય. ને એ તો મંગળ વિના થયો જ નથી, તેથી સ્વાવ્યવહિતોત્તરક્ષણોત્પત્તિકત્વસંબંધેન મંગલવિશિષ્ટવિઘ્નધ્વંસ તરીકે એવો જ વિઘ્નધ્વંસ આવવાથી વ્યતિરેક વ્યભિચાર નહીં આવે. અહીં કાર્ય-કારણભાવનો*

વિચાર કરીએ તો, વિઘ્નધ્વંસત્વેન વિઘ્નધ્વંસને કાર્યરૂપે નથી લેવાયો, કારણ કે તો તો વિનાયક સ્તવપાઠજન્ય વિઘ્નધ્વંસ પણ પકડાઈ જવાથી વ્યભિચાર ઊભો રહે. કિન્તુ સ્વાવ્યવ૦... ઈત્યાદિ સંબધથી મંગળવિશિષ્ટવિઘ્નધ્વંસત્વેન વિઘ્નધ્વંસને જ કાર્ય રૂપે લેવાયો છે. એટલે કે,

मगलत्वावच्छिन्नकारणतानिरूपितस्वाव्यवहितोत्तरक्षणोत्पत्तिकत्वसबधेन

मगलविशिष्टविघ्नध्वसत्वावच्छिन्नकार्यता આવો કા૦કા૦ ભાવ છે.

આમા કાર્યતાવચ્છેદકમાં ઘણુ ગૌરવ હોવું સ્પષ્ટ છે. એટલે લાઘવ થાય એ માટે વિઘ્નધ્વસના ત્રણ પેટાભેદ માની એ દરેકના તે તે ધર્મવિશેષને કાર્યતાવચ્છેદક માનવાની અહીં વાત કરી છે. એટલે મંગળજન્ય વિઘ્નધ્વંસમાં એક अ નામનો એવો વિલક્ષણ ધર્મ છે જે સ્તવપાઠાદિજન્ય વિઘ્નધ્વંસમાં નથી. તેથી મંગળના કાર્યરૂપ જે વિઘ્નધ્વંસ છે એનો કાર્યતાવચ્છેદક अ ધર્મ બની જવાથી લાઘવ થશે અર્થાત્

मगलत्वावच्छिन्नकारणतानिरूपित 'अ' धर्मावच्छिन्नकार्यता..

આ રીતે અલગ-અલગ કા૦કા૦ભાવો થશે.

(૨) (શંકા - શિષ્ટગ્રંથકારો પણ સમાપ્તિની ઇચ્છાથી મંગળ કરે છે. એ ત્યારે જ સંભવે કે મંગળ વિઘ્નધ્વંસનું કારણ હોય ને વિઘ્નધ્વંસ સમાપ્તિનું. પણ એ સંભવતું નથી. કારણ કે સ્વતઃસિદ્ધવિઘ્નાભાવવાળા ગ્રંથકારને વિઘ્નધ્વસ થયો ન હોવા છતાં સમાપ્તિ તો થાય જ છે. તો આની સંગતિ શી રીતે કરવી ? આવી શંકાના સમાધાન માટે ગ્રંથકારે क्वचिच्च ઇત્યાદિ અધિકાર કહ્યો છે. એટલે કે કોઈ સમાપ્તિ પ્રત્યે વિઘ્નધ્વંસ કારણ છે ને કો'ક સમાપ્તિ પ્રત્યે વિઘ્નઅત્યંતાભાવ.

(૩) "આ તો સમાપ્તિનાં કારણો અલગ - અલગ થઈ જવાથી અનુગમ (એકરૂપતા) નહીં રહે" આવી શંકાના સમાધાન માટે ગ્રંથકારે प्रतिवधकससर्गाभावस्येव ઇત્યાદિ કહ્યું છે. એટલે પ્રતિબંધકનો સંસર્ગાભાવ જોઈએ. વિઘ્નધ્વસ કે વિઘ્નાભાવ આ બન્ને વિઘ્નસસર્ગાભાવ તો છે જ.

(૪) નાસ્તિકાદિના સમાપ્ત થયેલા મંગળ શૂન્ય ગ્રંથ અંગે, એના આત્મામાં વિઘ્ન માનવું, એનો ધ્વંસ માનવો ને એ ધ્વંસજનક તરીકે જન્માન્તરીય મંગળ માનવું... આ બધામાં ઘણું ગૌરવ હોવાથી ગ્રંથકારે स्वत सिद्ध ઇત્યાદિ વિકલ્પ દર્શાવ્યો છે કે પહેલેથી એના આત્મામાં વિઘ્ન જ ન હોવાથી વિઘ્નસંસર્ગાભાવ છે ને તજ્જન્ય સમાપ્તિ થઈ એમ માનવું.

**(વિઘ્નાભાવ એ સમાપ્તિસાધન)**

(અથવા, આ क्वचिच्च ઇત્યાદિ પંક્તિઓ બીજી રીતે પણ બેસાડી શકાય.)

તોફાની પુત્ર ચાકડા પર બેસી જાય તો કુંભાર ઘડો બનાવી શકતો નથી. એટલે જણાય છે કે પુત્ર ઘટ પ્રત્યે પ્રતિબધક છે. એટલે કે પુત્રાભાવ ઘટનુ કારણ છે. હવે જ્યારે પુત્ર ચાકડા પર બેઠો છે ત્યારે પણ સમવાયસંબંધથી તો પુત્રનો અભાવ છે જ. છતાં ઘટકાર્ય થતું નથી. એટલે નિશ્ચિત થાય છે કે જે સંબંધથી વિદ્યમાન પ્રતિબંધક, કાર્યનો પ્રતિબંધ કરે, તત્સંબધાવચ્છિન્નપ્રતિયોગિતાક તેનો અભાવ જ કાર્યનું કારણ બને છે. પ્રસ્તુતમાં અશુભઅદૃષ્ટ (અધર્મ) એ સમાપ્તિ પ્રત્યે પ્રતિબંધક છે, ને એ આત્મગુણ હોવાથી આત્મામાં સમવાયસંબંધથી રહીને સમાપ્તિનો પ્રતિબંધ કરે છે. તેથી સમવાયસબધાવચ્છિન્નપ્રતિયોગિતાક વિઘ્નાભાવ જ પ્રતિબંધકાભાવરૂપે સમાપ્તિનું કારણ બની શકે

હવે કોઈપણ વસ્તુનો અત્યંતાભાવ જેમ અમુક ચોક્કસ સંબંધથી હોય છે એવું ધ્વંસ કે પ્રાગભાવ માટે નથી. એટલે કે ભૂતલ પર ઘડો સમવાયસંબંધથી ન હોવા છતાં સંયોગસંબંધથી હોય પણ ખરો. માટે એ વખતે રહેલા અભાવની પ્રતિયોગિતા સમવાયસંબંધાવચ્છિન્ન કહેવાય. પણ ઘડો ધ્વસ્ત થયો એટલે બધા સંબંધથી એનો અભાવ

જ રહેવાનો. સમવાયસંબંધથી એ ધ્વસ્ત થયો અને સંયોગથી હજુ ઊભો છે આવું બની શકતું નથી, આવું જ ઘટપ્રાગભાવ માટે પણ છે. એટલે ધ્વંસ અને પ્રાગભાવની પ્રતિયોગિતા કોઈ ચોક્કસ સંબંધથી નિયંત્રિત ન હોવાથી સંબંધાવચ્છિન્ન હોતી નથી. એટલે સમવાયસંબંધાવચ્છિન્નપ્રતિયોગિતાક વિઘ્નાભાવ તરીકે વિઘ્નનો અત્યંતાભાવ જ લઈ શકાય છે, વિઘ્નધ્વંસ નહીં. માટે મુકતાવલીમાં विघ्नात्यन्ताभाव एव समाप्तिसाधनम् એમ કહ્યું છે. અને આમાં કારણ તરીકે જે प्रतिबन्धकससर्गाभावस्यैव कार्यजनकत्वात् એમ કહ્યું છે એનો અર્થ પ્રાગભાવ વગેરે ત્રણેને સાંકળી લે એવો પ્રસિદ્ધ સંસર્ગાભાવ ન સમજવો, પણ સંસર્ગાવચ્છિન્નપ્રતિયોગિતાકાભાવ એવો સમજવો. એવા અભાવ તરીકે ધ્વંસ આવી શકતો નથી એ જોઈ ગયા. પ્રતિબંધક જે સંબંધથી પ્રતિબંધ કરે છે તત્સંબંધાવચ્છિન્ન એનો અભાવ જ કાર્યજનક બને છે એ આપણે વિચારી ગયા છીએ. इत्थ च . વગેરે પંક્તિનો અર્થ આવો સમજવો - નાસ્તિકાદિના ગ્રંથોમાં જન્માન્તરીયમંગળજન્ય દુરિતધ્વંસસામગ્રીપ્રયુક્ત વિઘ્નાભાવ હોય છે કે સ્વતઃસિદ્ધ વિઘ્નાભાવ હોય છે ને તેથી સમાપ્તિ થાય છે. માટે વ્યભિચારદોષ રહેતો નથી.

વિઘ્નાભાવ અને સમાપ્તિનો આત્મનિષ્ઠપ્રત્યાસત્તિથી કા૦કા૦ભાવ આવો થશે.

विघ्नाभावत्वावच्छिन्नविशेषणतासबंधावच्छिन्नकारणतानिरूपित समाप्तित्वावच्छिन्न - स्वप्रतियोगिचरमवर्णानुकूलकृतिमत्त्वसबधावच्छिन्नकार्यता ।

---

(मु) **संसारेति** । [१]ससार एव महीरुह = वृक्षस्तस्य बीजाय [२]निमित्तकारणायेत्यर्थ । [३]एतेन ईश्वरे प्रमाणमपि दर्शित भवति, तथाहि - यथा घटादिकार्यं कर्तृजन्य तथा क्षित्यङ्कुरादिकमपि, [४]न च तत्कर्तृत्व-मस्मदादीना संभवतीत्यतस्तत्कर्तृत्वेनेश्वरसिद्धि । [५]न च शरीराजन्यत्वेन कर्त्रजन्यत्वसाधकेन सत्प्रतिपक्ष इति **वाच्यम्,** अप्रयोजकत्वात् । मम तु कर्तृत्वेन कार्यत्वेन कार्यकारणभाव एवानुकूलस्तर्क । "द्यावाभूमी जनयन्देव एको विश्वस्य कर्ता भुवनस्य गोप्ता इत्यादय आगमा अप्यनुसन्धेया ॥

---

**(ઈશ્વરકર્તૃત્વવાદ)**

(મુ.) (૧) સસાર એ જ વૃક્ષ, તેના બીજરૂપ (શ્રીકૃષ્ણને નમસ્કાર હો (૨) અહીં બીજરૂપ જે કહ્યા) એનો અર્થ નિમિત્તકારણભૂત એવો સમજવો. (૩) આનાથી (= શ્રીકૃષ્ણને સંસારના નિમિત્તકારણભૂત કહ્યા એનાથી) ઈશ્વરમા પ્રમાણ પણ આપેલું સમજવુ. તે આ રીતે - જેમ ઘટાદિ કાર્ય કર્તૃજન્ય હોય છે તેમ ક્ષિત્યંકુરાદિ કાર્ય પણ (કર્તૃજન્ય હોય છે.) (૪) વળી તેનું (= ક્ષિત્યકુરાદિનુ) કર્તૃત્વ આપણામાં સભવતુ નથી, તેથી તેના કર્તા તરીકે (આપણા બધાથી વિલક્ષણ એવા) ઈશ્વરની સિદ્ધિ થાય છે. (૫) (જે શરીરાજન્ય હોય છે તે કર્તાથી અજન્ય હોય છે, જેમ કે આકાશ. આવી વ્યાપ્તિના બળે જણાય છે કે શરીરાજન્યત્વ એ કર્ત્રજન્યત્વસાધક હેતુ છે. ને એ ક્ષિત્યકુરાદિમાં પણ રહેલ છે. તેથી તમારા 'ક્ષિત્યંકુરાદિ કર્તૃજન્ય હોય છે, કારણ કે કાર્યરૂપ છે, જેમ કે ઘટ' આવા અનુમાનમાં) કર્ત્રજન્યત્વસાધક શરીરાજન્યત્વ હેતુ દ્વારા સત્પ્રતિપક્ષ નામનો હેત્વાભાસદોષ રહેલો છે." આવું ન કહેવુ, કારણ કે શરીરાજન્યત્વ હેતુ અપ્રયોજક છે (અર્થાત્ અનુકૂલતર્કરહિત છે.) મારા અનુમાનમાં તો કર્તૃત્વેન - કાર્યત્વેન કાર્યકારણભાવ એ જ અનુકૂલ તર્ક છે. (અર્થાત્ જો ક્ષિત્યકુરાદિને વગર કર્તાએ થયેલા કાર્યરૂપ માનશો તો આ કાર્ય - કારણભાવનો ભંગ થઈ જવાની આપત્તિ આવે. આમ અનુમાન દ્વારા ઈશ્વરની સિદ્ધિ થઈ. વળી એમાં) "દ્યાવાભૂમી જનયન્દેવ .." ઇત્યાદિ આગમોનું પણ (ઈશ્વરની સિદ્ધિમાં) પ્રમાણ તરીકે અનુસંધાન કરવુ.

(વિ.) (૧) કારિકાવલિમાં નૂતનજલધરરુચયે વગેરે સામાસિક પદો હોવા છતાં એનો સમાસવિગ્રહ મુક્તાવલીમાં કરી દેખાડ્યો નથી, તો સંસારમહીરુહસ્ય એવા પદનો વિગ્રહ શા માટે કરી દેખાડ્યો ? આવો પ્રશ્ન ઉઠાવવાથી જવાબ મળે કે સંસારસ્ય મહીરુહઃ આવો ષષ્ઠીતત્પુરુષ સમાસ કોઈ કરી ન લે એ માટે.

(૨) બીજ શબ્દ કાંઈ અપ્રચલિત નથી... છતાં બીજા શબ્દોનો અર્થ ન દર્શાવનાર મુક્તાવલીકારે એનો અર્થ

કેમ દર્શાવ્યો ? આવો પ્રશ્ન ઉઠાવવાથી જવાબ મળશે કે - બીજ વૃક્ષનું ઉપાદાનકારણ છે. એટલે શ્રીકૃષ્ણને પણ કોઈ સસારવૃક્ષનું ઉપાદાનકારણ ન સમજી બેસે એ માટે ગ્રંથકારે સ્પષ્ટતા કરી લીધી કે 'બીજ' શબ્દનો અર્થ અહીં 'નિમિત્તકારણ' જાણવો.

(૩) ઈશ્વરની સિદ્ધિ માટે ગ્રંથકારે અનુમાન પ્રમાણ આપ્યું છે. અનુમાન પ્રયોગ આ પ્રમાણે જાણવો -

क्षित्यङ्कुरादिक कर्तृजन्य, कार्यत्वात्, ઘટવદ્

यत्र यत्र कार्यत्व, तत्र तत्र कर्तृजन्यत्व, यथा घटे

यत्र यत्र कर्तृजन्यत्वाभाव , तत्र तत्र कार्यत्वाभावोऽपि, यथाऽऽकाशे..

(૪) આ રીતે ક્ષિતિ-અંકુરા વગેરેનો કોઈ કર્તા હોવો જોઈએ એ સિદ્ધ થવા પર પારિશેષન્યાયથી ઈશ્વરાત્માની સિદ્ધિ કરવામાં આવે છે.

ક્ષિતિ વગેરેનો કર્તા આપણો જીવાત્મા ન બની શકે એમાં બે કારણો છે . (1) વિનિગમનાવિરહ - एकपक्षनिर्णायिका युक्ति विनिगमना, तस्या विरह , विनिगमनाविरहः । અનેક પક્ષ પોતપોતાનો દાવો માંડતા હોય ત્યારે કોનો દાવો ઉચિત છે એવો નિર્ણય કરાવી આપનાર યુક્તિ એ વિનિગમના કહેવાય છે. પણ આવી કોઈ સબળ યુક્તિ ન મળતી હોય તો એને વિનિગમના વિરહ કહેવાય છે. એવે વખતે કયાં તો બધાનો દાવો મંજૂર કરવો પડે છે ને કયાં તો બધાનો દાવો ફોક કરવો પડે છે. પ્રસ્તુતમા જો ક્ષિતિ વગેરેના કર્તા તરીકે જીવાત્માને માનીએ તો અનંતા જીવાત્માઓ છે, એમાંથી કયો જીવ કર્તા છે ? એનો નિર્ણય કરાવી આપનાર કોઈ યુક્તિ નથી. તેથી વિનિગમનાવિરહ છે (આને 'વિનિગમકાભાવ' પણ કહે છે.) એટલે કયાં તો બધા જીવાત્માને કર્તા માનવા પડે. પણ એવું માનવામાં અનતા કર્તા માનવા પડવાથી મહાગૌરવ થાય છે. તેથી બધા જીવાત્માઓનો દાવો ફોક કરી કોઈ જ જીવાત્માને એનો કર્તા મનાતો નથી.

(2) જે કર્તા હોય એને ઉપાદાનકારણનું જ્ઞાન હોવું જોઈએ. કુંભારને ઘડાના ઉપાદાનકારણ માટીનું પ્રત્યક્ષ છે. માટે એ એમાં પ્રયત્ન કરી ઘડો બનાવે છે. ક્ષિતિ વગેરેના ઉપાદાનભૂત પરમાણુનું આપણા જેવા જીવાત્માને પ્રત્યક્ષ નથી, કારણ કે પરમાણુમા મહત્ત્વ (મહત્પરિમાણ) નથી.

તેથી ક્ષિત્યાદિના કર્તા તરીકે આપણા બધાથી વિલક્ષણ એવો ઈશ્વરાત્મા સિદ્ધ થાય છે. આ ઈશ્વર આત્મા છે, એક છે, નિત્ય છે વગેરે વાત ભૂમિકામાંથી (પૃ. ૨૫) જોઈ લેવી.

**(સત્પ્રતિપક્ષ – તત્પરિહાર)**

(૫) ઈશ્વરને જગતકર્તા ન માનનાર મતાનુયાયીઓ ઈશ્વરસાધક અનુમાનની સામે અનુમાન આપી સત્પ્રતિપક્ષ દોષ દર્શાવે છે.

क्षित्यादिक सकर्तृक, कार्यत्वात् घटवद् આની સામે -

क्षित्यादिकं अकर्तृक, शरीराजन्यत्वात्, आकाशवत्

यत्र यत्र शरीराजन्यत्व तत्र तत्र अकर्तृकत्व, यथाऽऽकाशे .

નૈયાયિક એની સામે જવાબ આપે છે કે તમારુ અકર્તૃકત્વ સાધક અનુમાન અપ્રયોજક છે. એટલે કે अस्तु शरीराजन्यत्व, माऽस्तु अकर्तृकत्व, को दोष ? આવી અન્વયવ્યભિચારની શકાને નિર્મૂળ કરનાર કોઈ અનુકૂલતર્કનું તમારા શરીરાજન્યત્વ હેતુને પીઠબળ નથી.

અહીં પૂર્વપક્ષી નૈયાયિકની સામે પણ એ જ અપ્રયોજકત્વનું હથિયાર ઉગામવાનો પ્રયાસ કરે કે તમારો 'કાર્યત્વ' હેતુ પણ અપ્રયોજક છે, તો એના પ્રયાસને નિષ્ફળ કરવા માટે ગ્રંથકારે મમ તુ ઈત્યાદિ કહ્યું છે.

જગત્માં જે કોઈ ઘટ-પટ વગેરે કાર્યો છે તે બધાનાં કુંભાર વગેરે કર્તા છે. એટલે કે કાર્ય માત્ર પ્રત્યે કર્તા પણ એક કારણ છે. આ રીતે કાર્યત્વેન-કર્તૃત્વેન કાર્યકારણભાવ (એટલે કે કાર્યત્વાવચ્છિન્નકાર્યતાનિરૂપિતકર્તૃત્વાવચ્છિન્નકારણતા એવો કા૦કા૦ભાવ) સિદ્ધ છે. તેથી જો કોઈ 'अस्तु कार्यत्वं माऽस्तु कर्तृजन्यत्व, को दोष ? આવી અન્વયવ્યભિચારની શંકા કરે તો એ શંકાને રફેદફે કરી નાખનાર, यदि कार्यत्व कर्तृजन्यत्व विनापि स्यात् तर्हि कार्यं कर्तृजन्यमपि न स्यात् , (એટલે કે કાર્ય અને કર્તા વચ્ચેનો કાર્ય-કારણભાવ જ ભાંગી જશે) એવો અનુકૂળ તર્ક છે.

[ અહીં કર્તા ( =કૃતિમાન્)ને કારણ માનવામાં કારણતાવચ્છેદક કૃતિ બને જે અનેક હોવાથી ગૌરવ થાય. એના બદલે કૃતિને કારણ માનવામાં આવે તો કારણતાવચ્છેદક કૃતિત્વ બને જે જાતિ હોવાથી એક જ હોવાના કારણે લાઘવ છે. એ જાણવું. ]

અનુમાનપ્રમાણથી ઈશ્વરસિદ્ધિ થઈ, તેથી ઈશ્વરોક્તત્વેન વેદ પણ પ્રમાણ સિદ્ધ થઈ જાય છે. ને તેથી ઈશ્વરસાધક આગમપ્રમાણ પણ આપવા માટે ગ્રંથકારે द्यावाभूमी जनयन् ઈત્યાદિ કહ્યું છે. આદિ શબ્દથી 'ईश्वरमुपासीत' વગેરેનો સમાવેશ જાણવો.

આમ ઈશ્વરકર્તૃત્વવાદ પૂર્ણ થયો.

(यत्तदोर्नित्यसम्बन्ध યત્ પદથી જેનો ઉલ્લેખ થયો હોય તેનો જ તત્ પદથી પરામર્શ થતો હોવાથી यत्-तत् પદનો નિત્યસંબંધ મનાયેલો છે. છતાં જે અતિપ્રસિદ્ધ હોય તેના માટે યત્ના પ્રયોગ વિના પણ સીધો તત્નો પ્રયોગ આવતો હોય છે. પ્રસ્તુતમાં પણ શ્રીકૃષ્ણ અતિપ્રસિદ્ધ છે એવું સૂચવવા માટે યત્નો ઉલ્લેખ કર્યા વિના સીધું 'तस्मै कृष्णाय नम ' એમ જણાવ્યુ છે – એ જાણવું.)

---

(का.) द्रव्यं गुणस्तथा कर्म सामान्यं सविशेषकम् ।
समवायस्तथाऽभावः पदार्थाः सप्त कीर्तिताः ॥२॥

(मु ) [१]पदार्थान् विभजते - द्रव्यमिति । [२]अत्र सप्तमस्याभावत्वकथनादेव षण्णा भावत्व प्राप्तं, तेन भावत्वेन पृथगुपन्यासो न कृत [३]एते च पदार्था वैशेषिकनये प्रसिद्धा [४]नैयायिकानामप्यविरुद्धा [५]प्रतिपादित चैवमेव भाष्ये । [६]अत एवोपमानचिन्तामणौ सप्तपदार्थभिन्नतया शक्तिसादृश्यादीनामप्यतिरिक्तपदार्थत्वमाशङ्कितम् ।

---

**(કા.) દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય અને અભાવ આમ પદાર્થો સાત કહેવાયા છે.**

(મુ.) [૧]પદાર્થોનું વિભાજન 'દ્રવ્ય...' ઈત્યાદિ કારિકામા કર્યુ છે. [૨]અહીં સાતમા પદાર્થને અભાવ તરીકે કહ્યો છે એનાથી જ દ્રવ્યાદિ છ પદાર્થો ભાવ પદાર્થ છે એ જણાઇ જાય છે, તેથી (એ પદાર્થોનો) 'ભાવ' તરીકે સ્વતન્ત્ર ઉપન્યાસ કર્યો નથી. [૩]આ સાત પદાર્થો વૈશેષિક દર્શનમા પ્રસિદ્ધ છે. [૪]નૈયાયિકોને પણ અવિરુદ્ધ (= માન્ય) છે. [૫]પ્રશસ્તપાદભાષ્યમા આ રીતે જ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. (વળી) [૬]તેથી જ ઉપમાનચિન્તામણિમાં (તત્ત્વચિન્તામણિના ઉપમાનખંડમા) સાત પદાર્થથી ભિન્નરૂપે શકિત-સાદૃશ્ય વગેરેને સ્વતત્ર પદાર્થ રૂપે માનવાની શંકા કરવામાં આવી છે.

(વિ.) જો કે દ્રવ્ય વગેરે ૭ વિભાગ દર્શાવ્યા છે એનાથી પદાર્થના વિભાગ ૭ છે એ જણાઈ જાય છે, છતાં સ્પષ્ટતા માટે કારિકામાં 'સપ્ત' શબ્દનો ઉલ્લેખ કરાયો છે.

**('વિભજન' એટલે શું ?)**

(૧) પદાર્થોનું વિભાજન કરે છે એટલે પદાર્થ વિભજ્ય બનવાથી 'પદાર્થત્વ' વિભજ્યતાવચ્છેદક કહેવાય.

विभज्यतावच्छेदकसाक्षाद्व्याप्यमिथोविरुद्धयावद्धर्मपुरस्कारेण प्रतिपादन विभजनम्

વિભજ્યતાવચ્છેદકને જે (1) સાક્ષાદ્ વ્યાપ્ય હોય અને (2) પરસ્પર વિરુદ્ધ હોય એવા (3) જેટલા ધર્મો હોય એ બધા ધર્મોને નજરમાં લઈ પ્રતિપાદન કરવું એ વિભાજન છે.

આમાં પદકૃત્ય - (1) 'સાક્ષાદ્ વ્યાપ્ય' ન લખે તો દ્રવ્યોનું વિભાજન કરવાના પ્રસંગે ગુણત્વ-કર્મત્વ વગેરે ધર્મો પણ પરસ્પર વિરુદ્ધ હોવાથી ગુણ, કર્મ વગેરેને પણ દ્રવ્યના વિભાગ તરીકે કહેવા પડે. 'સાક્ષાદ્ વ્યાપ્ય' લખવાથી આ આપત્તિનું નિવારણ થાય છે, કારણ કે એ વખતે વિભજ્યતાવચ્છેદક જે દ્રવ્યત્વ છે એને ગુણત્વ વગેરે ધર્મો વ્યાપ્ય નથી. આમાં પણ સાક્ષાદ્ શબ્દ ન લખે તો, ઘટત્વ-પટત્વ વગેરે ધર્મો પણ દ્રવ્યત્વને વ્યાપ્ય હોવાથી ઘટ, પટ વગેરેનો પણ દ્રવ્યના વિભાગ તરીકે ઉલ્લેખ કરવો પડે. દ્રવ્યત્વવ્યાપ્યપૃથ્વીત્વ, ને પૃથ્વીત્વવ્યાપ્ય-ઘટત્વ... આમ ઘટત્વાદિ ધર્મો દ્રવ્યત્વને સાક્ષાદ્ વ્યાપ્ય ન હોવાથી આ આપત્તિ આવશે નહીં.

(2) 'મિથોવિરુદ્ધ' એવું વિશેષણ ન લખવામાં દોષ એ આવે કે ભૂત, મૂર્ત વગેરેને પણ દ્રવ્યના વિભાગરૂપે જણાવવા પડે, કારણ કે ભૂતત્વાદિ પણ દ્રવ્યત્વને સાક્ષાદ્વ્યાપ્ય તો છે જ. પણ ભૂતત્વ અને મૂર્તત્વ ઘટાદિમાં રહ્યા હોવાથી પરસ્પરવિરુદ્ધ ન હોવાના કારણે આ આપત્તિ રહેશે નહીં.

(3) દ્રવ્યોનું વિભાજન કરું છું એમ પ્રતિજ્ઞા કરીને કોઈ ખાલી પૃથ્વી, જળ, તેજ... એમ બે-ત્રણ દ્રવ્યોની જ વાત કરે તો એ યોગ્ય નથી. તેથી અહીં 'યાવદ્' એવુ પણ વિશેષણ વપરાયું છે. આવા જેટલા ધર્મો હોય એ બધાને પુરસ્કૃત કરીને કરેલું પ્રતિપાદન 'વિભાજન' કહેવાય.

પ્રસ્તુતમાં પદાર્થત્વને વ્યાપ્ય-મિથોવિરુદ્ધ દ્રવ્યત્વ-ગુણત્વ વગેરે ૭ ધર્મો છે, તેથી પદાર્થના દ્રવ્ય-ગુણ વગેરે ૭ વિભાગો દર્શાવ્યા છે. જો કે ભાવત્વ ને અભાવત્વ એ બે જ સાક્ષાદ્ વ્યાપ્ય ધર્મો હોવાથી ભાવ અને અભાવ એમ બે જ વિભાગ દર્શાવવા જોઈએ, છતાં શિષ્ય બુદ્ધિ વૈશદ્યાર્થ (શિષ્યની બુદ્ધિનો વિકાસ થાય એ માટે) ૭ વિભાગ દર્શાવવામાં આવ્યા છે.

(૨) 'છતાં ભાવત્વેન 'ભાવ'નો ઉલ્લેખ તો કરવો જોઈએ ને' આવી સંભવિત શંકાના વારણ માટે अत्र सप्तमस्य. ઈત્યાદિ કહ્યું છે.

(૩) "ન્યાયસૂત્રમાં તો प्रमाणप्रमेयसशयप्रयोजनदृष्टान्तसिद्धान्तावयवतर्कनिर्णयवादजल्पवितण्डाहेत्वा-भासछलजातिनिग्रहस्थानाना तत्त्वज्ञानान्नि श्रेयसाधिगम (१-१-१) એમ ૧૬ પદાર્થો જણાવ્યા છે તો તમે કેમ ૭ પદાર્થો જ કહો છો ?" આવી શંકાના સમાધાન માટે કહ્યું કે વૈશેષિક દર્શનમાં આ ૭ પદાર્થો પ્રસિદ્ધ છે.

(૪) "તો તમે વૈશેષિક દર્શનનો ગ્રંથ રચવા બેઠા છો કે ન્યાયદર્શનનો ?" આવા સંભવિત પ્રશ્નનો ઉત્તર આપવા ગ્રંથકાર કહે છે કે નૈયાયિકોને પણ આ ૭ પદાર્થો માન્ય છે, એમાં કોઈ વિરોધ નથી.

(૫) "આ તો તમે ભૂલમાં ૧૬ના બદલે ૭ પદાર્થો કહી દીધા. ને પછી બચાવ કરવા માટે 'નૈયાયિકોને પણ અવિરુદ્ધ છે' ઈત્યાદિ કહો છો." એવા સંભવિત આરોપને સ્થાન ન રહે એ માટે ગ્રંથકારે "પ્રશસ્તપાદભાષ્યમાં પણ આ જ રીતે પ્રતિપાદન છે" ઈત્યાદિ કહ્યું છે. द्रव्यगुणकर्मसामान्यविशेषसमवायाभावा सप्तैव पदार्था:, षोडशानामत्रैवान्तर्भावात् આમ ભાષ્યમાં જણાવ્યું છે.

(૬) 'ભાષ્ય તો ઋષિપ્રણીત છે. તાર્કિકોને ઋષિના ચીલે ચાલવું યોગ્ય ન કહેવાય' આવી કોઈની સૂફિયાણી સલાહને તોડી નાખતા ગ્રંથકાર કહે છે કે પ્રકાંડ તાર્કિક ગંગેશોપાધ્યાયે પણ તત્ત્વચિન્તામણિના ઉપમાનખંડમાં પદાર્થો સાત હોવાનું સૂચન કર્યું છે. જો એમને ૭ પદાર્થો માન્ય ન હોત તો ' શક્તિ-સાદૃશ્ય વગેરે ૭ પદાર્થથી ભિન્ન છે' એ રીતે પૂર્વપક્ષ ન ઉઠાવતાં 'શક્તિ-સાદૃશ્ય વગેરે ૧૬ પદાર્થથી ભિન્ન છે' એ રીતે જ પૂર્વપક્ષ ઉઠાવ્યો હોત.

(मु.) ननु कथमेत एव पदार्थाः, शक्तिसादृश्यादीनामप्यतिरिक्तपदार्थत्वात् ? तथाहि - मण्यादिसमवहितेन वह्निना दाहो न जन्यते, तच्छून्येन तु जन्यते । तत्र मण्यादिना वह्नौ दाहानुकूला शक्तिर्नाश्यते [1]उत्तेजकेन मण्याद्यपसारणेन च जन्यते इति कल्प्यते । [2]एवं सादृश्यमप्यतिरिक्तः पदार्थः । [3]तद्धि न षट्सु भावेष्वन्तर्भवति, सामान्येऽपि सत्त्वात्, यथा गोत्व नित्यं तथाश्वत्वमपीति सादृश्यप्रतीतेः, नाप्यभावे, सत्त्वेन प्रतीयमानत्वादिति चेत् ?

(મુ.) **પૂર્વપક્ષ :** તમે આટલા જ પદાર્થો કેમ કહો છો ? શક્તિ - સાદૃશ્ય વગેરે પણ અતિરિક્ત પદાર્થો છે ને ! તે (ની સિદ્ધિ) આ રીતે - મણિ વગેરેથી સંનિહિત અગ્નિથી દાહ થતો નથી, તેનાથી (મણિ વગેરેથી) રહિત અગ્નિ વડે દાહ થાય છે. આ (પ્રતીતિસિદ્ધ બાબત) અંગે (એટલે કે એની સંગતિ કરવા માટે) એવી કલ્પના કરાય છે કે મણિ વગેરેથી અગ્નિમાં રહેલી દાહાનુકૂલ શક્તિનો નાશ કરાય છે [1]અને વળી ત્યાં ઉત્તેજક લાવવામાં આવે કે મણિ વગેરેને દૂર કરવામાં આવે તો અગ્નિમા પાછી દાહાનુકૂલ શક્તિ ઉત્પન્ન થાય છે.[2]એમ સાદૃશ્ય પણ સ્વતંત્ર પદાર્થ છે. [3]કારણ કે એનો દ્રવ્ય વગેરે છ ભાવપદાર્થોમાં અન્તર્ભાવ થઈ શકતો નથી, કારણ કે એ સામાન્યમાં પણ રહેલ છે. તે પણ એટલા માટે કે "જેમ ગોત્વ નિત્ય છે તેમ અશ્વત્વ પણ નિત્ય છે." આવી સાદૃશ્યની પ્રતીતિ થાય છે. (વળી, સાદૃશ્યનો) અભાવમાં પણ અતર્ભાવ થઈ શકતો નથી, કારણ કે એ ભાવ રૂપે પ્રતીત થાય છે.

## (શક્તિવાદ-પૂર્વપક્ષ)

(વિ.) (કારિકાવલિમાં ૭ પદાર્થો કહ્યા એની સામે પ્રભાકર -મીમાંસક પૂર્વપક્ષ કરે છે.)

**પૂર્વપક્ષ :** પદાર્થો આ સાત જ કેમ ? શક્તિ - સાદૃશ્ય વગેરે પણ અતિરિક્ત પદાર્થો છે ને ! (શક્તિવાદીના અભિપ્રાયે કારણમાં કાર્યાનુકૂલ શક્તિ હોય છે. જેમ કે વહ્નિ કારણ છે, દાહ કાર્ય છે. તો વહ્નિમાં દાહાનુકૂલ શક્તિ છે. જો આવી શક્તિ માનવામાં ન આવે તો પ્રતિબંધકતા ઘટી શકે નહીં. દાહ પ્રતિબંધક ચન્દ્રકાન્તમણિ લાવવાથી કાંઈ ભડભડ બળતો અગ્નિ શાંત થતો નથી. ને છતાં દાહ કાર્ય તો થતું નથી. यो य कार्याभावः स स कारणाभावप्रयुक्त , यथा घटकार्याभाव दण्डाभावप्रयुक्त प्रस्तुतમાં અગ્નિ વગેરે દૃશ્ય કારણો તો તદવસ્થ જ છે, તો કયા કારણનો અભાવ છે જેથી દાહ ન થયો ? તો કે શક્તિ નામના અદૃશ્યકારણનો અભાવ થયો. પ્રતિબંધક કારણમાં રહેલી આ કાર્યાનુકૂલશક્તિનો નાશ કરી દે છે ને તેથી છતે અગ્નિએ દાહ કાર્ય થતું નથી.

**શંકા :** મણિની હાજરીમાં દાહ થતો નથી. પણ એટલા માત્રથી એને પ્રતિબંધક શા માટે માની લેવાનો ? દાહ થવા યોગ્ય પુરુષના અદૃષ્ટને જ પ્રતિબંધક માની લો ને...

**સમાધાન :** મણિ ખસેડી લેવામાં આવે તો પાછો દાહ થાય છે એ જણાવે છે કે મણિ જ શક્તિનો નાશ કરે છે ને તેથી એ જ દાહનો પ્રતિબંધક છે.

(૧) **શંકા :** એકવાર મણિ લાવવાથી શક્તિ નષ્ટ થઈ ગઈ, તો હવે એ વહ્નિ શક્તિહીન થઈ ગયો. એટલે ફરીથી મણિ દૂર કરો કે ન કરો, એનાથી દાહ ન જ થવો જોઈએ ને ? આવી શંકાનું સમાધાન આપવા उत्तेजकेन ઈત્યાદિ પંક્તિ છે. ઉત્તેજક લાવવાથી કે મણિને દૂર કરવાથી અગ્નિમાં પાછી શક્તિ ઉત્પન્ન થઈ જાય છે.

આમ શક્તિવાદીએ શક્તિ નામનો પદાર્થ સિદ્ધ કર્યો. અર્થાત્ શક્તિમાં પદાર્થત્વની સિદ્ધિ કરી. જો કે એણે શક્તિમાં પદાર્થત્વ અને અતિરિક્તત્વ આ બે અંશ સિદ્ધ કરવાના છે, તો જ એ અતિરિક્ત પદાર્થ તરીકે સિદ્ધ થઈ શકે. છતાં મુક્તાવલીમાં પૂર્વપક્ષની રજુઆતમાં અતિરિક્તત્વની સિદ્ધિ કરી દેખાડી નથી. પણ એ આ રીતે જાણવી - શક્તિ સાત પદાર્થોથી અતિરિક્ત = ભિન્ન છે એનો અર્થ એનો ૭માં અંતર્ભાવ નથી. આની સિદ્ધિ માટે ત્રણ અનુમાન અપાય છે.

(1) દ્રવ્ય, ગુણ અને કર્મ આ ત્રણે પદાર્થો દ્રવ્યમાં જ રહે છે, ગુણાદિમાં નહીં. જ્યારે શક્તિ તો ગુણમાં પણ રહે છે. માટે એ દ્રવ્ય, ગુણ, કર્મથી ભિન્ન છે.

शक्तिः द्रव्यगुणकर्मभिन्ना, गुणेऽपि वृत्तित्वात्, सत्तावद्

(2) સામાન્ય, વિશેષ અને સમવાય આ ત્રણ પદાર્થો નિત્ય છે, જ્યારે શક્તિ તો અનિત્ય છે. માટે એ સામાન્યાદિ ત્રણથી પણ જુદી છે.

शक्तिः सामान्यविशेषसमवायभिन्ना, अनित्यत्वात्, घटवद्

(3) વળી, શક્તિ અભાવથી ભિન્ન છે, કેમકે ભાવરૂપે પ્રતીત થાય છે, જેમ કે ઘડો.

शक्ति अभावभिन्ना, भावत्वेन प्रतीयमानत्वात्, घटवद् માટે શક્તિ એ આઠમો પદાર્થ છે.

**(સાદૃશ્યવાદ – પૂર્વપક્ષ)**

(૨) પૂર્વપક્ષીએ સાદૃશ્યમાં પદાર્થત્વ ને અતિરિક્તત્વ સિદ્ધ કરવું જોઈએ. પણ સાદૃશ્ય તો પ્રત્યક્ષસિદ્ધ હોઈ એમાં પદાર્થત્વની સિદ્ધિ કરવી આવશ્યક ન હોવાથી મુક્તાવલીમાં માત્ર અતિરિક્તત્વની જ સિદ્ધિ કરી દેખાડી છે. એ માટે બે અનુમાનો કરવામાં આવે છે.

(1) सादृश्य न षड्भावान्तर्भूत, (अर्थात् षड्भावभिन्न), सामान्येऽपि सत्त्चात् घटाभाववत्

सामान्येऽपि सत्त्वात् નો અર્થ થાય सामान्येतरवृत्तित्वे सति सामान्यवृत्तित्वात् ।

જે સામાન્યેતર દ્રવ્યાદિમાં પણ રહ્યું હોય ને સામાન્યમાં પણ રહ્યું હોય તે દ્રવ્યાદિ ૬ ભાવપદાર્થો કરતાં ભિન્ન હોય. જેમ કે ઘટાભાવ.

મુખમાં ચંદ્રનું સાદૃશ્ય રહ્યું હોય એ પ્રત્યક્ષસિદ્ધ છે. એટલે સામાન્યેતરમાં (દ્રવ્યમાં) સાદૃશ્ય રહ્યું હોવું તો સિદ્ધ છે જ. પણ સામાન્યમાં પણ સાદૃશ્ય રહ્યું છે એ (સામાન્યવૃત્તિત્વ) જો સિદ્ધ ન હોય તો પક્ષમાં હેતુ ન રહેવાથી સ્વરૂપાસિદ્ધિ દોષ આવે. એ ન આવે એટલા માટે યથા ગોત્વં ઇત્યાદિ કહ્યું છે.* જેમ ગોત્વ નિત્ય છે એમ અશ્વત્વ પણ નિત્ય છે. આ રીતે અશ્વત્વાદિ સામાન્યમાં સાદૃશ્યની પ્રતીતિ થાય છે એ જણાવે છે કે સાદૃશ્ય સામાન્યમાં પણ રહ્યું છે.

** શંકા : ભલે સ્વરૂપાસિદ્ધિ દોષ ન આવ્યો, પણ વ્યભિચારદોષ તો આવે જ છે. કારણ કે ભાવત્વ દ્રવ્યાદિમાં (સામાન્યેતરમાં) પણ રહ્યુ છે ને સામાન્યમા પણ રહ્યુ છે, ને છતા એ છ ભાવથી ભિન્ન નથી*

***સમાધાન :** ભાવત્વ અભાવસ્વરૂપ હોવાથી ષડ્ભાવપદાર્થથી ભિન્ન જ છે, ને તેથી વ્યભિચાર નથી.*

***શંકા :** હેં ! ભાવત્વ અભાવસ્વરૂપ છે?*

***સમાધાન :** હેં ! નહીં, હા, ભાવત્વ અભાવસ્વરૂપ છે. ભાવત્વ એટલે અભાવભિન્નત્વ કે દ્રવ્યાદિષડ્અન્યતમત્વ. આમાં અભાવભિન્નત્વ એટલે અભાવનો ભેદ. અને ભેદ તો અન્યોન્યાભાવ હોવાથી અભાવાત્મક છે જ. હવે દ્રવ્યાદિષડ્અન્યતમત્વનો અર્થ વિચારીએ. પહેલાં અન્યતમત્વ એટલે શું?*

*घटपटकटान्यतमत्व એટલે ઘટ, પટ કે કટ આ ત્રણમાંથી કોઈપણ એક, એ ત્રણ સિવાયની અન્ય કોઈ ચીજ નહીં એટલે કે એ ત્રણથી જે ભિન્ન હોય એનાથી ભિન્ન ચીજ*

*અર્થાત્ घटभिन्नत्वे सति पटभिन्नत्वे सति कटभिन्नो य, तदभिन्नत्व घटपटकटान्यतमत्व*

*આને જ આ રીતે પણ કહી શકાય - घटभेदविशिष्टपटभेदविशिष्टकटभेदविशिष्टो य, तदभिन्नत्वम्*

*જેમા ઘટભેદ પણ રહ્યો હોય, પટભેદ પણ રહ્યો હોય ને કટભેદ પણ રહ્યો હોય એ જ પદાર્થ આ ભેદવિશિષ્ટભેદવિશિષ્ટ-ભેદવાળો બને*

*ઘટમા પટભેદ અને કટભેદ છે પણ ઘટભેદ નથી. માટે આ ય થી ઘટ નહીં પકડી શકાય. એમ પટ કે કટ પણ નહીં પકડી શકાય. એ સિવાયના વિશ્વના સઘળા પદાર્થો પકડી શકાશે. ને એ બધાનું ભિન્નત્વ (= એ બધાનો ભેદ) તો આ ત્રણમાં જ રહ્યો છે. માટે એ ત્રણનું અન્યતમત્વ એ ત્રણમા આવી જશે આમ, અન્યતમત્વ એ ભેદવિશિષ્ટભેદ- વિશિષ્ટ... યઃ, તદ્ભિન્નત્વ (= તદ્ભેદ) સ્વરૂપ હોવાથી અભાવ રૂપ છે.*

*તેથી ભાવત્વને દ્રવ્યાદિષડન્યતમત્વ રૂપ લઈએ તો પણ એનો અભાવમાં અંતર્ભાવ થવાથી વ્યભિચાર આવતો નથી.*

આમ સાદૃશ્ય દ્રવ્યાદિ ૬ ભાવપદાર્થોથી ભિન્ન છે એ સિદ્ધ થયું. વળી,

(2) सादृश्य अभावभिन्नं, भावत्वेन प्रतीयमानत्वात्, घटवद्

તેથી, सादृश्य सप्तपदार्थभिन्न, षड्भावभिन्नत्वे सति अभावभिन्नत्वात्, यन्नैवं तन्नैवं, यथा घट·

(मु.) न, [1]मण्याद्यभावविशिष्टवह्न्यादेर्दाहादिक प्रति[2] स्वातन्त्र्येण मण्यभावादेरेव वा हेतुत्वं कल्प्यते। [3]अनेनैव सामञ्जस्येऽनन्तशक्तितत्प्रागभावध्वसकल्पनाऽनौचित्यात्। [4]न चोत्तेजके सति प्रतिबन्धकसद्भावेऽपि कथ दाह इति वाच्यम्, उत्तेजकाभावविशिष्टमण्यभावस्य हेतुत्वात्।

## (શક્તિવાદ-ઉત્તરપક્ષ)

**(મુ.) ઉત્તરપક્ષ :** ના. (= શક્તિને સ્વતંત્ર માનવાનો પૂર્વપક્ષ ઉચિત નથી. કારણ કે) દાહના કારણ તરીકે (શક્તિની કલ્પના ન કરતાં) [1]મણ્યાદિના અભાવવિશિષ્ટ વહ્નિ વગેરેની કે [2]સ્વતંત્ર રીતે (= એટલે કે વહ્નિના વિશેષણ તરીકે નહીં, પણ એક અલગ કારણ તરીકે) મણ્યભાવ વગેરેની કલ્પના કરવામાં આવે છે. (તે પણ એટલા માટે કે) [3]એ કલ્પનાથી જ જો દાહ થવા - ન થવાની સંગતિ થઈ જાય છે તો અનન્ત શક્તિઓની,તેના પ્રાગભાવ અને ધ્વસની કલ્પના કરવી અનુચિત બની જાય છે. "(મણ્યભાવને દાહ પ્રત્યે કારણ માનવાનો અર્થ એ થાય કે મણિ દાહ પ્રત્યે પ્રતિબંધક છે. જો આ સાચું હોય તો) [4]જ્યારે ઉત્તેજક લાવવામા આવે છે ત્યારે મણિરૂપ પ્રતિબંધક હાજર હોવા છતાં દાહ થાય છે તે શી રીતે ?" આવુ ન કહેવું, કારણ કે (અમારી કલ્પના મુજબ માત્ર મણિનો અભાવ દાહનું કારણ નથી પણ ) ઉત્તેજકાભાવવિશિષ્ટમણિનો અભાવ દાહનુ કારણ છે.

**(વિ.)** (૧) વહ્નિ કારણ હાજર હોવા છતાં મણિસમવધાનકાળે દાહ થતો નથી, માટે તમે વહ્નિમાં દાહાનુકૂલશક્તિનો નાશ થઈ ગયો એમ માનો છો. પણ વસ્તુતઃ શુદ્ધ (= વિશેષણશૂન્ય) વહ્નિ દાહ પ્રત્યે કારણ નથી, કિન્તુ મણ્યાદિપ્રતિબંધકાભાવવિશિષ્ટવહ્નિ જ દાહ પ્રત્યે કારણ છે. એટલે મણિસમવધાનકાળે વહ્નિ હાજર હોવા છતાં મણ્યભાવવિશિષ્ટવહ્નિ કે જે કારણ છે એ જ હાજર ન હોવાથી દાહ શી રીતે થાય ? તેથી એ વખતે દાહાત્મક કાર્ય થતું નથી એની સંગતિ માટે નવો સ્વતંત્ર પદાર્થ માનવાની જરૂર નથી.

**પૂર્વપક્ષ :** જ્યાં જ્યાં દાહ થાય છે ત્યાં ત્યા જેમ મણ્યભાવવિશિષ્ટવહ્નિ હોય છે તેમ વહ્નિવિશિષ્ટમણ્યભાવ પણ હોય છે જ. એટલે દાહ પ્રત્યે આ બેમાંથી કોને કારણ માનશો ? એમાં કોઈ વિનિગમક ન હોવાથી બન્નેને કારણ માનવા પડશે..

(૨) **ઉત્તરપક્ષ :** તો પછી અમે વહ્નિત્વેન વહ્નિને અને મણ્યભાવત્વેન મણ્યભાવને એમ બન્નેને સ્વતંત્ર કારણ માનીશું. તેથી વિનિગમકનો પ્રશ્ન જ નહીં રહે.

**પૂર્વપક્ષ :** તો પછી લાઘવ ક્યાં થયું ? એના કરતાં તો દાહ પ્રત્યે વહ્નિને વહ્નિત્વેન નહીં, કિન્તુ શક્તિમત્ત્વેન કારણ માનવાથી એક કારણ માનવું પડવાનું લાઘવ થશે. મણ્યાદિસમવધાનકાળે વહ્નિત્વેન વહ્નિ હાજર હોવા છતાં શક્તિ નષ્ટ થઈ ગઈ હોવાથી શક્તિમત્ત્વેન વહ્નિ હાજર હોતો નથી, તેથી દાહ થતો નથી. આ રીતે સંગતિ પણ થઈ જશે.

**ઉત્તરપક્ષ :** તમારે પણ વિનિગમનાવિરહ થશે કે શક્તિમદ્વહ્નિને કારણ માનવો કે વહ્નિનિષ્ઠશક્તિને કારણ માનવી ? એટલે બન્નેને કારણ માનવા પડશે ને બન્નેના કારણતાવચ્છેદક પણ ગુરુભૂત થશે. (૩) વળી અનંતશક્તિઓ, તેના પ્રાગભાવ, ધ્વંસ, ઉત્પાદક, નાશક વગેરે માનવામાં ગૌરવ પણ ઘણું થશે. એના કરતાં પ્રતિબંધકાભાવને સ્વતંત્ર કારણ માનવામાં એના પ્રાગભાવાદિ કશું માનવાનું ન હોવાથી ઘણું લાઘવ થશે.

(શંકા : કાર્યાનુકૂલધર્મનું જે વિઘટન કરે એ પ્રતિબંધક કહેવાય છે. કાર્યાનુકૂલ ધર્મ તરીકે શક્તિ ન માનતાં પ્રતિબંધકાભાવ માનશો તો મણ્યાદિને પ્રતિબધક માની શકાશે નહીં. કારણ કે મણ્યભાવ નિત્ય હોવાથી મણિ

એનો નાશ કરી શકતો નથી.)

**સમાધાન :** પ્રતિબંધકનું લક્ષણ 'कार्यानुकूलधर्मविघटकत्व प्रतिबन्धकत्वम्' એવું નથી, કિન્તુ कारणीभूताभावप्रतियोगित्व प्रतिबन्धकत्वम्' એવું છે. (અર્થાત્ જેનો અભાવ કારણ, તે વસ્તુ પ્રતિબંધક.) પ્રતિબંધક એટલે કાર્યને અટકાવનારો. એ ન હોય તો કાર્ય અટકે નહીં, એટલે કે કાર્ય થાય. અર્થાત્ એનો અભાવ એ કારણ બન્યો. તેથી "જેનો અભાવ કારણ, એ પ્રતિબંધક" એવું લક્ષણ યોગ્ય છે. ને એ તો મણિ વગેરે પ્રતિબંધકમાં સુઘટ છે જ.)

**(૪) શંકા :** ઉત્તેજક લાવવામા આવે ત્યારે, મણિ વિદ્યમાન હોવા છતાં દાહ થાય છે તો એની સંગતિ શી રીતે કરશો ? કારણ કે એ વખતે મણ્યભાવ (પ્રતિબંધકાભાવ) નામનું કારણ તો હાજર નથી. અમારા મતે તો ઉત્તેજકથી પાછી દાહાનુકૂલશક્તિ ઉત્પન્ન થઈ જતી હોવાથી દાહ કાર્યની સંગતિ થઈ જાય છે.

**સમાધાન :** અમે માત્ર મણિને પ્રતિબંધક નથી માન્યો, કિન્તુ ઉત્તેજકાભાવ વિશિષ્ટમણિને જ પ્રતિબંધક માન્યો છે. તેથી આવા વિશિષ્ટમણિનો અભાવ જ દાહ પ્રત્યે કારણ છે. આમાં ઉત્તેજકાભાવ એ વિશેષણ છે, મણિ એ વિશેષ્ય છે ને ઉત્તેજકાભાવવિશિષ્ટમણિ એ વિશિષ્ટ છે. આવા વિશિષ્ટનો અભાવ એ કારણ છે. ને એ વિશેષણાભાવપ્રયુક્ત, વિશેષ્યાભાવપ્રયુક્ત કે ઉભયાભાવપ્રયુક્ત હોઈ શકે છે. તેથી ઉત્તેજક અને મણિ બન્ને હાજર હોય ત્યારે વિશેષણાભાવપ્રયુક્ત, બન્ને ગેરહાજર હોય ત્યારે વિશેષ્યાભાવપ્રયુક્ત ને ઉત્તેજક હોય - મણિ ન હોય ત્યારે ઉભયાભાવપ્રયુક્ત વિશિષ્ટાભાવ હોવાથી દાહ કાર્ય થાય છે. જ્યારે ઉત્તેજક નથી. મણિ છે ત્યારે વિશેષણ-વિશેષ્ય ઉભય હાજર હોવાથી વિશિષ્ટ હાજર છે કે જે પ્રતિબંધક છે. તેથી એ વખતે વિશિષ્ટાભાવ ન હોવાથી દાહ કાર્ય થતું નથી.

આમ દાહ થવો - ન થવો એની સંગતિ કૢપ્ત એવા પ્રતિબંધકાભાવ નામના પદાર્થથી જ થઈ જતી હોવાથી શક્તિ નામનો સ્વતત્ર પદાર્થ માનવાની જરૂર નથી.

---

**(मु.)** सादृश्यमपि न पदार्थान्तर, किन्तु तद्भिन्नत्वे सति तद्गतभूयोधर्मवत्त्वम् ।
यथा चन्द्रभिन्नत्वे सति चन्द्रगताह्लादकत्वादिमत्त्व मुखे चन्द्रसादृश्यमिति ॥२॥

---

### (સાદશ્યવાદ – ઉત્તરપક્ષ)

**(મુ.)** સાદૃશ્ય પણ ભિન્ન પદાર્થ નથી, પણ (સદૃશપદાર્થમા) તેનાથી (જેનુ સાદૃશ્ય રહ્યુ હોય તેનાથી) ભિન્નત્વ હોવા સાથે તેમાં રહેલ ભૂયઃ (= અનેક અથવા એક મહત્ત્વનો) ધર્મ હોવો એ જ સાદૃશ્ય છે. જેમ કે (મુખમા) ચંદ્રનું ભિન્નત્વ હોવા સાથે ચદ્રમાં રહેલા આહ્લાદકત્વ વગેરે ધર્મો જે રહ્યા છે તે જ મુખમાં રહેલું ચંદ્રનું સાદૃશ્ય છે. ॥૨॥

**(વિ.)** (ગ્રંથકારે શક્તિમાં તો પદાર્થત્વનું જ ખંડન કરી નાખ્યું - અર્થાત્ એનો પદાર્થ તરીકે જ સ્વીકાર ન કર્યો - એટલે પછી અતિરિક્તત્વનું ખંડન કરવાનું ન રહ્યું. પણ સાદૃશ્ય તો પ્રતીતિસિદ્ધ હોવાથી એ પદાર્થ જ નથી એ રીતે એનું ખંડન કરી શકાતું નથી. તેથી એમા સપ્તપદાર્થ ભિન્નત્વનું જ ખંડન કરે છે. પૂર્વપક્ષની રજુઆત વખતે શક્તિ અંગે ખાલી પદાર્થત્વની ને સાદૃશ્ય અંગે ખાલી અતિરિક્તત્વની સિદ્ધિ ગ્રંથસ્થ કરવા પાછળ આ કારણ પણ હોઈ શકે.)

तद्भिन्नत्वे सति तद्गतभूयोधर्मवत्त्व આ સાદૃશ્યનું લક્ષણ છે. (લક્ષણોમાં આ રીતે સતિ શબ્દ પૂર્વે જે કહેવાયું હોય છે એ 'સત્યંત' અંશ કહેવાય છે ને એ વિશેષણ હોય છે, ત્યારબાદનો છેવટનો અંશ વિશેષ્યદલ હોય છે. શી રીતે ? આ રીતે - પ્રસ્તુત લક્ષણનો અર્થ આવો થાય કે તદ્ભિન્નત્વ હોવા સાથે તદ્ગતભૂયોધર્મવત્ત્વ હોવું એ સાદૃશ્ય છે. અર્થાત્ જેમાં સાદૃશ્ય હોય એમાં તદ્ભિન્નત્વ ને તદ્ગતભૂયોધર્મવત્ત્વ આ બન્ને ધર્મો રહ્યા હોય છે. અર્થાત્ તદ્ભિન્નત્વ ને તદ્ગતભૂયોધર્મવત્ત્વ સમાનાધિકરણ થયા. તેથી સામાનાધિકરણ્યસંબંધેન તદ્ભિન્નત્વ-

વિશિષ્ટ તદ્ગતભૂયોધર્મવત્ત્વ એ લક્ષણ બન્યું. તેથી તદ્ભિન્નત્વ એ વિશેષણ છે ને તદ્ગતભૂયોધર્મવત્ત્વ એ વિશેષ્ય છે. હવે, **પદકૃત્ય** - તદ્ભિન્નત્વ એવું વિશેષણ લખવામાં ન આવે તો ચંદ્રમાં પણ ચંદ્રનું સાદૃશ્ય માનવું પડે, કારણ કે આહ્લાદકતા વગેરે ભૂયોધર્મ તો એમાં છે જ. પણ એમાં ચંદ્રભિન્નત્વ ન હોવાથી સાદૃશ્ય માનવું પડતું નથી.

તદ્ગત... ઈત્યાદિ વિશેષ્ય લખવામાં ન આવે તો, "તદ્ભિન્નત્વં સાદૃશ્યમ્" આટલું જ લક્ષણ રહે, ને તો પછી તો સાવ વિપરીત પદાર્થોમાં પણ તદ્ભિન્નત્વ રહ્યું હોવાના કારણે સાદૃશ્ય માનવાની આપત્તિ આવે.

આમાં ધર્મવત્ત્વ એટલે ધર્મ. આ ધર્મ ક્યારેક દ્રવ્યરૂપ હોય છે, ક્યારેક ગુણરૂપ હોય છે, ક્યારેક કર્મરૂપ હોય છે... એમ ક્યારેક ઉપાધિરૂપ હોય છે. ધનવાન્ રમેશમાં ધનવાન્ મહેશનું જે સાદૃશ્ય છે તે ધનદ્રવ્યરૂપ છે.

ઘટસદૃશ: પટ: આમાં પૃથ્વીત્વ જાતિરૂપ સાદૃશ્ય છે.

'ગોત્વસદૃશં અશ્વત્વમ્' આમાં નિત્યત્વ ધર્મરૂપ સાદૃશ્ય છે. તે જાતિ નથી, આવા જાતિભિન્ન ધર્મને ઉપાધિ કહે છે.

जातिभिन्नो धर्मः उपाधिः

આ ઉપાધિના બે પ્રકાર છે. (1) **સખંડોપાધિ** - જેની વ્યાખ્યા થઇ શકે.,

દા.ત. આકાશત્વ.. એની વ્યાખ્યા થઇ શકે છે કે - शब्दसमवायिकारणत्वं आकाशत्वम्

(2) **અખંડોપાધિ** - જેની વ્યાખ્યા અશક્ય હોય, દા.ત. વિષયતાત્વ, અનુયોગિતાત્વ.. વગેરે.

अखण्डोपाध्यतिरिक्तानामेव धर्माणा निर्वचनार्थत्वम्

અખંડોપાધિથી ભિન્ન ધર્મો જ એવા અર્થ (પદાર્થ) હોય છે જેની વ્યાખ્યા થઇ શકે.

---

(का.) क्षित्यप्तेजोमरुद्व्योमकालदिग्देहिनो मनः ।

द्रव्याणि,

(मु.) द्रव्याणि विभजते - क्षित्यबित्यादि । क्षिति पृथिवी, आपो जलानि, तेजो वह्निः, मरुद् वायुः, व्योम आकाशः, काल. समय., दिग् आशा, देही आत्मा, मन एतानि नव द्रव्याणीत्यर्थ । ननु द्रव्यत्वजातौ कि मानम् ? [१]न हि तत्र प्रत्यक्ष प्रमाण, घृतजतुप्रभृतिषु द्रव्यत्वाग्रहादिति चेद् ? न, [२]कार्यसमवायिकारणतावच्छेदकतया, [३]संयोगस्य [४]विभागस्य वा समवायिकारणतावच्छेदकतया द्रव्यत्वजातिसिद्धेरिति ।

---

**(કા.) ક્ષિતિ, અપ્, તેજ, મરુદ્, વ્યોમ, કાળ, દિક્, દેહી અને મન આ નવ દ્રવ્યો છે.**

(મુ.) દ્રવ્યોનું વિભાજન આ ત્રીજી કારિકામા કરે છે - ક્ષિતિ = પૃથ્વી, આપ = જળ, તેજસ્ = વહ્નિ, મરુદ્ = વાયુ, વ્યોમ = આકાશ, કાળ = સમય, દિક્ = આશા, દેહી = આત્મા અને મન.. આ નવ દ્રવ્યો છે એમ અર્થ જાણવો.

**શંકા** - દ્રવ્યત્વજાતિમાં શું પ્રમાણ છે ? [૧]તેમાં પ્રત્યક્ષ પ્રમાણ તો સંભવતું નથી, કારણ કે ઘી-લાખ વગેરે દ્રવ્યોમાં ('આ દ્રવ્ય છે' એ રીતે) દ્રવ્યત્વની પ્રતીતિ થતી નથી. **સમાધાન** : આવી શકા ઉચિત નથી, કારણ કે [૨]કાર્યસમવાયિકારણતાના અવચ્છેદક તરીકે કે [૩]સંયોગની અથવા [૪]વિભાગની સમવાયિકારણતાના અવચ્છેદક તરીકે દ્રવ્યત્વજાતિની સિદ્ધિ થઇ શકે છે.

### ('દ્રવ્યત્વ' જાતિસિદ્ધિ)

(વિ.) ('ક્ષિતિ' શબ્દ 'ક્ષય' અર્થમાં પણ આવે છે. એટલે કોઇ એવો અર્થ ન પકડી લે એ માટે'ક્ષિતિ એટલે પૃથ્વી' એમ અર્થ મુક્તાવલીમાં સ્પષ્ટ કર્યો છે. એમ અપ્ વગેરે શબ્દો 'અપ્ એવો શબ્દ' વગેરે અર્થમાં પણ આવે છે. માટે આપો જલાનિ વગેરે અર્થ મુક્તાવલીમાં જણાવ્યો છે.)

૧. દ્રવ્યત્વ જાતિમાં શું પ્રમાણ છે ? એવા પ્રશ્નના ઉત્તરમા "ઇદં દ્રવ્યં, ઇદં દ્રવ્યં... આવી પ્રતીતિ જ દ્રવ્યત્વ જાતિને સિદ્ધ કરી આપનાર પ્રમાણ છે" એવા સંભવિત ઉત્તરને નિષેધવા માટે ન હિ ઇત્યાદિ અધિકાર છે. બધા દ્રવ્યોમાં સમાનપણે રહેલી દ્રવ્યત્વ જાતિ જો પ્રત્યક્ષ સિદ્ધ હોત તો ઘી-લાખ વગેરેને જોઈને પણ, પામરોને પણ 'આ દ્રવ્ય છે' એવી બુદ્ધિ થવી જોઈએ. પણ એ થતી નથી. તેથી પ્રત્યક્ષપ્રમાણ ઘટતું ન હોવાથી ગ્રંથકાર कार्यसमवायि ઇત્યાદિ દ્વારા અનુમાન પ્રમાણ આપે છે.

અનેક પદાર્થોમાં રહેલા કોઇ એક અનુગતધર્મની જ્યારે સિદ્ધિ કરવી હોય ત્યારે એ અનેક પદાર્થોને કોઇ એકનું કારણ અથવા કોઇ એકનું કાર્ય અથવા કોઇ એકનુ પ્રતિબધક કે કોઇ એકનું પ્રતિબધ્ય બનાવવુ જોઈએ.

જો અભિપ્રેત બધા પદાર્થો કોઇ એક કાર્યનું કારણ બનતા હોય તો સમજી શકાય છે કે આ બધા પદાર્થોમાં કોઇ એક પ્રકારની સરખાઈ રહી છે જેના કારણે આ બધા પદાર્થો એક સમાન કાર્યનાં કારણ બની શકે છે. આ સરખાઈ એ જ અનુગત ધર્મ... ને એ ધર્મને આગળ કરીને જ એ પદાર્થો વિવક્ષિત કાર્યના કારણ બનતા હોવાથી એ ધર્મ કારણતાવચ્છેદક તરીકે સિદ્ધ થાય.

એમ અભિપ્રેત બધા પદાર્થો જો કોઇ એક કારણના કાર્ય બનતા હોય તો અનુગતધર્મ કાર્યતાવચ્છેદક તરીકે સિદ્ધ થાય. એ જ રીતે કોઇ એકના પ્રતિબંધક કે પ્રતિબધ્ય બનતા હોય તો અનુગતધર્મ પ્રતિબંધકતાવચ્છેદક તરીકે કે પ્રતિબધ્યતાવચ્છેદક તરીકે સિદ્ધ થાય એ જાણવું.

જે ધર્મની જાતિ તરીકે સિદ્ધિ કરવી હોય એની પહેલાં આ રીતે અનુગતધર્મ તરીકે સિદ્ધિ કરી પછી सिध्यमानो धर्म एको नित्यश्चेत् तदा लाघवम् (अवाधे सति) એવો લાઘવ તર્ક લગાડી એને એક-નિત્ય કલ્પવાથી એ જાતિરૂપે સિદ્ધ થઇ જાય છે. એને જાતિરૂપ ન માનવામાં આવે તો એ આધારતા વગેરેની જેમ અનેક થઇ જવાથી ગૌરવ થાય. (આધારતા આધારે-આધારે જુદી હોય છે.)

પ્રસ્તુતમાં પૃથ્વી વગેરે નવે દ્રવ્યોમાં દ્રવ્યત્વજાતિની સિદ્ધિ કરવાની છે. એટલે પૃથ્વી વગેરે નવે દ્રવ્યો જેના કારણ બનતા હોય એવું એક કાર્ય શોધી કાઢવું જોઈએ. પછી એ કાર્યનિરૂપિત કારણતાના અવચ્છેદક તરીકે દ્રવ્યત્વની સિદ્ધિ થઈ જાય.

(૨) વિશ્વમા કોઇ પણ કાર્ય સમવાયસંબધથી તો આ ૯ દ્રવ્યોમાં જ ઉત્પન્ન થાય છે, ગુણાદિ અન્ય કોઈ પદાર્થમાં નહીં. સામાન્યાદિ ૪ માં તો સમવાય સંબંધથી કશું રહેતુ જ નથી. ગુણ-કર્મમાં સમવાય સંબંધથી જાતિ રહે છે પણ તે નિત્ય છે, ઉત્પન્ન થતી નથી. એટલે સમવાય સંબધથી ઉત્પન્ન થનારું કાર્ય માત્ર દ્રવ્યમાં જ ઉત્પન્ન થાય છે. એટલે કે કોઈપણ કાર્યનું સમવાયિકરણ દ્રવ્ય જ બને છે. તેથી કાર્યની સમવાયિકારણતાના અવચ્છેદક તરીકે દ્રવ્યત્વની સિદ્ધિ થઇ શકે.

પૃથ્વી, અપ્, તેજો, વાયુના અવયવ દ્રવ્યોમાં અવયવીદ્રવ્ય - રૂપાદિ ગુણ તેમજ કર્મ સમવાયસંબંધથી ઉત્પન્ન થાય છે. એમ આકાશમાં શબ્દ, કાળ-દિશા અને મનમાં સંયોગાદિ ગુણો તથા આત્મામાં જ્ઞાનાદિ ગુણો સમવાય સંબંધથી ઉત્પન્ન થાય છે. આમ નવે દ્રવ્યો કો'ક ને કો'ક કાર્યનું સમવાયી કારણ બને છે એ સૂચવે છે કે નવેમાં કંઈક સમાનતા રહેલી છે. એ સમાનતા જ સમવાયિકારણતાનો અવચ્છેદક છે ને એને જ અમે 'દ્રવ્યત્વ' કહીએ છીએ. (અહીં એ પણ ધ્યાનમાં રાખવા જેવુ છે કે જેમ આ નવે દ્રવ્યો સમવાયિકારણ બનવા જોઈએ એ આવશ્યક છે એમ આ નવ દ્રવ્ય જ કારણ બનવા જોઈએ, બીજો કોઈ ગુણાદિ પદાર્થ નહીં. નહીંતર અભિપ્રેત સરખાઈ એ ગુણાદિમા પણ ચાલી જવાથી દ્રવ્યત્વ સિદ્ધ ન થાય. કપાલસંયોગાદિ ગુણ પણ કારણ તો બને જ છે, છતા એ સમવાયિ કારણ નથી એટલે સમવાયિકારણતા તો ૯ દ્રવ્યોમાં જ છે.)

આમ દ્રવ્ય, ગુણ, કર્મ સ્વરૂપ કોઇ પણ કાર્યને અહીં 'કાર્ય' તરીકે જ લેવાનુ છે, ઘટ-સંયોગ વગેરે સ્વરૂપે કે દ્રવ્ય ગુણ વગેરે સ્વરૂપે નહીં. એટલે કે 'કાર્ય' એ કાર્ય છે, કાર્યત્વ એ કાર્યતાવચ્છેદક છે.

'દ્રવ્ય' એ કારણ છે ને દ્રવ્યત્વ એ કારણતાવચ્છેદક છે (પણ એ સિદ્ધ કરવાનો છે.).

વળી દ્રવ્યનિષ્ઠ પ્રત્યાસત્તિથી જ વિચારીએ તો, એમાં કાર્ય સમવાય સંબંધથી રહ્યું છે જ્યારે કારણ (દ્રવ્ય પોતે) તાદાત્મ્ય સંબંધથી રહ્યું છે. એટલે કે કાર્યતાવચ્છેદક સંબંધ સમવાય છે અને કારણતાવચ્છેદક સંબંધ તાદાત્મ્ય છે. આનો અર્થ એ થાય કે यत्र समवायेन कार्यं तत्र तादात्म्येन कारणम्

જે જે કારણતા હોય છે તે તે किञ्चिदद्धर्मावच्छिन्ना હોય છે... જેમ કે કપાલનિષ્ઠકારણતા. તેથી દ્રવ્યનિષ્ઠ-કારણતા પણ કિંચિદ્ધર્માવચ્છિન્ન છે. અનુમાન પ્રયોગ આવો થશે - समवायसवंधावच्छिन्नकार्यत्वावच्छिन्न कार्यतानिरूपिततादात्म्यसंवधावच्छिन्नकारणता किञ्चिदधर्मावच्छिन्ना, कारणतात्वात् कपालनिष्ठकारणतावत्

આ કિંચિદ્ધર્મ તરીકે આ કારણતા જ્યાં જ્યાં રહી છે (પૃથ્વી વગેરે ૯ માં) ત્યાં સર્વત્ર રહેલો ને તે સિવાય અન્યત્ર ક્યાંય નહીં રહેલો (ઉક્ત કારણતાને અનતિરિક્તવૃત્તિ) ધર્મ સિદ્ધ થશે જે દ્રવ્યત્વ છે.

(શંકા - તમારા અનુમાનના પક્ષમાં समवायसंवधावच्छिन्नकार्यत्वावच्छिन्नकार्यता આવો જે અંશ છે એ અસંગત છે, કારણ કે એનો અર્થ એ થાય કે જે કોઈ કાર્ય હોય તે બધું સમવાયસંબંધથી ક્યાંક રહ્યું હોય છે. પણ એવું છે નહીં, કારણ કે ધ્વંસાત્મક કાર્ય સમવાય સંબંધથી ક્યાંય રહેતું નથી.)

(૩) **સમાધાન** - તો પછી કાર્યત્વેન રૂપેણ કોઇ પણ કાર્યની સમવાયિકારણતાના બદલે હવે કોઇક કાર્યવિશેષની સમવાયિકારણતાનો વિચાર કરવો જોઈએ. આ કાર્યવિશેષ તરીકે કોઈ દ્રવ્યાત્મક (ઘટાદિ) કાર્ય લઇએ તો એના સમવાયિકારણ તરીકે નવે દ્રવ્યો મળી શકે નહીં. કારણ કે એવું કાર્ય પોતાના અવયવ સિવાય અન્ય કોઈ દ્રવ્યમાં ઉત્પન્ન થતું નથી. જ્યારે એ અન્ય દ્રવ્યમાં પણ દ્રવ્યત્વ તો રહ્યું જ છે. તેથી દ્રવ્યત્વ અતિરિક્ત વૃત્તિ થવાથી એવા કાર્યની કારણતાના અવચ્છેદક તરીકે સિદ્ધ થઈ શકે નહીં. ગુણત્વરૂપે ગુણસામાન્યને પણ કાર્યવિશેષ તરીકે લઇ શકાય નહીં, કારણ કે એનો અર્થ થાય ગુણત્વાવચ્છિન્નકાર્યતા... જે અસંગત છે. તે પણ એટલા માટે કે ગુણત્વ તો જ્યાં કાર્યતા રહી નથી એવા નિત્યગુણમાં પણ રહ્યું હોવાથી અતિરિક્તવૃત્તિ છે. હવે કાર્ય તરીકે ગુણવિશેષોનો વિચાર કરીએ, એમાં સૌ પ્રથમ રૂપ છે. રૂપસામાન્યને કાર્ય તરીકે લઇએ તો રૂપત્વ કાર્યતાવચ્છેદક બને જે શક્ય નથી. કારણ કે રૂપત્વ પણ જલીયપરમાણુના નિત્યરૂપમાં રહેલ છે જ્યાં કાર્યતા ન હોવાથી એ અતિરિક્તવૃત્તિ બની જાય છે. તેથી રૂપવિશેષ (શ્યામરૂપ)ને કાર્ય તરીકે લઈએ તો એ વખતે શ્યામત્વ કાર્યતાવચ્છેદક બને એમાં કોઈ વાંધો નથી, કારણ કે જે કોઈ શ્યામરૂપ છે એ બધા ઉત્પન્ન થયા હોવાથી કાર્યરૂપ છે જ. પણ આવા શ્યામરૂપની કારણતા માત્ર પૃથ્વીદ્રવ્યમાં જ છે, જલાદિમાં નથી. તેથી દ્રવ્યત્વ અતિરિક્તવૃત્તિ થવાથી એની કારણતાના અવચ્છેદક તરીકે સિદ્ધ થઈ શકે નહીં.

આ જ રીતે રસસામાન્ય કે રસવિશેષ... એમ ગંધસામાન્ય કે ગંધવિશેષ વગેરેને કાર્ય તરીકે લઈ શકાતા નથી.

દ્રવ્યત્વની સિદ્ધિ કરવા માટે તો એવો ગુણ લેવો જોઈએ જે (1) માત્ર કાર્યરૂપ જ હોય (અર્થાત્ એ ગુણ રૂપ વગેરેની જેમ નિત્ય અને અનિત્ય એમ બે પ્રકારે ન હોય) જેથી એમાં રહેલો ધર્મ કાર્યતાને અતિરિક્તવૃત્તિ ન થવાથી અવચ્છેદક બની શકે અને (2) જે દ્રવ્યમાત્રમાં ઉત્પન્ન થતો હોય. (તેથી એની કારણતા દ્રવ્યમાત્રમાં રહી હોવાથી દ્રવ્યત્વ એની કારણતાના અવચ્છેદક તરીકે સિદ્ધ થઇ શકે.) ગુણનિરૂપણમાં ગુણોનો જે ક્રમ છે એને અનુસરીને વિચારીએ તો આવા ગુણ તરીકે સૌ પ્રથમ ગુણ આવશે સંયોગ.

अप्राप्तस्य प्राप्ति संयोग ન્યાયે જે કોઇ સંયોગ છે તે બધા કાર્યરૂપ છે. વળી નવે દ્રવ્યોમાં સંયોગ ઉત્પન્ન થાય છે. આકાશાદિ વિભુદ્રવ્યમાં પણ ઘટાદિ સંયોગ ઉત્પન્ન થાય છે.

તેથી અનુમાનપ્રયોગ -

सयोगत्वावच्छिन्नसमवायसवधावच्छिन्नकार्यतानिरूपिततादात्म्यसवधावच्छिन्नकारणताकिञ्चिद्धर्मा-वच्छिन्ना, कारणतात्वात्, कपालनिष्ठकारणतावत् ।

(શંકા - ન્યાયમતને અનુસરનારા કેટલાક વિદ્વાનો પણ બે વિભુદ્રવ્યો વચ્ચે નિત્યસંયોગ માને છે. એટલે સંયોગત્વ કાર્યતાને અતિરિક્તવૃત્તિ થવાથી અવચ્છેદક બની ન શકવાના કારણે તમારું અનુમાન પક્ષાસિદ્ધિદોષના કારણે તૂટી પડશે.)

(૪) **સમાધાન** - તો પછી અમે કાર્ય તરીકે 'વિભાગ'ને લઈશું. નિત્યવિભાગ તો કોઈ જ માનતું ન હોવાથી વિભાગત્વાવચ્છિન્નકાર્યતા પ્રસિદ્ધ છે જ. ને વિભાગ પણ નવે દ્રવ્યોમાં ઉત્પન્ન થાય છે. विभागत्वावच्छिन्न-समवायसवधावच्छिन्नकार्यतानिरूपिततादात्म्यसवधावच्छिन्नकारणता किञ्चिद्धर्मावच्छिन्ना, कारणतात्वात्, कपालनिष्ठकारणतावत्

આ સિધ્યમાન ધર્મને 'દ્રવ્યત્વ' નામ આપીશું. ને એને જાતિ માનવામાં બાધક કોઈ નથી, તથા લાઘવ થાય છે. માટે એ જાતિ તરીકે સિદ્ધ થાય છે.

---

(मु) ननु दशम द्रव्यं तम कुतो नोक्तम् ? [१]तद्धि प्रत्यक्षेण गृह्यते, [२]तस्य च रूपवत्त्वात् कर्मवत्त्वाच्च द्रव्यत्व, [३]तद्धि गन्धशून्यत्वात् न पृथिवी, नीलरूपवत्त्वाच्च न जलादिकम् । [४]तत्प्रत्यक्षे चालोकनिरपेक्ष चक्षु कारणमिति चेत् ?

---

## (તમોવાદ - પૂર્વપક્ષ)

(મુ.) **પૂર્વપક્ષઃ** અરે, તમે દશમું દ્રવ્ય અધકાર કેમ ન કહ્યુ ? [૧]તે પ્રત્યક્ષથી જણાય છે. [૨]વળી તે રૂપવાળું હોવાથી અને કર્મવાળુ હોવાથી 'દ્રવ્ય' છે (એ નિશ્ચિત થાય છે). [૩]તથા તે અંધકાર દ્રવ્ય ગંધશૂન્ય હોવાથી પૃથ્વી નથી (અર્થાત્ પૃથ્વીથી ભિન્ન છે). વળી એ નીલરૂપવાળુ હોવાથી જલાદિ ૮ દ્રવ્યસ્વરૂપ પણ નથી (તેથી જણાય છે કે એ ૯ થી ભિન્ન ૧૦મુ દ્રવ્ય છે.) [૪]એના પ્રત્યક્ષમા આલોકનિરપેક્ષ ચક્ષુ કારણ છે.

(વિ.) (ગ્રથકારે ૯ દ્રવ્યો છે એમ કહ્યું એટલે મીમાસક દશમા દ્રવ્ય તરીકે અંધકારની સિદ્ધિ કરવા આગળ આવે છે. આ સિદ્ધિ કરવા માટે એણે અંધકારમાં ત્રણ અંશો સિદ્ધ કરવાના છે : પદાર્થત્વ, દ્રવ્યત્વ ને નવદ્રવ્યાતિરિક્તત્વ.)

**પૂર્વપક્ષ :** (૧) અંધકાર પ્રત્યક્ષથી જ દેખાય છે આમ કહીને મીમાંસકે અંધકાર એ પદાર્થ છે એની સિદ્ધિ કરી.

(૨) પદાર્થ તરીકે સિદ્ધ થયેલા અંધકારમાં દ્રવ્યત્વની સિદ્ધિ કરવા મીમાંસક બે અનુમાનો આપે છે.

(1) तमो द्रव्य रूपवत्त्वात् घटवद्

(2) तमो द्रव्य कर्मवत्त्वात् फलवद्

રૂપાદિ ગુણો અને કર્મ માત્ર દ્રવ્યમાં જ રહે છે, ને એ બે અંધકારમાં પણ રહેલા છે, માટે સિદ્ધ થાય છે કે અધકાર પણ દ્રવ્ય છે.

(૩) હવે નવ દ્રવ્યભિન્નત્વની સિદ્ધિ માટે મીમાંસક નીચેના અનુમાનો આપે છે.

જે કોઈ પૃથ્વી દ્રવ્ય હોય તે ગંધયુક્ત હોય છે, જ્યારે તમસ્‌માં ગંધ નથી, માટે એ પૃથ્વી નથી.

(૩) तमो न पृथिवी, गधशून्यत्वात्, जलवत्

વળી, જલ વગેરે આઠમાંથી એકેય દ્રવ્યમાં નીલરૂપ રહ્યું નથી, જ્યારે તમસ્‌માં તો એ પ્રત્યક્ષસિદ્ધ છે. માટે તમસ્ જલાદિ ૮ થી પણ ભિન્ન છે.

(૪) तमो न जलादिक, नीलरूपवत्त्वात्, घटवद्

(५) तमो नवद्रव्यभिन्नं, पृथिवीभिन्नत्वे सति जलादिभिन्नत्वात्

(**શંકા** - આગળ આવશે કે દ્રવ્યના ચાક્ષુષ પ્રત્યક્ષમાં આલોક સાપેક્ષ ચક્ષુ કારણ છે. અંધકાર જ્યાં હોય ત્યાં આલોક તો હોતો નથી. અને છતાં અંધકારનું ચાક્ષુષ પ્રત્યક્ષ તો થાય જ છે. એટલે નક્કી થાય છે કે અંધકાર એ દ્રવ્ય નથી.

**સમાધાન** - આલોક સાપેક્ષ ચક્ષુ જે કારણ તરીકે નિશ્ચિત થયેલી છે તે અંધકાર ભિન્ન દ્રવ્યના ચાક્ષુષ પ્રત્યક્ષ માટે.) અંધકાર દ્રવ્યના પ્રત્યક્ષમાં તો આલોક નિરપેક્ષ ચક્ષુ જ કારણ હોવાથી કોઇ પ્રશ્ન નથી.

---

(मु.) न, आवश्यकतेजोऽभावेनैवोपपत्तौ द्रव्यान्तरकल्पनाया अन्याय्यत्वात् । [१]रूपवत्ताप्रतीतिस्तु भ्रमरूपा । [२]कर्मवत्ताप्रतीतिरप्यालोकापसारणौपाधिकी भ्रान्तिरेव । [३]तमसोऽतिरिक्तद्रव्यत्वे अनन्तावयवादि-कल्पनागौरवं च स्यात् । [४]सुवर्णस्य यथा तेजस्यन्तर्भावस्तथाऽग्रे वक्ष्यते ।

---

### (તમોવાદ - ઉત્તરપક્ષ)

(મુ.) **ઉત્તરપક્ષ** - નહીં, આવશ્યક એવા તેજસ્‌ના અભાવથી જ (અંધકારની) સંગતિ થઇ જાય છે તો એને સ્વતંત્ર દ્રવ્ય કલ્પવું એ અયોગ્ય છે. ('અંધકાર રૂપવાન્ છે' આવી) [૧]રૂપવત્તાપ્રતીતિ તો ભ્રમરૂપ છે. ('અંધકાર ક્રિયાશીલ છે' એવી) [૨]કર્મવત્તાપ્રતીતિ પણ પ્રકાશ ખસવા સ્વરૂપ ઉપાધિના કારણે હોવાથી ભ્રાંતિ જ છે. [૩]અંધકારને ભિન્નદ્રવ્ય માનવામાં (એના) અનંત અવયવ વગેરેની કલ્પના કરવાનું ગૌરવ પણ થાય છે. [૪]સુવર્ણનો જે રીતે તેજસ્ દ્રવ્યમાં સમાવેશ થાય છે તે આગળ કહેવાશે.

(વિ.) મીમાંસકે અંધકારને દશમા દ્રવ્ય તરીકે જે સિદ્ધ કર્યું એનો ગ્રંથકાર 'ના 'કહીને નિષેધ કરે છે. અંધકારમાં પદાર્થત્વની સિદ્ધિ ગ્રંથકારને પણ ઇષ્ટ જ છે, માટે એનું ખંડન ન કરતાં દ્રવ્યત્વની સિદ્ધિનું ખંડન કરે છે.

**ઉત્તરપક્ષ** - બધે જ કાંઈ તેજસ્‌દ્રવ્ય હોતું નથી. ક્યાંક એનો અભાવ પણ હોય છે. એટલે તેજસ્‌દ્રવ્યનો અભાવ માનવો તો આવશ્યક છે જ. તો આ અભાવ એ જ અંધકાર એમ માનવાથી પણ (એટલે કે જે માનવો આવશ્યક જ છે એવો અભાવપદાર્થ માનવાથી જ) અંધકારની પ્રતીતિ થઇ જાય છે તો એને સ્વતંત્ર દ્રવ્ય તરીકે માનવું એ (ગૌરવગ્રસ્ત હોવાથી) અયોગ્ય છે.

(**શંકા** - પણ તો પછી, 'અહીં કાળું ધબ્બ અંધારું છે' વગેરે રીતે રૂપવત્તાપ્રતીતિ શી રીતે થાય ? કારણ કે અભાવમાં તો રૂપાદિ કોઇ ગુણો રહ્યા નથી.)

**૧. સમાધાન** - આ પ્રતીતિ માત્ર ભ્રમ છે. (એટલે એનાથી દ્રવ્યત્વની સિદ્ધિ ન થઇ શકે.)

(**શંકા** - રાત્રે હેડલાઈટનો ઝગારો મારતી કારની પાછળ-પાછળ અંધકાર દોડતો દેખાય છે. તો ગતિક્રિયા હોવાથી જ એમાં દ્રવ્યત્વ સિદ્ધ થઇ જશે ને !)

**૨. સમાધાન** - આ પ્રતીતિ પણ પ્રકાશ ભાગી રહ્યો છે એની પાછળ-પાછળ જ થતી હોવાથી જણાય છે કે એ પણ ભ્રાંતિ જ છે.

(**શંકા** - અંધકાર ને પ્રકાશ બે સાથે રહેતા નથી. એટલે પ્રકાશને દ્રવ્યરૂપ માની અંધકારને એના અભાવરૂપ માનવાની તમે વાત કરો છો. પણ આનાથી વિપરીત પણ હોય શકે ને ! અર્થાત્ અંધકાર દ્રવ્યરૂપ છે ને પ્રકાશ તેના અભાવરૂપ... તો આ બેમાં વિનિગમક કોણ ?)

**૩. સમાધાન** - (જો પ્રકાશને અંધકારના અભાવરૂપ માનવામાં આવે તો એમાં જે ભાસ્વરશુક્લરૂપ છે ને

ઉષ્ણસ્પર્શ છે એ અસંગત બની જાય, કારણ કે અભાવમાં રૂપાદિ ગુણો હોતા નથી. વળી) અંધકારને સ્વતંત્રદ્રવ્ય માનવામાં એના અનંત અવયવો, પ્રાગભાવ, કારણો, ઉત્પત્તિ, ધ્વંસ વગેરે ઘણું કલ્પનાગૌરવ પણ થાય છે. માટે એને તેજસ્‌ના અભાવરૂપ માનવું ઉચિત છે.

(શંકા - ભલે અંધકાર દશમું દ્રવ્ય નથી. પણ સુવર્ણ તો છે ને ?)

૪. સમાધાન - સુવર્ણનો તેજસ્‌દ્રવ્યમાં સમાવેશ થાય છે એ આગળ સિદ્ધ કરી દેખાડીશું.

(का.) अथ गुणा रूपं रसो गन्धस्ततः परम् ॥ ३ ॥
स्पर्शः सङ्ख्या परिमितिः पृथक्त्वं च ततः परम् ।
सयोगश्च विभागश्च परत्वं चाऽपरत्वकम् ॥४॥
बुद्धिः सुखं दुःखमिच्छा द्वेषो यत्न गुरुत्वकम् ।
द्रवत्वं स्नेह सस्कारावदृष्टं शब्द एव च ॥ ५ ॥

(मु) गुणान् विभजते - अथ गुणा इति । एते गुणाश्चतुर्विंशतिसङ्ख्याका. कणादेन कण्ठत , 'च' शब्देन च दर्शिता । तत्र गुणत्वजातिसिद्धिरग्रे वक्ष्यते ॥ ३-४-५ ॥

(ગુણનિરૂપણ)

(કા.) હવે ગુણોનું નિરૂપણ અવશિષ્ટ ત્રીજી તથા ચોથી અને પાંચમી કારિકામાં કરે છે. રૂપ, રસ, ગંધ, સ્પર્શ, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઈચ્છા, દ્વેષ, પ્રયત્ન (= કૃતિ), ગુરુત્વ, દ્રવત્વ, સ્નેહ, સંસ્કાર, અદૃષ્ટ (ધર્મ, અધર્મ) અને શબ્દ. આ ૨૪ ગુણો છે.

(મુ.) ગુણોનુ વિભાજન કરે છે - આ ૨૪ સખ્યા ધરાવનાર ગુણોમાથી ૧૭ ગુણોને "रूपरसगधस्पर्शा सख्या· परिमाणानि पृथक्त्व सयोगविभागौ परत्वापरत्वे वुद्धय सुखदु·खे इच्छाद्वेषौ प्रयत्नाश्च गुणाः" આવા વિભાગસૂત્રમાં કણાદઋષિએ કઠત· (સાક્ષાત્ ઉચ્ચારીને) કહ્યા છે અને બાકીના ૭ ગુણોનો 'ચ' શબ્દ દ્વારા નિર્દેશ કર્યો છે. આ ગુણોમાં રહેલી ગુણત્વજાતિની સિદ્ધિ આગળ કહેવાશે.

(વિ.) (શંકા - સંખ્યા એ ગુણ છે. ને ગુણમાં ગુણ રહેતા નથી. તો ગુણમાં ૨૪ સંખ્યા શી રીતે રહેશે ?

સમાધાન - અહીં જે ૨૪ સંખ્યા કહી છે તે ગુણાત્મક નથી, પણ અપેક્ષાબુદ્ધિવિશેષવિષયત્વ રૂપ છે. અનેક પદાર્થોની પરસ્પર અપેક્ષાથી જે બુદ્ધિ થાય છે તે અપેક્ષા બુદ્ધિ કહેવાય છે. જેમકે 'તર્જની કરતાં મધ્યમા મોટી છે' વગેરે. આવી અનેક પ્રકારની અપેક્ષા બુદ્ધિઓ હોય છે. બે ઘડા વિશે 'अयमेक' 'अयमेक' એવી બંનેની સાથે અપેક્ષા રાખીને જે બુદ્ધિ થાય છે એ પણ એક વિશેષ પ્રકારની અપેક્ષા બુદ્ધિ છે, એનાથી આ બે ઘડામાં દ્વિત્વ સંખ્યા ઉત્પન્ન થાય છે. ને પછી એનું इमौ द्वौ એમ પ્રત્યક્ષ થાય છે. આ જ રીતે ૨૪ ગુણોમાં પ્રત્યેકમાં 'अयमेक' 'अयमेक' એવી અપેક્ષા બુદ્ધિઓ થાય છે. પણ ગુણમા ગુણ ઉત્પન્ન થઇ શકતા ન હોવાથી એમાં સંખ્યાગુણ ઉત્પન્ન થઇ શકતો નથી. છતા, આ અપેક્ષાબુદ્ધિવિશેષનું વિષયત્વ તો પેદા થાય જ છે. આ વિષયત્વ જ સખ્યારૂપે ભાસે છે.)

(का.) उत्क्षेपणं ततोऽपक्षेपणमाकुञ्चनं तथा ।
प्रसारणं च गमनं कर्माण्येतानि पञ्च च ॥ ६ ॥
भ्रमण रेचनं स्यन्दनोर्ध्वज्वलनमेव च ।
तिर्यग्गमनमप्यत्र गमनादेव लभ्यते ॥ ७ ॥

(मु.) कर्माणि विभजते - **उत्क्षेपणमिति** । कर्मत्वजातिस्तु प्रत्यक्षसिद्धा । एवमुत्क्षेपणत्वादिकमपि ॥ ६ ॥ ननु भ्रमणादिकमपि पृथक्कर्म अधिकतया कुतो नोक्तमत आह - **भ्रमणमिति** ॥ ७ ॥

---

**(કા.) ઉત્ક્ષેપણ, અપક્ષેપણ, આકુંચન, પ્રસારણ અને ગમન આ પાંચ કર્મ છે. ભ્રમણ, રેચન, સ્પંદન, ઉર્ધ્વજ્વલન અને તિર્યગ્ગમન... આ બધા પણ ગમનમાં જ આવી ગયેલા જાણવા.**

(મુ.) છઠ્ઠી કારિકામાં ત્રીજા કર્મ પદાર્થનું વિભાજન કર્યું છે. આ પાચે કર્મમાં રહેલી કર્મત્વજાતિ પ્રત્યક્ષસિદ્ધ છે. એ જ રીતે (ઉત્ક્ષેપણ વગેરેમાં રહેલી) ઉત્ક્ષેપણત્વ વગેરે (કર્મત્વની પેટાજાતિઓ) પણ (પ્રત્યક્ષસિદ્ધ જાણવી.) ॥ ૬ ॥

**શંકા** - ભ્રમણ વગેરે પૃથક્ કર્મને વધારામાં કેમ નથી કહ્યા ? આવી શંકાના સમાધાન માટે ૭મી ભ્રમણ... વગેરે કારિકા કહી છે. ભ્રમણ વગેરે બધી ક્રિયાઓ ગમનમાં અંતર્ભૂત જાણવી.

(વિ.) (**શંકા** - ઉત્ક્ષેપણ વગેરે પણ ગમનક્રિયાના જ વિશેષ પ્રકારરૂપ હોવાથી ગમનમાં જ ભ્રમણાદિની જેમ સમાવિષ્ટ થઇ શકે છે. તો પછી એને કેમ જુદાં કહ્યાં ?

**સમાધાન** - મુનિઓને નિયોગ-પર્યનુયોગ ન થઇ શકે. અર્થાત્ આમ કેમ ન કર્યું ? કે આમ કેમ કર્યું ? એવા પ્રશ્નો પૂછી ન શકાય, કેમ કે તેઓ સ્વતંત્રેચ્છ હોય છે. જ્યારે જે રીતે શિષ્યની બુદ્ધિનું વૈશદ્ય થાય એ રીતે તેઓ નિરૂપણ કરી શકે છે.)

---

(का.) सामान्यं द्विविधं प्रोक्तं परं चापरमेव च ।
द्रव्यादित्रिकवृत्तिस्तु सत्ता परतयोच्यते ॥ ८ ॥

(मु) सामान्य निरूपयति - **सामान्यमिति** । तल्लक्षण तु नित्यत्वे सत्यनेकसमवेतत्वम् । [1]अनेकसमवेतत्व संयोगादीनामप्यस्तीत्यत उक्त-नित्यत्वे सतीति । [2]नित्यत्वे सति समवेतत्वं गगनपरिमाणादीनामप्यस्तीत्यत उक्तमनेकेति । [3]नित्यत्वे सत्यनेकवृत्तित्वमत्यन्ताभावस्याप्यस्ति अतो वृत्तित्वसामान्यं विहाय समवेतेत्युक्तम् ।

---

### [ સામાન્ય (જાતિ) નિરૂપણ ]

**(કા.) સામાન્ય બે પ્રકારે કહેવાયું છે. પર અને અપર. દ્રવ્યાદિ ત્રણમાં રહેલી સત્તા જાતિ 'પર' જાતિ તરીકે કહેવાય છે.**

(મુ.) આઠમી કારિકામાં સામાન્યનું નિરૂપણ કરે છે. સામાન્યનુ લક્ષણ તો નિત્યત્વે સતિ અનેક સમવેતત્વ છે. [1]અનેક સમવેતત્વ સંયોગાદિમાં પણ રહ્યું છે. તેથી (એમા થતી અતિવ્યાપ્તિના વારણ માટે) નિત્યત્વે સતિ એમ (વિશેષણ) કહ્યું છે. [2]નિત્યત્વે સતિ સમવેતત્વ ગગનપરિમાણાદિમા પણ રહ્યું છે. તેથી (અતિવ્યાપ્તિ દોષ ન આવે એ માટે) અનેક એવુ (વિશેષણ) કહ્યુ છે. [3]નિત્યત્વે સતિ અનેકવૃત્તિત્વ અત્યતાભાવમા પણ રહ્યું છે, તેથી વૃત્તિત્વસામાન્યને છોડીને 'સમવેત' (સમવાયસંબંધથી વૃત્તિત્વ) એ પ્રમાણે કહ્યુ છે.

(વિ.) લક્ષણનું પ્રયોજન ઇતરભેદ અને વ્યવહારની સિદ્ધિ છે. અર્થાત્ લક્ષ્યમાં રહેલા લક્ષ્યેતરના ભેદનો નિર્ણય લક્ષણથી થઇ શકે છે તેમ જ અનુગત વ્યવહાર લક્ષણથી થઇ શકે છે. જેમ કે ગંધવત્ત્વ એ પૃથ્વીનું લક્ષણ છે, તો આવા બે અનુમાન થઇ શકે.

(1 ) पृथिवी, स्वेतर(= जलादि)भिन्ना, गन्धवत्त्वात्

(2) पृथिवी, 'पृथिवी' - 'पृथिवी' इत्यनुगतव्यवहारविषया, गन्धवत्त्वात् .

આ બન્ને અનુમાનમાં, જ્યાં જ્યાં ગંધવત્ત્વ પ્રસિદ્ધ છે તે બધી વસ્તુઓ પક્ષાંતર્ગત હોવાથી અન્વય દૃષ્ટાંત મળતું નથી. માટે વ્યતિરેક દૃષ્ટાંત આપવામાં આવે છે.

यत्र यत्र स्वेतरभेदाभाव. (અર્થાત્ यन्न स्वेतरभिन्न) तत्र तत्र गन्धवत्त्वाभाव (અર્થાત્ तन्न गन्धवत)

यथा जले. આને જ ટૂંકમાં, यन्नैवं तन्नैवं, यथा जलम् એમ પણ કહેવાય છે.)

જે નિત્ય હોવા સાથે અનેકમાં સમવેત હોય તે સામાન્ય. આ લક્ષણ છે. એનું પદકૃત્ય - (૧) સંયોગગુણ દ્વિષ્ઠ હોવાથી અનેકમાં સમવેત તો હોય જ છે. એટલે એની બાદબાકી નિત્યત્વ વિશેષણથી કરવામાં આવી છે. જે કોઈ સંયોગ હોય તે ઉત્પન્ન થતા હોવાથી નિત્ય હોતા નથી. (ગ્રંથકાર વિભુદ્વયનો નિત્યસંયોગ માનતા નથી એ જાણવું.)

(૨) આકાશનું પરિમાણ વગેરે નિત્ય ગુણો છે. તેથી એમાં નિત્યત્વ પણ છે ને સમવેતત્વ પણ છે. છતાં તે ગુણો અનેકમા સમવેત હોતા નથી, માત્ર પોતપોતાના આધારભૂત એક-એક ગુણી દ્રવ્યમાં જ સમવેત હોય છે. તેથી અનેક સમવેતત્વ (= सामानाधिकरण्यसवधेन अनेकत्त्वविशिष्टसमवेतत्त्व) કહેવા દ્વારા 'અનેકત્વ' એવું વિશેષણ મૂકીને એમાં લક્ષણને જતું અટકાવવામાં આવ્યું છે.

(૩) અનેકસમવેતત્વ એટલે અનેકમાં સમવાયસંબંધથી વૃત્તિત્વ, આમાં સમવાયસંબંધથી વૃત્તિત્વ એમ કહેવાના બદલે માત્ર 'વૃત્તિત્વ' કહેવામાં આવે તો લાઘવ થાય, પણ તો પછી 'જે નિત્ય હોય અને અનેકમાં વૃત્તિ હોય તે સામાન્ય' આવું જે લક્ષણ ફલિત થાય એ ઘટાભાવાદિમાં પણ રહ્યું હોવાથી અતિવ્યાપ્તિ થાય. ઘટાભાવ નિત્ય છે અને ભૂતલ-ટેબલ વગેરે અનેકમાં રહ્યો છે. 'સમવેત' લખવાથી આ આપત્તિ દૂર થાય છે. કારણ કે ઘટાભાવાદિ અભાવો સ્વરૂપસંબધથી રહે છે, સમવાયસંબધથી નહીં.

(આમાં નિત્યત્વ કહ્યું એ શું છે ? તો કે प्रागभावाप्रतियोगित्वे सति ध्वंसाप्रतियोगित्त्वम् જે ઉત્પન્ન થાય એનો ઉત્પત્તિપૂર્વે પ્રાગભાવ હોય છે ને એ પદાર્થ એનો પ્રતિયોગી હોય છે. જેનો નાશ થાય એનો નાશ થવા પર ધ્વંસ હોય છે ને એ પદાર્થ એનો પ્રતિયોગી હોય છે. નિત્યપદાર્થ ઉત્પન્ન પણ નથી થતો કે નાશ પણ નથી પામતો. તેથી એ પ્રાગભાવ કે ધ્વંસ બેમાંથી એકેયનો પ્રતિયોગી હોતો નથી. માટે પ્રાગભાવાપ્રતિયોગિત્વવિશિષ્ટ ધ્વંસાપ્રતિયોગિત્વ એ એનું લક્ષણ છે.)

---

(मु) एकव्यक्तिमात्रवृत्तिस्तु न जाति । तथा चोक्तम् - [१]व्यक्तेरभेद[२]स्तुल्यत्वं [३]सङ्करोऽथाऽ-[४]नवस्थिति । [५]रूपहानिर[६]सम्बन्धो जातिबाधकसङ्ग्रह ॥ इति ।

---

**(જાતિબાધક સંગ્રહ)**

(મુ.) માત્ર એક વ્યક્તિમા રહેલ (આકાશત્વાદિ) જાતિ નથી. (દ્રવ્યકિરણાવલીમાં ઉદયનાચાર્યે) કહ્યું છે કે - [૧]વ્યક્તિનો અભેદ, [૨]તુલ્યત્વ, [૩]સંકર, [૪]અનવસ્થા, [૫]રૂપહાનિ અને [૬]અસંબંધ આ જાતિબાધકોનો સંગ્રહ છે. (આ છ જાતિબાધકો છે.)

(વિ.) (શંકા - તમારું જાતિનું લક્ષણ આકાશમાં રહેલી આકાશત્વ જાતિમાં નહીં જાય, કારણ કે આકાશ એક જ હોવાથી અનેક સમવેતત્વ સંભવતું નથી.

**સમાધાન** - અનેક ઘડાઓ વિશે 'अय घट ' ' अय घट.' આવી અનુગત આકારવાળી (સમાનાકારક) પ્રતીતિ થતી હોવાથી ઘટત્વાદિને જાતિ મનાય છે. આકાશ એક જ હોવાથી અનુગતાકારવાળી પ્રતીતિ કે વ્યવહારનો પ્રશ્ન જ ન હોવાથી આકાશત્વને જાતિ મનાતી નથી. તેથી એમાં લક્ષણ ન જાય એ તો સારું જ છે. આમ, એક વ્યક્તિમાત્રવૃત્તિ ધર્મ જાતિ હોતો નથી. જાતિનો નિષેધ કરનારા આવા જાતિબાધકો ૬ છે.

(૧) **વ્યક્તેરભેદ** : વ્યકિત એટલે આશ્રય. વ્યકિતનો અભેદ એટલે એક જ આશ્રય હોવાપણું. અર્થાત્ એક વ્યકિતત્વ

આકાશત્વમાં આવું એકવ્યક્તિત્વ છે જે આકાશત્વમાં જાતિત્વનો બાધ કરે છે.

(૨) **તુલ્યત્વ** - તુલ્યત્વ એટલે અન્યૂનાતિરિક્તવૃત્તિત્વ. કલશત્વ વગેરેમાં ઘટત્વાદિનું આવું તુલ્યત્વ રહ્યું છે, તો કલશત્વ વગેરે સ્વતંત્ર જાતિઓ નથી.

**શંકા** - આવું તુલ્યત્વ જેમ કલશત્વમાં રહ્યું છે એમ ઘટત્વમાં પણ રહ્યું છે. એટલે એ જેમ કલશત્વમાં જાતિત્વનો બાધ કરશે (અર્થાત્ કલશત્વને જાતિ નહીં બનવા દે) એમ ઘટત્વમાં પણ જાતિત્વનો બાધ કરશે જ. એટલે ઘટત્વ પણ જાતિ નહીં બને.

**સમાધાન** - 'તુલ્યત્વ' જાતિત્વનો બાધક નથી, પણ જાતિભેદનો બાધક છે. એટલે એ ઘટત્વ-કલશત્વ વગેરેમાં જાતિત્વનો બાધ નથી કરતું, પણ એ બધી જાતિઓ એક જ છે, જુદી જુદી નથી એમ જાતિભેદનો જ બાધ કરે છે.

**શંકા** - सकृदुच्चरितः शब्दः सकृदेवार्थं गमयति એકવાર બોલાયેલો શબ્દ એક જ વાર અર્થબોધ કરાવે છે. એટલે 'જાતિબાધક સંગ્રહ'માં રહેલ 'જાતિબાધક' શબ્દે વ્યક્તેરભેદ વખતે જો 'જાતિત્વબાધ' એવો એક અર્થ જણાવી દીધો, તો પછી તુલ્યત્વ વખતે એ 'જાતિભેદ' એવો અન્ય અર્થ જણાવી ન શકે.

**સમાધાન** - તો પછી તુલ્યત્વનો અર્થ 'स्वभिन्नजातिसमनियतत्व' એવો કરવો. આમાં સ્વથી એ લેવાય જેમાં જાતિત્વ વિવાદાસ્પદ હોય. ઘટત્વ તો જાતિ તરીકે પ્રસિદ્ધ છે. હવે કલશત્વ જાતિ ખરું કે નહીં ? તેથી એ 'સ્વ'થી લેવાશે ને એમાં સ્વભિન્નજાતિ = ઘટત્વનું સમનિયતત્વ હોવાથી જાતિત્વનો બાધ થશે.

### (સાંકર્યદોષ)

(૩) **સંકર** - परस्परात्यन्ताभावसमानाधिकरणधर्मयोरेकत्र समावेशः साङ्कर्यम् પરસ્પરના (એકબીજાના) અભાવ સાથે સમાનાધિકરણ હોય એવા બે ધર્મો કોઈ એક સ્થળે સાથે રહી જવા એ સાંકર્યદોષ છે. એ પણ જાતિત્વનો બાધ કરે છે.




अ અને ब એવા ધર્મો છે કે અમુક સ્થળે अ છે પણ ब નથી. બીજા કેટલાક સ્થળે ब છે, પણ अ નથી. વળી ત્રીજું કોઈ સ્થળ એવું મળે છે જ્યાં अ અને ब બન્ને છે. તો अ અને ब વચ્ચે સાંકર્ય કહેવાય.

જેમ કે ભૂતત્વ અને મૂર્તત્વ.

આકાશમાં ભૂતત્વ છે, મૂર્તત્વ નથી. મનમાં મૂર્તત્વ છે, ભૂતત્વ નથી. અને પૃથ્વી-અપ્-તેજો-વાયુમાં ભૂતત્વ અને મૂર્તત્વ એ બન્ને છે. તેથી ભૂતત્વ અને મૂર્તત્વનું સાંકર્ય છે. એટલે, આમ તો બન્ને જાતિ બનતા અટકી જાય. પણ (જેમ દ્રવ્યત્વ જાતિની સિદ્ધિ વિભાગસમવાયિકારણતાના અવચ્છેદક તરીકે કરેલી એમ) મૂર્તત્વજાતિની સિદ્ધિ ક્રિયા-સમવાયિકારણતાના અવચ્છેદક તરીકે થઈ જાય છે. આકાશાદિ ૪ દ્રવ્યો વિભુ છે. એમાં કોઈ ક્રિયા ક્યારેય ઉત્પન્ન થતી નથી. એ સિવાયના પૃથ્વી વગેરે ૫ દ્રવ્યોમાં જ ક્રિયાની સમવાયિકારણતા છે. તેથી એના અવચ્છેદક તરીકે લાઘવતર્કની સહાયથી મૂર્તત્વજાતિની સિદ્ધિ થાય છે. તેથી સાંકર્યદોષ 'ભૂતત્વ'ને જાતિ બનતા અટકાવે છે. તેથી 'ભૂતત્વ' ઉપાધિ છે. ને એનું લક્ષણ - बहिरिन्द्रियग्राह्यविशेषगुणवत्त्व. .. (એ આગળ આવશે.)

समानाधिकरणयोर्जात्योर्व्याप्यव्यापकभावनियम· જે બે જાતિઓ સમાનાધિકરણ હોય તે બે વચ્ચે વ્યાપ્ય-વ્યાપક ભાવ હોય એવો પ્રાચીનોએ નિયમ માન્યો છે. જેમ કે ઘટમાં દ્રવ્યત્વ ને પૃથ્વીત્વ જાતિઓ રહી છે તો એ બે વચ્ચે વ્યાપ્યવ્યાપકભાવ રહ્યો છે. સાંકર્ય હોવા છતાં બન્ને ધર્મોને જાતિ માનવામાં આવે તો આ નિયમનો ભંગ થાય છે, તેથી સાંકર્ય એ જાતિબાધક છે. જેમ કે ભૂતત્વ અને મૂર્તત્વ આ બન્ને ધર્મો પૃથ્વી વગેરેમાં સમાનાધિકરણ છે.

છતાં જ્યાં જ્યાં ભૂતત્વ ત્યાં ત્યાં મૂર્તત્વ એવું કે જ્યાં જ્યાં મૂર્તત્વ ત્યાં ત્યાં ભૂતત્વ એવું બેમાંથી એકે કહી શકાતું નથી. એટલે કે એ બે વચ્ચે વ્યાપ્ય-વ્યાપકભાવ નથી. તેમ છતાં બન્નેને જાતિ માનવામાં આવે તો ઉક્ત નિયમનો ભંગ થાય એ સ્પષ્ટ છે. માટે ભૂતત્વને જાતિ મનાતી નથી. પણ નવ્યનૈયાયિકો તો કહે છે કે તમે કહ્યો એવા નિયમમાં કોઈ પ્રમાણ ન હોવાથી એવો કોઈ નિયમ છે નહીં. ને તેથી સાંકર્ય એ જાતિબાધક નથી.

(૪) **અનવસ્થા** - अप्रामाणिककल्पनासमाप्त्यभाव अनवस्था।

અપ્રામાણિક પદાર્થ કલ્પના ચાલ્યા જ કરે... ચાલ્યા જ કરે... ક્યાંય પાર ન આવે... તો એ અનવસ્થાદોષ કહેવાય છે. એ જાતિમાં જાતિનો બાધક છે. અર્થાત્ જાતિમાં પણ જાતિ માનો તો વળી એ પણ જાતિ થવાથી એમાં ફરીથી નવી જાતિ માનવી પડે... વળી એમાં બીજી જાતિ... એમ અનવસ્થા ચાલે.

**શંકા** - હજારો ઘડામાં ઘટત્વ જાતિ એક જ છે. એટલે 'ઘટત્વ' એક હોવાથી એમાં વ્યક્ત્યેરભેદથી જ જાતિનો બાધ થઈ જતો હોવાના કારણે આ નવો બાધક માનવો નિરર્થક છે.

**સમાધાન** - ધારો કે દુનિયામાં ઘટત્વ, પટત્વ ને કટત્વ એમ ત્રણ જાતિઓ જ છે. આ ત્રણે વિશે इय जाति, इय जाति इय जाति એવી અનુગતાકારક પ્રતીતિ તો થાય જ છે. એટલે હવે આ ત્રણેમાં જે રહી હોય એવી अ નામની જાતિ માનવી પડશે. હવે દુનિયામા ૪ જાતિઓ થઈ. આ ચારેમાં પણ इय जाति એવી અનુગતાકારબુદ્ધિ થશે. એટલે આ ૪ માં ब નામની જાતિ માનવી પડશે. (अ થી કામ નહીં ચાલે. કારણ કે अ ના આશ્રય ત્રણ હતા, જ્યારે ब ના આશ્રય ૪ છે.) તેથી હવે વિશ્વમા ઘટત્વ, પટત્વ, કટત્વ, अ અને ब એમ પાંચ જાતિઓ થઈ. એ બધામાં પણ સમાનાકારકબુદ્ધિ તો થાય જ છે. એટલે વળી એ પાંચમાં રહી હોય એવી क નામની જાતિ માનવી પડશે. આમ અનવસ્થા ચાલે છે. એને જાતિબાધક માની લેવાથી ઘટત્વાદિ જાતિમા જ કોઈ જાતિ માનવી આવશ્યક ન રહેવાથી અનવસ્થા ચાલશે નહીં.

(૫) **રૂપહાનિ** - જેમા જાતિ માનવાથી એ પદાર્થના સ્વરૂપની = લક્ષણની હાનિ થઈ જાય તો એ અભિપ્રેત-ધર્મ જાતિ ન બને. આ જાતિબાધક વિશેષમાં રહેલ વિશેષત્વને જાતિ બનવા દેતો નથી.

જેમાં જાતિ રહી હોય એની વ્યાવૃત્તિ જાતિથી જ થાય, એવો નિયમ છે. જેમ કે ઘટ पटभेदवान्, घटत्वात्... એટલે, જો વિશેષમાં વિશેષત્વ એ જાતિ હોય તો, વિશેષમાં રહેલ ઇતરભેદ આ જાતિથી જ થઇ જવાથી એનું સ્વતોવ્યાવર્તકત્વ એવું જે સ્વરૂપ છે એ હણાઈ જાય.

વળી, नि सामान्यत्वे सति सामान्यभिन्नत्वे सति समवेतत्व આવું વિશેષનું લક્ષણ છે. એ પણ એમાં જાતિ માનવાથી હણાઈ જાય છે, કારણ કે સામાન્યવત્ત્વ આવવાથી નિ.સામાન્યત્વ ન રહે.

તેથી વિશેષમાં જાતિ માની શકાતી નથી.

(૬) असबध - प्रतियोगिताऽनुयोगिताऽन्यतरसबधेन समवायाऽभाव असबध

પ્રતિયોગિતા કે અનુયોગિતા બેમાંથી કોઇપણ સંબધથી સમવાય ન હોવો તે અસબંધ. આ સમવાય અને અભાવમાં જાતિનો બાધક છે.

દ્રવ્યાદિ પાંચ પદાર્થો સમવાય સબધથી અવયવદ્રવ્ય વગેરેમાં રહે છે. એટલે કે એ પાંચ સમવાયના પ્રતિયોગી બને છે. માટે પ્રતિયોગિતા સંબંધથી સમવાયવાન્ છે. દ્રવ્ય, ગુણ અને કર્મ સમવાય સંબંધથી અન્યને પોતાનામાં રાખે છે, એટલે કે એ ત્રણ સમવાયના અનુયોગી બને છે. માટે અનુયોગિતા સંબંધથી સમવાયવાન્ છે. પણ સમવાય અને અભાવ એવા પદાર્થો છે કે જે સમવાયસંબંધથી પોતે ક્યાંય રહેતા પણ નથી કે પોતાનામાં કોઈને રાખતા પણ નથી. એટલે કે એ બે સમવાયના પ્રતિયોગી પણ નથી કે અનુયોગી પણ નથી. અર્થાત્ સમવાયનો પ્રતિયોગિતા કે અનુયોગિતા... એક પણ સંબંધ એ બેમાં રહ્યો નથી. આ જ અસંબંધ છે. માટે એ બેમાં કોઇ જાતિ રહી નથી.

શંકા - જેમ દ્રવ્ય, ગુણ અને કર્મ સમવાયના અનુયોગી બને છે, એમ એના પ્રતિયોગી પણ છે જ. તેથી, ખાલી 'પ્રતિયોગિતા સંબંધથી સમવાયનો અભાવ' કહેવાથી જ કામ પતી જતું હતું. તો અનુયોગિતાનો સમાવેશ શા માટે કર્યો ?

સમાધાન - પરમાણુ વગેરે નિત્યદ્રવ્યો સમવાયથી ક્યાંય રહેતા ન હોવાથી સમવાયના પ્રતિયોગી બની શકતા નથી. છતાં એમાં દ્રવ્યત્વાદિ જાતિ વગેરે સમવાય સંબંધથી રહી હોવાથી એ સમવાયના અનુયોગી તો બને જ છે. તેથી એમાં પણ જાતિનો બાધ ન થઈ જાય એ માટે 'प्रतियोगिताऽनुयोगिताऽन्यतर' એમ કહ્યું છે.

(का.) परभिन्ना तु या जातिः सैवापरतयोच्यते ।
द्रव्यत्वादिकजातिस्तु परापरतयोच्यते ।। ९ ।।
व्यापकत्वात्पराऽपि स्याद् व्याप्यत्वादपराऽपि च ।

(मु.) परत्व-अधिकदेशवृत्तित्व, अपरत्व-अल्पदेशवृत्तित्वम् । सकलजात्यपेक्षया सत्ताया अधिकदेशवृत्तित्वात्परत्व, तदपेक्षया चान्यासा जातीनामपरत्वम् । पृथिवीत्वाद्यपेक्षया द्रव्यत्वस्याधिकदेशवृत्तित्वाद् व्यापकत्वात्परत्वं, सत्ताऽपेक्षयाऽल्पदेशवृत्तित्वाद् व्याप्यत्वादपरत्वम्* ।। ८-९ ।।

**(કા.) પરજાતિથી જે ભિન્ન જાતિ હોય તે જ અપરજાતિ તરીકે કહેવાય છે. દ્રવ્યત્વ વગેરે જાતિ તો પર અને અપર (બંને) તરીકે કહેવાય છે. વ્યાપક હોવાથી 'પર' પણ છે અને વ્યાપ્ય હોવાથી અપર પણ છે.**

(મુ.) પરત્વ = અધિકદેશવૃત્તિત્વ. અપરત્વ = અલ્પદેશવૃત્તિત્વ. બધી જાતિઓની અપેક્ષાએ સત્તા અધિકદેશ-વૃત્તિ હોવાથી 'પર' છે. તેની અપેક્ષાએ બીજી બધી જાતિઓ અપર છે. પૃથ્વીત્વાદિની અપેક્ષાએ દ્રવ્યત્વ અધિકદેશવૃત્તિ હોવાથી વ્યાપક હોવાના કારણે 'પર' છે અને સત્તાની અપેક્ષાએ અલ્પ દેશવૃત્તિ હોવાથી વ્યાપ્ય હોવાના કારણે 'અપર' છે.

(વિ.) સામાન્યના બે પ્રકાર કહ્યા - પરજાતિ અને અપરજાતિ. જે જેની અપેક્ષાએ અધિકદેશમાં રહેલ હોય તે તેની અપેક્ષાએ પર કહેવાય. જે જેની અપેક્ષાએ અલ્પ દેશમાં રહેલ હોય તે તેની અપેક્ષાએ અપર કહેવાય. દ્રવ્ય-ગુણ-કર્મ આ ત્રણ સિવાય અન્યત્ર ક્યાંય જાતિ રહેતી નથી. એટલે આ ત્રણમાં જે રહેલી હોય એના કરતાં અધિકદેશમાં રહેલી કોઈ જાતિ મળી શકે નહીં. તેથી એ ત્રણેમાં રહેલ સત્તા જાતિ માત્ર 'પર' જ છે. ને એની અપેક્ષાએ અન્ય બધી જાતિઓ અલ્પદેશવૃત્તિ જ હોવાથી 'અપર' જ હોય છે.

આઠમી કારિકાના ઉત્તરાર્ધમાં 'द्रव्यादित्रिकवृत्तिस्तु सत्ता परतयोच्यते જે કહ્યું છે એમાં 'સત્તા'નું द्रव्यादित्रिकवृत्ति એવું વિશેષણ હેતુતયા પ્રયુકત છે. જ્યાં કોઈ ઉદ્દેશ્ય-વિધેયભાવ હોય અને વિધેય સાધ્ય તરીકે હોય ત્યાં ઉદ્દેશ્યમાં જોડાયેલું વિશેષણ હેતુ તરીકે કામ કરે છે.

દા.ત. બુદ્ધિમાન્ પુરુષ ક્ષતિ ન કરે.

અહીં બુદ્ધિમાન્ પુરુષને ઉદ્દેશીને ક્ષતિકર્તૃત્વાભાવ જણાવવો છે. તો પુરુષાત્મક ઉદ્દેશ્યનું જે બુદ્ધિમત્ત્વ વિશેષણ છે એ જ એમાં રહેલ ક્ષતિકર્તૃત્વાભાવ માટે હેતુ બની જશે.

(विवक्षित) पुरुषः क्षतिकर्तृत्वाभाववान् बुद्धिमत्त्वात्

* "तथा च धर्मद्वयसमावेशादुभयमविरुद्धम्" આટલો પાઠ અન્ય મુદ્રિત પુસ્તકોમાં અધિક છે. એનો અર્થઃ આમ દ્રવ્યત્વાદિ જાતિઓમાં પરત્વ-અપરત્વ એવા બન્ને ધર્મો રહ્યા હોવા છતાં, એ ભિન્ન ભિન્ન અપેક્ષાએ રહ્યા હોવાથી હ્રસ્વત્વ-દીર્ઘત્વ વગેરેની જેમ અવિરુદ્ધ છે.

પ્રસ્તુતમાં પણ, સત્તાને ઉદ્દેશીને પરત્વનું વિધાન કરવું છે, તેથી સત્તાના વિશેષણ તરીકે આવેલ द्रव्यादित्रिकवृत्तित्व હેતુનું કામ કરે છે. એટલે કે सत्ता परा (परत्ववती), द्रव्यादित्रिकवृत्तित्वात्

(એક વાત ખ્યાલમાં લેવા જેવી છે કે – द्रव्यादित्रिकवृत्ति सत्ता, बुद्धिमान् पुरुष આવા બધા પ્રયોગોમાં સંસ્કૃત ભણતી વખતે द्रव्यादित्रिकवृत्ति , बुद्धिमान् આને વિશેષણ તરીકે ઓળખતા હતા. પણ ન્યાયની પરિભાષામાં આવા સ્થળોએ, द्रव्यादित्रिकवृत्तित्व, बुद्धिमत्त्व ને વિશેષણ મનાય છે. "बुद्धिमान् તો પુરુષ પોતે જ છે, એમાં રહેલું बुद्धिमत्त्व એની વિશેષતા છે, માટે એ એનું વિશેષણ છે" આવી નૈયાયિકોની દલીલ છે.)

દ્રવ્યત્વ પૃથ્વી આદિ નવે દ્રવ્યોમાં રહેલ છે.

સત્તા નવે દ્રવ્યો ઉપરાંત ગુણ અને કર્મમાં પણ રહેલ છે.

પૃથ્વીત્વ માત્ર પૃથ્વી દ્રવ્યમાં રહેલ છે.

એટલે સત્તાની અપેક્ષાએ દ્રવ્યત્વ અલ્પદેશવૃત્તિ છે. વ્યાપ્ય છે ને તેથી અપર છે.

પૃથ્વીત્વની અપેક્ષાએ દ્રવ્યત્વ અધિક દેશવૃત્તિ છે. વ્યાપક છે ને તેથી પર છે.

આ રીતે વચલી જાતિઓમાં ભિન્ન ભિન્ન અપેક્ષાએ પરત્વ ને અપરત્વ બંને આવી શકે છે. ॥ ૮-૯॥

---

(का.) अन्त्यो नित्यद्रव्यवृत्तिर्विशेषः परिकीर्तितः ॥ १० ॥

(मु.) विशेष निरूपयति - अन्त्य इति । अन्ते = अवसाने वर्तते इत्यन्त्य , [१]यदपेक्षया विशेषो नास्तीत्यर्थ । [२]घटादीना द्व्यणुकपर्यन्ताना तत्तदवयवभेदात्परस्पर भेद , परमाणूना परस्पर भेदसाधको विशेष एव, [३]स तु स्वत एव व्यावृत्त , तेन तत्र विशेषान्तरापेक्षा नास्तीत्यर्थ ॥ १० ॥

---

**(વિશેષનું નિરૂપણ)**

**(કા.) નિત્યદ્રવ્યમાં રહેલો અન્ત્ય પદાર્થ 'વિશેષ' કહેવાયો છે.**

(મુ.) ૧૦મી કારિકાના ઉત્તરાર્ધમા વિશેષનું નિરૂપણ કરે છે. અંતે રહેલો હોય તે અન્ત્ય કહેવાય. [૧]એટલે કે જેની અપેક્ષાએ કોઈ બીજો વિશેષ નથી એવો અર્થ જાણવો. [૨](તે આ રીતે) ઘટથી લઈને દ્વ્યણુક સુધીના દ્રવ્યોનો પરસ્પર ભેદ તે તેના અવયવોનો ભેદ હોવાના કારણે હોય છે પરમાણુઓનો પરસ્પર ભેદ કરનાર વિશેષ જ છે. [૩]અને એ વિશેષ તો સ્વત· જ વ્યાવૃત્ત છે. તેથી તત્ર = વિશેષની વ્યાવૃત્તિમા બીજા કોઈ વિશેષની અપેક્ષા હોતી નથી. એ પ્રમાણે અર્થ છે.

(વિ.) (नि सामान्यत्वे सति सामान्यभिन्नत्वे सति समवेतत्व આ વિશેષનું લક્ષણ છે. જે નિઃસામાન્ય (જાતિશૂન્ય) છે, સામાન્યભિન્ન છે અને સમવેત છે... આવો પદાર્થ વિશેષ છે. **પદકૃત્ય** – ઘટ વગેરે સામાન્ય-ભિન્ન પણ છે ને કપાલાદિમાં સમવેત પણ છે. એટલે એમાં અતિવ્યાપ્તિના વારણ માટે નિ·સામાન્યત્વ. . ઘટત્વાદિ જાતિઓ નિ.સામાન્ય પણ છે ને સમવેત પણ છે. તેથી એમાં અતિ૦ના વારણ માટે સામાન્યભિન્નત્વ ઘટાભાવાદિ નિ·સામાન્ય પણ છે ને સામાન્યભિન્ન પણ છે. તેથી એમાં અતિ૦ના વારણ માટે સમવેતત્વ . )

(૧) દેશના અંતભાગે રહેલ, કાળના અંતભાગે રહેલ... એવો બધો અર્થ ન પકડાઈ જાય ને 'સ્વતોવ્યાવૃત્તત્વ' અર્થ સિદ્ધ થાય એ માટે 'અત્ય' શબ્દની વ્યુત્પત્તિ આપી એનો અભિપ્રેત અર્થ यदपेक्षया ઇત્યાદિ દ્વારા જણાવ્યો છે.

(૨) 'स्वतोव्यावृत्तत्व' અર્થ શી રીતે પ્રાપ્ત થાય ? એ ઘટાદીનાં ઇત્યાદિ દ્વારા સિદ્ધ કરી દેખાડે છે. તે આ રીતે –

જે બેનો ભેદ હોય તે કોઈ ને કોઈ લિંગથી જ્ઞાપ્ય હોય છે. જેમ કે બે ઘડા કેમ જુદા છે ? તો કે એના અવયવો (કપાલો) જુદા જુદા છે. હવે, બે કપાલ કેમ જુદા છે ? તો કે એની કપાલિકાઓ જુદી જુદી છે... એમ યાવત્ બે દ્વ્યણુકો કેમ જુદા છે ? તો કે એના અવયવભૂત પરમાણુઓ જુદા જુદા છે. હવે પ્રશ્ન થાય કે યોગીઓને બે

પરમાણુઓ પણ એમના પ્રત્યક્ષમાં જુદા-જુદા દેખાય છે. તો બે પરમાણુઓ કેમ જુદા જુદા છે ? (અહીં, 'તો કે તેના અવયવો જુદા જુદા છે' એમ કહી શકાતું નથી, કારણ કે પરમાણુ નિરવયવ છે). તેથી આ ભેદ પાડનાર તરીકે 'વિશેષ' નામના પદાર્થની કલ્પના (અનુમાન) કરવી પડે છે.

परमाणुद्वयभेद किञ्चिल्लिङ्गज्ञाप्य , भेदत्वात्, घटद्वयभेदवत्

(૩) **પ્રશ્ન :** બે પરમાણુઓના વિશેષો જુદા જુદા છે માટે એ બેનો ભેદ છે. તો હવે પ્રશ્ન થશે કે બે વિશેષો જો જુદા જુદા છે તો એનો ભેદ કરનાર કોણ ?

**ઉત્તર :** એનો ભેદ કરનાર કોઈ અન્ય પદાર્થ નથી. એ સ્વતો વ્યાવૃત્ત છે. આશય એ છે કે બે ઘડાનો ભેદ કપાલભેદના કારણે છે, કપાલદ્વયભેદ કપાલિકાભેદના કારણે છે... એમ પરમાણુદ્વયભેદ વિશેષભેદના કારણે છે. આમ આ બધા ભેદો અન્ય અન્યના કારણે છે, માટે આ પદાર્થો પરતો વ્યાવૃત્ત છે. હવે જો વિશેષોનો ભેદ કરનાર પદાર્થ તરીકે કોઇ અન્ય પદાર્થ માનીએ તો અનવસ્થા ચાલશે... અર્થાત્ પરમાણુઓનો ભેદક વિશેષ, વિશેષોનો ભેદક વળી કોઇ અન્યપદાર્થ... એ પદાર્થનો ભેદક વળી કોઈ અન્ય સ્વતંત્ર પદાર્થ... આવી પાર વિનાની પરંપરા ચાલશે...

વળી એક બીજી વાત - કોઈપણ પદાર્થની જ્યારે અનુમાન દ્વારા સિદ્ધિ થતી હોય ત્યારે તેમાં લાઘવ લાવવું જોઇએ. જેમ કે ઈશ્વરની જગત્કર્તા તરીકે સિદ્ધિ કરી ત્યારે તેને એક ને નિત્ય માનવામાં લાઘવ હોવાથી એવો માન્યો, એમ પ્રસ્તુતમાં પરમાણુઓની વ્યાવૃત્તિ કરનાર વિશેષોને સ્વતો વ્યાવૃત્ત માનીએ (પોતે જ પોતાની વ્યાવૃત્તિ-ભેદ કરનાર) તો વ્યાવર્તક (ભેદક) તરીકે બીજા કોઈની કલ્પના ન કરવી પડવાનું લાઘવ થાય છે. માટે વિશેષને સ્વતો વ્યાવૃત્ત મનાયો છે. અર્થાત્ એનો ભેદ કરવા માટે અન્ય કોઈ પદાર્થની અપેક્ષા હોતી નથી.

( **શંકા :** પરમાણુના ભેદક તરીકે વિશેષને માની પછી વિશેષને સ્વતો વ્યાવૃત્ત માનો છો, તો તેના કરતા પરમાણુને પોતાને જ સ્વતોવ્યાવૃત્ત માની લ્યો,ને, જેથી 'વિશેષ' નામનો નવો પદાર્થ ન માનવાનું લાઘવ થાય.

**સમાધાન :** હંમેશા પદાર્થની જે રીતે સિદ્ધિ થતી હોય એ રીતે લાઘવતર્કથી એમા ધર્મોની સિદ્ધિ થઈ શકે. મન ફાવે તે બધા ધર્મોની નહીં. પરમાણુની સિદ્ધિ આવા અનુમાનથી કરાય છે કે-

द्व्यणुक सावयवं, जन्यद्रव्यत्वात्, घटवद् આ જે અવયવો સિદ્ધ થાય છે એને 'પરમાણુ'નામ આપવામાં આવ્યું છે. આમ પરમાણુની સિદ્ધિ અવયવ તરીકે થઈ છે. તેથી હવે આગળ એના પણ અવયવો માનવા કે નહીં ? એ પ્રશ્ન આવે છે ને તેથી લાઘવ-અનવસ્થાપરિહાર માટે એના અવયવો મનાતા નથી. પણ, એની સિદ્ધિ વ્યાવર્તક તરીકે નથી થઈ. તેથી આગળ, એના વ્યાવર્તક માનવા કે નહીં ? એવો પ્રશ્ન ઉઠતો ન હોવાથી એનો કોઈ વ્યાવર્તક નથી એમ કલ્પી શકાય નહીં. માટે લાઘવતર્કથી એમાં સ્વતોવ્યાવૃત્તત્વની કલ્પના થઈ શકતી નથી. ત્યારબાદ જ્યારે વ્યાવર્તકત્વની વિચારણા ચાલે ત્યારે પણ એ સિદ્ધ થઈ શકે નહીં. કારણ કે જે દ્રવ્યની નિત્ય-નિરવયવ તરીકે સિદ્ધિ થઈ છે એમાં જ સ્વતોવ્યાવર્તકત્વ ધર્મ પણ રહેલો છે એવું માનવામાં કોઈ પ્રમાણ નથી.)

---

(का.) घटादीनां कपालादौ द्रव्येषु गुणकर्मणोः ।
तेषु जातेश्च सम्बन्धः समवायः प्रकीर्तितः ।।११।।

(मु.) समवाय दर्शयति-घटादीनामिति । अवयवावयविनो , जातिव्यक्त्यो , गुणगुणिनो , क्रियाक्रियावतो , नित्यद्रव्यविशेषयोश्च य सम्बन्ध स समवाय । समवायत्वं नित्यसम्बन्धत्वम् । तत्र प्रमाण तु, गुणक्रियादिविशिष्टबुद्धि विशेषणविशेष्यसम्बन्धविषया, विशिष्टबुद्धित्वात्, 'दण्डी पुरुष.' इति बुद्धिवद्-इत्यनुमानेन सयोगादिबाधात् समवायसिद्धि ।

## (સમવાયનિરૂપણ)

**(કા.) ઘટ વગેરે (અવયવીઓનો) કપાલાદિ(અવયવો)માં, દ્રવ્યોમાં (ગુણવાનૂમાં અને ક્રિયાવાનૂમાં અનુક્રમે) ગુણ અને કર્મનો, તેષુ=તે દ્રવ્ય, ગુણ અને કર્મમાં (જાતિમાનૂમાં) જાતિનો, (તથા ચ શબ્દથી વિશેષવાનૂમાં વિશેષોનો જે) સંબંધ છે (તે) 'સમવાય' કહેવાયો છે.**

(મુ.) ૧૧મી કારિકામા 'સમવાય' નામના છઠ્ઠા પદાર્થનું નિરૂપણ કરે છે-અવયવ અને અવયવીનો, જાતિ અને વ્યક્તિ (જાતિમાન્)નો, ગુણ અને ગુણવાન્નો, ક્રિયા અને ક્રિયાવાન્નો તથા નિત્યદ્રવ્ય અને વિશેષનો જે સંબધ છે તે સમવાય છે. 'નિત્યસંબંધત્વં સમવાયત્વં' એવુ સમવાયનું લક્ષણ છે. સમવાય સબંધમાં પ્રમાણ-('રૂપવાન્ ઘટઃ', 'પતનક્રિયાવત્ ફલં' ઇત્યાદિ) ગુણ-ક્રિયાની વિશિષ્ટબુદ્ધિઓ, વિશેષણ-વિશેષ્ય-સંબંધવિષયક હોય છે, કારણ કે વિશિષ્ટબુદ્ધિ છે, જેમ કે 'દંડી પુરુષઃ' એવી વિશિષ્ટબુદ્ધિ... આ અનુમાન દ્વારા (સબધસામાન્યની સિદ્ધિ થયે સબધવિશેષ કયો ? એની વિચારણામાં) સંયોગાદિ સંબંધોનો બાધ થતો હોવાથી સમવાયની સિદ્ધિ થાય છે.

(વિ.) 'સમવાયત્વ' જાતિ ન હોવાથી સમવાયનું લક્ષણ આપ્યું છે. તથા વિશેષની જેમ સમવાય પણ પ્રતીત ન હોવાથી એની સાબિતિ માટે અનુમાન પ્રયોગ આપ્યો છે. વિશિષ્ટબુદ્ધિના પ્રકાર, વિશેષ્ય અને સંસર્ગ આ ત્રણ વિષયો હોય છે. જેમ કે 'દંડી પુરુષઃ' એવી બુદ્ધિના દંડ, પુરુષ અને સંયોગ એમ ત્રણ વિષયો છે. આ વાત ભૂમિકામાં જોઈ ગયા છીએ. એટલે 'રૂપવાન્ ઘટઃ' વગેરે વિશિષ્ટબુદ્ધિના વિષય તરીકે રૂપ અને ઘટથી ભિન્ન એવો એક સંબંધ સિદ્ધ થાય છે.

સંયોગ તો દ્રવ્ય-દ્રવ્યનો જ હોય છે, માટે એ અહીં નથી.

તાદાત્મ્ય તો સ્વનો સ્વમાં હોય છે. માટે એ પણ અહીં નથી. તેથી આ પાંચનો સમવાય સંબંધ સિદ્ધ થાય છે.

(અહીં સ્વરૂપ સબંધનો નિષેધ હજુ કર્યો નથી. એટલે વેદાંતી પૂર્વપક્ષકરે છે.)

---

(મુ.) न च स्वरूपसम्बन्धेन सिद्धसाधन, अर्थान्तर वा, अनन्तस्वरूपाणा सम्बन्धत्वकल्पने गौरवात्, लाघवादेकसमवायसिद्धि । न च समवायस्यैकत्वे वायौ रूपवत्ताबुद्धिप्रसङ्ग, तत्र रूपसमवायसत्त्वेऽपि रूपाभावात् ।

---

(મુ ) "(સમવાયસાધક તમારા અનુમાનમાં સિદ્ધ એવો જ) સ્વરૂપ સંબંધ (સિદ્ધ થતો હોવાના કારણે) સિદ્ધસાધન કે અર્થાન્તર દોષ છે" (એવી શકા યોગ્ય) નથી, કારણ કે અનતસ્વરૂપોની સબંધ તરીકે કલ્પના કરવામાં ગૌરવ હોવાથી, લાઘવાત્ એક સમવાયની સિદ્ધિ થાય છે. "સમવાય જો એક જ હોય તો વાયુમાં પણ (રૂપવાન્ વાયુઃ એવી) રૂપવત્તાબુદ્ધિ થવાની આપત્તિ આવશે (કારણ કે એમાં સમવાય રહ્યો જ છે.)" એવુ ન કહેવું કારણ કે (વાયુમાં) રૂપસમવાય હોવા છતાં રૂપનો અભાવ હોય છે. (તેથી રૂપવાન્ વાયુઃ એવી બુદ્ધિ થતી નથી )

(વિ.) : **પૂર્વપક્ષ** : 'रूपवान् घट ' इत्यादिविशिष्टबुद्धि· विशेषण-विशेष्य-ससर्गविषयिणी, विशिष्टबुद्धित्वात्, 'दण्डीपुरुष ' इत्यादिविशिष्टबुद्धिवत् આવું તમે જે અનુમાન આપો છો તે સિદ્ધ સાધન દોષગ્રસ્ત છે. કારણ કે રૂપ અને ઘટ વચ્ચેના સંબંધ તરીકે સ્વરૂપસંબંધ સિદ્ધ છે જ-અમે માનેલો જ છે.

(શંકા : અરે ભાઈ ! અમે આ અનુમાન પ્રયોગ સ્વરૂપસંબંધની સિદ્ધિ માટે નથી આપ્યો કે જેથી સિદ્ધ પદાર્થના જ સાધનની વાત હોવાથી સિદ્ધ સાધન દોષ લાગે. અમે તો હજુ સુધી સિદ્ધ નહીં થયેલ સમવાયસંબંધની સિદ્ધિ માટે આ અનુમાન આપ્યું છે.)

**સમાધાન** · આ તો બકરું કાઢતા ઊંટ પેઠું....સિદ્ધ સાધન દોષથી છૂટ્યા ને અર્થાન્તર દોષ વળગી પડ્યો. તમે અનુમાન આપ્યું સમવાયની સિદ્ધિ માટે, ને સિદ્ધિ થઈ ગઈ સ્વરૂપ સંબંધની... (विनायकं प्रकुर्वाणो

रचयामास वानरम्)(**આશય** એ છે કે આધારતા, વિષયતા વગેરેનો જેમ સ્વરૂપ સંબંધ મનાયેલો છે એમ રૂપ વગેરેને રહેવાના સંબંધ તરીકે પણ સ્વરૂપસંબંધ માની લેવો જ યોગ્ય છે. કારણ કે તેથી, 'રૂપ અને ઘટ' વગેરે વચ્ચે સંબંધનું કામ કરનાર તરીકે નવો સમવાય નામનો પદાર્થ માનવાની જરૂર ન રહેવાથી લાઘવ થાય છે.)

**ઉત્તરપક્ષ :** આ રીતે અહીં સ્વરૂપસંબંધની કલ્પના કરવી યોગ્ય નથી, કારણ કે એમાં ગૌરવ છે. સ્વરૂપસંબંધ એટલે બે સંબંધીઓમાંથી જ એક સંબંધી (તેનું એક સ્વરૂપ) પોતે જ જે સંબંધનું કામ કરે તે સંબંધ, માટે रूपवान् घट:, पटत्त्ववान् पट વગેરે અનંતા સ્થળોમાં જો સ્વરૂપ સંબંધ માનીએ તો એનો અર્થ એ થાય કે તે તે અનંતા સ્થળોના જે રૂપ, ઘટ, પટ વગેરે અનંતા સંબંધીઓ...તે પોતે સંબંધનું પણ કામ કરે છે. અર્થાત્ એ સંબંધીઓમાં સંબંધિત્વ તો છે જ....પણ હવે એને 'સંબંધ' રૂપ પણ માનવાના હોવાથી એમાં સંબંધત્વ પણ માનવું પડશે. આ રીતે અનંતા સંબંધીઓમાં સંબંધત્વ માનવું એના કરતાં એક નવો સમવાય નામનો પદાર્થ માની લેવામાં લાઘવ છે.

વળી સિદ્ધ થતા આ સમવાયને સર્વત્ર એક અને નિત્ય માનીએ છીએ. તેથી અનંતા સ્થળે અનંતા માનવા પડતા નથી.

**શંકા :** સમવાય એક જ છે એનો અર્થ એ થાય કે જે સ્પર્શનો સમવાય છે એ જ રૂપનો સમવાય છે. વળી વાયુમાં સ્પર્શ હોવાથી સ્પર્શસમવાય તો રહ્યો જ છે. તેથી વાયુમાં રૂપસમવાય પણ રહ્યો હોવાના કારણે રૂપવાન્ વાયુઃ એવી રૂપવત્તાબુદ્ધિ થવી માનવી પડશે.

**સમાધાન :** ભાઈ મારા ! વરરાજા અને ગોરમહારાજ હાજર થઈ જવા માત્રથી લગ્ન ન થઈ જાય. કન્યા પણ જોઈએ. વિશેષ્ય નામનો એક સંબંધી અને સંબંધ હાજર થવા માત્રથી વિશિષ્ટબુદ્ધિ નથી થતી. એ થવા માટે તો બીજો સંબંધી વિશેષણ પણ જોઈએ જ. પ્રસ્તુતમાં વાયુ નામનો એક સંબંધી ને સમવાય સંબંધ હાજર છે, પણ વિશેષણ નામનો બીજો સંબંધી રૂપ હાજર નથી, પછી વિશિષ્ટબુદ્ધિ શી રીતે થાય ?

---

(मु) न चैवमभावस्यापि वैशिष्ट्य सम्बन्धान्तर सिद्ध्येदिति वाच्यम्, १'तस्य नित्यत्वे भूतले घटानयनानन्तरमपि घटाभावबुद्धिप्रसङ्गात्, २घटाभावस्य तत्र सत्त्वात्, ३तस्य च नित्यत्वात् ४अन्यथा देशान्तरेऽपि घटाभावप्रतीतिर्न स्यात्, ५वैशिष्ट्यस्य च तत्र सत्त्वात् । ६मम तु घटे पाकरक्ततादशाया श्यामरूपस्य नष्टत्वान्न तद्वत्ताबुद्धि । ७वैशिष्ट्यस्यानित्यत्वे त्वनन्तवैशिष्ट्यकल्पने तवैव गौरवम् । ८एव च तत्तत्कालीन तत्तद्भूतलादिकमेव तत्तदभावाना सम्बन्ध ॥११॥

---

**(અભાવના વૈશિષ્ટ્યસંબંધની વિચારણા)**

(મુ.) " આ રીતે તો અભાવનો પણ વૈશિષ્ટ્યનામનો એક સ્વતંત્ર જુદો સબંધ સિદ્ધ થઈ જશે" એમ ન કહેવું, કારણ કે ૧એ જો નિત્ય હશે તો ભોંય પર ઘડો લાવ્યા પછી પણ घटाभाववद् भूतलम् એવી બુદ્ધિ થવાની આપત્તિ આવે, ૨કારણ કે ઘટાભાવ ત્યાં હાજર જ છે. (તે પણ એટલા માટે કે) ૩તે (=ઘટાભાવ) નિત્ય છે, ૪અન્યથા (= ઘટાભાવને જો નિત્ય ન માનો તો, અહીં ઘડો લાવવાથી ઘટાભાવ નષ્ટ થઈ ગયો હોવાના કારણે) દેશાન્તરમા પણ अत्र घटाभाव એવી પ્રતીતિ થઈ ન શકે (પણ એ થાય તો છે જ.) ૫વળી વૈશિષ્ટ્ય તો ત્યા હાજર છે જ. ૬અમારા મતે તો, ઘડો જ્યારે પાકથી રક્તવર્ણનો થઈ ગયો હોય છે ત્યારે શ્યામરૂપ નષ્ટ થઈ ગયું હોવાના કારણે श्यामरूपवान घट એવી તદ્વત્તાની = શ્યામરૂપવત્તાની બુદ્ધિ થવાની આપત્તિ હોતી નથી.' ૭આ વૈશિષ્ટ્ય સબંધને જો અનિત્ય માનશો તો અનંતવૈશિષ્ટ્યની કલ્પના કરવામાં તને જ ગૌરવ થશે. ૮આમ તત્તત્કાલીન તત્તદ્ભૂતલાદિને જ તે તે અભાવને રહેવાના સંબધ તરીકે માનવું એ યોગ્ય છે.

(વિ.) **પૂર્વપક્ષ :** 'રૂપવાન્ ઘટ' વગેરે બુદ્ધિઓમાં ભાસતા સંબંધ તરીકે સ્વરૂપ સબંધ લેવામાં આવે તો અનંતાસ્વરૂપમાં સબધત્વની કલ્પના કરવાનું ગૌરવ થતું હોવાના કારણે તમે સ્વરૂપસંબંધનો નિષેધ કર્યો અને

એક સ્વતંત્ર નવો સમવાય નામનો સબંધ માન્યો તો એ રીતે (અહીં સુધીનો આ અર્થ નચૈવ માં રહેલા एव શબ્દનો જાણવો.) અભાવને રહેવાના સંબંધ તરીકે પણ એક નવો જ સંબંધ કે જેને આપણે વૈશિષ્ટ્યસંબંધ એવું નામ આપીશું. તે-સિદ્ધ થશે, કારણ કે ઘટાભાવવદ્ભૂતલમ્, પટાભાવવદ્ ભૂતલમ્ વગેરે અનંતા સ્થળોમાં સ્વરૂપસંબંધ માનવા માટે અનંતાસંબંધીઓમા સંબંધત્વની કલ્પના કરવાનું ગૌરવ ઊભું થાય છે. એના બદલે સમવાયની જેમ આ એક જ વૈશિષ્ટ્ય સંબંધ માની લેવાથી એનામાં એકમાં જ સંબંધત્વ માનવાનું લાઘવ થશે.

**ઉત્તરપક્ષ :** આવું કહેવું યોગ્ય નથી, કારણ કે એ નવો સબંધ માનવામાં इतो व्याघ्रस्ततो नदी ન્યાયે બેઉ બાજુ ફસાવાનું છે. એ સબંધને નિત્ય માનો તો પણ આપત્તિ અને અનિત્ય માનો તો પણ....(એમાંથી ગ્રન્થકાર પ્રથમ નિત્ય માનવાના પક્ષમાં આવતી આપત્તિ સમજાવે છે.)

(૧) આ વૈશિષ્ટ્ય નામનો સબંધ જો નિત્ય હશે તો ભૂતલ પર ઘડો લાવ્યા બાદ પણ ઘટાભાવવદ્ ભૂતલમ્ એવી બુદ્ધિ થવાની આપત્તિ આવશે.

(**શંકા :** ઘટાભાવવદ્ ભૂતલમ્ એવી બુદ્ધિ થવા માટે વિશેષ્ય, વિશેષણ ને સંબંધ આ ત્રણે હાજર જોઈએ. શું આ બધું હાજર છે?

**સમાધાન :** વિશેષ્ય ભૂતલ તો ઘટાનયન પછી પણ પ્રત્યક્ષ દેખાય જ છે. વિશેષણ પણ ત્યાં હાજર છે એ જણાવવા ગ્રન્થકાર જણાવે છે કે) (૨) ઘટાભાવ પણ ત્યા હાજર છે.

(**પ્રશ્ન :** શું ઘડો લાવ્યા પછી પણ ઘટાભાવ ત્યાં હાજર છે?)

(૩) **ઉત્તર :** હા, કારણ કે 'ઘટાભાવ' નિત્ય પદાર્થ છે (એટલે કે ઘડો લાવ્યા પછી પણ એનો નાશ થતો નથી).

(**શંકા :** ઘટાભાવને નિત્ય માનવાની શી જરૂર છે?)

(૪) **સમાધાન :** અન્યથા = ઘટાભાવને જો નિત્ય ન માનો તો (વિવક્ષિત ભૂતલ પર ઘડો લાવવાથી એ તો નષ્ટ થઈ જશે. આખી દુનિયામાં ઘટાભાવ એક જ હતો. ને એ તો નષ્ટ થઈ ગયો. એટલે હવે) દેશાન્તરમાં પણ (ઘટાભાવ નામનું વિશેષણ હાજર રહ્યું ન હોવાથી) अत्र घटाभाव આવી બુદ્ધિ થઈ શકે નહીં. (પણ એ થાય તો છે જ. એટલે જણાય છે કે ઘટાભાવનો નાશ થયો નથી. અર્થાત્ ઘટાભાવ નિત્ય છે. અને તેથી વિવક્ષિતભૂતલ પર ઘટાનયન પછી પણ એ હાજર છે જ. આમ વિશેષણ પણ હાજર છે. વળી,)

(૫) વૈશિષ્ટ્યનામનો સંબંધ પણ ત્યા હાજર છે (કારણ કે તમે એને નિત્ય માન્યો છે.) (તેથી, ઘડો લાવ્યા બાદ પણ વિશેષ્ય, વિશેષણ અને સબંધ ત્રણે હાજર હોવાથી ઘટાભાવવદ્ ભૂતલમ્ એવી બુદ્ધિ થવાની આપત્તિ આવશે જ.)

(**શંકા :** ઘટાભાવવદ્ ભૂતલમ્ વગેરેમાં અમે માનેલા વૈશિષ્ટ્ય સંબંધને નિત્ય માનવામા ઘડો લાવ્યા બાદ પણ ઘટાભાવવદ્ ભૂતલમ્ એવી બુદ્ધિ થવાની આપત્તિ આવે છે, તો કાળી માટીમાંથી બનેલા કાળા ઘડાને પાક આપતાં એ લાલ થઈ જાય છે ત્યારે શ્યામરૂપ ચાલ્યું ગયું હોવા છતાં તમારે પણ 'श्यामरूपवान् घट' એવી બુદ્ધિ થવાની આપત્તિ આવશે, કારણ કે તમે પણ સમવાયસંબંધને નિત્ય માનેલો હોવાથી એ ત્યાં હાજર છે જ.

**સમાધાન :** અમારે એવી બુદ્ધિ થવાની આપત્તિ આવતી નથી. કારણ કે એ વખતે શ્યામરૂપ નામનું વિશેષણ હાજર હોતું નથી.

**શંકા :** અમારે ઘટાભાવ-વિશેષણ હાજર રહે છે ને તમારે શ્યામરૂપ-વિશેષણ હાજર રહેતું નથી એવું કેમ?

**સમાધાન :** કારણ કે તમારુ વિશેષણ કે જે અભાવરૂપ છે તે નિત્ય છે, જ્યારે અમારું વિશેષણ શ્યામરૂપ નિત્ય નથી. એટલે)

(૬) ઘડો જ્યારે પાકથી લાલ થઈ જાય ત્યારે શ્યામરૂપ નષ્ટ થઈ ગયું હોવાથી (વિશેષણ હાજર ન હોવાના કારણે) શ્યામરૂપવત્તાની બુદ્ધિ થવાની આપત્તિ આવતી નથી. (આમ વૈશિષ્ટ્યને નિત્ય માનવામાં ઘટાનયન પછી પણ ઘટાભાવવત્તાની બુદ્ધિ થવાની આપત્તિ દેખાડી એટલે પૂર્વપક્ષી શંકા કરે છે કે -

**શંકા :** તો પછી અમે વૈશિષ્ટ્ય સંબંધને અનિત્ય માનીશું...)

(૭) **સમાધાન :** આ તો તમે ઊલમાંથી ચૂલમાં પડ્યા. અનંતા સંબંધીઓમાં સંબંધત્વની કલ્પનાનું ગૌરવ ન કરવું પડે એ માટે તમે નવો સંબંધ કલ્પ્યો. અને હવે જો એને અનિત્ય માનશો તો સર્વત્ર એને જુદો જુદો અને અનિત્ય માનવો પડવાથી અનંતા સંબંધો, તેના ઉત્પાદ, વિનાશ, પ્રાગભાવ, ઉત્પાદકો, નાશકો વગેરે માનવાનું તમારે જ મહાગૌરવ થશે.

એટલે, અભાવને રહેવા માટે આવો નવો સંબંધ માનવા કરતાં **સ્વરૂપસંબંધ** માનવો જ યોગ્ય છે.

(**શંકા :** જો સ્વરૂપસંબંધ માનશો તો ઘટાનયન પછી પણ ઘટાભાવવત્તાની બુદ્ધિ થવાની આપત્તિ તમારે પણ આવશે જ. કારણ કે એ વખતે પણ ભૂતલ (=વિશેષ્ય) ઘટાભાવ (=વિશેષણ) અને ભૂતલનું સ્વરૂપ (=સ્વરૂપસંબંધ) હાજર છે જ.

**સમાધાન :** અમે ભૂતલના સ્વરૂપસામાન્યને સંબંધ રૂપે નથી કહેતાં, કિન્તુ સ્વરૂપ વિશેષને સંબંધરૂપે કહીએ છીએ જે ઘટાનયન પછી હાજર ન હોવાથી એ બુદ્ધિ થવાની આપત્તિ આવતી નથી. એ સ્વરૂપવિશેષ આ છે.

(૮) જ્યારે જ્યારે ઘટાભાવવદ્ ભૂતલમ્ આવું પ્રમાત્મક જ્ઞાન થાય તત્તત્કાલીન ભૂતલ વગેરે (જ્યાં જ્યાં ઘટાભાવાદિ બુદ્ધિ થઇ છે તે અધિકરણ) (ઘટાભાવાદિ) તે તે અભાવને રહેવાના સંબંધનું કામ કરે છે. (ઘડો લાવ્યા પછી ઘટાભાવવદ્ ભૂતલમ્ એવી બુદ્ધિ થતી ન હોવાથી એવી બુદ્ધિકાલીન ભૂતલ હાજર ન હોવાથી સંબંધ વિદ્યમાન હોતો નથી.)

આમ અભાવને રહેવાનો સંબંધ સ્વરૂપ સંબંધ જ છે. ને અવયવી વગેરેને રહેવાનો સંબંધ એક સ્વતંત્ર સમવાયસંબંધ છે એ નિશ્ચિત થયું. ॥૧૧॥

---

(का.) अभावस्तु द्विधा संसर्गान्योन्याभावभेदतः ।

(मु) अभाव विभजते-अभावस्त्विति । अभावत्व द्रव्यादिषट्कान्योन्याभाववत्त्वम् । **संसर्गेति** । ससर्गाभावान्योन्याभावभेदादित्यर्थ ।

---

**(અભાવ નિરૂપણ)**

**(કા.) અભાવ તો સંસર્ગાભાવ અને અન્યોન્યાભાવ એવા ભેદથી બે પ્રકારે છે.**

(મુ.) હવે ક્રમપ્રાપ્ત ૭મા પદાર્થ અભાવનું ૧૨મી કારિકામાં વિભાજન કરે છે. આમાં અભાવત્વ એટલે દ્રવ્યાદિષટ્કભેદવત્ત્વમ્. સંસર્ગાભાવ અને અન્યોન્યાભાવ એવા ભેદે અભાવ બે પ્રકારે છે એમ અર્થ જાણવો.

(વિ.) भावभिन्नत्व अभावत्वम्... આવા લક્ષણમાં ત્રણ દોષો દર્શાવાય છે.

(૧) ઘટાભાવવદ્ ભૂતલમ્ એવું જ્ઞાન કરવા માટે વિશેષણ રૂપે પહેલાં ઘટાભાવને જાણવો પડશે. એ અભાવ 'ભાવભિન્ન' સ્વરૂપ હોવાથી પહેલાં ભાવત્વ જાણવું પડશે. એટલે ભાવત્વરૂપ વિશેષણનું જ્ઞાન નહીં હોય ત્યારે ઘટાભાવવદ્ ભૂતલમ્ એવું જ્ઞાન નહીં થવાની આપત્તિ આવે.

(૨) વળી ભિન્નત્વં એટલે ભેદ=અન્યોન્યાભાવ. તેથી અન્યોન્યાશ્રયદોષ આવશે. કારણ કે અભાવના લક્ષણમાં અન્યોન્યાભાવનો સમાવેશ છે. ને આગળ અન્યોન્યાભાવના લક્ષણમાં तादात्म्यसंबधावच्छिन्न-प्रतियोगिताकाभावत्वं अन्योन्याभावत्वम् એમ અભાવનો સમાવેશ છે.

(૩) 'अभावो न भाव ' એવા વાક્યથી શાબ્દબોધ અસંગત થઈ જશે. કારણ કે અભાવો એટલે પણ ભાવભેદવાન્ અને ન ભાવ એટલે પણ ભાવભેદવાન્... તેથી 'भावभेदवान् भावभेदवान्' આવું વાક્ય થઈ જવાથી (અર્થાત્ ભાવભેદવાન્ને ઉદ્દેશીને ભાવભેદનું વિધાન થતું હોવાથી) એમાં ઉદ્દેશ્યતાવચ્છેદક અને વિધેય એ બન્ને 'ભાવભેદ' રૂપ એક જ બની જાય છે.

તેથી અભાવત્વને અખંડોપાધિરૂપ માનવું જોઈએ.

શંકા : જાતિ અને અખંડોપાધિનું નિર્વચન હોતું નથી. કારણ કે બન્ને અનુગતપ્રતીતિથી પ્રતીત થતા હોય છે. (માત્ર જેને જાતિ માનવામાં કોઈ બાધક આવતો હોય એને અખંડોપાધિ મનાય છે.) પ્રસ્તુતમાં, જેમ ઘટ, ઘટ એવો આબાળગોપાળ વ્યવહાર થાય છે. એમ અભાવ અંગે अभाव अभाव એવો આબાળગોપાળ પ્રસિદ્ધ વ્યવહાર છે નહીં. તેથી અભાવત્વને અખંડોપાધિરૂપ માનવામાં કોઈ પ્રમાણ નથી.

**સમાધાન :** તો પછી એ અનુયોગિતાવિશેષરૂપ છે એ પ્રમાણે કેટલાક કહે છે. આશય એ છે કે ઘટાભાવમાં ઘટ એ પ્રતિયોગી છે તો અભાવ અનુયોગી છે. તેથી અભાવમાં જે અનુયોગિતા આવે છે એ જ અભાવત્વ છે. જો કે અનુયોગિતા અનેક પ્રકારની હોય છે. એમાંથી આ ચોક્કસ પ્રકારની અનુયોગિતા જ લેવાની હોવાથી અનુયોગિતાવિશેષ કહેવાય છે.

---

(का) प्रागभावस्तथा ध्वसोऽप्यत्यन्ताभाव एव च ॥१२॥
एवं त्रैविध्यमापन्नः संसर्गाभाव इष्यते ।

(मु.) अन्योन्याभावस्यैकविधत्वात् तद्विभागाभावात् ससर्गाभाव विभजते-प्रागभाव इति । ससर्गाभावत्वमन्योन्याभावभिन्नाभावत्वम् । अन्योन्याभावत्व तादात्म्यसम्बन्धावच्छिन्नप्रतियोगिताकाभावत्वम् । विनाश्यभावत्व प्रागभावत्वम् । जन्याभावत्व ध्वसत्वम् । नित्यससर्गाभावत्वमत्यन्ताभावत्वम् ।

---

**(કા.) સંસર્ગાભાવ પ્રાગભાવ, ધ્વંસ અને અત્યન્તાભાવ એમ ત્રિવિધતાને પામેલો મનાયો છે.**

(મુ.) અન્યોન્યાભાવ એક જ પ્રકારનો હોવાથી એના વિભાગ ન હોવાના કારણે સસર્ગાભાવનુ વિભાજન કરે છે. એમાં, સસર્ગાભાવ એટલે અન્યોન્યાભાવથી ભિન્ન અભાવ. અન્યોન્યાભાવ એટલે તાદાત્મ્યસંબધાવચ્છિન્ન પ્રતિયોગિતાનો નિરૂપક અભાવ. વિનાશ પામનારો અભાવ એ પ્રાગભાવ ઉત્પન્ન થતો અભાવ એ ધ્વંસ. નિત્યસસર્ગાભાવ એ અત્યન્તાભાવ.

(વિ.) તાદાત્મ્યસંબંધાવચ્છિન્નપ્રતિયોગિતાક અભાવ એટલે અન્યોન્યાભાવ છે. ને એનાથી ભિન્ન અભાવ એ સંસર્ગાભાવ છે. તેથી तादात्म्यसबधानवच्छिन्नप्रतियोगिताक अभावत्व ससर्गाभावत्वम् એમ લક્ષણ કરવું. પણ, तादात्म्यातिरिक्तसबधावच्छिन्नप्रतियोगिताकाभावत्व ससर्गाभावत्व એવુ લક્ષણ ન કરવું. કારણ કે પ્રાગભાવ અને ધ્વસની પ્રતિયોગિતા કોઈ જ સબધથી અવચ્છિન્ન હોતી નથી એ આપણે આગળ જોઈ ગયા છીએ. તેથી એ બેની પ્રતિયોગિતા તાદાત્મ્યસંબધાનવચ્છિન્ના હોય છે પણ તાદાત્મ્યાતિરિક્તસંબંધાવચ્છિન્ના હોતી નથી. એટલે એ બેમા અવ્યાપ્તિદોષની આપત્તિ આવે.

પ્રાગભાવ અનાદિ સાન્ત હોય છે. ધ્વંસ સાદિ અનત હોય છે. અત્યંતાભાવ અનાદિ-અનન્ત હોય છે.

---

(मु.) यत्र तु भूतलादौ घटादिकमपसारित पुनरानीत च, तत्र घटकालस्य सम्बन्धाघटकत्वादत्यन्ताभावस्य नित्यत्वेऽपि घटकाले न घटात्यन्ताभावबुद्धि । तत्रोत्पाद-विनाशशाली चतुर्थोऽयमभाव इति केचित् ।

(મુ.) જે ભૂતલ વગેરે પર ઘટાદિ દૂર કરાયા (તેથી ઘટાભાવ થવાથી ઘટાભાવવદ્ भूतलम् એવી બુદ્ધિ થઈ ને પછી) વળી પાછા લવાયા (ત્યારે) ત્યાં ઘટકાળ સંબંધનો અઘટક હોવાથી, ઘટાભાવ નિત્ય હોવા છતાં (અને તેથી વિદ્યમાન હોવા છતાં) ઘટકાળે ઘટાભાવની (ઘટાભાવવદ્ भूतलम् )એવી બુદ્ધિ થતી નથી. ત્યાં ઉત્પાદ-વિનાશશાલી આ ચોથો સંસર્ગાભાવ છે એમ કેટલાક **વિદ્વાનો કહે છે.**

(વિ.) ઘડો લાવ્યા બાદ પણ ઘટાભાવ નષ્ટ થયો ન હોવા છતાં ઘટાભાવવત્તાની બુદ્ધિ થતી નથી એમાં કારણ એ છે કે એ વખતે એનો સંબંધ હોતો નથી. આ સંબંધ ઘટાભાવકાલીન ભૂતલ સ્વરૂપ છે, પણ ઘટકાલીનભૂતલ સ્વરૂપ નહીં. એટલે કે જે ભૂતલ સંબંધ બને છે એનો ઘટક ઘટાભાવકાલ છે, ઘટકાલ નહીં. મુક્તાવલીમાં આ જ વાતને घटकालस्य सम्बन्धाघटकत्वाद् એમ કહીને જણાવેલ છે.

## (અધિકરણ-અવચ્છેદક)

*આ જ વાતને જરા સ્પષ્ટતાથી સમજીએ.*

*'इदानीमत्र घटः ' આવી બુદ્ધિમાં इदानी = अस्मिन् काले અને अत्र=अस्मिन् देशे . આ બન્ને સપ્તમી વિભક્તિના અર્થને જણાવે છે.. શું આ બન્ને અધિકરણ છે ? તો કે ના, એક અધિકરણ છે ને એક અવચ્છેદક છે.*

*દા.ત. वृक्षे शाखाया कपिसयोग આમાં વૃક્ષ અને શાખા બન્નેને સપ્તમી વિભક્તિ લાગી હોવા છતાં એક અધિકરણ છે ને એક અવચ્છેદક છે. તો બેમાંથી કોણ અધિકરણ ને કોણ અવચ્છેદક ? આ માટે એક બીજા વાક્યનો વિચાર કરીએ. वृक्षे कपिसयोग. આ વાતને જણાવવા માટે વધારે સ્પષ્ટતા માટે शाखाया શબ્દ બોલીએ છીએ, પણ वृक्षे वृक्षत्त्वम् આ જણાવવું હોય તો शाखाया બોલવાની જરૂર રહેતી નથી.. આ વાસ્તવિકતાનો વિચાર કરવા પર જણાય છે કે વૃક્ષમાં વૃક્ષત્વ તો શાખા-મૂળ સર્વત્ર છે, એટલે शाखाया બોલો તો અર્થ ઉચિત ન ભાસે પણ કપિસયોગ સર્વત્ર નથી એ શાખા પર જ છે, મૂળમાં નથી. शाखाया બોલવાથી તરત ખ્યાલ આવી જાય છે કે વૃક્ષ પર જે કપિસંયોગ છે તે શાખા પર છે, મૂળમાં નહીં. હવે અવયવ તરીકે શાખા અને મૂળ બન્ને સમોવડિયા છે તેથી જણાય છે કે वृक्षे शाखाया कपिसंयोग એમ બોલવામાં જેમ એક અવયવ શાખામાં કપિસંયોગનું વિધાન થાય છે તેમ એની સાથે જ અન્ય અવયવ મૂળમાં કપિસંયોગનો નિષેધ (વ્યવચ્છેદ) પ્રતીત થઈ જાય છે. એટલે શાખા અવચ્છેદક બને છે, વૃક્ષ અધિકરણ બને છે*

*અર્થાત્ જ્યાં વિધાન કરતી વેળા એને સમોવડિયા અન્યમાં ગર્ભિત રીતે નિષેધ આવી જતો હોય એ અવચ્છેદક બને. અને જેમાં ભાવ-અભાવ બન્ને હોય એ અધિકરણ બને. એટલે પ્રસ્તુતમાં,*

*शाखावच्छेदेन कपिसयोगवान् वृक्ष तथा, मूलावच्छेदेन कपिसयोगाभाववान् वृक्ष એમ થશે.*

*હવે, इदानीमत्र घट નો વિચાર કરીએ.. તો આટલું વાક્ય અવચ્છેદક અને અધિકરણનો નિર્ણય કરવા માટે અધૂરું લાગે છે, કારણ કે કયા સમોવડિયામા નિષેધ કરવો છે એ પ્રતીત થતું નથી. આ વાક્યની પૂર્ણતા બે રીતે થઈ શકે.*

*(૧) इदानीमत्र घट , न तदानीम् અને*

*(૨) इदानीमत्र घट , न तत्र*

*પ્રથમ વાક્યમાં एतत्कालમાં વિધાન છે અને तत्कालમાં નિષેધ છે. તેથી બે કાળ સમોવડિયા બનવાથી કાળ અવચ્છેદક બનશે ને દેશ અધિકરણ બનશે. એટલે કે एतत्कालावच्छेदेन घटवान् एतद्देश तत्कालावच्छेदेन घटाभाववान् एतद्देश*

*બીજા વાક્યમાં एतद्देशમાં ઘટનું વિધાન છે ને तद्देशमा નિષેધ છે. તેથી બે દેશ સમોવડિયા બનવાથી દેશ અવચ્છેદક બનશે ને કાળ અધિકરણ .. એટલે કે एतद्देशावच्छेदेन घटाधिकरण एतत्काल ।*

*(तद्देशावच्छेदेन घटानधिकरण एतत्काल ।)*

*જ્યારે ભૂતલ પર ઘડો હોય ત્યારે एतत्काल एतद्देशावच्छेदेन घटाधिकरणकाल થાય (એતદ્દેશ=ભૂતલ) આ જ*

*ઘટકાલ કહેવાય છે. અને જ્યારે ભૂતલપર ઘડો ન હોય ત્યારે એતત્કાળ એતદ્દેશાવચ્છેદેન ઘટાનધિકરણકાલ થાય. આ ઘટાનધિકરણકાળ વિશિષ્ટભૂતલ એ ઘટાભાવને રહેવાનો સંબંધ છે એટલે જ્યારે ઘડો લાવવામાં આવે ત્યારે તો આ સંબંધ હાજર ન હોવાથી ઘટાભાવવત્તા બુદ્ધિ શી રીતે થાય ? કારણ કે એ વખતે તો ઘટાધિકરણકાળ વિશિષ્ટ ભૂતલ હોય છે.*

ઘટાનયન પછી ઘટાભાવની બુદ્ધિ થવાની આપત્તિ ન આવે એ માટે કેટલાક નૈયાયિકો તો ઘડો લાવ્યા પછી ઘટાભાવનો જ નાશ થઈ ગયો. (તેથી બુદ્ધિ કેવી રીતે થાય?) ને ઘડો પાછો ખસેડી લેવાય તો ત્યાં પાછો ઘટાભાવ ઉત્પન્ન થઈ ગયો. આમ ઉત્પાદ-વિનાશાલી એવો ચોથા પ્રકારનો અનિત્ય સંસર્ગાભાવ માને છે. આવા અભાવને **સામયિક અભાવ** પણ કહે છે.

---

(मु.) अत्र ध्वसप्रागभावयोरधिकरणे नाऽत्यन्ताभाव इति प्राचां मतम्, श्यामघटे रक्तो नास्ति, रक्तघटे श्यामो नास्तीति धीश्च प्रागभाव ध्वस चावगाहते न तु तदत्यन्ताभाव, तयोर्विरोधात् । नव्यास्तु तत्र विरोधे मानाभावात् ध्वसादिकालावच्छेदेनाऽप्यत्यन्ताभावो वर्तत इत्याहु ।

---

**(ધ્વંસ-પ્રાગભાવ સાથે અત્યન્તાભાવને વિરોધ ?)**

(મુ.) ધ્વંસ અને પ્રાગભાવના અધિકરણમા અત્યન્તાભાવ રહેતો નથી એવો પ્રાચીનોનો મત છે. (પાક પૂર્વે) શ્યામઘટમા रक्तो नास्ति અને (પાક બાદ) રક્તઘટમા श्यामो नास्ति એવી જે બુદ્ધિ છે તે ક્રમશઃ પ્રાગભાવ અને ધ્વંસને જણાવે છે, નહીં કે તેના (=ક્રમશ· રક્તના કે શ્યામના) અત્યન્તાભાવને...કારણ કે તે બેને = પ્રાગભાવ અને ધ્વસને, (અત્યન્તાભાવ સાથે) વિરોધ છે નવ્યો તો એમ કહે છે કે तत्र= ધ્વંસ અને પ્રાગભાવમાં (અત્યન્તાભાવની સાથેનો) વિરોધ હોવામાં કોઈ પ્રમાણ ન હોવાથી ધ્વસાદિકાલાવચ્છેદેન પણ અત્યન્તાભાવ રહે છે.

(વિ.) ઘટાધિકરણમા 'घटाभाववद् भूतलम्' એવી બુદ્ધિ ભલે નહીં થાય. પણ ઘટપ્રાગભાવાધિકરણમાં - ઘટધ્વંસાધિકરણમા એવી બુદ્ધિ થશે કે નહીં ? આવા પ્રશ્નના ઉત્તર તરીકે ગ્રથકાર પ્રાચીનોનો અને નવ્યોનો મત દર્શાવે છે

**પ્રાચીન** - જ્યાં ધ્વંસ કે પ્રાગભાવ રહ્યો હોય ત્યાં અત્યંતાભાવ રહ્યો હોતો નથી.

(**નવ્ય** - અત્યન્તાભાવ અને પ્રતિયોગીને વિરોધ હોવાથી એ બે એક અધિકરણમા ન રહે. પણ અત્યંતાભાવ અને ધ્વસ કે પ્રાગભાવને વિરોધ હોવામાં કોઈ પ્રમાણ ન હોવાથી એ બે સાથે રહેવામાં કશો વાંધો નથી. એટલે જ પાક થવા પૂર્વે ઘટમાં રક્તપ્રાગભાવ તો છે જ, ને એ વખતે रक्तो नास्ति એવી અત્યન્તાભાવને જણાવનાર બુદ્ધિ પણ થાય છે એ જ રીતે પાક બાદ શ્યામધ્વસ તો છે જ ને સાથે श्यामो नास्ति એવી બુદ્ધિ પણ બિનવિરોધપણે થાય છે.)

**પ્રાચીન** - અરે ભલા ભાઈ ! એ रक्तो नास्ति બુદ્ધિ તો એ વખતે એ શ્યામઘટમાં જે રક્તનો પ્રાગભાવ છે એને જ જણાવે છે, રક્તાભાવને નહીં. એમ રક્તઘટમા श्यामो नास्ति એવી જે પ્રતીતિ થાય છે તે શ્યામધ્વંસને જ જણાવે છે, શ્યામાભાવને નહીં. તેથી ધ્વસ કે પ્રાગભાવના અધિકરણમાં અત્યંતાભાવ પણ રહ્યો છે એમ સિદ્ધ થતું નથી.

**નવ્ય** - અરે ભોળાભાઈ ! 'रक्तो नास्ति' બુદ્ધિ અભાવને જ જણાવે છે. જુઓ - એક ઘડો પાક પૂર્વે શ્યામ છે, પાક આપતાં રક્ત થયો ને પાછો વધારે પાક થવાથી શ્યામ બની ગયો. આમ ત્રણ પૂર્વ (શ્યામ), મધ્ય (રક્ત) અને ઉત્તર (શ્યામ) અવસ્થાઓ થઈ. હવે અમારો પ્રશ્ન છે કે મધ્યઅવસ્થામાં श्यामो नास्ति આવી જે બુદ્ધિ થાય છે એનો વિષય કોણ છે ?

**પ્રાચીન** - કેમ ? પૂર્વશ્યામધ્વસ એનો વિષય છે...

**નવ્ય** - તો પછી ઉત્તર અવસ્થામાં પણ શ્યામો નાસ્તિ બુદ્ધિ થવી જોઈએ, કારણ કે ધ્વંસનો ધ્વંસ ન હોવાથી પૂર્વશ્યામધ્વંસ તો હજુ ય વિદ્યમાન છે જ.

**પ્રાચીન** - તો પછી અમે મધ્યઅવસ્થામાં થતી શ્યામો નાસ્તિ બુદ્ધિનો વિષય ઉત્તરશ્યામપ્રાગભાવ માનીશું. ઉત્તરઅવસ્થામાં ઉત્તરશ્યામ ઉત્પન્ન ગઈ ગયો હોવાથી એ પ્રાગભાવ રહ્યો ન હોવાના કારણે શ્યામો નાસ્તિ બુદ્ધિ થવાની આપત્તિ આવતી નથી.

**નવ્ય** - તો પછી પૂર્વશ્યામકાળે શ્યામો નાસ્તિ બુદ્ધિ થવાની આપત્તિ આવશે. કારણ કે એ વખતે પણ એના વિષયભૂત ઉત્તરશ્યામ પ્રાગભાવ વિદ્યમાન તો છે જ.

એટલે આવી કોઈ આપત્તિ ન આવે એ માટે મધ્ય અવસ્થામાં જે શ્યામો નાસ્તિ બુદ્ધિ થાય છે એનો વિષય શ્યામાત્યંતાભાવ જ માનવો જોઈએ જે પૂર્વ કે ઉત્તર અવસ્થામાં ન હોવાથી એવી બુદ્ધિ એ બે અવસ્થામાં થતી નથી. તેથી મધ્ય અવસ્થામાં શ્યામાત્યંતાભાવ પણ રહ્યો છે ને સાથે સાથે પૂર્વશ્યામનો ધ્વંસ તથા ઉત્તરશ્યામનો પ્રાગભાવ પણ રહ્યો છે. તેથી જણાય છે કે ધ્વંસાદિકાલાવચ્છેદેન પણ = જે કાળે ધ્વંસાદિ રહ્યા હોય તે કાળે પણ તે અધિકરણમાં અત્યંતાભાવ રહે છે. એમાં કોઈ વિરોધ છે નહીં.

---

**(મુ.)** [૧]नन्वरत्त्वभावानामधिकरणात्मकत्वं, लाघवादिति चेत् ? न, [२]अनन्ताधिकरणात्मकत्वकल्पनापेक्षयाऽतिरिक्तत्वकल्पनाया एव लघीयरस्त्वात् । [३]एव चाधाराधेयभावोऽप्युपपद्यते, [४]एवं च तत्तच्छब्दरसगन्धाद्यभावाना प्रत्यक्षत्त्वमप्युपपद्यते । अन्यथा तत्तदधिकरणानां तत्तदिन्द्रियाग्राह्यत्वात्प्रत्यक्षत्त्व न स्यात् । [५]एतेन ज्ञानविशेष-कालविशेषाद्यात्मकत्वमत्यन्ताभावस्येति प्रत्युक्तम्, अप्रत्यक्षत्त्वापत्ते ॥

---

**(અભાવ અધિકરણાત્મક નથી)**

**(મુ.)** [૧]શંકા - અભાવને અધિકરણાત્મક માની લ્યો, કારણ કે એમાં લાઘવ છે.

**સમાધાન** - [૨]ના. અભાવને અનત અધિકરણાત્મક માનવાની કલ્પનાની અપેક્ષાએ સ્વતંત્ર માનવાની કલ્પનામાં લાઘવ છે. [૩]વળી એ રીતે સ્વતંત્ર પદાર્થ માનવાથી આધાર-આધેયભાવ પણ સંગત થાય છે. [૪]તથા તે તે શબ્દ-રસ-ગંધ વગેરેના અભાવનું પ્રત્યક્ષ પણ સગત થાય છે અન્યથા તે તે અધિકરણ તે તે ઇન્દ્રિયથી અગ્રાહ્ય હોવાના કારણે તે તે અભાવનું પ્રત્યક્ષ ન થઇ શકે. [૫]એટલે જ અત્યંતાભાવને જ્ઞાનવિશેષ કે કાળવિશેષરૂપ માનવાની વાત પણ નિરસ્ત થઇ જાય છે, કારણ કે એમાં પણ શબ્દાભાવ વગેરે અપ્રત્યક્ષ થવાની આપત્તિ આવે છે.

**(વિ.) (૧) મીમાંસક** - અભાવને એક નવો સાતમો પદાર્થ માનવો એના કરતાં અધિકરણસ્વરૂપ જ માની લેવો યોગ્ય છે, જેથી નવો પદાર્થ ન માનવાનુ લાઘવ થાય, આમે ય ઘટાભાવવદ્ ભૂતલમ્ ઇત્યાદિ પ્રતીતિ વખતે ત્યાં માત્ર અધિકરણ - ભૂતલ જ દેખાતી હોય છે ને.

**(૨) નૈયાયિક** - લાઘવ કોને કહેવાય એ જરા સમજો. ઘટાભાવ કાંઈ માત્ર ભૂતલ પર જ રહે છે એવું નથી. એ તો પટ પર પણ રહે ને કટ પર પણ રહે... એકના એક ઘટાભાવના અધિકરણ તો અનંતા છે. તો એને અનંતા અધિકરણ સ્વરૂપ માનવો એના કરતાં એક સ્વતંત્ર પદાર્થ માનવામાં જ લાઘવ થાય ને ? અનંતા અધિકરણોમાં ઘટાભાવત્વ ધર્મ રહેલો માનવા કરતાં એક અલગ પદાર્થમાં ઘટાભાવત્વ માની લેવામાં લાઘવ સ્પષ્ટ છે.

**(મીમાંસક** - ભૂતલમાં જેમ ઘટાભાવ છે એમ જ પટાભાવ-કટાભાવ વગેરે અનંતા અભાવો છે. એ બધા પણ અમારા મતે ભૂતલ સ્વરૂપ બની જશે. એટલે અમારે ભલે એક એક અભાવને અનત અધિકરણ સ્વરૂપ માનવો પડે છે, પણ એક અધિકરણમાં રહેલા અનંતા અભાવને અલગ-અલગ માનવા પડતા નથી. તમારે અનંત અધિકરણમાં રહેલ ઘટાભાવ એક જ, પણ એવા એક અધિકરણમાં રહેલા ઘટાભાવ, પટાભાવ વગેરે અનંત.

એટલે ગૌરવ-લાઘવ બન્નેને સમાન થયું.)

(૩) **નૈયાયિક** - જો ઘટાભાવ ભૂતલ સ્વરૂપ જ છે, તો ઘટાભાવવદ્ ભૂતલમ્ આમાં જે આધાર-આધેય ભાવ પ્રતીત થાય છે એ અસંગત ઠરી જશે, કારણ કે ભૂતલને કાઈ ભૂતલ સાથે આધાર-આધેયભાવ છે નહીં. ઘટાભાવને સ્વતંત્ર પદાર્થ માનવામાં એ આધેય ને ભૂતલ આધાર... એમ આધાર-આધેય ભાવની સંગતિ થઇ જાય છે.

(**મીમાંસક** - તમે પણ અભાવાધિકરણક અભાવને તો અધિકરણસ્વરૂપ માન્યો જ છે. આશય એ છે કે નૈયાયિકે એવુ માન્યું છે કે ભૂતલ પર રહેલ (ભાવાધિકરણક) ઘટાભાવ સ્વતંત્ર પદાર્થ છે. પણ હવે, આ ઘટાભાવ પર પટ છે ? તો કે ના.. એટલે ઘટાભાવ પર પટાભાવ છે. વળી એ પટાભાવ પર કટાભાવ છે.. એમ તો અનંતા અભાવ છે. આ બધાને સ્વતંત્ર પદાર્થો માનવામાં આવે તો નીચે રહેલી બિચારી ભૂતલનું શું થાય ? એટલે ઘટાભાવમાં રહેલ (અભાવાધિકરણક) પટાભાવ વગેરેને અધિકરણ સ્વરૂપ (એટલે કે ઘટાભાવ સ્વરૂપ) માની લેવા જોઈએ. એટલે મીમાંસક કહે છે કે - પટાભાવવાન્ ઘટાભાવ ઇત્યાદિ સ્થળે તમે પટાભાવને ઘટાભાવ સ્વરૂપ માન્યો છે ને છતાં જે રીતે આધાર-આધેયભાવની સંગતિ કરી લેશો એ રીતે અમે પણ ઘટાભાવવદ્ ભૂતલમ્માં કરી લઈશું.

અથવા, વિષયતા-આધારતા વગેરે ધર્મોને તમે સ્વતંત્ર પદાર્થ રૂપે નથી માન્યા, કિંતુ વિષય-આધાર વગેરે ધર્મી સ્વરૂપ જ માન્યા છે, ને તેમ છતાં વિષયતાવાન્ વિષય વગેરે આધાર-આધેયભાવ માન્યો જ છે... એમ ઘટાભાવ ભૂતલ સ્વરૂપ હોવા છતાં આધાર-આધેયભાવ સંગત કરી શકાય છે.)

(૪) **નૈયાયિક** - એક નિયમ છે : यो येनेन्द्रियेण गृह्यते तद्गतजाति तदभावश्च तेनैवेन्द्रियेण गृह्यते... દૂધમાં રહેલ મધુરરસ જો રસનાગ્રાહ્ય છે તો મધુરરસમાં રહેલ મધુરત્વ જાતિ અને મધુરરસાભાવ આ બંને પણ જીભથી જ જાણી શકાય. ઘોંઘાટ પણ કાનથી જણાય ને શાંતિ (શબ્દાભાવ) પણ કાનથી જ જણાય.

હવે અભાવને જો અધિકરણ સ્વરૂપ માનવાનો હોય તો, ફીકા દૂધમાં રહેલ મધુરરસાભાવ દૂધ દ્રવ્ય સ્વરૂપ બની જશે. તેથી આ અધિકરણ (દૂધ દ્રવ્ય) જિહ્વેન્દ્રિયથી અગ્રાહ્ય હોવાથી મધુરરસાભાવ (ફીકાશ) પણ જીભથી અગ્રાહ્ય-અપ્રત્યક્ષ બની જવાની આપત્તિ આવે.

એના બદલે મધુરરસાભાવ એ જો સ્વતંત્ર પદાર્થ હોય તો ઉક્ત નિયમાનુસારે મધુરરસ જિહ્વાગ્રાહ્ય હોવાથી એ પણ જિહ્વાગ્રાહ્ય બનવાની વાત (જીભથી એનું પ્રત્યક્ષ થવાની વાત) સંગત થઇ જાય છે.

માટે અભાવ અધિકરણ સ્વરૂપ નથી, કિન્તુ સ્વતંત્ર પદાર્થ છે એ નિશ્ચિત થયું.

(૫) **એતેન** = શબ્દાભાવ વગેરેનુ અપ્રત્યક્ષ થવાની આપત્તિ આવે એવી જે દલીલ આપી એનાથી જ "અભાવ એ સ્વતંત્ર પદાર્થ નથી, કિન્તુ જ્ઞાનવિશેષ કે કાલવિશેષ વગેરે સ્વરૂપ છે" એવા મતનું પણ નિરાકરણ થઇ ગયેલુ જાણવુ. કેમ કે તો પછી શબ્દાભાવ વગેરે જ્ઞાનવિશેષ કે કાળવિશેષ રૂપ બનવાથી અને જ્ઞાન કે કાળ શ્રોત્રેન્દ્રિયાદિથી અગ્રાહ્ય હોવાથી એનું શ્રાવણ વગેરે પ્રત્યક્ષ થઇ નહીં શકવાની આપત્તિ આવે.

---

(का.) सप्तानामपि साधर्म्यं ज्ञेयत्वादिकमुच्यते ॥ १३ ॥

(मु) इदानी पदार्थाना साधर्म्यवैधर्म्ये वक्तुमुपक्रमते - **सप्तानामिति** । १समानो धर्मो येषा ते सधर्माण , तेषा भाव साधर्म्यम्, समानो धर्म इति फलितार्थ । एव विरुद्धो धर्मो येषां ते विधर्माण , तेषा भावो वैधर्म्य, विरुद्धो धर्म इति फलितार्थ । ज्ञेयत्व=ज्ञानविषयता, सा च सर्वत्रैवास्ति, ईश्वरज्ञानविषयताया केवलान्वयित्वात् । एवमभिधेयत्वप्रमेयत्वादिक बोध्यम् ॥ १३ ॥

---

(કા.) સાતે પદાર્થોનું સાધર્મ્ય જ્ઞેયત્વ વગેરે કહેવાય છે.

## (સાધર્મ્ય-વૈધર્મ્ય)

(મુ.) હવે પદાર્થોનું સાધર્મ્ય અને વૈધર્મ્ય કહે છે - (સાધર્મ્ય-વૈધર્મ્ય શબ્દોનો અર્થ જણાવવા માટે સમાસ વિગ્રહ કરી દેખાડે છે.) [૧]સમાન છે ધર્મ જેઓનો તે (પદાર્થો) સધર્મ(ન્) કહેવાય. તેઓનો ભાવ તે સાધર્મ્ય. (એટલે કે સાધર્મ્ય શબ્દનો) સમાન ધર્મ એવો અર્થ ફલિત થાય છે. એમ વિરુદ્ધ છે ધર્મ જેઓનો તે (પદાર્થો) વિધર્મ(ન્) કહેવાય. તેઓનો ભાવ તે વૈધર્મ્ય. (એટલે કે 'વૈધર્મ્ય' શબ્દનો) વિરુદ્ધ ધર્મ એવો અર્થ ફલિત થાય છે. જ્ઞેયત્વ એટલે જ્ઞાન વિષયતા (એ સાતે પદાર્થોનુ સાધર્મ્ય છે.) અને તે સર્વત્ર (= સાતે પદાર્થોમાં) રહેલી છે, કારણ કે ઈશ્વરના જ્ઞાનની વિષયતા કેવલાન્વયી છે. આ જ રીતે અભિધેયત્વ, પ્રમેયત્વ વગેરે પણ (સાતે પદાર્થના સાધર્મ્યરૂપે) જાણવા. ॥ ૧૩ ॥

(વિ.) (૧) સમાન ધર્મ તે સધર્મ. સધર્મનો ભાવ તે સાધર્મ્ય... આવો સમાસ કોઇ ન કરે, માટે એનો બહુવ્રીહિસમાસ કરી બતાડ્યો છે- સમાન છે ધર્મ જેઓનો તે સધર્માણ:, એનો ભાવ એ સાધર્મ્ય (= સમાન ધર્મવાળા-પણું). એટલે કે સમાનધર્મ એવો અર્થ ફલિત થશે. એ જ પ્રમાણે વિરુદ્ધ છે ધર્મ જેઓનો તે વિધર્માણ:, તેનો ભાવ એ વૈધર્મ્ય, એટલે કે વિરુદ્ધધર્મ તે વૈધર્મ્ય.

જ્ઞેયત્વ વગેરે સાતે પદાર્થોનું સાધર્મ્ય છે. આમાં જ્ઞેયત્વ=જ્ઞાનવિષયત્વ, વિશ્વના ભાવ-અભાવ સમસ્ત પદાર્થો ઈશ્વરના જ્ઞાનના વિષય બને છે, માટે ઈશ્વરીયજ્ઞાનની વિષયતા સર્વત્ર રહી છે, ક્યાંય એનો અભાવ નથી. જેનો ક્યાંય અભાવ ન મળતો હોય, માત્ર અન્વય મળતો હોય એને કેવલાન્વયી કહેવાય છે. આમ ઈશ્વરીયજ્ઞાનવિષયત્વ કેવલાન્વયી હોવાથી જ્ઞેયત્વ એ સાતે પદાર્થોનું સાધર્મ્ય છે. 'આદિ' શબ્દથી અભિધેયત્વ (=અભિધાવિષયત્વ), પ્રમેયત્વ (=પ્રમાવિષયત્વ) વગેરે સાધર્મ્ય જાણવું. આમાં 'અભિધા' એટલે 'આ પદથી(=શબ્દથી) આ અર્થ જાણવો" એવો સંકેત.

---

(का.) द्रव्यादयः पञ्च भावा अनेक समवायिनः ।

(मु.) द्रव्यादय इति । द्रव्यगुणकर्मसामान्यविशेषाणा साधर्म्यमनेकत्व समवायित्वं च । [१]'यद्यप्यनेकत्वमभावेऽप्यस्ति तथाप्यनेकत्वे सति भावत्वं पञ्चानां साधर्म्यम् । [२]तथा चानेकभाववृत्तिपदार्थविभाजकोपाधिमत्त्वमिति फलितोऽर्थः, तेन प्रत्येक घटादावाकाशादौ च नाऽव्याप्ति ।

---

## (દ્રવ્યાદિ પાંચનું સાધર્મ્ય)

**(કા.) દ્રવ્ય વગેરે પાંચ 'અનેક ભાવ' છે અને 'સમવાયી' હોય છે.**

(મુ.) દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય અને વિશેષ (આ પાંચ પદાર્થોનું) સાધર્મ્ય અનેકત્વ અને સમવાયિત્વ છે. [૧]જો કે અનેકત્વ અભાવમાં પણ રહ્યું છે, તો પણ અનેકત્વ હોવા સાથે ભાવત્વ હોવુ એ આ પાચનુ સાધર્મ્ય છે. [૨]એટલે કે અનેક ભાવ (પદાર્થ)મા રહેલ જે પદાર્થવિભાજક ઉપાધિ, તદ્વત્ત્વ (એ આ પાંચનું સાધર્મ્ય છે) એ પ્રમાણે અર્થ ફલિત થયો. તેથી પ્રત્યેક ઘડામાં (એક-એક ઘડામા) અને આકાશાદિમા અનેકત્વ ન હોવાના કારણે જે અવ્યાપ્તિ આવતી હતી તે) અવ્યાપ્તિ નહીં આવે, (કારણ કે અનેક ભાવ તરીકે અનેક ઘડા લઈ શકાશે, એમાં રહેલ પદાર્થ વિભાજક ઉપાધિ દ્રવ્યત્વ પ્રત્યેક ઘડામાં અને આકાશાદિમા રહેલ છે જ.)

(વિ.) અભાવ સિવાયના દ્રવ્યાદિ ૬ પદાર્થોનું સાધર્મ્ય 'ભાવત્વ' પ્રસિદ્ધ છે. માટે હવે (અભાવ અને સમવાય સિવાયના) દ્રવ્યાદિ ૫ પદાર્થોનું સાધર્મ્ય જણાવે છે-દ્રવ્યગુણ ...ઇત્યાદિ-દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય અને વિશેષ આ પાચ પદાર્થોનું સાધર્મ્ય અનેકત્વ અને સમવાયિત્વ છે.

(૧) જો કે ઘટાભાવ-પટાભાવ વગેરે અભાવો અનેક હોવાથી 'અનેકત્વ' અભાવમાં પણ રહ્યું છે ને તેથી અતિવ્યાપ્તિ થાય છે. છતાં પણ 'અનેકત્વે સતિ ભાવત્વ' એવું પાંચે પદાર્થોનું સાધર્મ્ય માનવાથી એ દૂર થઈ જાય છે. સમવાયમાં ભાવત્વ છે, પણ અનેકત્વ નથી, ને અભાવમાં અનેકત્વ છે, પણ ભાવત્વ નથી.

[ શંકા : કોઈ એક ઘડો, કોઈ એક ગુણ વગેરેમાં (જ્યારે બીજા ઘડા વગેરેની વિવક્ષા નથી ત્યારે) તેમજ આકાશાદિમાં એકત્વ જ છે, અનેકત્વ નથી, (બે ઘડા બાજુબાજુમાં હોય ને બન્નેની બુદ્ધિ કરવામાં આવે ત્યારે એમાં દ્વિત્વ ઉત્પન્ન થાય. જ્યારે એવું નથી ને માત્ર 'આ એક છે' એવી બુદ્ધિ થાય છે ત્યારે એમાં એકત્વ જ છે.) તેથી આ સાધર્મ્ય પણ અવ્યાપ્તિ દોષવાળું છે. ]

(૨) **સમાધાન :** 'અનેકત્વે સતિ ભાવત્વ' આવા સાધર્મ્યનો 'અનેકભાવવૃત્તિ પદાર્થ-વિભાજકોપાધિમત્ત્વ' (=અનેક ભાવપદાર્થોમાં રહેલ જે પદાર્થ વિભાજક ઉપાધિ, તદ્વત્ત્વ) આવો અર્થ કરવાથી આ દોષ પણ ઊભો રહેતો નથી. જ્યારે અનેક ઘડા, અનેક ગુણ વગેરેની વિવક્ષા હોય ત્યારે અનેક ભાવ તરીકે એ ઘડા વગેરે મળશે. એમા પદાર્થ વિભાજક ઉપાધિ તરીકે દ્રવ્યત્વ, ગુણત્વ વગેરે ધર્મો મળશે જે એક ઘટ, એક ગુણ, આકાશ વગેરેમાં બધે રહ્યા હોવાથી અવ્યાપ્તિ રહેતી નથી.

હવે, આનું **પદકૃત્ય :**

'અનેક' શબ્દ ન લખે તો સાધર્મ્ય તરીકે ભાવવૃત્તિપદાર્થવિભાજકોપાધિમત્ત્વ લેવું પડે. આ ઉપાધિ તરીકે 'સમવાયત્વ' પણ આવવાથી સમવાયમાં સાધર્મ્ય ચાલી જાય, અતિવ્યાપ્તિ થાય. (કારણ કે ભાવ= સમવાય).

'ભાવ' શબ્દ ન લખે તો અનેકવૃત્તિપદાર્થવિભાજકોપાધિમત્ત્વ તરીકે અભાવત્વ પણ આવવાથી અભાવમાં અતિવ્યાપ્તિ થાય. (કારણ કે અનેક = ઘટાભાવ, પટાભાવ વગેરે....)

'પદાર્થવિભાજક' ન લખે તો 'અનેકભાવવૃત્તિઉપાધિમત્ત્વ' લેવું પડે જે અનેકભાવ= ઘટ, ગુણ વગેરે ....તેમાં રહેલ ઉપાધિ 'ભાવત્વ' તદ્વત્ત્વ સમવાયમાં પણ હોવાથી અતિવ્યાપ્તિદોષ. પણ 'ભાવત્વ' એ પદાર્થવિભાજક ઉપાધિ નથી, એ ઉપાધિ તરીકે તો દ્રવ્યત્વ, ગુણત્વ વગેરે પાંચ ધર્મો જ છે, તે સમવાયમાં ન હોવાથી અતિવ્યાપ્તિ નહીં આવે.

અહીં 'ઉપાધિ' શબ્દ ન મૂકતાં 'જાતિ' શબ્દ મૂકવામા આવે તો સામાન્યત્વ ને વિશેષત્વ એ જાતિરૂપ ન હોવાથી સામાન્ય અને વિશેષમાં અવ્યાપ્તિ થાય. કારણ કે એ બે અનેક ભાવવૃત્તિ પદાર્થ વિભાજક 'જાતિ' રૂપ નથી. છતાં એવી 'ઉપાધિ' રૂપ તો એ બે છે જ. માટે અવ્યાપ્તિ નહીં.

### ( અનેકત્વની વિચારણા )

*શકા : 'અનેકત્વે સતિ ભાવત્વ' માં 'અનેકત્વ' એટલે શું ? જો એ 'બહુત્વ' સંખ્યા રૂપ લેશો તો ગુણ વગેરેમાં સખ્યા (કે જે સ્વયં ગુણરૂપ છે તે) રહી ન હોવાથી અવ્યાપ્તિ થશે. (કારણ કે અનેકત્વે સતિ ભાવત્વ= અનેકત્વ વિશિષ્ટ ભાવત્વ, ગુણ વગેરેમાં ભાવત્વ છે, પણ અનેકત્વ નથી )*

*તેથી અનેકત્વ= એક ભિન્નત્વ-આવો અર્થ જો લેશો તો પણ નીચે મુજબ આપત્તિ છે*

*એક ભિન્નત્વ= એકભેદવત્ત્વ= એકનો ભેદ*

*(૧) આ એક ભેદ એટલે એક વિશેષનો (કોઈ એક ચોક્કસ ઘટ-પટ વગેરે પદાર્થનો) ભેદ કહેશો તો એ સમવાયમા પણ રહ્યો હોવાથી સમવાયમાં પણ અનેકત્વવિશિષ્ટ ભાવત્વ આવી જવાથી અતિવ્યાપ્તિ.*

*(૨) એકભેદ= એક સામાન્યનો (એટલે કે જે કોઈ 'એક' હોય= 'એકત્વવાન્' હોય તે બધાનો= એકત્વા-વચ્છિન્નપ્રતિયોગિતાક) ભેદ કહેશો તો એનો અર્થ એ થાય કે 'એકત્વવાન્ ન' આવું જેના માટે કહી શકાય તે એકભિન્ન = અનેક.*

*પણ, આ 'એકત્વવાન્ ન' મા એકત્વ એ જો સખ્યારૂપ હશે તો એ સંખ્યા સમવાયમા ન રહી હોવાથી સમવાય 'એકત્વવાળો', ન બનવાના કારણે, સમવાયમા પણ અનેકત્વ રહી જવાથી અતિવ્યાપ્તિ તેથી જો એમ કહો કે, 'સ્વમાત્રવિષયકબુદ્ધિવિષયત્વ' ને એકત્વ તરીકે લઈશું, એટલે કે તે તે ઘટ-પટ વગેરે માત્ર એક જ વિષયની જે બુદ્ધિ થાય 'अयमेक' એવી બુદ્ધિનો જે વિષય તે એક '(ઇમૌ દ્વૌ વગેરે બુદ્ધિ કરવા માટે બે વિષયો જોઈએ, જેથી સ્વમાત્ર-*

વિષયક બુદ્ધિ ન રહે.) આવું કહેશો તો તો એકભેદ જ અપ્રસિદ્ધ થઈ જશે, કારણ કે વિશ્વના તમામ પદાર્થોમાં 'अयमेक' એવી બુદ્ધિ તો થઈ જ શકવાથી એનું વિષયત્વ જ રહ્યું હોવાના કારણે એકત્વ જ રહેશે, 'એકત્વવાન્ ન' એવો ભેદ નહીં.

આમ 'અનેકત્વ' ની કોઈપણ વ્યાખ્યા કરવામાં દોષ હોવાથી તમે કહેલું સાધર્મ્ય બરાબર નથી.

**સમાધાન :** અહીં સ્વપ્રતિયોગિવૃત્તિત્વ, સ્વાધિકરણવૃત્તિત્વ ઉભયસંબંધથી જે ભેદવિશિષ્ટ હોય તે 'અનેક' - આવો અર્થ કરવાથી કોઈ દોષ રહેતો નથી. અહીં, સ્વ=ભેદ=ધારો કે પૃથ્વીભેદ.

તેથી એનો પ્રતિયોગી પૃથ્વી. એમાં વૃત્તિ છે દ્રવ્યત્વ. વળી,

સ્વાધિકરણ = પૃથ્વીભેદનું અધિકરણ= જળ વગેરે... એમાં પણ વૃત્તિ છે દ્રવ્યત્વ.

આમ દ્રવ્યત્વ, પૃથ્વીભેદ=સ્વની અપેક્ષાએ સ્વપ્રતિયોગિવૃત્તિ પણ છે, ને સ્વાધિકરણવૃત્તિ પણ છે. તેથી એ (=દ્રવ્યત્વ), સ્વપ્રતિયોગિવૃત્તિત્વ ને સ્વાધિકરણવૃત્તિત્વ ઉભય સંબંધે ભેદવિશિષ્ટ થઈ જવાથી અનેકત્વે સતિભાવત્વનો અર્થ દ્રવ્યત્વે સતિ ભાવત્વ થશે. જે ઘટ, પટ, આકાશાદિ દરેક દ્રવ્યમાં રહેલ છે.

એ જ રીતે સ્વ=ભેદ= રૂપ વગેરે સ્વરૂપ ગુણના કોઈપણ પેટા ભેદનો ભેદ(જેમ કે રૂપભેદ) લઈ શકાશે.

તેથી સ્વ= રૂપભેદ, એનો પ્રતિયોગી રૂપ, એમાં વૃત્તિ ગુણત્વ.

સ્વાધિકરણ=રૂપભેદાધિકરણ=રસ (કારણ કે રસમાં રૂપભેદ રહ્યો છે), એમાં વૃત્તિ ગુણત્વ. તેથી ગુણત્વ ધર્મ તાદૃશઉભયસંબંધથી ભેદવિશિષ્ટ બનશે, ને સાધર્મ્ય દરેક ગુણમાં ચાલ્યું જશે.

આ જ રીતે કર્મ, સામાન્ય, વિશેષના પેટાભેદ લેવાથી એ પદાર્થોમાં પણ સાધર્મ્ય જશે. સમવાયનો કોઈ પેટાભેદ ન હોવાથી 'સમવાયત્વ' તેવા ધર્મ તરીકે મળશે નહીં.

ધારો કે સ્વ= સમવાયભેદ લીધો.

તો સ્વપ્રતિયોગી=સમવાય. તેમાં વૃત્તિ 'સમવાયત્વ' મળશે. પણ સ્વાધિકરણ=સમવાયભેદાધિકરણ તરીકે ઈતર કોઈ સમવાય ન હોવાથી દ્રવ્ય વગેરે લેવા પડશે જેમાં સમવાયત્વ રહ્યું નથી.

તેથી ઉભયસંબંધે ભેદવિશિષ્ટ તરીકે સમવાયત્વ મળે નહીં.

જો કે સ્વ=સમવાયભેદ લઈએ, તો સ્વપ્રતિયોગી = સમવાય, તેમાં વૃત્તિ જ્ઞેયત્વ.

સ્વાધિકરણ=સમવાયભેદાધિકરણ=ઘટ વગરે, તેમાં વૃત્તિ જ્ઞેયત્વ. એટલે 'જ્ઞેયત્વ' તાદૃશઉભયસંબંધે ભેદવિશિષ્ટ બનશે જે સમવાયમાં પણ રહ્યું હોવાથી અતિવ્યાપ્તિ આવે છે. પણ, અહીં પણ ભેદવિશિષ્ટ તરીકે પદાર્થવિભાજકોપાધિ જ લેવી અભિપ્રેત હોવાથી જ્ઞેયત્વાદિ લઈ શકાતા ન હોવાના કારણે અતિવ્યાપ્તિ નથી.

સ્વ= ઘટાભાવભેદ લઈએ તો,

સ્વપ્રતિયોગી =ઘટાભાવ, તેમાં વૃત્તિ અભાવત્વ,

સ્વાધિકરણ=ઘટાભાવભેદાધિકરણ પટાભાવ, તેમાં વૃત્તિ અભાવત્વ.

એટલે અભાવમાં અનેકત્વ તો જશે. (કારણ કે 'અભાવત્વ' તાદૃશઉભયસંબંધે ભેદવિશિષ્ટ બને છે.) પણ, એમાં ભાવત્વ ન હોવાથી અતિવ[illegible]પ્તિ નથી.

એટલે છેલ્લો નિ[illegible] [illegible]પ્રતિયોગિવૃત્તિત્વ-स्वसामानाधिकरण्य-उभयसवंधेन भेदविशिष्टत्वे सति भाववृत्ति-पदार्थविभाजकोपाधिमत्त्वम् એ દ્રવ્યાદિ પાંચનું સાધર્મ્ય જાણવું.

પૂર્વે સામાન્યનું જે नित्यत्वे सति अनेकसमवेतत्त्व એવું લક્ષણ આપેલું, એમાં પણ ઘટત્વાદિ જાતિઓ જ્યાં (ઘટાદિમાં) રહી છે ત્યાં અનેકત્વ સંખ્યા રહી શકતી હોવાથી વાંધો નથી આવતો, પણ, ગુણત્વાદિ જાતિઓ જ્યાં (ગુણાદિમાં) રહી છે ત્યાં અનેકત્વ સંખ્યા રહી શકતી ન હોવાથી લક્ષણ સમન્વય ન થઈ શકે. એટલે ત્યાં પણ અનેકત્વને સંખ્યારૂપ ન લેતા આ રીતે ભેદવિશિષ્ટત્વરૂપ લેવું. વળી ત્યાં તો 'અનેકસમવેતત્વ' છે, તેથી વૃત્તિત્વ સમવાય સંબંધથી લેવું. તેથી ફલિતાર્થ આવો જાણવો-

स्वप्रतियोगिसमवेतत्व-स्वाधिकरणसमवेतत्वउभयसवधेन भेदविशिष्टत्वमनेकत्वम्

(मु) १समवायित्व च समवायसबधेन सम्बन्धित्व, न तु समवायवत्त्व, सामान्यादावभावात् । २तथा च समवेतवृत्तिपदार्थविभाजकोपाधिमत्त्वमिति फलितोऽर्थ । तेन नित्यद्रव्येषु नाव्याप्ति ।

(મુ.) (દ્રવ્યાદિ પાંચનું સમવાયિત્વ એવુ બીજું જે સાધર્મ્ય આપ્યું છે તેમા) ૧સમવાયિત્વ એટલે સમવાયસંબંધથી સબંધી હોવું તે, નહીં કે સમવાયવત્ત્વ. [એટલે કે સમવાયસબંધથી રહેનાર (પ્રતિયોગી) કે રાખનાર (અનુયોગી) જે હોય તે બધા 'સમવાયી' બને એવો અર્થ જાણવો. પણ સમવાયસબંધનો જે અનુયોગી હોય તે જ સમવાયી કહેવાય એવો અર્થ ન લેવો.] કારણ કે [જો એવો અર્થ લેવામાં આવે તો સામાન્યાદિ પોતે સમવાય સંબધથી દ્રવ્યાદિમાં રહ્યા હોવા છતા પોતાનામાં કોઈને સમવાય સબધથી રાખતા ન હોવાથી સમવાયવત્ત્વ સ્વરૂપ સમવાયિત્વનો] સામાન્યાદિમાં અભાવ થાય. (ને તેથી આ સાધર્મ્યની એમા અવ્યાપ્તિ થવાનો દોષ આવે.) ૨વળી આ સમવાયિત્વનો સમવેતવૃત્તિ જે પદાર્થવિભાજક ઉપાધિ તદ્વત્ત્વ અવો ફલિત થયેલો અર્થ જાણવો. તેથી (પરમાણુ વગેરે) નિત્યદ્રવ્યોમાં અવ્યાપ્તિ નહીં થાય નહીંતર જો 'સમવાય સબધથી રહે તે સમવાયી' એવો અર્થ કરવામાં આવે તો પરમાણુ વગેરે એવા ન હોવાથી એમા અવ્યાપ્તિ આવે. પણ હવે, સમવેત તરીકે નિત્યદ્રવ્ય ન પકડાવા છતા ઘટાદિ પકડાશે જેમા રહેલ પદાર્થ વિભાજક ઉપાધિ-દ્રવ્યત્વ પરમાણુ વગેરે નિત્યદ્રવ્યમાં પણ રહેલ છે.

(વિ.) (૧) દ્રવ્યાદિ પાંચનું બીજું સાધર્મ્ય છે સમવાયિત્વ:

સમવાયસંબંધથી રહેનારને (=પ્રતિયોગીને) સમવેત કહે છે ને રાખનારને (=અનુયોગીને) સમવાયી કહે છે. સામાન્ય અને વિશેષ સમવાય સબંધથી દ્રવ્યાદિમાં રહે છે, પણ કોઈને પોતાનામાં રાખતા નથી. તેથી તે બેમાં સમવાયિત્વ ન હોવાથી અવ્યાપ્તિ આવે.

માટે અહીં સમવાયિત્વનો અર્થ સમવાયવાળાપણુ એવો ન કરતા સમવાયસંબંધથી સંબંધીહોવાપણું (સંબંધિત્વ) એવો જાણવો. રાખનારમાં જ રહેનારનો સમવાય રહેતો હોવાથી રાખનાર જ સમવાયી હોવા છતા, સમવાયના સંબંધી તો રહેનાર-રાખનાર બન્ને કહેવાય જ છે. તેથી આ સંબંધિત્વ સામાન્ય-વિશેષ બન્નેમાં પણ હોવાથી અવ્યાપ્તિ નથી.

એટલે નિષ્કર્ષ આ થયો કે સમવાયસંબંધના અનુયોગી હોવું કે પ્રતિયોગી હોવુ એ આ પાચનું સાધર્મ્ય છે.

અર્થાત્ સમવાયાનુયોગિપ્રતિયોગ્યન્યતરત્વ=સમવાયિત્વ.

**શંકા :** દ્રવ્યાદિ પાંચેમાં પ્રતિયોગિત્વ તો રહ્યુ જ છે, તો એ જ એકલુ મૂકવું હતું ને ?

**સમાધાન :** ઘટ વગેરે દ્રવ્યમા પ્રતિયોગિત્વ રહ્યું હોવા છતાં, પરમાણુ આકાશ વગેરે નિત્યદ્રવ્યોમાં તે રહ્યું ન હોવાથી અવ્યાપ્તિ આવે પણ એમા પણ વિશેષ વગેરે સમવાય સબંધથી રહ્યા હોવાથી અનુયોગિતા તો છે જ. તેથી અન્યતરત્વ મૂકવાથી અવ્યાપ્તિનું વારણ થાય છે.

(૨) અથવા આ આપત્તિનુ વારણ આ રીતે પણ થઈ શકે-

સમવાયિત્વ = समवेतवृत्तिपदार्थविभाजकोपाधिमत्त्वम् = સમવાયસબંધથી રહેલ પદાર્થમાં જે પદાર્થવિભાજક ઉપાધિ હોય તદ્વત્ત્વ ..એ દ્રવ્યાદિ પાંચનું સાધર્મ્ય છે...

કપાલમાં સમવેત ઘટ...એમા રહેલ પદાર્થવિભાજકોપાધિ-દ્રવ્યત્વ...એ પરમાણુ વગરેમા પણ રહેલ હોવાથી અવ્યાપ્તિ આવશે નહીં....

અહીં જો સમવેતવૃત્તિધર્મવત્ત્વં કહેવામાં આવે તો ઘટવૃત્તિધર્મ તરીકે જ્ઞેયત્વાદિ આવે જે સમવાયાદિમાં પણ હોવાથી અતિવ્યાપ્તિ થાય પદાર્થ વિભાજક ઉપાધિ કહેવાથી 'જ્ઞેયત્વાદિ' લઈ નહીં શકાય... દ્રવ્યત્વાદિ જ લેવા પડે જે સમવાયાદિમાં ન હોવાથી અતિવ્યાપ્તિ ન આવે .આ જ પ્રમાણે આગળ સર્વત્ર...જ્યાં જ્યાં પદાર્થ વિભાજકઉપાધિ કહેલ હોય ત્યાં એનુ પ્રયોજન, જ્ઞેયત્વાદિ ધર્મો લઈ અલક્ષ્યમાં અતિવ્યાપ્તિ આવવાની જે

સંભાવના હોય તેને દૂર કરવાનું જાણવું.... માટે હવે આગળ આ 'પદાર્થવિભાજકોપાધિ'નું પદકૃત્ય કરવામાં આવશે નહીં.

દ્રવ્ય,ગુણ, કર્મ અને સામાન્ય આ ૪નું સાધર્મ્ય ગ્રન્થકારે જણાવ્યું નથી, પણ એ આવું જાણવું.

સમવેતસમવેતત્વમ્=સમવાયસંબંધથી રહેલ પદાર્થમાં સમવાય સંબંધથી રહેવાપણું.

(1) કપાલાદિ સ્વઅવયવ કપાલિકામાં સમવેત છે ને ઘટાદિ દ્રવ્યો કપાલાદિમાં સમવેત છે. માટે ઘટાદિ દ્રવ્યમાં સમવેતસમવેતત્વ આવી ગયું. (2) કપાલમાં સમવેત ઘટ, એમાં સમવેત રૂપાદિગુણ, પતનાદિ ક્રિયા, ઘટત્વાદિ સામાન્ય... એટલે ગુણાદિમાં પણ સમવેતસમવેતત્વ આવી ગયું. (3) વિશેષ પરમાણુમાં સમવેત છે, પણ પરમાણુ ક્યાંય સમવેત નથી, તેથી વિશેષમાં સમવેતત્વ હોવા છતાં, સમવેતસમવેતત્વ ન હોવાથી અતિવ્યાપ્તિ નથી. (4) સમવાય-અભાવ તો સમવેત જ નથી, માટે અતિવ્યાપ્તિ નથી. છતાં, પરમાણુ વગેરે નિત્યદ્રવ્ય 'દ્રવ્ય' હોવાથી લક્ષ્ય છે, પણ તેઓ સમવેત ન હોવાથી, ને પરમાણુગત રૂપાદિગુણ (પરમાણુમાં સમવેત હોવા છતાં, પરમાણુ સ્વયં સમવેત ન હોવાથી) સમવેતસમવેત ન હોવાથી સમવેતસમવેતત્વ લક્ષણ અવ્યાપ્ત થાય છે. તેથી પરિષ્કાર કરવો- समवेतसमवेतवृत्तिपदार्थविभाजकोपाधिमत्त्वम्।

તેથી, સમવેત એવા કપાલમાં સમવેત ઘટમાં રહેલ પદાર્થ વિભાજકોપાધિ દ્રવ્યત્વ, તદ્‌વત્ત્વ પરમાણુમાં હોવાથી અવ્યાપ્તિ નહીં. એમ, સમવેત એવા ઘટમાં સમવેત રૂપાદિ ગુણ.... એમાં રહેલ પદાર્થવિભાજકોપાધિ ગુણત્વ..એ પરમાણુના રૂપાદિમાં પણ હોવાથી અવ્યાપ્તિ નહીં.

---

(का.) सत्तावन्तस्त्रयस्त्वाद्या गुणादिर्निर्गुणक्रियः ।।१४।।

(मु.) सत्तावन्त इति। [१]द्रव्यगुणकर्मणां सत्तावत्त्वमित्यर्थ । गुणादिरिति। [२]यद्यपि गुणक्रिया-शून्यत्वमाद्यक्षणे घटादावतिव्याप्त, क्रियाशून्यत्वं च गगनादावतिव्याप्तम्, तथाऽपि [३]गुणवदवृत्तिधर्मवत्त्व [४]कर्मवदवृत्तिपदार्थविभाजकोपाधिमत्त्वञ्च तदर्थ । न हि घटत्वादिकं द्रव्यत्वादिक वा गुणवदवृत्ति, कर्मवदवृत्ति वा, किन्तु गुणत्वादिक तथा, आकाशत्वादिकन्तु न पदार्थविभाजकोपाधि ।।१४।।

---

**(કા.) આદ્ય ત્રણ પદાર્થો (દ્રવ્ય, ગુણ અને કર્મ) સત્તાવાળા છે. (દ્રવ્ય સિવાયના) ગુણાદિ ૬ પદાર્થો નિર્ગુણ-નિષ્ક્રિય છે.**

(મુ.) [૧]દ્રવ્ય-ગુણ-કર્મનું સત્તાવત્ત્વ એ સાધર્મ્ય છે એવો અર્થ જાણવો. ગુણાદિ... [૨]જો કે ગુણશૂન્યત્વ અને ક્રિયાશૂન્યત્વ આદ્યક્ષણે ઘટાદિમાં (આદ્યક્ષણીય ઘટાદિ નિર્ગુણ-નિષ્ક્રિય હોવાથી) અતિવ્યાપ્ત છે અને ક્રિયાશૂન્યત્વ ગગનાદિમા (વિભુ દ્રવ્યોમા ક્રિયા ન હોવાથી) અતિવ્યાપ્ત છે. [૩]તો પણ ગુણવાન્‌માં નહીં રહેલ ધર્મવત્ત્વ અને [૪]કર્મવાન્‌માં નહીં રહેલ પદાર્થ વિભાજક ઉપાધિમત્ત્વ એવો તેનો (નિર્ગુણત્વ ને નિષ્ક્રિયત્વનો) અર્થ અભિપ્રેત છે. (તેથી કોઈ દોષ નથી, કારણ કે) ઘટત્વાદિ કે દ્રવ્યત્વાદિ ગુણવાન્‌માં અવૃત્તિ નથી કે કર્મવાન્‌મા અવૃત્તિ નથી. ગુણત્વાદિ જ એમાં અવૃત્તિ છે. આકાશત્વ (કર્મવાન્‌માં અવૃત્તિ છે, પણ એ) પદાર્થવિભાજક ઉપાધિ નથી(માટે દોષ નથી.)

(વિ.) (૧) દ્રવ્યાદિ ત્રણનું સાધર્મ્ય-સત્તાવત્ત્વમ્

સમવાયસંબંધથી સત્તા દ્રવ્યાદિ ત્રણમાં જ રહી છે અને દ્રવ્યાદિ ત્રણ માત્રમાં રહી છે.. તેથી અતિવ્યાપ્તિ કે અવ્યાપ્તિ- દોષ નથી.

**(ગુણાદિ ૬નું સાધર્મ્ય)**

દ્રવ્યસિવાયના ગુણાદિ ૬ પદાર્થોનું સાધર્મ્ય-(1) નિર્ગુણત્વ...

(2) નિષ્ક્રિયત્વ

(૨) નિર્ગુણત્વ=ગુણશૂન્યત્વ..

ઘટના રૂપાદિગુણો પ્રત્યે ઘડો સમવાયિકારણ છે. તેથી જે ક્ષણે ઘડો ઉત્પન્ન થાય એની પછીની ક્ષણે એમાં રૂપાદિ ગુણો ઉત્પન્ન થાય છે. માટે આદ્યક્ષણીય ઘટ નિર્ગુણ હોવાથી એમાં અતિવ્યાપ્તિ આવશે.

આનું વારણ કરવા પરિષ્કાર :

(૩) गुणवदवृत्तिधर्मवत्त्वम् = निर्गुणत्वम्

એટલે કે ગુણવાન્‌માં ન રહેલો ધર્મ હોવો એ ગુણાદિ ૬નું સાધર્મ્ય છે. ગુણવાન્‌માં ન રહેલા ધર્મ તરીકે ગુણત્વ-કર્મત્વાદિ જ લેવાશે. ઘટમાં રહેલા દ્રવ્યત્વ, ઘટત્વ, જ્ઞેયત્વાદિ ધર્મો તો ગુણવાન્‌માં રહેલા છે, કારણ કે બીજી ક્ષણે તો ઘડો પણ ગુણવાન્ બની જ જાય છે. તેથી ગુણત્વાદિ ધર્મો લેવા પડશે જે આદ્યક્ષણીય ઘટમાં ન હોવાથી અતિવ્યાપ્તિ નહીં રહે.

*શંકા : જેમ કપાલથી ઘડો ઉત્પન્ન થાય છે એમ કપાલરૂપથી ઘટરૂપ ઉત્પન્ન થાય છે. એટલે જે ક્ષણે કપાલથી ઘટ ઉત્પન્ન થશે એ જ ક્ષણે કપાલરૂપ ઘટરૂપને ઉત્પન્ન કરી દેશે. તેથી પ્રથમક્ષણે ઘડો નિર્ગુણ હોવાનો પ્રશ્ન જ ક્યાં રહે છે કે જેથી અતિવ્યાપ્તિ થાય ?*

*સમાધાન : કપાલરૂપ એ ઘટરૂપનું કારણ છે એ વાત સાચી એટલે જ કપાલનું નીલરૂપ ઘડાના નીલરૂપને ઉત્પન્ન કરે છે. પણ આ બે નીલરૂપ વચ્ચે ઘટનિષ્ઠ પ્રત્યાસત્તિથી કાર્યકારણભાવ આવો છે - કપાલનું નીલરૂપ, સ્વ (=નીલરૂપ)નો આશ્રય કપાલ, એમાં સમવેત ઘટ, એટલે સ્વાશ્રય સમવેતત્વ સંબંધથી ઘડામાં રહ્યું છે. જ્યાં સમવાય સંબંધથી ઘટનીલરૂપ ઉત્પન્ન થાય છે. (नीलत्वावच्छिन्न-स्वाश्रयसमवेतत्वसंबंधावच्छिन्नकारणतानिरूपित- नीलत्वावच्छिन्नसमवायसंबंधावच्छिन्नकार्यता ।)*

*આનો અર્થ એ થાય કે જ્યા સ્વાશ્રયસમવેતત્વ સંબંધથી નીલરૂપ રહ્યુ હોય ત્યાં સમવાયસંબંધથી નીલરૂપ ઉત્પન્ન થાય.*

*હવે, સ્વાશ્રયસમવેતત્વ સબંધથી નીલરૂપ તો કપાલના પોતાના નીલરૂપ-ગંધ વગેરે ગુણોમાં પણ રહ્યું છે. કારણ કે સ્વ= નીલરૂપ, એનો આશ્રય કપાલ, એમાં સમવેત એના નીલરૂપાદિ ગુણો*

*એટલે કપાલના નીલરૂપ-ગંધ વગેરે ગુણોમાં પણ સમવાય સંબંધથી નીલરૂપ ઉત્પન્ન થવાની આપત્તિ આવશે.*

*આ આપત્તિનું વારણ કરવા માટે સમવાય સંબંધથી નીલરૂપ સ્વરૂપ કાર્ય માટે સમવાયિકારણ તરીકે તાદાત્મ્ય સંબધથી ઘટ વગેરે દ્રવ્યને પણ કારણ માનવામા આવે છે.*

*એટલે કે જ્યા સ્વાશ્રયસમવેતત્વ સંબધથી નીલરૂપ રહ્યું હોય ત્યા સર્વત્ર સમવાય સંબંધથી નીલરૂપ ઉત્પન્ન થાય એવો કાર્યકારણભાવ નથી, કિન્તુ, જ્યા સ્વાશ્રયસમવેતત્વ સંબધથી નીલરૂપ રહ્યું હોય ને સાથે ત્યા જ, તાદાત્મ્યસંબંધથી ઘટ વગેરે દ્રવ્ય રહ્યું હોય, ત્યાં જ નીલરૂપ ઉત્પન્ન થાય છે. (જ્યાં સમવાય સંબંધથી કાર્ય રહે, ત્યાં એનુ સમવાયિકારણ તાદાત્મ્યસંબધે રહે છે એ સર્વત્ર ખ્યાલ રાખવો.)*

*કપાલના નીલરૂપ, ગંધ વગેરે ગુણોમાં તાદાત્મ્યસંબંધથી ઘટ વગેરે દ્રવ્ય રહ્યું ન હોવાથી સમવાય સંબંધથી નીલરૂપ ઉત્પન્ન થવાની આપત્તિ આવતી નથી. આમ નીલરૂપાદિના સમવાયિકારણ તરીકે ઘટાદિ દ્રવ્ય મનાયું હોવાથી એ આદ્યક્ષણે નિર્ગુણ જ હોય*

*શકા . જો આદ્યક્ષણે ઘટમાં નીલરૂપ નથી તો ઘટનું ચાક્ષુષ પ્રત્યક્ષ નહીં થાય, કારણ કે દ્રવ્યચાક્ષુષ પ્રત્યક્ષ પ્રત્યે રૂપ કારણ છે.*

*સમાધાન આ અમારે ઈષ્ટાપત્તિ જ છે, અમે પ્રથમક્ષણે ઘટચાક્ષુષ માનતા જ નથી, (છતાં ક્ષણ સૂક્ષ્મ હોવાથી એ અપ્રત્યક્ષ આપણા ખ્યાલમાં નથી આવતું )*

(૪) હવે, ગુણાદિ ૬નું બીજુ સાધર્મ્ય-નિષ્ક્રિયત્વ=ક્રિયાશૂન્યત્વ.

ઘટ, ગુણની જેમ ક્રિયા પ્રત્યે પણ સમવાયિકારણ હોવાથી આદ્યક્ષણે નિષ્ક્રિય હોય છે.

તેથી પરિષ્કાર-क्रियावदवृत्तिधर्मवत्त्वम्

દ્રવ્યત્વ, દ્વિતીયક્ષણીયઘટ વગેરે ક્રિયાવાન્ પદાર્થોમાં રહેલો ધર્મ છે, ક્રિયાવાન્‌માં નહીં રહેલો ધર્મ નથી, જે આદ્યક્ષણીય ઘટમાં પણ રહ્યો હોવાથી અતિવ્યાપ્તિ રહેશે નહીં.

**શંકા :** આકાશાદિ વિભુ પદાર્થોમાં કોઈ ક્રિયા કયારેય ઉત્પન્ન થતી નથી. તેથી આકાશત્વ વગેરે ક્રિયાવદવૃત્તિ ધર્મ હોવાથી આકાશ વગેરેમાં અતિવ્યાપ્તિ આવશે જ.

**સમાધાન :** તો પછી અમે પરિષ્કાર કરીશું:

क्रियावदवृत्तिपदार्थविभाजकोपाधिमत्त्वम् क्रियाशून्यत्वम् . આકાશત્વ એ પદાર્થ વિભાજકોપાધિ નથી.

દ્રવ્યત્વ એ પદાર્થ વિભાજકોપાધિ છે, પણ એ ક્રિયાવદ્‌વૃત્તિ છે, અવૃત્તિ નહીં, તેથી અતિવ્યાપ્તિ નથી.

---

(का.) सामान्यपरिहीनास्तु सर्वे जात्यादयो मताः ।

(मु.) [१]सामान्यानधिकरणत्व सामान्यादीनामित्यर्थ. ।

---

**(કા.) જાતિ વગેરે બધા પદાર્થો સામાન્યશૂન્ય મનાયા છે.**

**(મુ.)** [૧]સામાન્યાનધિકરણત્વ એ સામાન્યાદિ ૪ પદાર્થોનું સાધર્મ્ય છે એમ અર્થ જાણવો.

**(વિ.)** સામાન્યપરિહીનત્વ= સામાન્યશૂન્યત્વ= સામાન્યાભાવ એ સામાન્યાદિનું અર્થાત્ સામાન્ય, વિશેષ, સમવાય અને અભાવ આ ચાર પદાર્થોનું સાધર્મ્ય છે.

**શંકા :** [નૈયાયિકે બધા ભાવ પદાર્થોમાં સત્તા માની છે, કારણ કે 'સત્તા' હોય તો જ એ 'ભાવ' પદાર્થ બની શકે. પણ દ્રવ્યાદિ ત્રણમાં એ સમવાય સંબંધથી રહેલી માની છે, ને સામાન્યાદિમાં એકાર્થસમવાયસંબંધથી રહેલી માની છે. ઘટમાં સમવાય સંબંધથી સત્તા રહી છે અને ત્યાં જ સમવાય સંબંધથી ઘટત્વ વગેરે સામાન્ય (જાતિ ) છે. એટલે કે સત્તા અને ઘટત્વાદિ સામાન્ય આ બન્નેનો એક (ઘટાદિ) પદાર્થમાં સમવાય છે. તેથી સત્તા, એકાર્થ-સમવાય સંબંધથી (ઘટત્વાદિ) સામાન્યમાં પણ રહેલ જ છે. તેથી ] સામાન્યમાં સામાન્યાભાવ ન રહેવાથી (સત્તા પણ એક જાતિ જ છે.) અવ્યાપ્તિદોષ આવશે.

(૧) **સમાધાન :** એના વારણ માટે, સામાન્યપરિહીનત્વ=સામાન્યાનધિકરણત્વમ્ અર્થ કરવો. એકાર્થ-સમવાય એ વૃત્તિનિયામક સંબંધ ન હોવાથી, એ સંબધથી ઘટત્વાદિ સામાન્ય, સત્તા વગેરે સામાન્યના સંબંધી ભલે બને પણ આધાર (અધિકરણ) ન બને. તેથી અવ્યાપ્તિ નહીં.

અથવા, તો સમવાયસંબંધાવચ્છિન્નપ્રતિયોગિતાક સામાન્યાભાવ એ સામાન્યાદિ ૪નુ સાધર્મ્ય જાણવું.

સામાન્યાદિમાં સત્તા વગેરે સામાન્ય એકાર્થ સમવાય સંબંધથી રહેવા છતાં સમવાય સંબંધથી તો એનો અભાવ જ હોય છે, માટે અવ્યાપ્તિદોષ આવતો નથી.

---

(का.) पारिमाण्डल्यभिन्नानां कारणत्वमुदाहृतम् ।।१५।।

(मु ) पारिमाण्डल्येति । पारिमाण्डल्य= अणुपरिणाम, कारणत्वं तद्भिन्नानामित्यर्थ· । [१]अणुपरिमाणन्तु न कस्यापि कारणम् । [२]तद्धि स्वाश्रयारब्धद्रव्यपरिमाणारम्भक भवेत्, तच्च न सभवति, परिमाणस्य स्वसमानजातीयोत्कृष्टपरिमाणजनकत्वनियमान्महदारब्धस्य महत्तरत्ववदणुजन्य-स्याणुतरत्वप्रसङ्गात् । [३]एवं परममहत्परिमाणमतीन्द्रियसामान्य विशेषाश्च बोध्या ।

## (પારિમાંડલ્ય)

### (કા.) પારિમાંડલ્ય સિવાયના પદાર્થોનું સાધર્મ્ય કારણત્વ કહેવાયું છે.

**(મુ.)** પારિમાંડલ્ય એટલે અણુપરિમાણ. કારણત્વ એ તેનાથી ભિન્ન પદાર્થોનુ સાધર્મ્ય છે એમ અર્થ જાણવો. ૧અણુપરિમાણ તો કોઈનું કારણ નથી. ૨કારણ કે (એ જો કારણ બને તો) સ્વાશ્રયારબ્ધ દ્રવ્યના પરિમાણનું આરંભક બને. પણ એ સંભવતુ નથી. કારણ કે પરિમાણ સ્વસમાનજાતીય ઉત્કૃષ્ટ પરિમાણનુ જનક જ બને એવો નિયમ હોવાના કારણે મહત્પરિમાણજન્યમાં જેમ મહત્તરત્વ હોય તેમ અણુપરિમાણજન્ય પરિમાણમાં અણુતરત્વ આવવાની આપત્તિ આવે. ૩(પારિમાંડલ્યની જેમ) પરમમહત્પરિમાણ, અતીન્દ્રિય સામાન્ય અને વિશેષ પણ કોઈનુ કારણ બનતા નથી એ જાણવું.

**(વિ.)** પારિમાંડલ્ય એટલે અણુપરિમાણ. અહીં 'પારિમાંડલ્ય' શબ્દથી પરમાણુનું પરિમાણ અને દ્વ્યણુકનું પરિમાણ એ બન્ને સમજવાના છે. એટલે આ બે, (તેમજ આગળ કહેવાનારા) પરમમહત્પરિમાણ, અતીન્દ્રિયસામાન્ય અને વિશેષો... આટલા પદાર્થોને છોડી શેષ બધા પદાર્થોનું "કારણત્વ" એ સાધર્મ્ય છે. એટલે કે શેષ સઘળા પદાર્થો કો'ક ને કો'ક કાર્યના સમવાયિ, અસમવાયિ કે નિમિત્તકારણ બને જ છે.

(૧) પારિમાંડલ્ય કોઈનું કારણ બનતું નથી. છિદ્રમાથી પ્રવેશતા સૂર્યકિરણોમાં જે ઝીણી રજકણો ઊડતી દેખાય છે એને નૈયાયિકો ત્રસરેણુ=ત્ર્યણુક માને છે. એનું પ્રત્યક્ષ થાય છે. દ્વ્યણુક અને પરમાણુ એના કરતાં પણ નાના હોય છે. આલોક સંયોગ વગેરે હોવા છતાં એનું પ્રત્યક્ષ થતું નથી. એટલે દ્રવ્યના લૌકિક પ્રત્યક્ષ પ્રત્યે મહત્પરિમાણને કારણ માનવામાં આવ્યું છે. પરમાણુ અને દ્વ્યણુકનું પરિમાણ અણુ હોવાથી એ સ્વાશ્રયભૂત પરમાણુ અને દ્વ્યણુકના પ્રત્યક્ષનું કારણ બની શકતા નથી. ત્ર્યણુક વગેરેનું પરિમાણ મહત્ હોવાથી ત્ર્યણુક વગેરેના લૌકિક પ્રત્યક્ષમાં કારણ બને છે.

એમ ત્ર્યણુક વગેરેનું મહત્પરિમાણ ચતુરણુક વગેરેના મહત્પરિમાણનુ કારણ બને છે. તંતુ જેટલા મોટા એટલો પટ મોટો બને છે એનાથી જણાય છે કે અવયવનું પરિમાણ અવયવીના પરિમાણનું કારણ છે. પણ આ રીતે, પરમાણુનું પરિમાણદ્વ્યણુકના પરિમાણનું અને દ્વ્યણુકનુ પરિમાણ ત્ર્યણુકના પરિમાણનું કારણ બની શકતું નથી.

(૨) ૫ ફૂટની લાકડી સાથે બીજી ૫ ફૂટની લાકડી જોડવામા આવે તો એની લંબાઈ ૧૦ ફૂટની થાય છે, પણ જાડાઈ વધતી નથી. આનાથી એક નિયમ નિશ્ચિત થાય છે કે એક ( = અવયવનું) પરિમાણ જો બીજા (=અવયવીના) પરિમાણને ઉત્પન્ન કરતું હોય તો સ્વસજાતીય ઉત્કૃષ્ટ પરિમાણને જ ઉત્પન્ન કરે છે. પરમાણુનું પરિમાણ કોઈ પરિમાણને ઉત્પન્ન કરતું હોય તો દ્વ્યણુકના પરિમાણને જ ઉત્પન્ન કરે. કારણ કે પરિમાણ, પોતાના આશ્રયભૂત દ્રવ્યથી ઉત્પન્ન થનાર દ્રવ્યના પરિમાણને જ ઉત્પન્ન કરી શકે છે. જેમ કે કપાલનુ પરિમાણ ઘટના પરિમાણને ઉત્પન્ન કરે છે. એટલે પરમાણુનું પરિમાણ દ્વ્યણુકના પરિમાણનું જ જનક બની શકે. પણ એ શક્ય નથી. કારણ કે પરમાણુનુ પરિમાણ અણુ હોવાથી અને એ સ્વસજાતીય ઉત્કૃષ્ટ પરિમાણને જ પેદા કરી શકતુ હોવાથી એનાથી ઉત્પન્ન થનાર પરિમાણને 'અણુતર' માનવુ પડે. એટલે કે દ્વ્યણુકનું પરિમાણ વધારે નાનું હોય છે એમ માનવું પડે. જે યોગ્ય નથી. તેથી પરમાણુનુ પરિમાણ, દ્વ્યણુકના પરિમાણનું જનક નથી. માટે એ કોઈનું કારણ નથી.

એમ દ્વ્યણુકનું પરિમાણ જો કોઈ પરિમાણને ઉત્પન્ન કરતું હોય તો ત્ર્યણુકના પરિમાણને જ ઉત્પન્ન કરે. પણ એ શક્ય નથી. કારણ કે દ્વ્યણુકનુ પરિમાણ 'અણુ' છે જ્યારે ત્ર્યણુકનું પરિમાણ 'મહત્' હોવાથી વિજાતીય છે. (વળી પરમાણુ અને દ્વ્યણુકના પરિમાણનું લૌકિક પ્રત્યક્ષ પણ થતું નથી. તેથી એ વિષયવિધયા પણ કારણ બનતું નથી.) માટે દ્વ્યણુકનું પરિમાણ પણ કોઈનું કારણ બનતું નથી. (જો કે, દ્વ્યણુકનું પરિમાણ અનિત્ય

હોવાથી એનો ધ્વંસ થાય છે, અને ધ્વંસ પ્રત્યે પ્રતિયોગી કારણ હોય છે.તેથી એ રીતે = પ્રતિયોગિવિધયા દ્વ્યણુકનું પરિમાણ 'કારણ' બને છે. પણ અહીં ભાવકાર્યના કારણની વિવક્ષા છે એ જાણવું.)

(પ્રશ્ન : જો પરમાણુ અને દ્વ્યણુકના પરિમાણથી ક્રમશઃ દ્વ્યણુક અને ત્ર્યણુકનું પરિમાણ ઉત્પન્ન થતું નથી તો એ શેનાથી ઉત્પન્ન થાય છે ? ઉત્તર : બે પરમાણુ મળીને એક દ્વ્યણુક બને છે. બે પરમાણુમાં રહેલી દ્વિત્વસખ્યા દ્વ્યણુકના પરિમાણનું કારણ બને છે. એમ ત્ર્યણુક, ત્રણ દ્વ્યણુક મળીને બને છે. એમાં રહેલી ત્રિત્વસંખ્યા ત્ર્યણુકના પરિમાણનું કારણ છે.)

(૩) આ જ રીતે પરમહત્પરિમાણ પણ કોઈનું કારણ બનતું નથી, કારણ કે એનાથી ઉત્કૃષ્ટ કોઈ પરિમાણ છે નહીં જેનું એ જનક બની શકે. વળી એનું લૌકિક પ્રત્યક્ષ થતું નથી, માટે વિષયવિધયા પણ એ કારણ નથી. એમ એના આશ્રયભૂત દ્રવ્યનું પણ લૌકિક પ્રત્યક્ષ થતું નથી. માટે એ પણ અકારણ છે.

એમ પરમાણુત્વ, અદૃષ્ટત્વ, ગુરુત્વત્વ (ગુરુત્વગુણનિષ્ઠજાતિ) વગેરે અતીન્દ્રિય સામાન્ય તેમજ વિશેષો પણ અકારણ છે. (અતીન્દ્રિય વસ્તુમાં જ રહેલ સામાન્ય અતીન્દ્રિય સામાન્ય કહેવાય.)

---

(મુ.) इदमपि [१]योगिप्रत्यक्षे विषयस्य न कारणत्वं, [२]ज्ञायमान सामान्यं न प्रत्यासत्ति-, [३]ज्ञायमानं लिङ्गं नानुमितिकरणमित्यभिप्रायेणोक्तम्, [४]आत्ममानसप्रत्यक्षे आत्मपरममहत्त्वस्य कारणत्वात् परम-महत्परिमाणमाकाशादे(पाठान्तर-कालादे) र्बोध्यम्। [५]तस्यापि न कारणत्वमित्याचार्याणामाशय इत्यन्ये। तन्न, ज्ञानातिरिक्तं प्रत्येवाकारणताया आचार्यैरुक्तत्वात् ॥१५॥

---

## (અકારણ પદાર્થો)

(મુ.) આ (પરમમહત્પરિમાણ વગેરેને પણ જે અકારણ કહ્યા તે) પણ [૧]યોગીપ્રત્યક્ષમા વિષય કારણ નથી, [૨]જ્ઞાયમાનસામાન્ય પ્રત્યાસત્તિ નથી અને [૩]જ્ઞાયમાનલિગ અનુમિતિનુ કરણ નથી એવા અભિપ્રાયે કહેલું છે. (નહીંતર પરમમહત્પરિમાણનું યોગીને જે પ્રત્યક્ષ થાય છે એનું જ એ વિષય વિધયા કારણ બની જાય, અતીન્દ્રિય સામાન્ય સામાન્યલક્ષણા પ્રત્યાસત્તિરૂપે કારણ બની જાય અને વિશેષ પરમાણુદ્રવ્યના ભેદની અનુમિતિનું કરણ બની જાય. તેથી આ બધાને અકારણ કહી ન શકાય ) વળી, [૪]આત્મમાનસપ્રત્યક્ષમાં આત્માનુ પરમમહત્પરિમાણ કારણ બનતું હોવાથી (અહીં પરમમહત્પરિમાણને જે અકારણ કહ્યુ તેમા એ અકારણ) પરમમહત્પરિમાણ આકાશાદિનું (પાઠાન્તરે કાલાદિનું) જાણવું. [૫]તે=આત્માનું પરમમહત્પરિમાણ પણ કોઈનું કારણ બનતું નથી એવો આચાર્યનો આશય છે એવું અન્ય વિદ્વાનો કહે છે, પણ એ બરાબર નથી, કારણ કે ઉદયનાચાર્યે તો જ્ઞાનાતિરિક્ત કાર્ય પ્રત્યેની અકારણતા જ કહી છે. (એટલે કે જ્ઞાનાત્મક કાર્યપ્રત્યેની તેની કારણતાને નકારી શકાય નહીં.)

(વિ.) [ પ્રશ્ન : અણુપરિમાણ વગેરે આ બધાનું યોગીઓને પ્રત્યક્ષ થાય છે. એટલે એમાં અણુપરિમાણ વગેરે વિષયવિધયા કારણ બને જ છે ને! ]

(૧) ઉત્તર : સામે ઘડો પડ્યો હોય તો જ આપણને ઘડાનું પ્રત્યક્ષ થાય છે, ન પડ્યો હોય તો એ પ્રત્યક્ષ થતુ નથી. માટે લૌકિક પ્રત્યક્ષ પ્રત્યે ઘડાને (વિષયને) કારણ માન્યું છે. આને વિષયવિધયા કારણ બન્યા કહેવાય. પણ એ રીતે યોગીઓને થતા પ્રત્યક્ષમાં એનો વિષય વિષયવિધયા પણ કારણ બનતો નથી. કારણ કે યોગીઓને તો વર્તમાન ક્ષણે અવિદ્યમાન એવા પણ અતીત-અનાગત પદાર્થોનું પ્રત્યક્ષ થાય છે. પ્રસ્તુતમાં પારિમાંડલ્ય પરમમહત્પરિમાણ વગેરેને જે અકારણ કહ્યા છે તે, યોગીને થતાં પ્રત્યક્ષમાં વિષય કારણ બનતો નથી એવા આ અભિપ્રાયથી જ કહ્યા છે.

[ પ્રશ્ન : એક ધૂમના જ્ઞાનથી સર્વ ધૂમ[illegible] થવામાં સામાન્યલક્ષણા પ્રત્યાસત્તિ છે. એટલે કે આ અલૌકિક પ્રત્યક્ષમા ધૂમત્વ એ [illegible]ા વાત મુક્તાવલીમાં આગળ આ

અહીં 'સામાન્ય' શબ્દનો અર્થ "જાતિ" નથી કિન્તુ કોઈપણ 'સમાનધર્મ' અવો છે. (સમાનાનાં ભાવઃ સામાન્યમ્) તેથી પરમાણુત્વ, અદૃષ્ટત્વ વગેરે પણ 'સામાન્ય' હોવાથી સર્વ અદૃષ્ટ વગેરેની ઉપસ્થિતિ કરવામાં કારણ બને જ છે. તો એને અકારણ શા માટે કહો છો ?)

(૨) **ઉત્તર :** વર્તમાનક્ષણે થતા જ્ઞાનનો જે વિષય બને તેને 'જ્ઞાયમાન' કહેવાય. નવ્યનૈયાયિકો આવા જ્ઞાયમાન સામાન્યને અલૌકિક પ્રત્યક્ષમાં પ્રત્યાસત્તિ રૂપે માનતા નથી, કિન્તુ સામાન્યના જ્ઞાનને પ્રત્યાસત્તિ રૂપે માને છે. એટલે કે એક પરમાણુના જ્ઞાનથી જે સર્વ પરમાણુઓની ઉપસ્થિતિ થાય છે એમાં તદ્ગત પરમાણુત્વ પ્રત્યાસત્તિરૂપે ભાગ ભજવતું નથી, કિન્તુ પરમાણુત્વનું જ્ઞાન ભાગ ભજવે છે. આ જ અભિપ્રાયથી પરમાણુત્વ વગેરે અતીન્દ્રિયસામાન્યાદિને અકારણ કહ્યા છે.

(**પ્રશ્ન :** એક પરમાણુથી બીજા પરમાણુના ભેદની જે અનુમિતિ થાય છે એમાં 'વિશેષ' હેતુ તરીકે કારણ બને છે. માટે એને અકારણ ન કહેવાય...)

**ઉત્તર :** નવ્યનૈયાયિકો જ્ઞાયમાન હેતુને અનુમિતિનું કરણ માનતા નથી કિન્તુ હેતુના જ્ઞાનને અનુમિતિનું કરણ માને છે. એટલે, ઉક્ત ભેદની અનુમિતિમાં 'વિશેષ' કારણ બનતા નથી. કિન્તુ વિશેષનુ જ્ઞાન કારણ બને છે. આ જ અભિપ્રાયથી અહીં વિશેષ વગેરેને અકારણ તરીકે જણાવ્યા છે.

[ પ્રાચીન નૈયાયિકો યોગીપ્રત્યક્ષમાં વિષયને કારણ માને છે, એમ જ્ઞાયમાનસામાન્યને પ્રત્યાસત્તિ (સંનિકર્ષ)રૂપે અને જ્ઞાયમાન હેતુને અનુમિતિના કરણ રૂપે સ્વીકારે છે. એટલે તેઓના મતે આ બધા પણ યોગીપ્રત્યક્ષ વગેરેના કારણ બને છે. એ જાણવું. નવ્યનૈયાયિકો જ્ઞાયમાન સામાન્યને પ્રત્યાસત્તિ તરીકે અને જ્ઞાયમાનલિંગને અનુમિતિકરણ તરીકે કેમ માનતા નથી તે વાત આગળ આવશે. ]

**પ્રશ્ન :** પરમાણુ અને દ્વ્યણુક સાથે ચક્ષુસંયોગ વગેરે હોવા છતાં એનું પ્રત્યક્ષ થતું નથી, જ્યારે ત્ર્યણુક વગેરેનું ચાક્ષુષપ્રત્યક્ષ થાય છે. આ હકીકતની સગતિ માટે દ્રવ્યના લૌકિકપ્રત્યક્ષમાં મહત્‌પરિમાણને કારણ માન્યું છે. એટલે કે જે દ્રવ્યમાં સમવાયસંબંધથી મહત્પરિમાણ રહ્યું હોય તેનું જ લૌકિક પ્રત્યક્ષ થાય છે. પરમાણુ અને દ્વ્યણુકમાં મહત્પરિમાણ ન હોવાથી એનું પ્રત્યક્ષ થતું નથી. હવે, 'અહં સુખી' વગેરે જે માનસ પ્રત્યક્ષ થાય છે એમાં 'અહં' શબ્દ આત્માનો ઉલ્લેખ કરનાર હોવાથી આ આત્મદ્રવ્યનું માનસપ્રત્યક્ષ છે. અને તેથી એમાં રહેલ પરમમહત્પરિમાણ આ પ્રત્યક્ષમાં કારણ બન્યું છે એમ માનવું જ પડે છે. તો તમે કેમ 'પરમમહત્પરિમાણ કોઇનું કારણ બનતું નથી' એમ કહો છો ?

(૪) **ઉત્તર :** આત્મદ્રવ્યના માનસપ્રત્યક્ષમાં આ રીતે પરમમહત્પરિમાણ કારણ બને છે, માટે જ પ્રસ્તુતમાં પરમમહત્પરિમાણને જે અકારણ કહ્યું છે તે આકાશાદિના (કાલાદિના) પરમમહત્પરિમાણની અપેક્ષાએ કહેલું છે એમ સમજવું.

(૫) 'પ્રશસ્તપાદભાષ્યના વ્યાખ્યા ગ્રન્થ કિરણાવલીમાં ઉદયનાચાર્યે જે કહ્યું છે તે અભિપ્રાય મુજબ તો આત્માનું પરમમહત્પરિમાણ પણ અકારણ છે' એવું કેટલાક વ્યાખ્યાતાઓ માને છે તે બરાબર નથી, કારણ કે ઉદયનાચાર્યે ત્યાં જે વ્યાખ્યા કરી છે એ જ્ઞાનભિન્નકાર્ય અંગે છે. એટલે, આત્માનું પરમમહત્પરિમાણ માનસપ્રત્યક્ષ સ્વરૂપ જ્ઞાન સિવાય અન્યત્ર તો ક્યાંય કારણ બનતું ન હોવાથી ત્યાં એને અકારણ તરીકે જણાવે એ બરાબર છે. પણ એટલા માત્રથી અહીં એને અકારણ કહી શકાતું નથી. કારણ કે અહીં તો કોઈપણ ભાવકાર્ય પ્રત્યે જે કારણ બનતું ન હોય એને જ અકારણ જણાવવાનો અભિપ્રાય છે. માનસપ્રત્યક્ષ પણ ભાવકાર્ય તો છે જ. એટલે એના પ્રત્યે કારણ બનતા, આત્માના પરમમહત્પરિમાણને પ્રસ્તુતમાં 'અકારણ' ન કહી શકાય. તેથી આકાશાદિના પરમ મહત્પરિમાણને પ્રસ્તુતમાં 'અકારણ' તરીકે જણાવ્યા છે.

## (આકાશાદેઃ પદવિચારણા)

**શંકા :** દ્રવ્યના પ્રત્યક્ષ માટે તમે મહત્પરિમાણને કારણ માન્યું, કારણ કે પરમાણુનું પ્રત્યક્ષ થતું નથી. પણ એમ તો પરમાણુ ગત રૂપ વગેરે ગુણોનું પણ ક્યાં પ્રત્યક્ષ થાય છે ? તેથી રૂપાદિ ગુણોના પ્રત્યક્ષ પ્રત્યે પણ મહત્પરિમાણને કારણ માનવું પડશે. તેથી એ કાર્યકારણભાવ (વિષય નિષ્ઠ પ્રત્યાસત્તિથી) આવો થશે.

સ્વ= મહત્પરિમાણ, એનો આશ્રય ઘટ, એમાં સમવેત 'રૂપ'. તેથી મહત્પરિમાણ સ્વાશ્રય સમવેતત્વ સંબંધથી વિષયભૂત 'રૂપ'માં રહેશે. ને પ્રત્યક્ષજ્ઞાનાત્મક કાર્ય વિષયતા સંબંધથી તેમાં રહ્યું છે. તેથી કા૦કા૦ ભાવ - महत्परिमाणत्वाच्छिन्न-स्वाश्रयसमवेतत्वसवधावच्छिन्नकारणतानिरूपित प्रत्यक्षत्वावच्छिन्नविषयतासबंधावच्छिन्न-कार्यता।

હવે, શબ્દ એ આકાશનો ગુણ છે. ને એનું પણ પ્રત્યક્ષ તો થાય જ છે. તેથી શબ્દાત્મક વિષયમાં સ્વાશ્રયસમવેતત્વ સંબંધથી મહત્પરિમાણ રહ્યું હોવું જોઈએ. આ કોનું મહત્પરિમાણ લેવાનું ? તો કે શબ્દના આશ્રયભૂત આકાશનું... કારણ કે સ્વ= મહત્પરિમાણ એનો આશ્રય આકાશ, એમાં સમવેત શબ્દ... તેથી આકાશનું (પરમ) મહત્પરિમાણ સ્વાશ્રય સમવેતત્વ સંબંધથી શબ્દમાં રહ્યું હોવાથી શબ્દના પ્રત્યક્ષ પ્રત્યે કારણ બને છે. તો તમે એને કેમ 'અકારણ' કહો છો?

**સમાધાન :** મહત્પરિમાણ (મહત્ત્વ) ને આ રીતે સ્વાશ્રયસમવેતત્વ સંબંધથી પ્રત્યક્ષમાં કારણ માનવું યોગ્ય નથી. કારણ કે આ રીતે તો પરમાણુમાં રહેલ પૃથ્વીત્વનું પણ પ્રત્યક્ષ થવાની આપત્તિ આવે છે, તે આ રીતે,

સ્વ= મહત્ત્વ, એનો આશ્રય ઘટ, એમાં સમવેત પૃથ્વીત્વ.

તેથી, મહત્ત્વ, સ્વાશ્રય સમવેતત્વ સંબંધથી પૃથ્વીત્વમાં આવી ગયું.

વળી પૃથ્વીત્વ જાતિ હોવાથી, શું ઘટમા કે શુ પરમાણુમાં ? એક જ છે.

એટલે પરમાણુગત પૃથ્વીત્વ પણ, સ્વાશ્રયસમવેતત્વસંબંધથી મહત્ત્વવદ્ હોવાથી એનું પ્રત્યક્ષ થવું જ જોઈએ, જે થતું નથી. કારણ કે પરમાણુ પ્રત્યક્ષ ન હોવાથી એમાં રહેલ કોઈપણ ધર્મનું પ્રત્યક્ષ થઈ ન શકે.

પરમાણુમાં સમવેત રૂપાદિ ગુણ, ગમનાદિ કર્મ, પૃથ્વીત્વાદિ જાતિ વગેરેનું પ્રત્યક્ષ થતું ન હોવાથી, એનું વારણ કરવા પ્રત્યક્ષના કારણ તરીકે મહત્ત્વને ક્યાંક ગોઠવવું તો જોઈએ જ. પણ આ રીતે એને સાંકળવાથી ઉક્ત આપત્તિ આવે છે. તેથી હવે એને સંબંધમા જોડવું જોઈએ ..

આશય એ છે કે ચાક્ષુષપ્રત્યક્ષ માટે આલોકસંયોગ એ હેતુ છે, કારણ કે અંધકારમાં રહેલ ચીજ દેખાતી નથી. પણ, જો આલોકસંયોગને સ્વતન્ત્ર હેતુ માનવામાં આવે તો જે ઘડો સ્વયં અંધકારમાં રહેલો છે, પણ એ ઘડાની અંદર સળગતો દીવો છે ને મુખ ઢાંકેલું છે, એ ઘડાને પણ આલોકસંયોગ (અંદરથી) તો છે જ, માટે એનું ચાક્ષુષ પ્રત્યક્ષ થવું જોઈએ, જે થતું નથી. આવી પરિસ્થિતિમાં વિશેષતા એ છે કે જ્યાં (=અંદર) આલોકસંયોગ છે ત્યાં ચક્ષુસયોગ નથી, ને જ્યાં (બહાર) ચક્ષુસંયોગ છે ત્યાં આલોકસંયોગ નથી. એટલે ઘટમાં આલોકસંયોગ હોવા છતાં એનું ચાક્ષુષ પ્રત્યક્ષ થતું નથી. એટલે, એવું માનવું પડે છે કે વિષયના જે ભાગમાં આલોકસંયોગ હોય તે ભાગમાં ચક્ષુસંયોગ હોય તો જ પ્રત્યક્ષ થાય. એટલે કે આલોકસંયોગાવચ્છિન્નચક્ષુસંયોગ એ ચાક્ષુષપ્રત્યે હેતુ છે

આ જ રીતે મહત્ત્વને પણ સન્નિકર્ષઘટક બનાવી ચક્ષુસંયોગના અવચ્છેદક તરીકે ગોઠવવું જોઈએ. એટલે કે આલોકસયોગાવચ્છિન્ન મહત્ત્વાવચ્છિન્નચક્ષુસંયોગ એ દ્રવ્યચાક્ષુષ પ્રત્યે હેતુ છે. પ્રકાશમા રહેલ ઘડા સાથેનો ચક્ષુસંયોગ આવો છે.

અંધકારમાં રહેલ ઘડા સાથેનો ચક્ષુસંયોગ આવો નથી, કારણ કે આલોકસંયોગાવચ્છિન્ન નથી, પ્રકાશમાં રહેલ પરમાણુ સાથેનો ચક્ષુસંયોગ પણ આવો નથી ,કારણ કે પરમાણુમાં મહત્ત્વ ન હોવાથી એ મહત્ત્વાવચ્છિન્ન નથી.

આ રીતે, દ્રવ્યસમવેતગુણ વગેરેના ચાક્ષુષ માટે,

આલોકસંયોગાવચ્છિન્ન-મહત્ત્વાવચ્છિન્ન-ચક્ષુ:સંયોગવત્ (જે દ્રવ્ય, તત્) સમવેતત્વને સન્નિકર્ષ રૂપે માનવો પડશે.

પૃથ્વીત્વવાન્ પરમાણુ સાથેનો ચક્ષુસંયોગ આવો ન હોવાથી પરમાણુગતત્વેન પૃથ્વીત્વનું પ્રત્યક્ષ થવાની આપત્તિ નહીં આવે.

હવે, આ રીતે કા૦કા૦ ભાવ માનવામાં 'ચક્ષુ' અન્તઃપ્રવિષ્ટ હોવાથી દરેક ઈન્દ્રિયજન્ય પ્રત્યક્ષના કા.કા.ભાવ અલગ-અલગ માનવા પડશે. જેમકે સાકરગત મધુરરસના પ્રત્યક્ષ માટે,

મહત્ત્વાવચ્છિન્નરસનાસંયુક્તસમવાય એ હેતુ છે. ગંધપ્રત્યક્ષ માટે મહત્ત્વાવચ્છિન્નઘ્રાણસંયુક્તસમવાય એ હેતુ છે વગેરે...

આમ દરેક ઈન્દ્રિય માટે કા કા. ભાવ સ્વતંત્ર થવાના, તેથી શબ્દના શ્રોત્રપ્રત્યક્ષનો કા કા. ભાવ પણ સ્વતંત્ર જ માનવાનો રહેશે. પણ, આકાશના તો કોઈ પરમાણુ છે નહીં. તેથી આકાશીય પરમાણુમાં રહેલા ગુણ વગેરેનું શ્રોત્રેન્દ્રિય દ્વારા પ્રત્યક્ષ થઈ જવાની આપત્તિ આવવાનો પ્રશ્ન જ ન હોવાથી એના કા. કા. ભાવમાં મહત્ત્વને પ્રવિષ્ટ કરવાનું કોઈ પ્રયોજન ન રહેવાથી એનો પ્રવેશ કરવો એ નિરર્થક ગૌરવ બની જાય છે.

તેથી, લાઘવથી, શબ્દપ્રત્યક્ષ પ્રત્યે 'શ્રોત્રાવચ્છિન્નસમવાય' આટલો જ સન્નિકર્ષ કારણ છે. આમ શબ્દના પ્રત્યક્ષ માટે તો મહત્પરિમાણ હેતુ નથી (ને આકાશનું પોતાનુ તો પ્રત્યક્ષ થતુ નથી. ) માટે આકાશનું પરમમહત્પરિમાણ કોઈનુ કારણ ન બનવાથી અહીં પરમમહત્પરિમાણને જે અકારણ તરીકે જણાવ્યું તે માટે, આકાશાદેર્બોધ્યમ્ એમ જણાવ્યું છે (આકાશનું પરિમાણ પરમમહત્ છે. એટલે એનાથી ઉત્કૃષ્ટ પરિમાણ કોઈ ન હોવાથી એ કોઈ પરિમાણનું પણ કારણ નથી એ જાણવું.)

શંકા : પણ આગળ, 'મહત્ત્વં ષડ્વિધે હેતુ' ' એમ કહીને છએ પ્રકારના લૌકિક પ્રત્યક્ષમાં મહત્ત્વને કારણ તરીકે જણાવ્યું છે. એટલે શબ્દના શ્રોત્રેન્દ્રિયજન્ય પ્રત્યક્ષમાં આકાશના પરમમહત્પરિમાણને કારણ માનવું જ પડવાથી એ અકારણ ક્યાં રહ્યું ?

સમાધાન : તો પછી અહીં 'આકાશાદે' ' એમ જે જણાવ્યુ છે તેમાં અતદ્ગુણસંવિજ્ઞાન બહુવ્રીહિ સમાસ કરવો

એટલે કે, આકાશ છે આદિમા જે બે (દિક્-કાળ)ના તે 'આકાશાદિ' તેથી, આકાશાદિ શબ્દથી દિક્દ્રવ્ય, અને કાળ દ્રવ્ય પકડાશે. ને અર્થ આવો થશે કે અહીં જે પરમમહત્પરિમાણને અકારણ તરીકે જણાવ્યું છે તે પરમમહત્પરિમાણ માત્ર દિક્ અને કાળનું સમજવું. (કોક પુસ્તકોમાં તો કાલાદે. એવો જ પાઠ મળે છે.)

---

(का.) अन्यथासिद्धिशून्यस्य नियता पूर्ववर्तिता ।
कारणत्वं भवेत्तस्य त्रैविध्य परिकीर्तितम् ॥१६॥

(मु ) ननु कारणत्व किम् ? अत आह - अन्यथासिद्धीति । तस्य = कारणत्वस्य ॥१६॥

---

**(કારણતાનિરૂપણ)**

**(કા.) અન્યથાસિદ્ધિશૂન્ય પદાર્થમાં જે નિયત પૂર્વવર્તિતા હોય છે એ જ 'કારણત્વ' છે. તેના ત્રણ પ્રકારો કહેવાય છે.**

(મુ.) પારિમાણ્ડલ્ય વગેરેથી ભિન્ન પદાર્થોનુ 'કારણત્વ' એ સાધર્મ્ય કહ્યુ. એમા કારણત્વ શુ છે ? એ હવે સપ્રસગ કહે છે. તેના=કારણતાના (ત્રણ પ્રકારો કહેવાયા છે )

(વિ.) અન્યથાસિદ્ધિશૂન્ય પદાર્થમાં નિયતા(=કાર્યવ્યાપિકા) જે પૂર્વવર્તિતા હોય છે તે જ તે પદાર્થમાં રહેલી કારણતા છે. અહીં અધ્યાહારથી 'અવ્યવહિત' શબ્દ જાણી લેવો. એટલે કે અવ્યવહિતપૂર્વવર્તિતા જાણવી.

જ્યાં જ્યાં ઘટ ઉત્પન્ન થાય છે ત્યા ત્યા તેની અવ્યવહિતપૂર્વમાં દંડ અવશ્ય હોય છે, એટલે કે દડ પૂર્વવર્તી હોય છે, દંડનિષ્ઠપૂર્વવર્તિતા હોય છે. ઘડો ઉત્પન્ન થાય અને છતા ત્યા દંડ ન હોય-અર્થાત્ દંડનિષ્ઠ પૂર્વવર્તિતા ન હોય આવું બનતું નથી.

તેથી દંડનિષ્ઠપૂર્વવર્તિતા કાર્ય ઘટની વ્યાપિકા છે, માટે 'નિયતા' છે. વળી દંડ અન્યથાસિદ્ધિશૂન્ય= અનન્યથાસિદ્ધ તો છે જ. એટલે દંડમાં અન્યથાસિદ્ધિશૂન્યત્વ વિશિષ્ટ નિયતપૂર્વવર્તિતા જે છે, એ જ એમાં રહેલી કારણતા છે.

દંડત્વાદિમાં પણ નિયતપૂર્વવર્તિતા છે, તેથી એમાં અતિવ્યાપ્તિના વારણ માટે 'અન્યથાસિદ્ધિશૂન્યત્વ' પદ મૂક્યું છે.

ક્યાંક ઘટોત્પત્તિ પૂર્વે રાસભ હાજર હોય છે. એમાં અતિવ્યાપ્તિના વારણ માટે 'નિયતા' કહ્યું છે.

આવી કારણતા ૩ પ્રકારની છે-સમવાયિકારણતા, અસમવાયિકારણતા અને નિમિત્તકારણતા.

**શંકા :** અહીં કારણના ૩ પ્રકાર ન કહેતા કારણતાના ૩ પ્રકાર કેમ કહ્યાં ?

**સમાધાન :** એકનું એક કારણ, કોઈ કાર્ય પ્રત્યે સમવાયિકારણ બનતું હોય તો કોઈ કાર્ય પ્રત્યે નિમિત્ત-કારણ... એટલે કારણોનો આ રીતે વિભાગ શક્ય ન હોવાથી કારણતાનો વિભાગ કરવામાં આવ્યો છે.

---

(का.) समवायिकारणत्वं ज्ञेयमथाप्यसमवायिहेतुत्वम् ।
एवं न्यायनयज्ञैस्तृतीयमुक्तं निमित्तहेतुत्वम् ॥१७॥
यत्समवेतं कार्यं भवति ज्ञेयं तु समवायिजनकं तत् ।
तत्रासन्नं जनकं द्वितीयमाभ्यां परं तृतीयं स्यात् ॥१८॥

(मु.) तत्रेति । समवायिकारणे आसन्न = प्रत्यासन्न कारण द्वितीय असमवायिकारणमित्यर्थ । [१]अत्र यद्यपि तुरीतन्तुसंयोगे पटासमवायिकारणत्वं स्यात्, [२]वेगादीनामभिघाताद्यसमवायिकारणत्व स्यात् । [३]एव ज्ञानादीनामपीच्छाद्यसमवायिकारणत्व स्यात् । तथापि [४]पटासमवायिकारणलक्षणे तुरीतन्तुसयोगभिन्नत्व देयम् । [५]तुरीतन्तुसयोगस्तु तुरीपटसयोग प्रत्यसमवायिकारण भवत्येव । [६]एवं वेगादिकमपि वेगस्पन्दाद्य-समवायिकारण भवत्येव । इति तत्तत्कार्यासमवायिकारणलक्षणे तत्तद्भिन्नत्व देयम् । [७]आत्मविशेषगुणानां तु कुत्राप्यसमवायिकारणत्व नास्ति, तेन तद्भिन्नत्व सामान्यलक्षणे देयमेव ।

---

**(કા.) (કારણત્વના ત્રણ પ્રકાર) સમવાયિકારણત્વ અને અસમવાયિકારણત્વ (પ્રકાર તરીકે જાણવા). એમ ન્યાયદર્શનના જાણકારોએ ત્રીજું નિમિત્તકારણત્વ કહ્યું છે. કાર્ય જેમાં સમવાયસંબંધથી ઉત્પન્ન થાય છે એને સમવાયિકારણ કહેવાય છે. તેમાં રહેલું કારણ બીજું (=અસમવાયિકારણ કહેવાય છે.) એ બેથી જે જુદું હોય તે ત્રીજું (=નિમિત્તકારણ)જાણવું.**

**(અસમવાયિકારણનિરૂપણ)**

(મુ.) કાર્યના સમવાયિકારણમા પ્રત્યાસન્ન = સંબદ્ધ કારણ એ બીજુ = અસમવાયિકારણ છે એમ અર્થ જાણવો. [૧]અહીં = અસમવાયિકારણનુ આવું લક્ષણ માનવામા, તુરીતન્તુસંયોગમા પટની અસમવાયિકારણતા આવશે, [૨]વેગ વગેરેમાં અભિઘાત વગેરેની અસમવાયિકારણતા આવશે, [૩]એમ જ્ઞાન વગેરેમા ઇચ્છા વગેરેની અસમવાયિકારણતા આવશે. [૪]તો પણ પટના અસમવાયિકારણના લક્ષણમાં તુરીતંતુસંયોગભિન્નત્વ એવુ વિશેષણ લગાડવું (તેથી અતિવ્યાપ્તિ દોષ નહીં રહે.) [૫]તુરીતતુસંયોગ તુરીપટસયોગ પ્રત્યે અસમવાયિકારણ બને જ છે. [૬]એમ વેગાદિ પણ વેગસ્પન્દાદિનુ અસમવાયિકારણ બને જ છે. ઇતિ = તેથી તે તેના અસમવાયિકારણના લક્ષણમાં તત્તદ્ભિન્નત્વ એવું વિશેષણ મૂકવુ. [૭]આત્મવિશેષગુણો તો ક્યાય પણ = કોઈપણ કાર્ય પ્રત્યે અસમ૦ કારણ બનતા નથી. તેથી તદ્ભિન્નત્વ (અસમવાયિકારણના) સામાન્યલક્ષણમાં વિશેષણ તરીકે મૂકી જ દેવું.

(વિ.) કોઈને પણ અસમવાયિકારણ બનવા માટે બે શરતો જોઈએ-

(૧) એ વિવક્ષિતકાર્યનું કારણ હોવું જોઈએ. તથા,

(૨) એ વિવક્ષિત કાર્યના સમવાયિકારણમાં રહ્યું હોવું જોઈએ.

કપાલસંયોગ થાય તો જ ઘડો બને છે, માટે કપાલસંયોગ ઘડાનું કારણ તો છે જ, વળી એ, ઘડાના સમવાયિકારણ કપાલમાં રહેલ છે. તેથી કપાલસંયોગ ઘડાનું અસમવાયિકારણ છે. સર્વત્ર અવયવસંયોગ અવયવીનું અસમવાયિકારણ હોય છે.

એમ કપાલરૂપ ઘટરૂપનું અસમવાયિકારણ છે.

(૧) પણ, તુરીતંતુસયોગ પટનું કારણ છે, વળી પટના સમવાયિકારણ તંતુમાં રહેલ છે, કારણ કે સંયોગ દ્વિષ્ઠ હોય છે. તેથી તુરીતતુસંયોગમાં પણ આ લક્ષણ જાય છે. જે અતિવ્યાપ્તિ દોષ છે.

**શંકા :** તુરીતંતુસયોગને પણ પટનું અસમવાયિકારણ માની લો ને! જેથી એ અતિવ્યાપ્તિ ન કહેવાય...

**સમાધાન :** એવો નિયમ છે કે અસમવાયિકારણનાશે દ્રવ્યનાશ થાય. તેથી જો તુરીતંતુસંયોગનાશને પટનું અસમવાયિકારણ માનીએ તો એ સયોગનાશે પટનાશ થઈ જવો જોઈએ. જે થતો નથી.

**શંકા :** એવો નિયમ માનવાની શી જરૂર છે ?

**સમાધાન :** એવો નિયમ ન માનીએ તો દ્રવ્યનાશનું કારણ કોને માનવું ?

**શંકા :** કેમ ? સમવાયિકારણનાશને માની શકાય ને ? કપાલનો નાશ થાય એટલે ઘટનાશ થઈ જાય.

**સમાધાન :** પણ દ્વ્યણુકનાશ પ્રત્યે કોને કારણ માનશો ? કારણ કે એના સમવાયિકારણભૂત પરમાણુઓ નિત્ય હોવાથી નાશ પામતા નથી એટલે દ્વ્યણુક નાશ માટે તો બે પરમાણુના સંયોગના નાશને જ કારણ માનવું પડે છે. તેથી સર્વત્ર સમાન રીતે અવયવસંયોગાત્મક અસમવાયિકારણના નાશને જ દ્રવ્યનાશનું કારણ માનવું ઉચિત છે.

**શંકા :** પણ તો પછી સમવાયિકારણ વિના પણ અવયવીની ક્ષણદ્વય સ્થિતિ માનવાની આપત્તિ આવશે, તે આ રીતે-પ્રથમક્ષણે તંતુનાશ, બીજી ક્ષણે તંતુસંયોગનાશ ને ત્રીજી ક્ષણે પટનાશ... એટલે પ્રથમ અને દ્વિતીય ક્ષણે તન્તુ ન હોવા છતાં પટ હોવો માનવાની આપત્તિ આવશે.

**સમાધાન :** આ અમારે ઈષ્ટાપત્તિ જ છે. તેથી જો તુરીતન્તુસંયોગને પટનું અસમવાયિકારણ માનીએ તો એ સયોગનાશે અવશ્ય પટનાશ થવો જાઈએ. જે થતો નથી. માટે તુરીતંતુસંયોગ પટનું અસમવાયિકારણ નથી, છતાં એમાં લક્ષણ જાય છે. માટે અતિવ્યાપ્તિ.

(૨) એમ, વેગમા અભિઘાતસંયોગ (જે સંયોગ થતાં અવાજ પેદા થાય તે અભિઘાતસયોગ)નું અસમવાયિકારણત્વ છે નહીં અને છતા લક્ષણ જાય છે. જેમ કે -હાથને જોરથી ટેબલ પર પછાડવામાં આવે ત્યારે અભિઘાતસંયોગ થાય છે. એનુ સમવાયિકારણ હાથ છે જેમાં અભિઘાતસંયોગના કારણભૂત વેગ રહ્યો છે.

**શંકા :** તો વેગ ભલે ને અસમવાયિકારણ બને, શું વાધો છે ?

**સમાધાન :** આંગળીનો(=અવયવનો) ટેબલને સંયોગ થવાના કારણે હાથનો (=અવયવીનો) પણ જે સંયોગ થાય છે એ સંયોગજન્યસંયોગ કહેવાય છે. આ સિવાયના કોઈપણ સંયોગ પ્રત્યે લાઘવથી કર્મને જ અસમવાયિકારણ માન્યું છે. વેગ વગર હાથને ટેબલ પર અડાડવામાં આવે ત્યારે અવાજ વગર જે સંયોગ થાય છે તે નોદનસંયોગ કહેવાય છે. આમા વેગ તો વિદ્યમાન જ ન હોવાથી કારણ માની શકાતો નથી, માટે હાથમાં રહેલ કર્મને જ અસમવાયિકારણ માનવુ પડે છે. અભિઘાત સંયોગ વખતે પણ કર્મ તો હોય જ છે. એટલે એને જ અસમવાયિકારણ માનવામાં બન્ને પ્રકારના સંયોગ માટે એક સરખો કાર્ય-કારણ ભાવ થવાથી લાઘવ થાય છે. વેગને પણ જો કારણ માનવામા આવે તો બે અસમવાયિકારણ માનવાનું ગૌરવ થાય છે, માટે એ અભિઘાત-સયોગનું અસમવાયિકરણ નથી

(૩) એમ ઇચ્છા વગેરે પ્રત્યે જ્ઞાન વગેરે અસમવાયિકારણ બનવાની આપત્તિ આવે છે.

દુનિયામાં બનતી જે ચીજોની જાણકારી નથી હોતી એની ઈચ્છા પણ થતી નથી. માટે ઈચ્છાનું કારણ જ્ઞાન છે. વળી એ, ઈચ્છાના સમવાયિકારણ આત્મામાં રહેલું છે. તેથી લક્ષણ ગયું...અતિવ્યાપ્તિ...

**શંકા :** જ્ઞાનને ઈચ્છાનું અસમવાયિકારણ માની જ લો ને ! જેથી અતિવ્યાપ્તિ ન કહેવાય.

**સમાધાન :** આત્માના કોઈપણ વિશેષ ગુણ પ્રત્યે લાઘવથી આત્મમનઃસંયોગને અસમવાયિકારણ માન્યું છે. એટલે દરેક પ્રત્યે કારણતાવચ્છેદક લાઘવથી એક જ આત્મમનઃસંયોગત્વ છે. હવે જ્ઞાનને પણ જો ઈચ્છાનું અસમવાયિકારણ માનીએ, તો જ્ઞાનત્વ પણ કારણતાવચ્છેદક બનવાથી ગૌરવ થાય.

આમ અસમવાયિકારણના આ લક્ષણમાં આવાં સ્થળોએ અતિવ્યાપ્તિ આવે છે. એના વારણ માટે પરિષ્કાર કરવો જોઈએ.

કપાલસંયોગમાં કાર્ય(ઘટ)ની કારણતા ને સમવાયિકારણમાં (કપાલમાં) સંબદ્ધતા પણ છે. છતાં એમાં પટની અસમવાયિકારણતા તો નથી જ. એટલે જેમ અસમવાયિકારણનું સામાન્યલક્ષણ બનાવવામાં આવે છે, તેમ વિશિષ્ય=તે તે ઘટ-પટ વગેરે વિશેષ કાર્ય માટે વિશેષરૂપે પણ એ લક્ષણ બનાવવું આવશ્યક બને છે.

(૪) તેથી પટના અસમવાયિકારણના લક્ષણમાં 'તંતુસંયોગભિન્નત્વ' એટલું વિશેષણ મૂકી દેવાથી એમાં અતિવ્યાપ્તિ થશે નહીં. તેથી એ લક્ષણ આવું થશે-

તતુસમવેતત્વે સતિ તતુસયોગભિન્નત્વે સતિ પટકારણત્વ પટાસમવાયિકારણત્વમ્ ।

**શંકા :** 'તંતુસંયોગભિન્નત્વં' આવું વિશેષણ અસમવાયિકારણના સામાન્ય લક્ષણમાં જ મૂકી દો ને ?

(૫) **સમાધાન :** જો એમ મૂકવામાં આવે તો એ કોઇના પ્રત્યે અસમવાયિકારણ ન રહે, જે ઈષ્ટ નથી, કારણ કે તુરીપટસંયોગ પ્રત્યે તો એ અસમવાયિ કારણ છે જ. (તુરીપટસંયોગના સમવાયિકારણ તુરીમાં, કારણભૂત તુરીતંતુસંયોગ રહ્યો છે, માટે એ એનું અસમવાયિકારણ છે.)

એ જ રીતે અભિઘાતસંયોગના અસમવાયિકારણના લક્ષણમાં 'વેગભિન્નત્વ' એવું વિશેષણ મૂકવું. એટલે કે એનું લક્ષણ આવું થશે. अभिघातसमवायिकारणसबद्धत्वे सति वेगभिन्नत्वे सति अभिघातजनकत्वम् ।

(૬) વેગથી નેતરની સોટી વીંઝવામાં આવે તો એમાં સ્પંદન થાય છે જેનું સમવાયિ કારણ એ સોટી છે ને એમાં વેગ રહેલો છે. તેથી વેગ સ્પંદન પ્રત્યે તો અસમવાયિકરણ છે જ. (વેગજન્યક્રિયા સ્પંદન કહેવાય છે.) એટલે વેગ કોઈ જ કાર્ય પ્રત્યે અસમવાયિકારણ નથી એવું નથી. તેથી 'વેગભિન્નત્વ' એવું વિશેષણ અસમવાયિકારણના સામાન્ય લક્ષણમાં મૂકવામાં આવતું નથી.

(૭) પણ જ્ઞાનાદિ આત્મવિશેષગુણો તો કોઈ જ કાર્ય પ્રત્યે અસમવાયિકારણ નથી. તેથી 'આત્મવિશેષ-ગુણભિન્નત્વ' આવું વિશેષણ સામાન્ય લક્ષણમાં જ મૂકવામાં આવે છે. માટે, અસમવાયિકારણનું સામાન્ય લક્ષણ આવું બનશે.

समवायिकारणसबद्धत्वे सति आत्मविशेषगुणभिन्नत्वे सति कारणत्व असमवायिकारणत्वम् ।

અને જ્યારે વિશેષરૂપે કાર્યકારણ ભાવ કહેવાનો હોય ત્યારે તે તે કાર્ય પ્રત્યે જે અસમવાયિકારણ પ્રસિદ્ધ હોય એ સિવાયના જે પદાર્થમાં સામાન્યલક્ષણ ચાલ્યું જતું હોય 'તદ્‌ભિન્નત્વ' વિશેષણ મૂકવું.

---

(मु.) अत्र समवायिकारणे प्रत्यासन्न द्विविधं, कार्यैकार्थप्रत्यासत्त्या कारणैकार्थप्रत्यासत्त्या च । आद्य यथा-घटादिक प्रति कपालसंयोगादिकमसमवायिकारणम् । तत्र कार्येण घटेन सह कारणस्य कपाल-सयोगस्य एकस्मिन् कपाले प्रत्यासत्तिरस्ति । द्वितीय यथा-घटरूप प्रति कपालरूपमसमवायिकारणम् ।

स्वगतरूपादिकं प्रति समवायिकारण घट , तेन सह कपालरूपस्यैकस्मिन् कपाले प्रत्यासत्तिरस्ति । तथा च क्वचित् समवायसम्बन्धेन क्वचित् स्वसमवायिसमवेतत्वसम्बन्धेनेति फलितोऽर्थ. । इत्थं च कार्येकार्थ-कारणैकार्थान्यतरप्रत्यासत्त्या समवायिकारणे प्रत्यासन्न कारण ज्ञानादिभिन्नमसमवायि-कारणमिति सामान्यलक्षण पर्यवसितम् । आभ्या = समवायिकारणासमवायिकारणाभ्या पर = भिन्न कारणं तृतीयं = निमित्तकारणमित्यर्थ ॥१७-१८ ॥

**(અસમવાયિકારણની બે પ્રત્યાસત્તિ)**

(મુ.) અહીં સમવાયિકારણમાં પ્રત્યાસન્ન (એમ જે કહ્યુ તે ) બે પ્રકારે જાણવુ-કાર્યૈકાર્થપ્રત્યાસત્તિથી ને કારણૈકાર્થપ્રત્યાસત્તિથી. એમાં પ્રથમ આ પ્રમાણે-ઘટાદિ પ્રત્યે કપાલસયોગ વગેરે અસમવાયિકારણ છે. ત્યાં, કાર્ય ઘટની સાથે કારણ કપાલસયોગની એક -(આધાર) કપાલમા પ્રત્યાસત્તિ છે. દ્વિતીય આ પ્રમાણે-ઘટરૂપ પ્રત્યે કપાલરૂપ અસમવાયિકારણ છે. સ્વ(=ઘટ)ગતરૂપ પ્રત્યે સમવાયિકારણ છે ઘટ, તેની સાથે કપાલરૂપની એક (આધાર) કપાલમા પ્રત્યાસત્તિ છે. એટલે ક્વચિત્ સમવાયસંબંધથી અને ક્વચિત્ સ્વસમવાયિસમવેતત્વસંબંધથી (અસમવાયિકારણ રહ્યું હોય છે)એવો અર્થ ફલિત થયો. એટલે, કાર્યૈકાર્થ-કારણૈકાર્થઅન્યતરપ્રત્યાસત્તિથી સમવાયિકારણમાં રહેલું અને જ્ઞાનાદિથી ભિન્ન એવું કારણ એ અસમવાયિકારણ હોય છે એવું સામાન્યલક્ષણ નિશ્ચિત થયુ. સમવાયિકારણ અને અસમવાયિકારણ આ બેથી જે ભિન્ન હોય એવું કારણ નિમિત્તકારણ કહેવાય છે એમ અર્થ જાણવો.

(વિ.) અહીં સામાન્યલક્ષણમાં જે સંબદ્ધત્વ (= પ્રત્યાસત્તિ) કહ્યું છે, તે કાર્યૈકાર્થપ્રત્યાસત્તિથી અથવા કારણૈકાર્થપ્રત્યાસત્તિથી સમજવું. એટલે કે અસમવાયિકારણ,

ક્યાં તો (૧) કાર્યની સાથે એક પદાર્થમા રહ્યું હોય છે, ને

ક્યાં તો (૨) કારણની સાથે એક પદાર્થમાં રહ્યું હોય છે.

જેમ કે, (૧) કપાલસંયોગ કપાલમાં રહ્યો છે જ્યાં કાર્ય ઘટ પણ રહ્યો છે. તેથી કપાલસંયોગ કાર્યૈકાર્થપ્રત્યાસત્તિથી સંબદ્ધ કહેવાય.

(૨) કપાલરૂપ કપાલમાં રહ્યું છે જ્યાં 'ઘટરૂપ' (કાર્ય)નું કારણ 'ઘટ' પણ રહ્યો છે. તેથી કપાલરૂપ કારણૈકાર્થપ્રત્યાસત્તિથી સંબદ્ધ કહેવાય.

આ જ વાત બીજા શબ્દોમાં કરવી હોય તો -

(૧) અસમવાયિકારણ તરીકે અભિપ્રેત કપાલસંયોગ ઘટાત્મક કાર્યના સમવાયિકારણ કપાલમાં **સમવાયસંબંધથી** સંબદ્ધ હોય છે અને,

(૨) અસમવાયિકારણતરીકે અભિપ્રેત કપાલરૂપ, ઘટરૂપાત્મક કાર્યના સમવાયિકારણ ઘટમાં સ્વસમ-વાયિસમવેતત્વ સબધથી રહ્યું હોય છે. (સ્વ= કપાલરૂપ, એનો સમવાયિ 'કપાલ', એમાં સમવેત ઘટ છે.)

એટલે અસમવાયિકારણનુ અતિમ સામાન્યલક્ષણ આ થયું- कार्यैकार्थ-कारणैकार्थान्यतरसबधेन समवायिकारणे प्रत्यासन्नं कारण ज्ञानादिभिन्नम् समवायिकारणम् ।

**નિમિત્તકારણ :** સમવાયિ અને અસમવાયિકારણથી જે ભિન્ન કારણ હોય તે નિમિત્તકારણ.

**શંકા :** ઘટાદિનો કાળ સાથે જે સંયોગ છે એનુ 'કાળ' એ સમવાયિકારણ છે. તો, કાળને કાર્યમાત્ર પ્રત્યે 'નિમિત્તકારણ' કહેવાય છે તે કેમ સંભવશે ?

**સમાધાન :** તેથી, લક્ષણનો પરિષ્કાર : समवायिकारणताभिन्नत्वे सति असमवायिकारणताभिन्नत्वे सति यत्कारणत्वं, तद्वत्त्वं निमित्तकारणत्वम् ।

(का.) येन सह पूर्वभावः कारणमादाय वा यस्य ।
अन्यं प्रति पूर्वत्वे ज्ञाते यत्पूर्वभावविज्ञानम् ॥ १९ ॥

(मु.) इदानीमन्यथासिद्धत्वमेव कियतामत आह-येनेति । [१]यत्कार्यं प्रति कारणस्य पूर्ववृत्तिता येन रूपेण गृह्यते तत्कार्यं प्रति तद्रूपमन्यथासिद्धमित्यर्थ । यथा घटं प्रति दण्डत्वमिति । द्वितीय-मन्यथासिद्धमाह-कारणमिति । [२]यस्य स्वातन्त्र्येणान्वयव्यतिरेकौ न स्त., किन्तु कारणमादायैवाऽन्वय-व्यतिरेकौ गृह्येते, तदन्यथासिद्धम्, यथा दण्डरूपम् ।

---

**(અન્યથા સિદ્ધિ નિરૂપણ)**

**(કા.) યેન= જે રૂપે (કારણનો કાર્યની) સાથે પૂર્વભાવ (જણાય તે રૂપ), અથવા જેના (અન્વયવ્યતિરેક) કારણ દ્વારા જ (નિશ્ચિત થાય તે), તથા જેનું પૂર્વભાવવિજ્ઞાન(=પૂર્વવૃત્તિતાનું જ્ઞાન) અન્ય પ્રત્યે પૂર્વવૃત્તિતા જણાવાથી જણાય... (આ બધા અન્યથા સિદ્ધ જાણવા.)**

(મુ.) હવે કેટલા પદાર્થો અન્યથાસિદ્ધ છે એ કહે છે-જે કાર્ય પ્રત્યે કારણની પૂર્વવૃત્તિતા જે રૂપે નિશ્ચિત થાય તે કાર્ય પ્રત્યે તે રૂપ અન્યથાસિદ્ધ જાણવું. જેમ કે ઘડા પ્રત્યે દડત્વ. બીજા અન્યથાસિદ્ધ પદાર્થને જણાવે છે-જેના સ્વતન્ત્ર રીતે અન્વયવ્યતિરેક ન હોય, પણ કારણના અન્વયવ્યતિરેક દ્વારા જ અન્વયવ્યતિરેક નિશ્ચિત થતા હોય તે અન્યથા સિદ્ધ. જેમ કે (ઘડા પ્રત્યે) દંડરૂપ.

(વિ.) તમે કારણની વ્યાખ્યામાં 'અન્યથાસિદ્ધિશૂન્યત્વ' એવું વિશેષણ મૂક્યું. તો આ અન્યથાસિદ્ધત્વ કેટલા પદાર્થોમાં રહેલું છે તે જણાવો આવી જિજ્ઞાસા સતોષવા માટે પાંચ અન્યથાસિદ્ધિની પ્રરૂપણા કરવામાં આવે છે.

(૧) જે કાર્ય પ્રત્યે કારણની પૂર્વવૃત્તિતા જે રૂપે નિશ્ચિત થાય છે તે કાર્ય પ્રત્યે તે રૂપ અન્યથાસિદ્ધ હોય છે, જેમ કે ઘડા પ્રત્યે દંડત્વ.

જ્યાં જ્યાં ઘડો ઉત્પન્ન થાય છે ત્યાં ત્યાં દંડ સ્વજન્યભ્રમિવત્ત્વસંબંધથી જેમ અવશ્ય હોય છે, તેમ દંડત્વ પણ સ્વાશ્રયજન્યભ્રમિવત્ત્વ સંબંધથી અવશ્ય પૂર્વવર્તી હોય જ છે. તેથી દંડની જેમ દંડત્વને પણ ઘડાનું કારણ માનવાની આપત્તિ આવે છે. એનું વારણ આ અન્યથાસિદ્ધિથી થાય છે.

તાત્પર્ય- यद्धर्मावच्छिन्नकार्यतानिरूपिता कारणता यद्धर्मावच्छिन्ना स धर्म. अन्यथासिद्ध', घटत्वावच्छिन्न-कार्यतानिरूपिता कारणता दडत्वावच्छिन्ना, अत दडत्वमन्यथासिद्धम् ।

ટૂંકમાં कारणतावच्छेदकत्व प्रथमान्यथासिद्धि

(૨) જેના અન્વયવ્યતિરેક સ્વતંત્રપણે ન હોય. કિન્તુ કારણના અન્વય-વ્યતિરેક હોવાના કારણે જ જણાતા હોય તે બીજો અન્યથાસિદ્ધ જાણવો.

જેમકે-જ્યાં જ્યાં ઘડો ઉત્પન્ન થાય છે ત્યાં ત્યાં દંડ તો અવશ્ય હોય જ છે. હવે દંડ જો હોય તો 'દંડરૂપ' પણ અવશ્ય હોવાનું જ. માટે ઘડા સાથે 'દંડરૂપ' પણ અન્વયવ્યતિરેક ધરાવે છે એવો નિર્ણય થાય છે. પણ આ નિર્ણય ઘડાના કારણભૂત 'દંડ'ના અન્વયવ્યતિરેકને આભારી છે. માટે અન્વયવ્યતિરેક મળતા હોવા છતાં, 'દંડરૂપ' ઘટ પ્રત્યે અન્યથાસિદ્ધ છે.

*શંકા : આ અન્યથાસિદ્ધિનું લક્ષણ જણાવવા માટે મૂળમાં 'कारणमादाय वा यस्य' એમ જણાવ્યું છે જેમાં 'કારણ' શબ્દ રહ્યો છે. તેથી અન્યોન્યાશ્રય દોષ આવે છે. કારણ કે આ રીતે અન્યથાસિદ્ધિના લક્ષણમાં 'કારણ' નો પ્રવેશ છે ને 'કારણ'ના લક્ષણમાં 'અન્યથાસિદ્ધિશૂન્યત્વ' વિશેષણમાં 'અન્યથાસિદ્ધિ' નો પ્રવેશ છે.*

*સમાધાન : તેથી જ મૂળમાં (કારિકાવલીમાં) જે 'કારણ' શબ્દ રહેલો છે એનો 'અન્યથાસિદ્ધિશૂન્યત્વે સતિ...' વગેરે અર્થ ન કરતાં 'અન્વયવ્યતિરેકશાલી' એવો અર્થ મુક્તાવલીમાં કર્યો છે.*

*दण्डसत्त्वे घटसत्त्वम् (અન્વય)*

*दण्डाभावे घटाभाव (વ્યતિરેક) આવા અન્વયવ્યતિરેક સ્વતંત્ર મળે છે.*

*रूपसत्त्वे घटसत्त्वम्, रूपाभावे घटाभाव, આવા અન્વયવ્યતિરેક મળતા નથી, પણ, दण्डरूपसत्त्वे घटसत्त्वम्, दण्डरूपाभावे घटाभाव, એવા અન્વયવ્યતિરેક મળે છે, જે દંડના અન્વયવ્યતિરેકને આધીન હોવાથી દંડરૂપ અન્યથાસિદ્ધ છે.*

*શંકા : એમ તો દંડ હોવા માત્રથી પણ ક્યા ઘડો બની જાય છે? ચક્ર વગેરે ઈતર સામગ્રી પણ જોઈએ જ છે. એટલે કે इतरसामग्रीसत्त्व एव दण्डसत्त्वे घटसत्त्वम् ને तदभावे तदभाव છે તેથી દંડના અન્વયવ્યતિરેક પણ પરાધીન છે. તો એ પણ અન્યથા સિદ્ધ બનશે.*

***સમાધાન :** છતાં ચક્ર વગેરે ઈતરસામગ્રી પણ દંડની અપેક્ષા રાખે છે. એટલે કે ઈતરસામગ્રી હોવા છતાં, દંડ ન હોય તો ઘડો બનતો જ નથી. એટલે દંડ-ચક્ર વગેરેના પ્રત્યેકના અન્વયવ્યતિરેક સ્વતંત્ર છે ને પરસ્પરસાપેક્ષ છે. પણ દંડરૂપ માટે એવું નથી, દંડરૂપના અન્વયવ્યતિરેક દંડના અન્વયવ્યતિરેકને આધીન છે. દંડના અન્વયવ્યતિરેક દંડરૂપના અન્વયવ્યતિરેકને નહીં. તેથી દંડરૂપ અન્યથાસિદ્ધ છે, દંડ નહીં.*

*શંકા : પ્રથમઅન્યથાસિદ્ધ દંડત્વ અને દ્વિતીય અન્યથાસિદ્ધ દંડરૂપ આ બન્ને કારણભૂત દંડના જ ધર્મો છે, તો બે અન્યથાસિદ્ધિમાં ફરક શું છે?*

***સમાધાન :** कारणतावच्छेदकत्व प्रथमान्यथासिद्धि·*

*स्वतन्त्रान्वयव्यतिरेकशून्यकारणगुणत्व द्वितीयान्यथासिद्धि*

*આવો તફાવત જાણવો.*

*આમાં, 'स्वतन्त्रान्वयव्यतिरेकशून्यत्त्व' આટલુ વિશેષણ ન મૂકીએ તો કપાલસંયોગ પણ 'ઘટ' પ્રત્યે અન્યથાસિદ્ધ થઈ જાય, કારણ કે એ પણ કાર્ય 'ઘટ'ના કારણ 'કપાલ'નો ગુણ જ છે.*

*કપાલસંયોગ ન હોય તો ભલે ને કપાલ હોય, ઘડો બનતો નથી.*

*કપાલસંયોગ હોય તો જ ઘડો બને છે. આવું દંડરૂપ માટે કહી શકાતું નથી. "દંડરૂપ ન હોય પછી ભલે ને દંડ હોય, ઘડો ન જ બને" આવું શી રીતે બોલાય?*

*માટે કપાલસંયોગ અન્યથાસિદ્ધ નથી. દંડરૂપ અન્યથાસિદ્ધ છે.*

**(ત્રીજી અન્યથાસિદ્ધિ)**

(मु.) तृतीयमाह - अन्यं प्रतीति । अन्य प्रति पूर्ववृत्तित्व गृहीत्वैव यस्य यत्कार्य प्रति पूर्ववृत्तित्व गृह्यते तस्य तत्कार्य प्रत्यन्यथासिद्धत्वम् । यथा - घटादिक प्रत्याकाशस्य, तस्य हि घटादिक प्रति कारणत्वमाकाशत्वेनैव स्यात् । तद्धि शब्दसमवायिकारणत्व, एव च तस्य शब्द प्रति कारणत्व गृहीत्वैव घटादिक प्रति जनकत्वं ग्राह्यमतस्तदन्यथासिद्धम् । ननु शब्दाश्रयत्वेन तस्य कारणत्वे काऽन्यथासिद्धिरिति चेत् ? पञ्चमीति गृहाण । नन्वाकाशस्य शब्द प्रति जनकत्वे किमवच्छेदकमिति चेत् ? कवत्त्वादिक, विशेषपदार्थो वेति ॥१९॥

(મુ.) ત્રીજા અન્યથાસિદ્ધને જણાવે છે - અન્ય (કાર્ય) પ્રત્યે પૂર્વવૃત્તિતાનો નિર્ણય કરીને જ જેની જે કાર્ય પ્રત્યે પૂર્વવૃત્તિતાનો નિર્ણય થાય તે, તે કાર્ય પ્રત્યે અન્યથાસિદ્ધ. જેમ કે ઘટાદિ પ્રત્યે આકાશ. તે (આકાશ) ઘટાદિ પ્રત્યે કારણ (જો બને તો) આકાશત્વેન જ બને . તે આકાશત્વ શબ્દસમવાયિકારણત્વ રૂપ છે. આમ તે શબ્દ પ્રત્યે કારણ છે એવો નિર્ણય કરીને જ ઘટાદિ પ્રત્યે કારણ છે એમ નિર્ણય કરવાનો રહે છે. માટે એ અન્યથા સિદ્ધ છે.

શંકા : આકાશને (શબ્દ સમવાયિકારણરૂપે ઘટ પ્રત્યે કારણ ન માનતા) શબ્દાશ્રયરૂપે કારણ માનીએ તો કઈ

અન્યથાસિદ્ધિ આવશે? (કારણ કે ત્રીજી તો નહીં આવે.)

**સમાધાન :** તો પાચમી અન્યથાસિદ્ધિ આવે એમ જાણ.

**શંકા :** આકાશ શબ્દ પ્રત્યે કારણ છે તો એમાં અવચ્છેદક કોણ છે? (અર્થાત્ એ કયા રૂપે કારણ છે?)

**સમાધાન** -કવત્ત્વ વગેરે અથવા વિશેષ પદાર્થ (અવચ્છેદક છે.)

**(વિ.)** પ્રસ્તુત કાર્ય પ્રત્યેની જેની પૂર્વવૃત્તિતાનો નિર્ણય, અન્યકાર્ય પ્રત્યેની એની પૂર્વવૃત્તિતાનો નિર્ણય કર્યા બાદ જ થતો હોય તે પદાર્થ, પ્રસ્તુત કાર્ય પ્રત્યે ત્રીજા પ્રકારનો અન્યથા સિદ્ધ છે. જેમ કે ઘડા પ્રત્યે આકાશ.

જ્યારે જ્યારે ઘડો ઉત્પન્ન થાય ત્યારે ત્યારે એની પૂર્વમાં ત્યાં આકાશ હોય જ આ રીતે આકાશની પૂર્વવૃત્તિતાનો નિર્ણય કરવો છે. પણ આકાશ પ્રત્યક્ષ તો નથી. એટલે ઘટોત્પત્તિકાળે કોઈપણ અવાજ-શબ્દ થાય એના પરથી, 'અહીં શબ્દ ઉત્પન્ન થાય છે તો એના સમવાયિકારણ તરીકે આકાશ હોવું જ જોઈએ' એ રીતે આકાશ હાજર હોવાનો નિર્ણય થાય છે. ટૂંકમાં, શબ્દ થાય છે, તો એને પૂર્વવર્તી આકાશ હોવું જ જોઈએ, અને તેથી ઘટને પૂર્વવૃત્તિ પણ એ હોવું જ જોઈએ. આ રીતે નિર્ણય કરવો પડે છે. આમ પૂર્વવૃત્તિતાનો નિર્ણય થવાથી કારણ માનવાનો પ્રસંગ આવે છે. પણ એમાં, પૂર્વવૃત્તિતાનો અવચ્છેદક જે આકાશત્વ છે તે એક વ્યક્તિવૃત્તિ હોવાથી જાતિસ્વરૂપ નથી. માટે એ શું છે? એ જણાવવું પડે.

તેથી આકાશત્વં શબ્દ સમવાયિકારણત્વમ્ આમ કહેવું પડે. એટલે ઘટ પ્રત્યેની પૂર્વવૃત્તિતાનો નિર્ણય કરતાં પહેલાં એને શબ્દના કારણ તરીકે જાણવું પડે છે. માટે એ અન્યથાસિદ્ધ છે.

**શંકા :** આકાશત્વ = શબ્દ સમવાયિકારણત્વ આવો અર્થ કરવાના બદલે શબ્દાશ્રયત્વ આવો અર્થ કરવામાં આવે તો આકાશ 'શબ્દાશ્રયત્વ' ધર્મને આગળ કરીને ઘટનું કારણ બની શકશે, અને તેથી આ ત્રીજી અન્યથાસિદ્ધિ નહિ આવે, કારણ કે શબ્દસમવાયિકારણત્વ લઈએ તો જ એના ઘટકીભૂત કારણત્વ માટે શબ્દપૂર્વવૃત્તિતાનું ગ્રહણ કરવું પડે છે, 'શબ્દાશ્રયત્વ'માં કારણત્વનો પ્રવેશ ન હોવાથી શબ્દપૂર્વવૃત્તિતા એનો ઘટક ન હોવાના કારણે એના પ્રત્યે એની પૂર્વવૃત્તિતાનો નિર્ણય કરવો આવશ્યક રહેતો નથી.

**સમાધાન :** જો આકાશત્વ = શબ્દાશ્રયત્વ એવો અર્થ કરાય તો એ વખતે આકાશમાં પાંચમી અન્યથાસિદ્ધિ જાણવી.

**શંકા :** આકાશ જો શબ્દનું કારણ છે, તો એનો કારણતાવચ્છેદક કોણ ? જો આકાશત્વ કહેશો, તો આ આકાશત્વ શું છે? તો કે શબ્દકારણત્વ.... એટલે કે શબ્દકારણતાનો અવચ્છેદક શબ્દકારણત્વ બનશે, જે યોગ્ય નથી, કારણ કે પોતે પોતાનો અવચ્છેદક બની શકતો નથી.

**સમાધાન :** કારણતાવચ્છેદક તરીકે જે આકાશત્વ કહેવાય છે તે 'કવત્ત્વ' 'ખવત્ત્વ' વગેરે સ્વરૂપ લેવાથી આ દોષ નહીં આવે.

**શંકા :** આ 'કવત્ત્વ' વગેરે તો 'ક' 'ખ' વગેરે વર્ણસ્વરૂપ હોવાથી અનેક છે. એમાં વિનિગમનાવિરહ હોવાથી બધાને કારણતાવચ્છેદક માનવાની આપત્તિ આવશે.

**સમાધાન :** તો પછી આકાશમાં રહેલા વિશેષને જ કારણતાવચ્છેદક માનવો.

***શંકા :*** *આકાશ કાંઈ પ્રત્યક્ષ નથી. તેથી એ શબ્દાશ્રય તરીકે પણ પ્રત્યક્ષ ન હોવાથી એમાં શબ્દાશ્રયત્વની સિદ્ધિ કઈ રીતે કરશો?*

***સમાધાન :*** *શબ્દ દ્રવ્યાશ્રિત, ગુણત્વાદ્ આવું અનુમાન કરીને શબ્દના આશ્રય તરીકે દ્રવ્ય સિદ્ધ કરીશું, ને પછી*

આગળ દર્શાવાનાર અનુમાન દ્વારા એ દ્રવ્યમાં પૃથિવ્યાદિ અષ્ટભિન્નત્વ સિદ્ધ થવાથી શબ્દના આશ્રય તરીકે આકાશદ્રવ્ય સિદ્ધ થઈ જશે.

**શંકા :** તમે આપેલા 'शब्द द्रव्याश्रित , गुणत्वात्' અનુમાનમાં अस्तु गुणत्व, मास्तु द्रव्याश्रितत्व को दोष એવી શંકા છે.

**સમાધાન :** यदि जन्यगुण द्रव्याश्रित न स्याद्, तर्हि द्रव्यजन्योऽपि न स्यात् એવો અનુકૂળતર્ક એ વ્યભિચાર શંકાનો વિઘટક છે, તેથી અમારું અનુમાન અબાધિત છે.

**શંકા :** 'शब्द' દ્રવ્યજન્ય છે એવો નિર્ણય શાનાથી કરશો ?

**સમાધાન :** शब्द द्रव्यजन्य जन्यगुणत्वाद् આવા અનુમાનથી.

**શંકા :** આકાશત્વને શબ્દાશ્રયત્વ રૂપ લેવા માટે તમારે શબ્દમાં દ્રવ્યાશ્રિતત્વની સિદ્ધિ કરવી પડી. વળી એ કરવા માટે અનુકૂળતર્ક રૂપે છેવટે તમારે શબ્દ અને (આકાશસ્વરૂપ) દ્રવ્ય વચ્ચેના કાર્ય-કારણભાવનો નિર્ણય લાવવો પડ્યો. એટલે 'શબ્દાશ્રયત્વ'ની સિદ્ધિ માટે છેવટે શબ્દકારણત્વનો નિર્ણય જોઈશે જ અને તેથી શબ્દપ્રત્યેની પૂર્વવૃત્તિતાનો નિર્ણય આવશ્યક રહેવાથી અહીં તૃતીય અન્યથા સિદ્ધિ જ આવશે.

**સમાધાન :** યાગ અને અપૂર્વ વચ્ચે જે કાર્યકારણભાવ છે એનો નિર્ણય નીચે મુજબ કરાય છે. 'स्वर्गकामो यजेत' એવી શ્રુતિથી જણાય છે કે યાગ સ્વર્ગજનક હોવાથી સ્વર્ગપૂર્વવૃત્તિ છે. પણ યાગમાં સીધે સીધી તો અવ્યવહિત પૂર્વવૃત્તિતા નથી, તેથી એના દ્વાર તરીકે 'અપૂર્વ'ની કલ્પના કરવામાં આવે છે

'याग सव्यापार स्वर्गकारणताऽन्यथानुपपत्ते', આ જે વ્યાપાર છે તે જ અપૂર્વ છે તેથી, યાગમાં અપૂર્વજનકતા પણ હોવી જોઈએ.

'अपूर्वं यागजन्य, यागव्यापारत्वात्' આમ, યાગમા અપૂર્વની કારણતાનો (અને તેથી પૂર્વવૃત્તિતાનો) નિર્ણય એની સ્વર્ગ પ્રત્યેની કારણતાના (અને તેથી પૂર્વવૃત્તિતાના) નિર્ણયપૂર્વક થાય છે.

ટૂંકમાં, 'યાગ સ્વર્ગજનક છે, માટે અપૂર્વજનક છે' એ રીતે જ નિર્ણય કરવો પડે છે. જેમ, 'આકાશ શબ્દજનક છે માટે ઘટજનક છે' એ રીતે નિર્ણય કરાતો હોવાના કારણે આકાશ ઘટપ્રત્યે અન્યથાસિદ્ધ મનાય છે એમ પ્રસ્તુતમાં યાગને અપૂર્વ પ્રત્યે અન્યથાસિદ્ધ માનવો પડે છે. પણ એ અન્યથાસિદ્ધ તો નથી

આ આપત્તિના વારણ માટે 'अन्यं प्रति' આવો જે પ્રયોગ છે એનો યથાશ્રુત અર્થ ન લેતા વિશેષ અર્થ લેવો પડે છે કે અન્યકાર્ય પ્રત્યે પૂર્વવૃત્તિતાઘટિત ધર્મથી જે, જે કાર્યનું કારણ હોય, તે તે કાર્ય પ્રત્યે તે ધર્મથી અન્યથાસિદ્ધ જાણવો.

એટલે યાગમા સ્વર્ગજનકત્વેન અપૂર્વજનકતા માનીએ તો એ જરૂર અપૂર્વ પ્રત્યે અન્યથાસિદ્ધ બને છે. પણ યાગ તો પ્રત્યક્ષસિદ્ધ હોવાથી એમા યાગત્વ જાતિ પણ પ્રત્યક્ષસિદ્ધ છે. એટલે યાગત્વધર્મને આગળ કરીને જો એને અપૂર્વજનક માનવામા આવે તો 'યાગત્વ' સ્વર્ગકારણત્વઘટિત ધર્મ ન હોવાથી - સ્વર્ગ પ્રત્યેની પૂર્વવૃત્તિતાથી ઘટિત ધર્મ સ્વરૂપ ન બન્યો ને તેથી યાગત્વ ધર્મને આગળ કરીને યાગ અપૂર્વ પ્રત્યે અન્યથાસિદ્ધ ન રહેવાથી આપત્તિ નહીં આવે.

આ જ રીતે 'આકાશત્વ'ને 'શબ્દસમવાયિકારણત્વ' સ્વરૂપ લઈએ તો એ ધર્મ શબ્દ પ્રત્યેની નિયત-પૂર્વવૃત્તિતાઘટિત હોવાથી ત્રીજી અન્યથાસિદ્ધિ આવે, પણ 'શબ્દાશ્રયત્વ' સ્વરૂપ લઈએ તો એ ધર્મ કારણત્વઘટિત ન હોવાથી નિયતપૂર્વવૃત્તિતાઘટિત પણ ન થવાના કારણે ત્રીજી અન્યથાસિદ્ધિ આવતી નથી. તેથી પાંચમી અન્યથાસિદ્ધિ જ જાણવી.

ત્રીજી અન્યથાસિદ્ધિનું ટૂંકમાં લક્ષણ - અન્ય કાર્ય પ્રત્યેની કારણતા છે માટે (પ્રસ્તુત કાર્યની) ગૃહીત છે કારણતા જેની તે અન્યથાસિદ્ધ

अन्यकारणतया गृहीतकारणताकत्व तृतीयाऽन्यथासिद्धि

શ્રી જૈન ... ભંડાર
જયપુર

(का.) जनकं प्रति पूर्ववृत्तितामपरिज्ञाय न यस्य गृह्यते ।
अतिरिक्तमथाऽपि यद्भवेन्नियतावश्यकपूर्वभाविनः ॥२०॥

(मु.) चतुर्थमन्यथासिद्धमाह - जनकं प्रतीति । यत्कार्यजनकं प्रति पूर्ववृत्तित्व गृहीत्वैव यस्य यत्कार्यं प्रति पूर्ववृत्तित्व गृह्यते तस्य तत्कार्यं प्रत्यन्यथासिद्धत्वम् । यथा कुलालपितुर्घटं प्रति । तस्य हि कुलालपितृत्वेन घट प्रति जनकत्वेऽन्यथासिद्धि., कुलालत्वेन रूपेण जनकत्वे त्विष्टापत्ति , कुलालमात्रस्य घटं प्रति जनकत्वात् ।

## (ચોથી અન્યથાસિદ્ધિ)

(કા.) કારણ પ્રત્યેની પૂર્વવૃત્તિતાને જાણ્યા વગર જેની પૂર્વવૃત્તિતા ન જણાય તે અન્યથાસિદ્ધ. નિયતાવશ્યક પૂર્વભાવીથી જે કાંઈ ભિન્ન હોય તે બધું પણ અન્યથાસિદ્ધ.

(મુ.) ચોથા અન્યથાસિદ્ધને કહે છે - વિવક્ષિત જે કાર્યના કારણ પ્રત્યેની પૂર્વવૃત્તિતાનો નિર્ણય કરીને જ જેની જે કાર્ય પ્રત્યે પૂર્વવૃત્તિતા ગૃહીત થાય તે પદાર્થ તે કાર્ય પ્રત્યે અન્યથાસિદ્ધ જાણવો. જેમ કે કુલાલપિતા ઘટ પ્રત્યે. તે (કુલાલપિતા) કુલાલના પિતા તરીકે ઘટ પ્રત્યે કારણ બનવા માગતો હોય તો અન્યથાસિદ્ધ જાણવો. કુલાલરૂપે એ ઘટનું કારણ બનતો હોય તો અમારે ઇષ્ટાપત્તિ જ છે. કારણ કે જે કોઈ કુંભાર હોય તે બધા ઘડા પ્રત્યે કારણ છે જ.

(વિ.) કાર્યના જનક (કારણ) પ્રત્યેની પૂર્વવૃત્તિતાનો નિર્ણય થવા પર જેની કાર્ય પ્રત્યેની પૂર્વવૃત્તિતા જ્ઞાત થાય તે ચોથો અન્યથાસિદ્ધ જાણવો. જેમ કે કુલાલપિતા. કુંભારના પિતા વગર તો કુંભાર જ જન્મે નહીં, એટલે કુંભારના પિતા કુંભાર પૂર્વે હોય જ. અને તેથી એ ઘટોત્પત્તિ પૂર્વે પણ હોવાના જ. તો એ પણ ઘટ પ્રત્યે કારણ કેમ નહીં ? આવી શંકા થઈ શકે છે. એના સમાધાન રૂપે આ ચોથી અન્યથાસિદ્ધિ હોવાથી એ કારણ નથી એમ જાણવું. કુંભારના પિતાની ઘટપૂર્વવૃત્તિતાનો નિર્ણય, ઘટકારણીભૂત કુંભારને પૂર્વવૃત્તિ છે, તો ઘટને પૂર્વવૃત્તિ હોય જ આ રીતે થતો હોવાથી એ અન્યથાસિદ્ધ જાણવા.

**શંકા :** પણ જો કુંભારપિતા પણ કુંભાર હોય ને ઘડા બનાવતા હોય તો ?

**સમાધાન :** કુંભાર તરીકે (કુલાલત્વેન) તે ઘટનું કારણ બને એ અમને ઇષ્ટ જ છે, કારણ કે કુંભારમાત્ર ઘટજનક હોય છે. (અર્થાત્ કુલાલત્વાવચ્છિન્નકારણતાનિરૂપિત ઘટત્વાવચ્છિન્નકાર્યતા - આવો કાર્યકારણભાવ અમને ઇષ્ટ જ છે. કુલાલપિતૃત્વેન એમાં કારણતા માનવી એ જ ઇષ્ટ નથી, અને તેથી એ રૂપે એ ઘટ પ્રત્યે અન્યથાસિદ્ધ છે.)

**ચોથી અન્યથાસિદ્ધિનું ટૂંકમાં લક્ષણ :**

द्वारभिन्नकारणकारणत्व चतुर्थी अन्यथासिद्धि

જે દ્વારભિન્ન કારણનું કારણ હોય તે ચોથો અન્યથાસિદ્ધ.

અપૂર્વ સ્વર્ગનું કારણ છે, ને યાગ અપૂર્વનું... તેથી યાગ પણ અન્યથાસિદ્ધ ન થઈ જાય એ માટે 'દ્વારભિન્નત્વ' એ કારણનું વિશેષણ છે. અપૂર્વ એ દ્વાર છે, દ્વાર ભિન્ન નહીં. તેથી, એના કારણભૂત યાગ અન્યથાસિદ્ધ નથી.

'દ્વારભિન્નકારણત્વં' આટલું જ લખીએ તો દ્વારભિન્ન શબ્દ, એનું કારણત્વ આકાશમાં છે જે ત્રીજો અન્યથાસિદ્ધ છે, ચોથો નહીં, માટે અતિવ્યાપ્તિ થાય. એનું વારણ કરવા માટે વચ્ચે 'કારણ' શબ્દ મૂકયો છે.

'શબ્દ' એ ઘટનું કારણ ન હોવાથી આકાશમાં દ્વારભિન્નકારણત્વ હોવા છતાં દ્વારભિન્નકારણકારણત્વ ન હોવાથી ચોથી અન્યથાસિદ્ધિ નહીં.

બીજો 'કારણ' શબ્દ ન લખીએ તો 'દ્વારભિન્નકારણત્વ' આટલું જ લક્ષણ થાય જે ચક્રભ્રમણાત્મક દ્વાર સિવાયના દંડ, ચક્ર વગેરે દરેક કારણમાં હોવાથી એ બધા અન્યથાસિદ્ધ થવાની આપત્તિ આવે.

---

(मु.) पञ्चमान्यथासिद्धमाह - अतिरिक्तमिति । अवश्यक्लृप्तानियतपूर्ववर्तिन एव कार्यसम्भवे तद्भिन्नमन्यथासिद्धमित्यर्थ. । अत एव प्रत्यक्षे महत्त्व कारणम्, अनेकद्रव्यवत्त्वमन्यथासिद्धम् । तत्र हि महत्त्वमवश्यक्लृप्त, तेनाऽनेकद्रव्यवत्त्वमन्यथासिद्धम् । न च वैपरीत्ये कि विनिगमकमिति वाच्यम् , महत्त्वत्वजाते कारणतावच्छेदकत्वे लाघवात् ॥२०॥

---

**(પાંચમી અન્યથાસિદ્ધિ)**

(મુ.) પાંચમા અન્યથાસિદ્ધને જણાવે છે - અવશ્યક્લૃપ્તનિયત પૂર્વવર્તી (પદાર્થ)થી જ કાર્ય સંભવિત બની જતું હોય તો એનાથી ભિન્ન કોઈ પણ ચીજ અન્યથાસિદ્ધ જાણવી. તેથી જ પ્રત્યક્ષમા મહત્ત્વ કારણ છે, અનેક દ્રવ્યવત્ત્વ અન્યથાસિદ્ધ છે. ત્યાં મહત્ત્વ અવશ્યક્લૃપ્ત છે, તેથી તેનાથી અનેક દ્રવ્યવત્ત્વ અન્યથાસિદ્ધ થઈ જાય છે.

શંકા : આનાથી વિપરીત હોવામા કોણ વિનિગમક છે ? (અર્થાત્ અનેકદ્રવ્યવત્ત્વ એ કારણ ને મહત્ત્વ અન્યથાસિદ્ધ... આવુ ઉંધુ પણ હોય શકે છે ને. નિર્ણય શાના પર કરવો ?)

સમાધાન : (મહત્ત્વને કારણ માનવામા) મહત્ત્વત્વજાતિ કારણતાવચ્છેદક બને છે જેમાં લાઘવ રહ્યું છે. (આ લાઘવ વિનિગમક બનીને મહત્ત્વને જ કારણ તરીકે સિદ્ધ કરે છે )

(વિ.) નિયતાવશ્યકપૂર્વભાવિનઃ અતિરિક્તં-નિયતાવશ્યક = અવશ્યક્લૃપ્તનિયતપૂર્વવર્તીથી જે ભિન્ન હોય તે અન્યથાસિદ્ધ. [ એ ક્યાક કાર્યપૂર્વવૃત્તિ બનતો હોય છે એ જાણવું ]

જેમ કે , ઘટકાર્ય પ્રત્યે દંડ, ચક્ર, કુંભાર વગેરે નિયત = વ્યાપક રીતે અવશ્યકલૃપ્ત છે. એ બધાથી જ જો ઘટ ઉત્પન્ન થઈ જાય છે તો, ક્યાંક રાસભ ઘટપૂર્વવૃત્તિ દેખાતો હોવા છતાં, અન્યથાસિદ્ધ જાણવો. જ્યાંથી માટી ઉપલબ્ધ હોય ત્યાં જ કુભાર ઘડો બનાવે તો માટીના વાહક તરીકે ગધેડો આવશ્યક રહેતો નથી. ત્યાં, જો ઘડો ગધેડા વગર, દંડ-ચક્રાદિ સામગ્રીથી જ ઉત્પન્ન થઈ જાય છે તો ગધેડો અવશ્યક્લૃપ્ત [= ઘટકાર્ય પ્રત્યે સર્વત્ર આવશ્યક ]ન રહેવાથી અન્યથાસિદ્ધ.

એમ ઘટ વગેરે પાર્થિવ દ્રવ્યોમાં પાક ( = અગ્નિસંયોગ)થી અન્યરૂપ - અન્ય ગંધ વગેરે પેદા થાય છે. આ પાકજગન્ધ પ્રત્યે ગન્ધપ્રાગભાવ અવશ્યક્લૃપ્ત છે, તદ્ભિન્ન રૂપપ્રાગભાવ અન્યથાસિદ્ધ જાણવો. [ગન્ધત્વાવચ્છિન્ન ગંધ માત્ર પ્રત્યે ગંધપ્રાગભાવ કારણ મનાયો છે, માટે એ અવશ્યક્લૃપ્ત છે. ]

**શંકા :** અગ્નિસંયોગ થવા પર ઘડામાં જેમ પાકજ ગધ પેદા થાય છે, એમ પાકજ રૂપ પણ પેદા થાય છે. એટલે એ પાકજ ગંધ પૂર્વે અવશ્ય સર્વત્ર પાકજરૂપપ્રાગભાવ પણ હોય જ છે. (જે પાકજરૂપ પ્રત્યે કારણ મનાયો જ છે ) તેથી પાકજ ગધ પ્રત્યે પણ આ રૂપપ્રાગભાવ અવશ્યક્લૃપ્તનિયતપૂર્વવર્તી હોવાથી રૂપપ્રાગભાવ એ જ કારણ બનશે, ને ગંધપ્રાગભાવ અન્યથાસિદ્ધ બની જશે.

**સમાધાન :** અહીં અવશ્યક્લૃપ્ત તરીકે એવો પૂર્વવર્તી લેવો અભિપ્રેત છે જે લઘુ હોય. એટલે કે इतरकारणसामग्रीसत्त्वेऽपि यदभावे कार्याभाव स अवश्क्लृप्त અને એ પણ લઘુ જોઈએ.

અહીં લાઘવ ત્રણ રીતે હોય છે :

( 1) **શરીરકૃતલાઘવ :** દા.ત. અનેક દ્રવ્યત્વની અપેક્ષાએ મહત્ત્વમાં શરીરકૃત લાઘવ છે. તે આ રીતે - પ્રત્યક્ષ પ્રત્યે કારણ કોણ ? એ વિચારણામાં,

પરમાણુ -દ્વ્યણુકનું પ્રત્યક્ષ નથી થતું, ત્ર્યણુક વગેરેનું થાય છે.

ત્ર્યણુક વગેરેમાં જેમ મહત્ત્વ છે તેમ અનેક દ્રવ્યવત્ત્વ પણ છે જ, પરમાણુઆદિમાં નથી. તો પ્રશ્ન થયો કે ત્ર્યણુક વગેરેનું જે પ્રત્યક્ષ થાય છે એમાં મહત્ત્વને (મહત્પરિમાણને) કારણ માનવું કે અનેક દ્રવ્યવત્ત્વને ?

શંકા : આ અનેક દ્રવ્યવત્ત્વ શું છે ? જો એને 'અનેકદ્રવ્યસમવેતત્વ' સ્વરૂપ કહેશો તો દ્વ્યણુકનું પ્રત્યક્ષ થવાની આપત્તિ આવશે, કેમ કે એ બે પરમાણુમાં સમવેત છે.

સમાધાન : સમવેતસમવેતત્વં અનેકદ્રવ્યવત્ત્વં એમ કહેવાથી આ આપત્તિ નહીં આવે, કારણ કે પરમાણુ સમવેત ન હોવાથી દ્વ્યણુક સમવેતસમવેત નથી.

શંકા : તો પછી આત્માનું પ્રત્યક્ષ નહીં થાય, કારણ કે એ સમવેત જ ન હોવાથી સમવેતસમવેત પણ નથી.

સમાધાન : अणुभिन्नद्रव्यत्वं अनेकद्रव्यवत्त्व આમ લેવાથી આ કોઈ આપત્તિ નહીં આવે.

એટલે, પ્રત્યક્ષમાં મહત્ત્વને કારણ માનવું કે અણુભિન્નદ્રવ્યત્વ સ્વરૂપ અનેકદ્રવ્યવત્ત્વને ? એ પ્રશ્ન ઊભો રહ્યો... કારણ કે એ બન્ને પ્રત્યક્ષના અવશ્યક્લૃપ્ત નિયત પૂર્વવર્તી છે.

તેથી અહીં જોવું જોઈએ કે આ બેમાં લઘુ કોણ ? જે લઘુ હોય તે કારણ, અને તદ્ભિન્ન અન્યથાસિદ્ધ.

તો મહત્ત્વમા અનેકદ્રવ્યવત્ત્વ કરતાં શરીરકૃત લાઘવ છે.

મહત્ત્વ = મહત્ત્વત્વજાતિમાન્ એટલે એનું શરીર માત્ર મહત્ત્વત્વજાતિથી જ ઘટિત છે.

જ્યારે અનેકદ્રવ્યવત્ત્વ = અણુભેદવદ્દ્રવ્યત્વં... એટલે કે એનું શરીર અણુ,ભેદ, દ્રવ્યત્વ વગેરેથી ઘટિત છે, જે ગુરુભૂત હોવું સ્પષ્ટ છે.

તેથી પ્રત્યક્ષ પ્રત્યે મહત્ત્વ એ કારણ, ને અનેકદ્રવ્યવત્ત્વ અન્યથાસિદ્ધ... મહત્ત્વને કારણ માનવાથી મહત્ત્વત્વ કે જે જાતિ છે એ કારણતાવચ્છેદક બનવાથી લાઘવ થાય છે માટે એ જ કારણ છે, અનેકદ્રવ્યવત્ત્વ નહીં.

(2) ઉપસ્થિતિકૃતલાઘવ : ઘટોત્પત્તિની બીજી ક્ષણે ઘટમાં રૂપ અને ગંધ આ બન્ને ઉત્પન્ન થાય છે, એટલે એ પૂર્વની ક્ષણે રૂપપ્રાગભાવ અને ગંધપ્રાગભાવ આ બન્ને વિદ્યમાન હતા. તો ગંધપ્રાગભાવ પ્રત્યે કારણ કોણ ? કારણ કે રૂપનો ને ગંધનો બન્નેનો પ્રાગભાવ અવશ્યનિયતપૂર્વવૃત્તિ છે.

ગન્ધ પ્રત્યે કારણ કોણ ? એવા પ્રશ્નમાં ગન્ધપ્રાગભાવનો પ્રતિયોગી ગન્ધ ઉપસ્થિત છે. એટલે એક સંબંધિ જ્ઞાનમપરસંબંધિસ્મારકમ્ ન્યાયે ગંધપ્રાગભાવની ઉપસ્થિતિ થવી સહજ શક્ય છે. તેથી એને કારણ માનવામાં ઉપસ્થિતિકૃત લાઘવ હોવાથી એ જ કારણ છે, ને રૂપપ્રાગભાવ અન્યથાસિદ્ધ જાણવો. આમ, ગંધત્વાવચ્છિન્ન પ્રત્યે ગંધપ્રાગભાવ કારણ હોવાથી પાકજ ગંધ પ્રત્યે પણ એને જ કારણ જાણવો. રૂપપ્રાગભાવ અન્યથા સિદ્ધ.

(3) સંબંધકૃતલાઘવ : ઘટ પ્રત્યે કોણ કારણ ? દંડ કે દંડત્વ ? કારણ કે બન્ને અવશ્યનિયતપૂર્વવૃત્તિ છે. દંડને કારણ માનવામાં (ચક્રનિષ્ઠ પ્રત્યાસત્તિથી) સ્વજન્યભ્રમિવત્ત્વ (સ્વ = દંડ, તજ્જન્યભ્રમિવત્ ચક્ર છે) સંબંધ કારણતાવચ્છેદક બને છે જ્યારે દંડત્વને કારણ માનવામા સ્વાશ્રયજન્યભ્રમિવત્ત્વ સબંધ કારણતાવચ્છેદક બને જેમાં ગૌરવ છે. તેથી દંડને કારણ માનવામાં સંબંધકૃતલાઘવ હોવાથી એ જ કારણ બને, દંડત્વ અન્યથા સિદ્ધ.

*તર્કસંગ્રહદીપિકા વગેરેમા અન્યથાસિદ્ધિનું લક્ષણ આવું આપ્યું છે : अन्यत्रक्लृप्तनियतपूर्ववर्तिन एव कार्यसम्भवे तत्सहभूतमन्यथासिद्धम् । ક્યાંક દંડ-ચક્રાદિ સાથે રાસભ પણ પૂર્વવર્તી હોવા છતાં, અન્યત્ર એ આવશ્યક ન હોવાથી અન્યત્રક્લૃપ્ત નથી. તેથી વિવક્ષિત સ્થળે પણ ઘટ પ્રત્યે અન્યથાસિદ્ધ થઈ ગયો.*

*પણ આ વ્યાખ્યાને અનુસરીએ તો પ્રત્યક્ષ પ્રત્યે મહત્ત્વની જેમ અનેકદ્રવ્યવત્ત્વને પણ કારણ માનવું જ પડે, કારણ કે એ પણ અન્યત્રક્લૃપ્ત તો છે જ. પણ 'અવશ્યક્લૃપ્ત' કહેવાથી એમાં 'लघुत्वे सति' વિશેષણ હોવાના કારણે મહત્ત્વ જ કારણ બને છે, અનેકદ્રવ્યવત્ત્વ અન્યથાસિદ્ધ.*

આનાથી ઊલટું માનવામાં કોણ વિનિગમક ? તો કે (શરીરકૃત) લાઘવ. અનેકદ્રવ્યવત્ત્વને કારણ માનવામાં

અણુભિન્નદ્રવ્યત્વત્વ કારણતાવચ્છેદક બને જ્યારે મહત્ત્વને કારણ માનવામાં મહત્ત્વત્વજાતિ કારણતાવચ્છેદક બને જે લઘુભૂત છે.

આમ, यद्रूपावच्छिन्न लघुनियतावश्यकपूर्वभाविभिन्नं तद्रूपवत्त्व अन्यथासिद्धत्वम् ।

---

(का.) एते पञ्चान्यथासिद्धा दण्डत्वादिकमादिमम् ।
घटादौ दण्डरूपादि द्वितीयमपि दर्शितम् ॥२१॥
तृतीयं तु भवेद् व्योम कुलालजनकोऽपरः ।
पञ्चमो रासभादिः स्यादेतेष्वावश्यकस्त्वसौ ॥२२॥

(मु) रासभादिरिति । यद्यपि यत्किञ्चिद्घटव्यक्तिं प्रति राराभस्य नियतपूर्ववृत्तित्वमस्ति, तथापि घटजातीयं प्रति सिद्धकारणभावैर्दण्डादिभिरेव तद्व्यक्तेरपि सम्भवे रासभोऽन्यथासिद्ध इति भाव । एतेषु = पञ्चस्वन्यथासिद्धेषु मध्ये पञ्चमोऽन्यथासिद्ध आवश्यक', तेनेव परेषा चरितार्थत्वात् । तथाहि - दण्डादिभिरवश्यक्लृप्तनियतपूर्ववर्तिभिरेव कार्यसम्भवे दण्डत्वादिकमन्यथासिद्धम् । न च वैपरीत्ये किं विनिगमकमिति वाच्यम्, दण्डत्वस्य कारणत्वे दण्डघटिताया परम्पराया. सम्बन्धत्वकल्पने गौरवात् । एवमन्येषामप्यनेनैव चरितार्थत्व सभवति ॥२१॥ ॥२२॥

---

**(કા.) આ પાંચ અન્યથાસિદ્ધ કહ્યા. (એનાં દૃષ્ટાંત - ) ઘટાદિ પ્રત્યે - દંડત્વ વગેરે પ્રથમ, દંડ રૂપ વગેરે દ્વિતીય, આકાશ તૃતીય, કુલાલપિતા ચતુર્થ અને રાસભાદિ પાંચમા અન્યથા સિદ્ધ જાણવા. આ પાંચેમાં આ પાંચમો અન્યથાસિદ્ધ આવશ્યક છે.**

(મુ.) જો કે કોઇક ઘડા પ્રત્યે (જ્યાં કુંભાર ગધેડા દ્વારા માટી અન્યત્ર લઈ જઈ ઘડા બનાવતો હોય ત્યાં બનતા ઘડા પ્રત્યે) ગધેડો નિયતપૂર્વવર્તી છે. છતાં પણ ઘટજાતીય કોઈપણ ઘડા પ્રત્યે જેની કારણતા સિદ્ધ થયેલી છે એ દંડ વગેરેથી જ જો એ ઘડા પણ બની શકે છે તો ગધેડો અન્યથા સિદ્ધ જ કહેવાય. (જ્યાથી માટી ઉપલબ્ધ હોય ત્યાં જઇને જ કુંભાર ઘડો બનાવે તો વગર ગધેડાએ - દડાદિથી જ એ પણ બનવો શક્ય છે જ. માટે ગધેડો અન્યથાસિદ્ધ છે.) આ પાચ અન્યથાસિદ્ધમાંથી પાંચમો અન્યથાસિદ્ધ આવશ્યક છે, બાકીના ચાર તો આ પાચમાના લક્ષણથી જ પકડાઈ જાય છે. (છતાં શિષ્યબુદ્ધિ વૈશદ્યાર્થ કહ્યા છે એ જાણવું). જેમ કે દંડ વગેરે અવશ્યક્લૃપ્તનિયતપૂર્વવર્તિ કારણોથી જ કાર્યોત્પાદ શક્ય છે. તો દંડત્વાદિ અન્યથાસિદ્ધ છે.

શંકા : દંડત્વાદિથી ઘટોત્પત્તિ માનો, ને દંડાદિને અન્યથાસિદ્ધ માનો... આવુ વૈપરીત્ય પણ હોય શકે ને... એવું નથી જ એમાં વિનિગમક કોણ ?

સમાધાન : દંડત્વને કારણ માનવામા સ્વાશ્રય (દંડ) જન્યભ્રમિવત્ત્વ સંબંધને કારણતાવચ્છેદક માનવો પડે જે દંડઘટિત પરંપરાવાળો હોઈ ગૌરવગ્રસ્ત છે (માટે એ અન્યથાસિદ્ધ છે.) આમ જેમ પ્રથમ અન્યથાસિદ્ધ પાંચમાથી જ ચરિતાર્થ થઈ જાય છે એમ અન્ય ત્રણ પણ ચરિતાર્થ થઈ જવા સભવે છે. ॥૨૧॥૨૨॥

---

(का.) समवायिकारणत्वं द्रव्यस्यैवेति विज्ञेयम् ।

(मु.) समवायीति । स्पष्टम् ।

---

**(કા.) સમવાયિકારણત્વ દ્રવ્યમાં જ હોય છે તે જાણવું.**

(મુ.) સ્પષ્ટ છે.

(વિ.) પૃથ્વી વગેરે ૯ દ્રવ્યોનું સાધર્મ્ય - **સમવાયિકારણત્વ.**

નવે નવ દ્રવ્યો અને માત્ર નવ દ્રવ્યો જ સમવાયિકારણ બને છે, તેથી દ્રવ્યોનું આ સાધર્મ્ય છે. અર્થાત્

સમવાયસંબંધાવચ્છિન્ન કાર્યતાનિરૂપિત તાદાત્મ્ય સંબંધાવચ્છિન્નકારણતા એ નવ દ્રવ્યોનું સાધર્મ્ય થયું.

*શંકા : આદ્યક્ષણાવચ્છિન્નદ્રવ્ય નિર્ગુણ હોવાથી એમાં અવ્યાપ્તિ આવશે.*

*સમાધાન : समवायिकारणवृत्ति-सत्ताभिन्नजातिमत्त्वं અર્થ કરવાથી એ આપત્તિ દૂર થઈ જાય છે. વસ્તુતઃ ઘટાદિમાં દ્વિતીયક્ષણે જે રૂપ વગેરે પેદા થાય છે એનું સમવાયિકારણ આદ્યક્ષણાવચ્છિન્ન ઘટાદિ પણ છે જ, માટે આ શંકા જ ખોટી જાણવી.*

*શંકા : આગળ क्षित्यादीना नवानां तु.. કહીને ૯ દ્રવ્યોનું સાધર્મ્ય કહેવાના છે. તો આ સાધર્મ્ય પણ ત્યાં જ કહેવું જોઈતું હતું. અહીં કહેવામાં સન્દર્ભવિરોધ છે यत्रैकस्य बहूनि लक्षणानि वक्तव्यानि तत्र तान्येकत्रैवोच्यन्ते न त्वनेकत्र।*

*સમાધાન : આ અધિકારને સાધર્મ્યપરક માનવાની જરૂર નથી, કિંતુ પૂર્વે કારણતાના સમવાયિકારણતા વગેરે ૩ પ્રકાર બતાવ્યા, અને સમવાયિકારણતા વગેરે ત્રણની વ્યાખ્યા બતાવી. હવે એ કારણતા ક્યાં રહે છે એની વ્યવસ્થા બતાવે છે. એટલે કે આ અધિકાર વ્યવસ્થાપરક છે.*

*શંકા : તો પછી નિમિત્તકારણતાની વ્યવસ્થા કેમ ન દર્શાવી ?*

*સમાધાન : એ નથી દર્શાવી એનાથી જ જણાય છે કે નિમિત્તકારણતા સાતે પદાર્થોમાં રહેલી છે.*

*કેટલાક કહે છે કે આ અધિકાર સાધર્મ્યપરક જ છે, માટે જ મુક્તાવલીમાં અસમવાયિકારણતાની જે વાત છે તે સાધર્મ્યના લક્ષણ તરીકે વાંધો આવવાથી વૈધર્મ્ય પર લઈ ગયા છે, નહીંતર એ અસમવાયિકારણતાનો વ્યવસ્થાપરક ગ્રંથ બની શકતો હતો.*

**(ગુણ-કર્મનું સાધર્મ્ય-અસમવાયિકારણત્વ)**

(का.) गुणकर्ममात्रवृत्ति ज्ञेयमथाऽप्यसमवायिहेतुत्वम् ॥२३॥

(मु) गुणेति । १असमवायिकारणत्व गणुकर्मभिन्नाना वैधर्म्यं, न तु गुणकर्मणो साधर्म्यमित्यत्र तात्पर्यम् । अथवाऽसमवायिकारणवृत्ति-सत्ताभिन्नजातिमत्त्वं तदर्थ । तेन ज्ञानादीनामसमवायिकारणत्वविरहेऽपि नाऽव्याप्ति ॥२३॥

(કા.) અને... અસમવાયિકારણતા ગુણ-કર્મ માત્રમાં રહેલી જાણવી.

(મુ.) ૧અસમવાયિકારણત્વ એ ગુણ-કર્મથી ભિન્ન પદાર્થોનુ વૈધર્મ્ય છે, નહીં કે ગુણ-કર્મનુ સાધર્મ્ય. એ પ્રમાણે તાત્પર્ય જાણવું. ૨અથવા, (જો એને ગુણ-કર્મના સાધર્મ્ય તરીકે લેવું હોય તો) અસમવાયિકારણમા રહેલ સત્તાભિન્નજાતિમત્ત્વ એવો તેનો અર્થ કરવો. તેથી જ્ઞાન વગેરેમાં અસમવાયિકારણત્વ ન હોવા છતાં (તેવી જાતિ ગુણત્વ વગેરે હોવાથી) અવ્યાપ્તિ નહીં આવે.

(વિ.) અર્થાત્ સમવાયસંબંધાવચ્છિન્નકાર્યતાનિરૂપિત - સમવાય-સ્વાશ્રયસમવેતત્વાન્યતર સંબંધાવચ્છિન્નકારણતા એ ગુણ-કર્મનું સાધર્મ્ય થયુ. કપાલસંયોગાદિમાં સમવાયસબંધાવચ્છિન્ન ને કપાલરૂપાદિમાં સ્વાશ્રયસમવેતત્વસંબંધાવચ્છિન્ન કારણતા છે તે જાણવું.

**શંકા :** જ્ઞાનાદિ આત્મવિશેષગુણોમાં અસમવાયિકારણત્વ ન હોવાથી અવ્યાપ્તિ.

(૧) **સમાધાન :** 'અસમવાયિકારણત્વ' એ ગુણ-કર્મનું સાધર્મ્ય નથી, પણ ગુણ-કર્મ ભિન્ન પદાર્થોનું વૈધર્મ્ય છે એમ જાણવું. ગુણ-કર્મ સિવાય ક્યાય અસમવાયિકારણત્વ રહેતું નથી.

**શંકા :** મૂળની પંક્તિમાંથી જણાય છે કે સાધર્મ્ય પ્રકરણમાં સાધર્મ્ય કહેવાના અભિપ્રાયથી જ આ વાત કહેવાઈ છે, માટે એને વૈધર્મ્યકથન રૂપે કહેવું એ અયોગ્ય છે.

(૨) **સમાધાન :** તો પછી, અસમવાયિકારણવૃત્તિ - સત્તાભિન્ન - જાતિમત્ત્વં એવો અર્થ કરવાથી,

જ્ઞાનાદિમાં પણ ગુણત્વ હોવાથી અવ્યાપ્તિ નહીં આવે.

**પદકૃત્ય :** આમાં 'અસમવાયિકારણવૃત્તિ' આટલું વૃત્ત્યન્તવિશેષણ ન મૂકે તો સત્તા ભિન્ન જાતિ દ્રવ્યત્વ ઘટાદિમાં હોવાથી અતિવ્યાપ્તિ આવે.

'સત્તાભિન્ન' ન લખે તો અસમવાયિકારણવૃત્તિજાતિ તરીકે સત્તા લેવાશે, જે ઘટાદિમાં હોવાથી પાછી અતિવ્યાપ્તિ આવે.

'જાતિ' ન લખતાં 'ધર્મ' લખે તો અસમવાયિકારણ જે કપાલસંયોગ, એમાં ઘટ-કપાલસંયોગાન્યતરત્વ ધર્મ રહેલો છે. જે સત્તાભિન્ન પણ છે. તેથી એ ધર્મ લઈ ઘટમાં અતિવ્યાપ્તિ આવે.

**શંકા :** છતા અસમવાયિકારણ કપાલસંયોગમાં કાલિક સંબંધથી દ્રવ્યત્વ રહ્યું હોવાથી અતિવ્યાપ્તિ રહેશે જ.

**કોઈપણ પદાર્થ સ્વસમાનકાલીન જન્ય પદાર્થમાં કાલિક સંબંધથી રહે છે તે જાણવું.**

તેથી કપાલસંયોગવૃત્તિ સત્તાભિન્ન જાતિ તરીકે દ્રવ્યત્વ લઈ શકાશે જે ઘટાદિમાં રહ્યું હોવાથી અતિવ્યાપ્તિ.

**સમાધાન :** 'અસમવાયિકારણવૃત્તિ' એમ જે કહ્યું તેમાં વૃત્તિતા સમવાય સંબંધથી કહેવાથી દ્રવ્યત્વ લઈ નહીં શકાય, અતિવ્યાપ્તિનું વારણ થશે.

**શંકા :** તો પણ, એવી જાતિ તરીકે ગુણત્વ લઈ શકાશે જે કાલિક સંબંધથી ઘટાદિમાં રહી હોવાથી અતિવ્યાપ્તિ તદવસ્થ જ છે.

**સમાધાન :** જાતિમત્ત્વં જે કહ્યું છે તે પણ સમવાયસંબંધથી જાણવું. તેથી અતિવ્યાપ્તિ નહીં આવે.

---

(का.) अन्यत्र नित्यद्रव्येभ्य आश्रितत्वमिहोच्यते ।

(मु) अन्यत्रेति । नित्यद्रव्याणि = परमाण्वाकाशादीनि विहायाश्रितत्वं साधर्म्यमित्यर्थ । आश्रितत्व समवायादिसम्वन्धेन वृत्तिमत्त्वं, विशेषणतया नित्यानामपि कालादौ वृत्ते ।

---

**(કા.) ઇહ = ન્યાયદર્શનમાં નિત્યદ્રવ્ય સિવાયના પદાર્થોનું સાધર્મ્ય આશ્રિતત્વ કહેવાય છે.**

(મુ.) પરમાણુ, આકાશ વગેરે નિત્ય દ્રવ્યોને છોડીને શેષ પદાર્થોનું આશ્રિતત્વ એ સાધર્મ્ય છે એમ અર્થ જાણવો. આશ્રિતત્વ એટલે સમવાયાદિસબંધથી વૃત્તિમત્તા (= રહેવાપણુ). (જો આવો અર્થ ન કરીએ તો) વિશેષણતા સંબંધથી નિત્ય દ્રવ્યો પણ કાલાદિમાં રહ્યા હોવાથી (અતિવ્યાપ્તિ આવે.)

(વિ.) નિત્ય દ્રવ્ય સિવાયના પદાર્થોનું સાધર્મ્ય — 'આશ્રિતત્વ' (= ક્યાંક રહેવાપણું)

**શંકા :** નિત્યદ્રવ્ય સિવાયનો પદાર્થ નિત્યજ્ઞાન છે જે વેદાન્તસિદ્ધાન્ત મુજબ અનાશ્રિત મનાયું હોવાથી એમાં અતિવ્યાપ્તિ.

**સમાધાન :** એનું વારણ કરવા જ મૂળમાં ઇહ શબ્દ મૂક્યો છે જેનો અર્થ ઇહ = ન્યાયસિદ્ધાંતે કરવાથી અતિવ્યાપ્તિ નહીં આવે.

**શંકા :** પરમાણુ વગેરે નિત્યદ્રવ્ય પણ કાલિકસંબંધથી કાલમાં તથા ઘટાદિ જન્યપદાર્થમા રહ્યા હોવાથી અતિવ્યાપ્તિ.

**સમાધાન :** અહીં આશ્રિતત્વ = માત્ર રહેવાપણું (વૃત્તિમત્ત્વં) નહીં પણ સમવાયાદિસબંધેન વૃત્તિમત્ત્વં એવો અર્થ હોવાથી અતિવ્યાપ્તિ નથી. પરમાણુ વગેરે વૃત્તિનિયામક સમવાયાદિસંબંધથી ક્યાંય રહ્યા નથી.

અહીં સમવાયાદિસંબંધ = દૈશિક - કાલિક સંબંધભિન્નવૃત્તિનિયામક સંબંધ.

તેથી પરમાણુનો અન્ય પરમાણુમાં સંયોગ હોવા છતાં અતિવ્યાપ્તિ નથી, કારણ કે પરમાણુસંયોગ વૃત્તિ-નિયામક નથી.

(का.) क्षित्यादीनां नवानां तु द्रव्यत्वं गुणयोगिता ॥२४॥
क्षितिर्जलं तथा तेजः पवनो मन एव च ।
परापरत्वमूर्तत्वक्रियावेगाश्रया अमी ॥२५ ॥

(मु.) इदानी द्रव्यस्यैव विशिष्य साधर्म्यं वक्तुमारभते क्षित्यादीनामिति । स्पष्टम् ॥२४॥

क्षितिरिति । पृथिव्यप्तेजोवायुमनसा परत्वापरत्ववत्त्वं, मूर्तत्व, वेगवत्त्वं, कर्मवत्त्व, च साधर्म्यम् । न च यत्र घटादौ परत्वमपरत्वं वा नोत्पन्नं तत्राव्याप्तिरिति वाच्यम्, परत्वादिसमानाधिकरण- द्रव्यत्वव्याप्य-जातिमत्त्वस्य विवक्षितत्वात् ।

---

**(નવદ્રવ્યોનું સાધર્મ્ય)**

(કા.) ક્ષિતિ વગેરે નવનું દ્રવ્યત્વ અને ગુણયોગિતા (= ગુણવત્ત્વ) એ સાધર્મ્ય છે. ક્ષિતિ, જળ, તેજ, વાયુ અને મન આ પાંચ દ્રવ્યો પરત્વ, અપરત્વ, મૂર્તત્વ, ક્રિયા અને વેગના આશ્રય છે.

(મુ.) હવે દ્રવ્યનુ જ વિશેષ પ્રકારે સાધર્મ્ય કહેવાનો પ્રારંભ કરે છે. સ્પષ્ટ છે. ॥૨૪॥

પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને મનનું પરત્વવત્ત્વ, અપરત્વવત્ત્વ, મૂર્તત્વ, વેગવત્ત્વ અને કર્મવત્ત્વ સાધર્મ્ય છે.

શંકા : જે ઘટાદિમા પરત્વ કે અપરત્વ ઉત્પન્ન થયા નથી એમાં અવ્યાપ્તિ આવશે.

સમાધાન : આવું ન કહેવુ, કારણ કે પરત્વને સમાનાધિકરણ જે દ્રવ્યત્વવ્યાપ્યજાતિ, તદ્વત્ત્વની અહીં સાધર્મ્ય તરીકે વિવક્ષા કરી છે. (આવી પૃથ્વીત્વાદિ જાતિ ઘટાદિમાં પણ હોવાથી અવ્યાપ્તિ નથી.)

(વિ.) (૧) દ્રવ્યત્વ અને (૨) ગુણયોગિત્વ. આ બન્ને નવે દ્રવ્યોનું સાધર્મ્ય છે.

ક્ષિતિ-જળ-તેજો-વાયુ-મન... આ પાંચ દ્રવ્યોનું સાધર્મ્ય - પરત્વવત્ત્વ, અપરત્વવત્ત્વ, મૂર્તત્વ, વેગવત્ત્વ, કર્મવત્ત્વ.

પરત્વ, અપરત્વ બે પ્રકારના છે.

દૈશિક - યા ને દિક્કૃત... અને કાલિક યા ને કાળકૃત.

દૈશિકપરત્વ = દૂરત્વ      કાલિકપરત્વ = પ્રાચીનત્વ

દૈશિકઅપરત્વ= સન્નિહિતત્વ      કાલિકઅપરત્વ = અર્વાચીનત્વ..

આ 'પરત્વ' વગેરે અપેક્ષાબુદ્ધિજન્ય છે.

'वहुतरमूर्तसंयोगानुयोगी अयम्' આવી અપેક્ષાબુદ્ધિથી એના વિષયમાં દૈશિકપરત્વ ઉત્પન્ન થાય છે.

'वहुतरसूर्यक्रियाश्रयोऽयम्' એવી અપેક્ષાબુદ્ધિથી એના વિષયમાં કાલિકપરત્વ ઉત્પન્ન થાય છે.

એમાં પણ આ વિવેક જાણવો કે કાલિકપરત્વ પૃથ્વી વગેરેના પરમાણુ, મન તથા આદ્યક્ષણાવચ્છિન્ન ઘટ વગેરેમાં રહેતું નથી. તેથી અવ્યાપ્તિ ન થાય એ માટે જાતિઘટિત લક્ષણ કરવું જોઈએ. અર્થાત્ કાલિકપરત્વ-સમાનાધિકરણ દ્રવ્યત્વવ્યાપ્યજાતિમત્ત્વમ્

પરમાણુ તથા આદ્યક્ષણાવચ્છિન્ન ઘટમાં પૃથ્વીત્વાદિ રહ્યા હોવાથી અવ્યાપ્તિ નહીં આવે.

છતાં મનમાં તો અવ્યાપ્તિ રહેશે જ. તો પણ, મનમાં દૈશિક પરત્વ તો રહ્યું જ છે.

તેથી પૃથ્વી વગેરે પાંચનું સામાન્યથી પરત્વવત્ત્વ વગેરે સાધર્મ્ય કહ્યું. એટલે, **પરત્વસમાનાધિકરણ દ્રવ્યત્વવ્યાપ્યજાતિમત્ત્વં** એ સાધર્મ્ય જાણવું.

*આમાં, ' પરત્વસમાનાધિકરણ' આટલું ન લખે તો દ્રવ્યત્વવ્યાપ્યજાતિ 'આત્મત્વ', એ આત્મામાં હોવાથી અતિવ્યાપ્તિ.*

'દ્રવ્યત્વવ્યાપ્ય' ન લખે તો પરત્વસમાનાધિકરણ જાતિ 'સત્તા'... તદ્વત્ત્વ આકાશાદિમાં હોવાથી અતિવ્યાપ્તિ.

'દ્રવ્યત્વ' ન લખે તો લક્ષણ : પરત્વસમાનાધિકરણ વ્યાપ્યજાતિમત્ત્વ થાય. 'સત્તા' વ્યાપ્ય જાતિ નથી. તેથી હવે 'સત્તા' લઈને અતિવ્યાપ્તિ ન આવે, પણ 'દ્રવ્યત્વ' તો વ્યાપ્ય જાતિ છે જ. તેથી એ લઈને આકાશાદિમાં અતિવ્યાપ્તિ આવશે. જે દ્રવ્યત્વવ્યાપ્ય એમ લખવાથી દૂર થાય છે. કારણ કે દ્રવ્યત્વ વ્યાપ્ય તરીકે પૃથ્વીત્વ વગેરે જાતિ લેવી પડશે જે આકાશાદિમાં નથી

શંકા : દ્રવ્યત્વને લઈને આકાશાદિમાં આવતી અતિવ્યાપ્તિનું વારણ તો 'દ્રવ્યત્વભિન્નજાતિ' કહી દેવાથી પણ ટળી જાય છે, તો એમ જ કહો ને, કારણ કે એમાં વ્યાપ્ય(=વ્યાપ્તિમાન્) અંશ ન આવવાથી વ્યાપ્તિનો પ્રવેશ ન હોવાના કારણે લાઘવ છે.

સમાધાન : તો દ્રવ્યત્વભિન્નજાતિ તરીકે સત્તા લઈ પૂર્વોક્ત અતિ વ્યાપ્તિ પાછી ઊભી જ રહેશે.

શંકા : તો પછી, સત્તા-દ્રવ્યત્વઉભયભિન્નજાતિ લો. એમાં પણ વ્યાપ્તિના પ્રવેશની અપેક્ષાએ તો લાઘવ છે જ.

સમાધાન : જેમ, ઘટ ,ઘટપટોભયસ્વરૂપ છે ? તો કે ના,

ઘટ ન ઘટપટોભય , એટલે કે ઘટ ઘટપટોભયભિન્ન

એમ, द्रव्यत्व न सत्ताद्रव्यत्वोभय.....

તેથી દ્રવ્યત્વ સ્વયં, સત્તાદ્રવ્યત્વોભયભિન્ન છે, એમ સત્તા પણ, સત્તાદ્રવ્યત્વોભયભિન્ન છે.

એટલે કેઉભયભિન્નજાતિ તરીકે સત્તા અને દ્રવ્યત્વ બન્ને જાતિ પકડી શકાવાથી પૂર્વોક્ત અતિવ્યાપ્તિઓ તદવસ્થ જ રહેશે.

તેથી અહીં 'દ્રવ્યત્વવ્યાપ્યજાતિ' લેવાનું કહ્યું છે.

શંકા : यत्र यत्र द्रव्यत्व तत्र तत्र द्रव्यत्व... આવી વ્યાપ્તિ છે જ.

એટલે કે સ્વ સ્વનો વ્યાપ્ય હોય છે જ. તેથી દ્રવ્યત્વવ્યાપ્યજાતિ તરીકે 'દ્રવ્યત્વ' પણ લઈ શકાશે જે આકાશાદિમાં પણ હોવાથી પુન. અતિવ્યાપ્તિ.

સમાધાન : તો પછી સાધર્મ્યનું લક્ષણ - પરત્વની સમાનાધિકરણ દ્રવ્યત્વ-વ્યાપ્ય દ્રવ્યત્વભિન્નજાતિમત્ત્વં કરવાથી આ દોષ નહીં રહે, એટલે કે 'દ્રવ્યત્વભિન્ન' એવું એક વધુ વિશેષણ ઉમેરવું.

વસ્તુત' દ્રવ્યત્વવ્યાપ્યના બદલે દ્રવ્યત્વન્યૂનવૃત્તિ લખવાથી ઉક્ત અતિવ્યાપ્તિનું વારણ થઈ જાય છે ને 'દ્રવ્યત્વભિન્ન' મૂકવું ન પડવાથી લાઘવ પણ થાય છે એટલે લક્ષણ આવું થશે કે-

પરત્વ સમાનાધિકરણ દ્રવ્યત્વન્યૂનવૃત્તિજાતિમત્ત્વમ્

શંકા : અહીં 'જાતિ' ના સ્થાને 'ધર્મ' કહો ને, 'જાતિ' શા માટે ?

સમાધાન : દ્રવ્યત્વ નવે દ્રવ્યોમાં છે જ્યારે ઘટાકાશસંયોગ માત્ર ઘટ અને આકાશમાં જ છે. તેથી એ દ્રવ્યત્વન્યૂનવૃત્તિ ધર્મ છે. એ ઘટમાં રહ્યો છે. તેથી પરત્વસમાનાધિકરણ તો છે જ. વળી આકાશમાં પણ રહ્યો છે. તેથી અતિવ્યાપ્તિ આવે. એનું વારણ કરવા માટે 'ધર્મ' ન મૂકતાં 'જાતિ' મૂકી (આ જ રીતે ઘટાકાશાન્યતરત્વ વગેરે ધર્મ લઈ ને પણ અતિવ્યાપ્તિ આવે જેનું વારણ કરવા 'જાતિ' કહેલ છે.)

---

(मु.) मूर्तत्व अपकृष्टपरिमाणवत्त्व, तच्चैषामेव, गगनादिपरिमाणस्य कुतोऽप्यकृष्टत्वाभावात् । पूर्ववत्कर्मवत्त्व कर्मसमानाधिकरण-द्रव्यत्वव्याप्य-जातिमत्त्व, वेगवत्त्व वेगवद्वृत्ति-द्रव्यत्वव्याप्य- जातिमत्त्व च बोध्यम् ॥ २५ ॥

---

(મુ.) મૂર્તત્વ એટલે અપકૃષ્ટપરિમાણવત્ત્વ એ આ પૃથ્વી વગેરેમાં જ રહ્યુ છે. કારણ કે ગગન વગેરેનું પરિમાણ કોઈનાથી અપકૃષ્ટ (ઓછું) હોતું નથી. પૂર્વવત્ (પૂર્વે કહેવાઈ ગયેલા પરત્વની જેમ) કર્મવત્ત્વ એટલે કર્મ ને

સમાનાધિકરણ જે દ્રવ્યત્વવ્યાપ્ય જાતિ તદ્વત્ત્વ એવો અર્થ ને વેગવત્ત્વ એટલે વેગવાન્માં રહેલ જે દ્રવ્યત્વવ્યાપ્ય જાતિ તદ્વત્ત્વ એવો અર્થ જાણવો.

**(વિ.) મૂર્તત્વ :** मूर्तत्त्व अपकृष्टपरिमाणवत्त्वम्।

જેનું પરિમાણ બીજા કોકના પરિમાણથી નાનું હોય તેનું પરિમાણ અપકૃષ્ટ પરિમાણ કહેવાય. ઘડો વગેરે અવયવી દ્રવ્ય ગમે એટલું મોટું બનાવવામાં આવે તો પણ એ આકાશાદિથી નાના જ હોવાથી અપકૃષ્ટપરિમાણવાળા જ છે ને એમાં લક્ષણ સમન્વય થઈ જશે.

**શંકા :** અણુપરિમાણ તરીકે દ્વ્યણુકનું ને પરમાણુનું પરિમાણ આવે છે. એમાં પણ પરમાણુનું પરિમાણ દ્વ્યણુકના પરિમાણ કરતાં અણુતર હોવાથી અપકૃષ્ટ નથી. તેથી પાર્થિવ પરમાણુ વગેરેમાં આ સાધર્મ્યની અવ્યાપ્તિ થશે.

**સમાધાન :** મૂર્તત્વં અવિભુપરિમાણવત્ત્વમ્ આવો અર્થ કરવાથી કોઈ દોષ રહેશે નહીં.

*ક્રિયા પૃથ્વી વગેરે પાંચમાં જ પેદા થાય છે ને આકાશાદિ વિભુમાં પેદા થતી નથી. એટલે જણાય છે કે આકાશાદિમાં ન રહી હોય એવી કોઈ સરખાઈ આ પાંચમાં રહી છે, ને એ સરખાઈને આગળ કરીને જ આ પાંચ ક્રિયાના સમવાયિકારણ બને છે. આ સરખાઈ એટલે જ મૂર્તત્વ.*

*તેથી આ પાંચમાં, ક્રિયાની જે સમવાયિકારણતા છે તેના અવચ્છેદક તરીકે મૂર્તત્વ સિદ્ધ થાય છે, ને લાઘવતર્કથી એ એક અને નિત્ય સિદ્ધ થવાથી જાતિ રૂપે સિદ્ધ થાય છે.*

*આમ મૂર્તત્વ જાતિરૂપ હોવાથી એનું 'અપકૃષ્ટ પરિમાણવત્ત્વ' એવું વિવેચન કરવાની જરૂર નથી, એવું પણ કેટલાક કહે છે.*

*પણ જો એને જાતિરૂપે ન લેતાં, અપકૃષ્ટપરિમાણવત્ત્વ રૂપ જ લેવાનું હોય તો 'મૂર્તત્વસમાનાધિકરણ દ્રવ્યત્વન્યૂનવૃત્તિજાતિમત્ત્વં' એવો અર્થ જાણવો, અન્યથા આદ્યક્ષણાવચ્છિન્ન ઘટાદિમાં અવ્યાપ્તિ આવે.*

**કર્મવત્ત્વ અને વેગવત્ત્વ-**

પૃથ્વી વગેરે પાંચ દ્રવ્યોના આવાં બે સાધર્મ્યો જે કહ્યા છે તેના પણ કર્મસમાનાધિકરણદ્રવ્યત્વવ્યાપ્ય (દ્રવ્યત્વન્યૂનવૃત્તિ) જાતિમત્ત્વ ને વેગસમાનાધિકરણદ્રવ્યત્વવ્યાપ્ય જાતિમત્ત્વ એવા પરિષ્કાર જાણી લેવા.

---

(का.) कालखात्मदिशां सर्वगतत्वं परमं महत् ।

(मु.) कालेति । कालाकाशात्मदिशा सर्वगतत्वम्, सर्वगतत्व=सर्वमूर्तसयोगित्वं, परममहत्त्वं च । परममहत्त्वत्व जातिविशेषः, अपकर्षानाश्रयपरिमाणवत्त्व वा ।

---

**(કા.) કાળ, આકાશ, આત્મા અને દિશા આ ૪નું સર્વગતત્વ અને પરમ મહત્પરિમાણ (એ સાધર્મ્ય છે.)**

(મુ.) સર્વગતત્વ = સર્વમૂર્તસંયોગિત્વ. પરમમહત્ત્વત્વ એ જાતિવિશેષ છે. અથવા તો એ અપકર્ષ (ઓછાશ)નો અનાશ્રય હોય એવું પરિમાણવત્ત્વ સ્વરૂપ છે.

(વિ.) શંકા : તમારું આ સાધર્મ્ય 'અસંભવ' દોષ ગ્રસ્ત છે. જેમ ગ્રામંગતઃ એટલે ગ્રામકર્મક (અતીતકાલીન) ગતિમાન્... એમ સર્વગતઃ =સર્વગતઃ= સર્વકર્મકગતિમાન્... લક્ષ્યભૂતકાલાદિમાં ગતિક્રિયા જ ન હોવાથી અસંભવદોષ.

**સમાધાન :** સર્વગતત્વં= સર્વમૂર્તસંયોગિત્વ અર્થ હોવાથી અસંભવદોષ નથી, વિભુ પદાર્થોમાં ગતિક્રિયા નથી, સંયોગ તો છે જ.

**પ્રશ્ન :** પરમમહત્પરિમાણમા 'પરમમહત્ત્વત્વ' શુ છે ?

**ઉત્તર :** એ એક વિશેષ પ્રકારની જાતિ છે.

જેમ 'ઘટો મહાન્', 'પટો મહાન્' વગેરે બુદ્ધિ થતી હોવાથી ઘટ વગેરેના પરિમાણમાં મહત્ત્વત્વ એ જાતિ છે તેમ કાળ વગેરે પરમમહાન્ છે તેથી એના પરિમાણમાં પરમમહત્ત્વત્વ એ જાતિ છે.

*શંકા : જેમ 'ઘટો મહાન્' વગેરે પ્રત્યક્ષ થાય છે એમ 'કાલો મહાન્' વગેરે કાંઈ પ્રત્યક્ષ થતા નથી. અર્થાત્ મહત્પરિમાણ અપ્રત્યક્ષ છે. તો પરમમહત્ત્વત્વની પ્રત્યક્ષથી સિદ્ધિ શી રીતે થાય ?*

**સમાધાન :** કેમ ? अहं महान्' એવું માનસ પ્રત્યક્ષ થાય છે ને, જેનો આત્માનું પરમમહત્પરિમાણ એ વિષય છે.

*શંકા : જેમ, 'ઘટો મહાન્' બુદ્ધિ ઘડાના પરિમાણને નજરમાં લઈને થાય છે. એમ 'અહં મહાન્' એવી બુદ્ધિ કાંઈ આત્માના પરમમહત્પરિમાણને નજરમાં લઈને નથી થતી, પણ આત્માના જ્ઞાનાદિગુણોને નજરમાં લઈને થાય છે. માટે પરમમહત્પરિમાણ અપ્રત્યક્ષ જ છે. ને તેથી પરમમહત્ત્વત્વ પ્રત્યક્ષ સિદ્ધ નથી*

*વળી, અનુમાનથી પણ એની સિદ્ધિ થઈ શકતી નથી, કારણ કે અનુમાનથી સિદ્ધિ કરવા માટે એને કાર્યતા, કારણતા, પ્રતિબન્ધકતા કે પ્રતિબધ્યતા આ ચારમાથી કોઈપણ એકના અવચ્છેદક તરીકે સિદ્ધ કરવું પડે જે થઈ શકતું નથી. પરમમહત્પરિમાણ નિત્ય હોવાથી કોઈના કાર્ય રૂપ નથી.*

*એમ એ કોઈનુ પ્રતિબન્ધક નથી કે કોઇથી પ્રતિબધ્ય નથી. તેથી પરમમહત્ત્વત્વ કાર્યતા વગેરેના અવચ્છેદક તરીકે સિદ્ધ થઈ શકે નહીં*

***પ્રતિશંકા :** છતા, આત્માનું પરમમહત્પરિમાણ 'અહં સુખી' વગેરે માનસપ્રત્યક્ષમા કારણ છે જ ને . (માટે એને કારણતાવચ્છેદક તરીકે સિદ્ધ કરી શકાશે )*

***પ્રતિસમાધાન :** છતાં, કાલાદિનું પરમમહત્પરિમાણ, કાલાદિનુ પ્રત્યક્ષ ન હોવાથી કારણ બનતું નથી. તેથી પરમમહત્ત્વત્વ અતિરિક્તવૃત્તિ હોવાથી કારણતાવચ્છેદક પણ બનતુ નથી.*

***પ્રતિશંકા :** છતાં, સર્વમૂર્તસંયોગ આ ચારમા જ ઉત્પન્ન થાય છે, ઘટાદિમાં નહીં, તેથી એની કારણતાના અવચ્છેદક તરીકે પરમમહત્ત્વત્વ સિદ્ધ થઈ જશે.*

***પ્રતિસમાધાન :** સર્વમૂર્તસયોગ એ કાઈ એક સંયોગ નથી કે જેથી પરમમહત્પરિમાણ એનુ કારણ કહેવાય*

***પ્રતિશંકા :** ભલે કોઈ એક સયોગ પ્રત્યે કારણ નહીં, પણ ઘટા -પટાદિ અનતમૂર્ત દ્રવ્યોના જે અનત સંયોગ રહ્યા છે એના પ્રત્યે તો કારણ ખરુ ને ?*

***પ્રતિસમાધાન :** ઘટ વગેરેના સયોગ માટે કાંઈ પરમહત્પરિમાણ આવશ્યક નથી, પટ વગેરેમાં એ ન હોવા છતાં ઘટસયોગાદિ થાય જ છે એટલે જ વાયુમાં પરમમહત્પરિમાણ ન હોવા છતા વાયુનો સર્વમૂર્ત સાથે સયોગ તો છે જ, કારણ કે વાયુ સર્વત્ર રહ્યો છે (જુદા જુદા વાયુનો જુદા જુદા મૂર્ત સાથે સયોગ થવા દ્વારા સર્વમૂર્ત સયોગ છે.)*

*સારાશ, કાલાદિ ચારેનું પરમમહત્પરિમાણ કારણ બનતુ હોય એવું કોઈ કાર્ય નથી. તેથી પરમમહત્ત્વત્વ કારણતાના અવચ્છેદક તરીકે પણ સિદ્ધ થતું નથી તો એને જાતિ કેમ કહી શકાય ?*

**સમાધાન :** *એટલે જ મુક્તાવલીમાં અપકર્ષાનાશ્રય . એવો બીજો વિકલ્પ દેખાડ્યો છે.*

અથવા પરમમહત્ત્વં = અપકર્ષાનાશ્રયપરિમાણવત્ત્વમ્

અણુ પરિમાણમાં પરમાણુનુ પરિમાણ અપકર્ષનો અનાશ્રય છે. તેથી એમાં અતિવ્યાપ્તિ ન થાય એ માટે અપકર્ષાનાશ્રયમહત્પરિમાણવત્ત્વ એવો અર્થ જાણવો. અર્થાત્ જે અપકર્ષનો અનાશ્રય હોય એવુ મહત્પરિમાણ એ પરમમહત્પરિમાણ (પરમમહત્ત્વ).

(का.) क्षित्यादि पञ्च भूतानि चत्वारि स्पर्शवन्ति हि ॥ २६ ॥

(मु.) क्षित्यादीति । पृथिव्यप्तेजोवाय्वाकाशाना भूतत्वम् । तच्च बहिरिन्द्रियग्राह्यविशेषगुणवत्त्वम् । अत्र ग्राह्यत्वं लौकिकप्रत्यक्षस्वरूपयोग्यत्व बोध्यम् । तेन 'ज्ञातो घट' इति प्रत्यक्षे ज्ञानस्याप्युपनीतभान-विषयत्वात्तद्वत्यात्मनि नातिप्रसङ्गः । न वा लौकिकप्रत्यक्षाविषयरूपादिमति परमाण्वादावव्याप्तिः, तस्यापि स्वरूपयोग्यत्वात्, महत्त्वलक्षणकारणान्तरासन्निधानाच्च न प्रत्यक्षत्वम् । अथवाऽत्मावृत्तिविशेषगुणवत्त्व तत्त्वम् ।

---

## (ભૂતત્વ-સાધર્મ્ય)

**(કા.) ક્ષિતિ વગેરે પાંચ 'ભૂત' છે, (ક્ષિતિ વગેરે) ચાર સ્પર્શવાન્ છે.**

(મુ.) પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ આ પાંચનું સાધર્મ્ય ભૂતત્વ છે. તે (=ભૂતત્વ) બહિરિન્દ્રયગ્રાહ્ય જે વિશેષગુણ તદ્વત્ત્વ રૂપ છે. એમાં 'ગ્રાહ્ય'નો અર્થ લૌકિક પ્રત્યક્ષને જે સ્વરૂપયોગ્ય હોય તે એવો જાણવો. તેથી જ્ઞાતો ઘટઃ એવા પ્રત્યક્ષમાં જ્ઞાન પણ ઉપનીતભાનનો વિષય હોવાથી તદ્વાન્ આત્મામાં (આ સાધર્મ્યની) અતિ૦ નહીં થાય. તથા, લૌકિકપ્રત્યક્ષનો વિષય ન બનતા રૂપ વગેરે (વિશેષગુણ) ધરાવનાર પરમાણ્વાદિમાં અવ્યાપ્તિ નહીં આવે. કારણ કે તે રૂપ વગેરે પણ સ્વરૂપયોગ્ય તો છે જ. માત્ર મહત્ત્વ નામના અન્ય કારણનું સંનિધાન ન મળવાથી એનું પ્રત્યક્ષ થતું નથી. અથવા, આત્મામાં નહીં રહેલ જે વિશેષગુણ, તદ્વત્ત્વ એ ભૂતત્વ (એમ અર્થ જાણવો.)

(વિ.) આ ભૂતત્વ શું છે ? બહિરિન્દ્રિયગ્રાહ્યવિશેષગુણવત્ત્વ.

જેમાં બહિરિન્દ્રિયનો વિષય બનનાર વિશેષગુણ હોય તે ભૂત. આવા વિશેષગુણ ગન્ધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ છે.

**પદકૃત્ય:** 'બહિ:' પદ ન મૂકે તો, ઇન્દ્રિયગ્રાહ્યવિશેષગુણવત્ત્વ લક્ષણ થાય. ઇન્દ્રિયથી મન પકડી શકાય. એના વિષયભૂત વિશેષગુણ તરીકે જ્ઞાન આવી શકે જે આત્મામાં હોવાથી અતિવ્યાપ્તિ થાય. પણ જ્ઞાન ચક્ષુ વગેરે બહિરિન્દ્રિયનો વિષય નથી, માટે અતિવ્યાપ્તિ નહીં.

'વિશેષગુણ' ન લખે તો, બહિરિન્દ્રિયગ્રાહ્યત્વ' આવું લક્ષણ થાય. જે આકાશમાં અવ્યાપ્ત છે અને ઘટરૂપ વગેરે ગુણોમાં અતિવ્યાપ્ત છે.

'વિશેષ' ન લખે તો, 'બહિરિન્દ્રિયગ્રાહ્યગુણવત્ત્વ' આવું લક્ષણ થાય. 'સંયોગ'પણ બહિરિન્દ્રિયગ્રાહ્યગુણ તો છે જ. તદ્વત્ત્વ (ઘટ-કાળસંયોગવત્ત્વ) કાળમાં જવાથી અતિવ્યાપ્તિ આવે.

**શંકા :** પ્રથમક્ષણે 'अय घट·' એવું જ્ઞાન (વ્યવસાય) થયું. તે પછી, 'घटज्ञानवानह' 'मया ज्ञातोऽय घट' એવું જ્ઞાન થયુ જે અનુવ્યવસાય કહેવાય છે. આમાં જ્ઞાતઃ=વિષયતાસંબધેન જ્ઞાનવિશિષ્ટઃ

તેથી જ્ઞાન 'ઘટ'નું વિશેષણ બને છે.

તેથી અનુવ્યવસાયાત્મક જ્ઞાનનો વિષય જે ઘટ છે તેમ એના વિશેષણ તરીકે (વિશેષણવિધયા) જ્ઞાન પણ વિષય છે જ.

વળી, 'ज्ञातोऽय घट·' આ એક અખંડ પ્રત્યક્ષ છે જે ચક્ષુજન્ય છે. તેથી, એના વિષયભૂત જ્ઞાન પણ બહિરિન્દ્રિયગ્રાહ્યવિશેષગુણ બની ગયો (કારણ કે બહિરિન્દ્રિયગ્રાહ્યત્વં=બહિરિન્દ્રિયજન્યપ્રત્યક્ષવિષયત્વં). તેથી આત્મામા અતિવ્યાપ્તિ આવશે.

**સમાધાન :** અહીં 'બહિરિન્દ્રિયગ્રાહ્યત્વં'માં ગ્રાહ્યત્વનો અર્થ 'લૌકિકપ્રત્યક્ષવિષયત્વ' કરવાથી, અર્થાત્ 'લૌકિકસંનિકર્ષમાત્રપ્રયોજ્યવિષયત્વ' એવો કરવાથી આ અતિવ્યાપ્તિનું વારણ થઈ જશે.

આશય એ છે કે 'જ્ઞાતોऽયં ઘટ' આવુ અનુવ્યવસાયાત્મક જ્ઞાન ઘટાંશમાં લૌકિકપ્રત્યક્ષ છે, જ્ઞાનાંશમાં અલૌકિકપ્રત્યક્ષ છે. તેથી જ્ઞાનાંશમાં અલૌકિકસંનિકર્ષપ્રયોજ્યવિષયતા છે, પણ લૌકિક સંનિકર્ષપ્રયોજ્ય-વિષયતા નથી.

**તે આ રીતે :** જ્ઞાન સાથે ચક્ષુસન્નિકર્ષ શક્ય નથી. અને છતાં એ પ્રત્યક્ષનો (અનુવ્યવસાયાત્મકજ્ઞાનનો) વિશેષણવિધયા વિષય તો બને જ છે. ને સંનિકર્ષ વિના પ્રત્યક્ષ તો થાય જ નહીં. તો અહીં કયો સંનિકર્ષ હોય ?

તો કે જ્ઞાનલક્ષણાસંનિકર્ષ.

જેમ, એક ધૂમને જોઈને સામાન્યલક્ષણાસંનિકર્ષથી સકલધૂમની ઉપસ્થિતિ થવામાં સામાન્યલક્ષણા સંનિકર્ષ મનાયો છે એમ 'સુરભિચન્દનમ્' એવું ચાક્ષુષ પ્રત્યક્ષ થવામાં 'સુરભિ' અંશે ને શુક્તિમાં થતા ભ્રમાત્મક 'ઇદં રજતમ્' જ્ઞાનમાં રજતાંશે જ્ઞાનલક્ષણાસંનિકર્ષ મનાયો છે. ચંદનને જોઈ 'સુરભિ'નું સ્મરણ થાય છે ને એના વિષયભૂત 'સુરભિ' ચન્દનના પ્રત્યક્ષમાં સાથે ભાસે છે. ઇદંનું પ્રત્યક્ષ થાય- ચાકચીક્યાદિ દેખાય એટલે રજતનું સ્મરણ થાય છે. એના વિષયભૂત રજતનું આ પ્રત્યક્ષમાં ભાન થવાથી 'ઇદં રજતમ્' એવો બોધ થાય છે. આમ સુરભિ કે રજત સાથે ચક્ષુ સંનિકર્ષ થવામાં એનું સ્મરણાત્મક જ્ઞાન ભાગ ભજવે છે, માટે આ જ્ઞાનલક્ષણા સંનિકર્ષ કહેવાય છે. (આને વૈજ્ઞાનિક સનિકર્ષ પણ કહે છે.)

એ જ રીતે, આત્મામાં ઉત્પન્ન થયેલ ઘટજ્ઞાનના અનુવ્યવસાયનું વિષયભૂત જ્ઞાન બાહ્યઘટમાં ભાસે છે. (જેમ રજતના સ્મરણ પછી એના વિષયભૂત રજતને ઉપાડી બહાર પૂર્વવર્તી પદાર્થમાં ગોઠવી 'इदं रजतम्' બોધ થાય છે એમ) 'घटज्ञानवान् अह' એવા અનુવ્યવસાયના વિષયભૂત ઘટ જ્ઞાનને બાહ્ય ઘટમાં ગોઠવી 'જ્ઞાતોऽયં ઘટ' એવો બોધ થાય છે.

એટલે આ ચક્ષુજન્ય પ્રત્યક્ષનો વિષય જ્ઞાન બન્યુ, તદ્વત્તા આત્મામાં હોવાથી અતિવ્યાપ્તિ થઈ.

છતાં, આ ચક્ષુજન્ય પ્રત્યક્ષમાં ભાસતા જ્ઞાનાશમાં જ્ઞાનલક્ષણા (અલૌકિક) સન્નિકર્ષપ્રયોજ્ય વિષયતા છે. માત્ર લૌકિક સંનિકર્ષ પ્રયોજ્ય વિષયતા નથી. તેથી અતિવ્યાપ્તિ નહીં આવે.

[ અલૌકિકસંનિકર્ષજન્ય સાક્ષાત્કાર એ ઉપનીતભાન કહેવાય છે. તેથી, પ્રસ્તુતમાં જ્ઞાતોऽયં ઘટ એ ઉપનીતભાન છે, અને એ જ્ઞાન એના વિષયભૂત છે. માટે મુક્તાવલીમાં 'જ્ઞાનસ્યાપ્યુપનીતભાનવિષયત્વાદ્' એમ જણાવ્યું છે. ]

**શંકા :** છતાં પાર્થિવ પરમાણુ વગેરેના રૂપ વગેરેનું પ્રત્યક્ષ થતું ન હોવાથી એ પરમાણુમાં અવ્યાપ્તિ આવશે.

**સમાધાન :** અહીં બહિરિન્દ્રિયગ્રાહ્ય એટલે બહિરિન્દ્રિયજન્ય પ્રત્યક્ષ વિષયત્વ એટલો જ અર્થ નથી, કિન્તુ તેવા પ્રત્યક્ષનું સ્વરૂપયોગ્યત્વ એવો અર્થ છે.

પરમાણુના વિશેષગુણ પ્રત્યક્ષ નથી થતા તે પોતે સ્વરૂપયોગ્ય નથી એ કારણે નહીં, પણ પ્રત્યક્ષ માટે અપેક્ષિત અન્ય નિમિત્ત કારણ જે મહત્પરિમાણ, તે ન હોવાના કારણે. એટલે એ રૂપ વગેરેમાં સ્વરૂપયોગ્યતા તો છે જ માટે અવ્યાપ્તિ નહીં.

**પ્રશ્ન :** આ સ્વરૂપયોગ્યતા શુ છે ?

**ઉત્તર :** કારણતાવચ્છેદકધર્મવત્ત્વ એ સ્વરૂપયોગ્યતા છે જેમ કે, અરણ્યસ્થ જે દંડથી ક્યારેય ઘટોત્પત્તિ નથી થઈ, એમાં પણ ઘટકારણતાવચ્છેદકદંડત્વ જે છે તે જ એમાં રહેલી ઘટની સ્વરૂપયોગ્યતા છે. ને તેથી એ દંડ પણ સ્વરૂપયોગ્ય કારણ તો કહેવાય જ છે (એને કુંભાર વગેરે અન્ય કારણ સમગ્રીનો સહકાર નથી મળ્યો, માટે ઘટોત્પત્તિ નથી કરી )

આ જ રીતે પરમાણુના રૂપ વગેરેમાં પણ પ્રત્યક્ષકારણતાવચ્છેદક રૂપત્વ વગેરે ધર્મ રહેલા જ છે, તેથી એ સ્વરૂપયોગ્ય છે જ. માટે અવ્યાપ્તિ નહીં.

એટલે લક્ષણ આવું થયું - बहिरिन्द्रियजन्यलौकिकप्रत्यक्षस्वरूपयोग्यविशेषगुणवत्त्व भूतत्वम्।

**શંકા :** ચક્ષુ વગેરે ઇન્દ્રિયો કે જે તેજસ્ વગેરે દ્રવ્યમય છે એમાં મહત્પરિમાણ હોવા છતાં એનું પ્રત્યક્ષ કેમ નથી થતું ?

**સમાધાન :** જેમાં ઉદ્‌ભૂતરૂપ હોય ને સાથે મહત્પરિમાણ હોય) એનું પ્રત્યક્ષ થાય છે. પરમાણુમાં ઉદ્‌ભૂતરૂપ છે, પણ મહત્ત્વ નથી, માટે પ્રત્યક્ષ નહીં, ચક્ષુ વગેરેમાં મહત્ત્વ છે, પણ ઉદ્‌ભૂતરૂપ નથી, માટે પ્રત્યક્ષ નથી. (ચક્ષુ વગેરેમાં અનુદ્‌ભૂત રૂપ છે તે જાણવું.)

**શંકા :** આનો અર્થ એ થયો કે પ્રત્યક્ષકારણતાવચ્છેદક ઉદ્‌ભૂતરૂપત્વ છે, 'રૂપત્વ' નહીં, કારણ કે રૂપત્વ તો અનુદ્‌ભૂતરૂપમાં પણ છે. તેથી ચક્ષુ વગેરેના રૂપ વગેરેમાં પ્રત્યક્ષસ્વરૂપયોગ્યત્વ ન આવવાથી ચક્ષુ વગેરેમાં અવ્યાપ્તિ આવશે.

**સમાધાન :** તેથી, મુક્તાવલીમાં ભૂતત્વનું બીજુ લક્ષણ આપ્યું કે आत्माऽवृत्तिविशेषगुणवत्त्वं भूतत्वम्....આમાં લાઘવ પણ છે. જ્ઞાનને લઈને આત્મામાં અતિવ્યાપ્તિ ન થાય એ માટે 'આત્માવૃત્તિ' લખ્યું છે. તથા દૈશિક પરત્વ લઈને મનમાં અતિવ્યાપ્તિ ન થાય એ માટે 'વિશેષ' પદ મૂક્યું છે.

---

(का.) द्रव्यारम्भश्चतुर्षु स्यादथाऽऽकाशशरीरिणाम् ।
अव्याप्यवृत्तिक्षणिको विशेषगुण इष्यते ॥ २७ ॥

(मु) चत्वारीति। पृथिव्यप्तेजोवायूनां स्पर्शवत्त्वम्। द्रव्यारम्भ इति। पृथिव्यप्तेजोवायुषु चतुर्षु द्रव्यारम्भकत्वम्। न च द्रव्यानारम्भके घटादावव्याप्ति। द्रव्यसमवायिकारणवृत्ति- द्रव्यत्वव्याप्य-जाति-मत्त्वस्य विवक्षितत्वात्।

---

**(ક્ષિત્યાદિ ૪નું સાધર્મ્ય)**

**(કા.) દ્રવ્યારંભ ચારમાં થાય છે. હવે આકાશ અને શરીરી (આત્મા)નું (સાધર્મ્ય) અવ્યાપ્યવૃત્તિ-ક્ષણિક વિશેષગુણ મનાયો છે.**

(મુ.) પૃથ્વી-અપ્-તેજ-વાયુનું સ્પર્શવત્ત્વ (એ સાધર્મ્ય છે.) પૃથ્વી, અપ્, તેજ, વાયુ આ ચારમાં દ્રવ્યારમ્ભકત્વ (એ સાધર્મ્ય છે.) દ્રવ્યના અનારભક ઘટાદિ (અંતિમ અવયવી)માં અવ્યાપ્તિ નથી, કારણ કે દ્રવ્યના સમવાયિકારણમાં રહેલ જે દ્રવ્યત્વવ્યાપ્યજાતિ તદ્‌વત્ત્વની વિવક્ષા કરી છે.

(વિ.) પૃથ્વી, જળ, તેજ અને વાયુનુ સાધર્મ્ય-**સ્પર્શવત્ત્વમ્** તથા **દ્રવ્યારંભકત્વમ્**

**શંકા :** દ્રવ્યારંભકત્વ લક્ષણ ઘટાદિ અંતિમ અવયવીમાં અવ્યાપ્ત છે, કારણ કે તે ઘટાદિ, કોઈ દ્રવ્યના આરંભક નથી.

**સમાધાન :** દ્રવ્યસમવાયિકારણવૃત્તિદ્રવ્યત્વવ્યાપ્ય (ન્યૂનવૃત્તિ) જાતિમત્ત્વમ્ આવું લક્ષણ કરવાથી એ અવ્યાપ્તિ ટળી જશે.

**શંકા :** જેઓ મૂર્તત્વને જાતિ માને છે એમના મતે મનમાં અતિવ્યાપ્તિ થશે, કારણ કે દ્વ્યણુકના આરંભક પાર્થિવપરમાણુમાં દ્રવ્યત્વવ્યાપ્ય એવી મૂર્તત્વ જાતિ રહી છે જે મનમાં પણ છે.

**સમાધાન :** તો પછી મનોઽવૃત્તિ એટલું વિશેષણ જોડવું. એટલે કે દ્રવ્યસમવાયિકારણવૃત્તિ-મનોઽવૃત્તિ-

-द्रव्यत्वन्यूनवृत्तिजातिमत्त्वम् આવું લક્ષણ કરવું. જો કે આમાં 'સમવાયિકારણ' કહેવામાં કારણતાનો સમાવેશ હોવાથી ગૌરવ થાય છે, તેથી, समवायेन द्रव्यवद्वृत्ति - मनोऽवृत्ति-द्रव्यत्वन्यूनवृत्तिजातिमत्त्वम् એવું લક્ષણ જાણવું. જો કે મનોऽવૃત્તિ લખવાથી સત્તા-દ્રવ્ય વગેરે જાતિઓ લઈ ન શકાવાથી આકાશ વગેરેમાં અતિવ્યાપ્તિ આવવાનો પ્રશ્ન નથી. તેથી 'द्रव्यत्वन्यूनवृत्ति' વિશેષણ ન મૂકીએ તો પણ ચાલે- એટલે કે समवायेन द्रव्यवद्वृत्ति-मनोऽवृत्तिजातिमत्त्वम् ।

## (આકાશ-આત્માનું સાધર્મ્ય)

(मु.) अथाकाशेति । आकाशात्मनामव्याप्यवृत्ति - क्षणिकविशेषगुणवत्त्वं साधर्म्यमित्यर्थ । आकाशस्य विशेषगुण. शब्द । स चाव्याप्यवृत्ति., यदा किञ्चिदवच्छेदेन शब्द उत्पद्यते तदाऽन्यावच्छेदेन तदभावस्यापि सत्त्वात् ।

(મુ.) આકાશ અને આત્માનું અવ્યાપ્યવૃત્તિ વિશેષ ગુણવત્ત્વ અને ક્ષણિક વિશેષ ગુણવત્ત્વ એ સાધર્મ્ય છે. આકાશનો વિશેષ ગુણ શબ્દ છે. તે અવ્યાપ્યવૃત્તિ છે. કારણ કે જ્યારે કિંચિદ્અવચ્છેદેન (કો'ક ભાગમાં) શબ્દ ઉત્પન્ન થાય છે ત્યારે અન્યાવચ્છેદેન (અન્યભાગમાં) એનો અભાવ પણ (આકાશમાં) હોય છે.

### (વિ.) આકાશ-શરીરી (જીવો)નું સાધર્મ્ય

(1) અવ્યાપ્યવૃત્તિવિશેષ ગુણવત્ત્વમ્

(2) ક્ષણિક વિશેષ ગુણવત્ત્વમ્.

### (1) અવ્યાપ્યવૃત્તિવિશેષગુણવત્ત્વમ્-

સ્વાધિકરણવૃત્તિઅભાવપ્રતિયોગિત્વં અવ્યાપ્યવૃત્તિત્વમ્. સ્વ= કપિસંયોગ, એનું અધિકરણ=વૃક્ષ, એમાં રહેલો અભાવ=કપિસંયોગાભાવ, એનો પ્રતિયોગી કપિસયોગ છે. તેથી એ અવ્યાપ્યવૃત્તિ છે.

શબ્દ આકાશનો અવ્યાપ્યવૃત્તિગુણ છે. એટલે કે એ જ્યારે ઉત્પન્ન થાય છે ત્યારે જ્યાં એના ભેરી વગેરે ઉત્પાદક હોય ત્યાં જ ઉત્પન્ન થાય છે, સંપૂર્ણ આકાશમા નહીં, અન્યથા એ સર્વત્ર સંભળાવો જોઈએ. તેથી જ્યારે એ આકાશમાં ભેર્યવચ્છેદેન ઉત્પન્ન થાય છે ત્યારે જ એનો આકાશમાં અન્યદેશાવચ્છેદેન અભાવ પણ હોય છે. તેથી એ અવ્યાપ્યવૃત્તિ છે.

ન્યાયમતે આત્મા પણ વિભુ છે. પણ એટલા માત્રથી, જ્ઞાન વગેરે કાંઈ આખા આત્મામાં પેદા થતાં નથી, કિન્તુ શરીરાવચ્છેદેન જ ઉત્પન્ન થાય છે. તેથી, એ પણ અવ્યાપ્યવૃત્તિ ગુણો છે. તેથી , અવ્યાપ્યવૃત્તિ વિશેષગુણ તરીકે શબ્દ, જ્ઞાન વગેરે લઈને આકાશ, આત્મામા લક્ષણ સમન્વય થઈ જાય છે.

(मु.) क्षणिकत्व च तृतीयक्षणवृत्तिध्वसप्रतियोगित्वम् । योग्यविभुविशेषगुणाना स्वोत्तरवृत्तिविशेषगुणनाश्यत्वात् प्रथमशब्दस्य द्वितीयशब्देन नाश । एव ज्ञानादीनामपि । ज्ञानादिकं यदाऽऽत्मनि विभो शरीरावच्छेदेनोत्पद्यते तदा घटाद्यवच्छेदेन तदभावोऽस्त्येव । एव ज्ञानादिकमपि क्षणद्वयावस्थायि । इत्थ चाऽव्याप्यवृत्तिविशेषगुणवत्त्व, क्षणिकविशेषगुणवत्त्व चार्थ । पृथिव्यादौ रूपादिर्विशेषगुणोऽस्तीत्यतोऽव्याप्यवृत्तीत्युक्तम् । पृथिव्यादावव्याप्यवृत्ति सयोगादिरस्तीति विशेषगुणेत्युक्तम् ।

(મુ.) (ક્ષણિકવિશેષગુણવત્ત્વ જે કહ્યું તેમાં) ક્ષણિકત્વ એટલે તૃતીય ક્ષણમાં રહેલા ધ્વંસનું પ્રતિયોગિત્વ, યોગ્યવિભુવિશેષગુણો (વિભુદ્રવ્યના યોગ્યવિશેષગુણો) સ્વોત્તરવર્તી વિશેષગુણથી નાશ્ય હોવાના કારણે પ્રથમશબ્દનો દ્વિતીય શબ્દથી નાશ થાય છે. એ જ રીતે જ્ઞાનાદિમા પણ (અવ્યાપ્યવૃત્તિવિશેષગુણત્વ ને ક્ષણિકવિશેષગુણત્વ છે.) જ્ઞાનાદિ જ્યારે વિભુ એવા આત્મામા શરીરાવચ્છેદેન ઉત્પન્ન થાય છે ત્યારે ઘટાદ્યવચ્છેદેન એનો અભાવ (આત્મામા) હોય જ છે. (માટે જ્ઞાનાદિ અવ્યાપ્યવૃત્તિવિશેષગુણ છે.) એમ જ્ઞાનાદિ પણ ક્ષણદ્વય રહેનારા છે. આમ (આકાશ અને

આત્માનું સાધર્મ્ય) અવ્યાપ્યવૃત્તિવિશેષગુણવત્ત્વ અને ક્ષણિક વિશેષગુણવત્ત્વ છે.(આ બેમાંના પ્રથમ સાધર્મ્યનું **પદકૃત્ય**) પૃથ્વી વગેરેમાં રૂપ વગેરે વિશેષગુણ છે. તેથી (એમાં અતિ૦ના વારણ માટે) 'અવ્યાપ્યવૃત્તિ' એમ વિશેષણ વાપર્યું છે. પૃથ્વી વગેરેમાં અવ્યાપ્યવૃત્તિ એવા સંયોગ વગેરે ગુણ છે. તેથી 'વિશેષગુણ' એવું વિશેષણ જોડ્યું છે. (રૂપ વગેરે અવ્યાપ્યવૃત્તિ નથી ને સંયોગાદિ વિશેષગુણ નથી.)

**(વિ.) (2) ક્ષણિકવિશેષગુણવત્ત્વમ્ :** શબ્દ અને જ્ઞાન-સુખાદિ ક્ષણિક વિશેષ ગુણો છે, માટે આ, આકાશ-આત્માનું સાધર્મ્ય છે. પૃથ્વી વગેરેના રૂપાદિગુણો અક્ષણિક (=અધિકક્ષણસ્થાયી) છે.

**શંકા :** શબ્દાદિને પણ અક્ષણિક માનો ને ?

**સમાધાન :** જો એવું હોય તો એકવાર શબ્દ ઉત્પન્ન થાય પછી એનો નાશક કોણ ? એમ જ્ઞાન પ્રગટ્યા પછી એનો નાશક કોણ ? ઘટના રૂપાદિગુણોના નાશમાં તો 'ઘટનાશ' કારણ બની શકે છે, પણ શબ્દાદિના નાશમાં એના આશ્રયના નાશને નાશક માની શકાતો નથી, કારણ કે એના આશ્રયભૂત આકાશ-આત્મા નિત્ય હોવાથી નાશ પામતા જ નથી.

વળી, એક શબ્દ સાંભળ્યા બાદ બીજો શબ્દ સંભળાય ત્યારે પણ જો પૂર્વશબ્દ વિદ્યમાન હોય તો એ વખતે એકી સાથે બન્ને શબ્દો સંભળાવા જોઈએ. જેમ એક ઘડો વિદ્યમાન છે ને બીજો ઘડો લાવવામાં આવે ત્યારે બન્ને ઘડા દેખાય છે તેમ. આ જ રીતે ઘટનું જ્ઞાન થયા પછી પટજ્ઞાન થતી વખતે ચિરસ્થાયી હોવાના કારણે ઘટનું જ્ઞાન પણ જો હાજર હોય તો એકી સાથે એ બન્ને જ્ઞાન અનુભવાવા જોઈએ. પણ આવો અનુભવ ક્યારેય થતો નથી.

તેથી, શબ્દ-જ્ઞાન વગેરે ક્ષણિક ગુણો છે.

*પ્રશ્ન : આમાં ક્ષણિકત્વ શું છે ? એકક્ષણસ્થાયિત્વ ?*

*ઉત્તર : જો એકક્ષણસ્થાયિત્વ માનીએ તો ક્ષણમાત્રસ્થાયી ઘટની જેમ શબ્દનું પણ ક્યારેય પ્રત્યક્ષ નહીં થાય.*

*શંકા : આવી આપત્તિ આપવી યોગ્ય નથી, કારણ કે શબ્દ અને ઘટમાં તફાવત છે.*

*ઘટનું પ્રત્યક્ષ કરવા માટે સંયોગ એ સનિકર્ષ છે. પ્રથમ ક્ષણે ઘટ ઉત્પન્ન થાય, બીજી ક્ષણે સંનિકર્ષ (સંયોગ) થાય ને ત્રીજી ક્ષણે પ્રત્યક્ષ થાય. એટલે બીજી ક્ષણે ઘટનાશ પામી જતો હોય તો તો એની સાથે સંનિકર્ષ જ ન થવાથી પ્રત્યક્ષ શી રીતે થાય ?*

*પણ શબ્દનું પ્રત્યક્ષ કરવા માટેનો સંનિકર્ષ તો સમવાય છે જે નિત્ય હોવાથી જેવો શબ્દ ઉત્પન્ન થાય કે એ જ ક્ષણે એ લાગુ પડી જ જાય છે. (જેમ આદ્યક્ષણાવચ્છિન્ન ઘટમાં સંયોગાદિગુણો ન હોવા છતાં, ઘટત્વાદિ જાતિઓ તો લાગુ પડી જ જાય છે તેમ.)*

*તેથી, પ્રથમક્ષણે શબ્દોત્પત્તિ થવા સાથે જ સમવાયસનિકર્ષ પણ થઈ જવાથી દ્વિતીયક્ષણે એનું પ્રત્યક્ષ થઈ જશે જ. ભલે ને એ બીજી ક્ષણે, પ્રત્યક્ષનું 'શબ્દ' રૂપ કારણ નાશ પામી જાય - જેમ પ્રથમ ક્ષણે વિદ્યમાન અને બીજી ક્ષણે નાશ પામી જતો 'ઘટપ્રાગભાવ', બીજી ક્ષણે ઘટોત્પત્તિ કરે છે તેમ શબ્દ પણ સ્વપ્રત્યક્ષાત્મક કાર્ય કરી શકવામાં કશો વાંધો નથી.*

*સમાધાન : કેટલાંક કારણો એવા હોય છે કે જે પૂર્વકાલવૃત્તિત્વેન કારણ હોય છે, જ્યારે કેટલાંક કારણો એવા હોય છે કે જે પૂર્વકાલવૃત્તિત્વેન તો કારણ હોય છે જ, પણ સમકાલવૃત્તિત્વેન પણ કારણ હોય છે. અર્થાત્ કાર્યની પૂર્વક્ષણે તો એ હાજર જોઈએ જ, પણ જે ક્ષણે કાર્ય થાય એ ક્ષણે પણ એ હાજર જોઈએ જ પ્રત્યક્ષાત્મક કાર્ય પ્રત્યે વિષય પણ આવું જ કારણ છે*

*શંકા : વિષયને પ્રત્યક્ષકાળે પણ હાજર માનવાની શી જરૂર છે ?*

*સમાધાન : વિનશ્યદવસ્થ ઘટ સાથે પૂર્વક્ષણે (કે જે ઘટની અંતિમક્ષણ છે ત્યારે) સંનિકર્ષ તો થઈ જ ગયેલો છે. એટલે એ ઘટની નાશક્ષણે પણ એનું પ્રત્યક્ષ થવુ જોઈએ. પણ થતું હોય એવો અનુભવ નથી. તેથી જણાય છે કે ઘટનું પ્રત્યક્ષ થવા માટે પ્રત્યક્ષ કાળે પણ ઘટ વિદ્યમાન હોવો જોઈએ*

એમ શબ્દના પ્રત્યક્ષકાળે શબ્દ પણ વિદ્યમાન હોવો આવશ્યક છે. તેથી શબ્દને માત્ર એક ક્ષણ સ્થાયી માની શકાય નહીં.

*પ્રશ્ન : 'શબ્દભલે દ્વિક્ષણસ્થાયી છે. તૃતીયક્ષણે એનો નાશ થઈ જાય છે તો એ નાશક કોણ ?*

*ઉત્તર : દ્વિતીય ક્ષણોત્પન્ન શબ્દ એનો નાશક છે.*

આશય એ છે કે બધા યોગ્ય વિભુવિશેષગુણો ક્ષણિક છે, તેથી ત્રીજી ક્ષણે એ બધાનો નાશ થઈ જ જાય છે. તેથી એવો નિયમ માનવામાં આવ્યો છે કે

**(યોગ્યવિભુવિશેષગુણોનો નાશક)**

योग्यविभुविशेषगुणाना स्वोत्तरवर्तियोग्यविशेषगुणनाश्यत्वम् ।

વિભુ દ્રવ્યોના યોગ્ય વિશેષગુણો સ્વઉત્તરવર્તિ યોગ્ય વિશેષ ગુણોથી નાશ્ય હોય છે.

પ્રથમ ક્ષણે પ્રથમ શબ્દ ઉત્પન્ન થયો,

દ્વિતીયક્ષણે દ્વિતીયશબ્દ ઉત્પન્ન થયો.

આ દ્વિતીય શબ્દ પ્રથમ શબ્દનો નાશક છે કારણ હાજર થયા પછી કાર્ય થાય. એટલે બીજી ક્ષણે આ 'દ્વિતીયશબ્દ' રૂપ નાશક હાજર થયો. તેથી તૃતીયક્ષણે પ્રથમશબ્દનો નાશ થાય છે. માટે શબ્દને દ્વિક્ષણસ્થાયી માનવો પડે છે, માત્ર એક ક્ષણ સ્થાયી નહીં.

એમ તો, દશમીક્ષણે ઉત્પન્ન થતો શબ્દ પણ પ્રથમશબ્દને ઉત્તરવર્તી જ છે, છતા એને જો પ્રથમશબ્દનો નાશક માનવામાં આવે તો શબ્દ દશક્ષણસ્થાયી થઈ જાય જે ઈષ્ટ નથી. તેથી અહીં જે સ્વોત્તરવર્તી કહ્યું છે એનો અર્થ 'સ્વઅવ્યવહિતઉત્તરવર્તી' એવો જાણવો.

*પ્રશ્ન : સ્વઅવ્યવહિતોત્તરવર્તિત્વ શું છે ?*

*ઉત્તર : स्वोत्तरानुत्तरत्वे सति स्वोत्तरत्व स्वाव्यवहितोत्तरत्वम् સ્વને ઉત્તરવર્તી જે કોઈ પદાર્થો તે બધા સ્વોત્તર. આવા કોઈપણ સ્વોત્તરની જે ઉત્તરવર્તી નથી અને છતા સ્વને ઉત્તરવર્તી છે તે સ્વાવ્યવહિતોત્તરવર્તી કહેવાય*

*પ્રથમક્ષણોત્પન્ન પ્રથમ શબ્દ માટે દ્વિતીયાદિક્ષણે ઉત્પન્ન થતા દ્વિતીય-તૃતીય વગેરે શબ્દો બધા સ્વોત્તર છે.*

*પણ આમાંના તૃતીય-ચતુર્થ વગેરે શબ્દો એવા છે કે જે દ્વિતીય શબ્દાત્મક સ્વોત્તરને પણ ઉત્તરવર્તી છે, અનુત્તર નથી*

*જ્યારે દ્વિતીયશબ્દ એવો છે કે જેના પૂર્વકાળે કોઈ સ્વોત્તર ન હોવાથી એ સ્વોત્તરાનુત્તર છે. માટે એ સ્વોત્તરાનુત્તર થયો. ને વળી એ સ્વોત્તર તો છે જ તેથી સ્વાવ્યવહિતોત્તર તરીકે દ્વિતીય શબ્દ જ પકડાશે, તીતૃય શબ્દ વગેરે નહીં.*

*આમાં વિશેષણ ન લખે તો તૃતીયાદિ શબ્દો પણ સ્વોત્તર હોવાથી એમાં સ્વાવ્યવહિતોત્તરત્વની અતિવ્યાપ્તિ થાય.*

*વિશેષ્ય ન લખે તો પ્રથમ શબ્દ પોતે જ, સ્વોત્તર જે દ્વિતીયાદિ શબ્દો, એને અનુત્તર હોવાથી પોતાનામાં જ સ્વાવ્યવહિતોત્તરત્વની અતિવ્યાપ્તિ થાય એ જાણવું*

*આમાં સ્વોત્તરત્વ=સ્વસમાનાધિકરણપ્રાગભાવપ્રતિયોગિત્વ જાણવું.*

*અર્થાત્ સ્વાધિકરણક્ષણમાં રહેલા પ્રાગભાવનો જે પ્રતિયોગી હોય તે સ્વોત્તર.*

*પ્રશ્ન : ચરમશબ્દનો નાશક કોણ ? કારણ કે એને ઉત્તરવર્તી કોઈ શબ્દ નથી.*

*ઉત્તર : સ્વોત્તરકાલવૃત્તિત્વવિશિષ્ટ સ્વ જ એનો નાશક છે. જેમ કે જ્યોત. પૂર્વપૂર્વક્ષણવર્તી જ્યોતની ઉત્તરક્ષણવર્તી જ્યોત નાશક છે ચરમજ્યોત સ્વય નષ્ટ થઈ જાય છે. એમ શબ્દ - જ્ઞાન વગેરેમાં જાણવુ.*

*ધારો કે પાંચમી ક્ષણે ચરમશબ્દ ઉત્પન્ન થયો તો છઠ્ઠી ક્ષણે રહેલો એ શબ્દ જ,સ્વોત્તરકાલવૃત્તિત્વવિશિષ્ટ સ્વ છે, ને એ જ એનો નાશક હોવાથી, સાતમી ક્ષણે શબ્દનાશ થઈ જશે.*

*આમાં, વિશેષણ ન મૂકતાં માત્ર 'સ્વ'ને જ નાશક માનવામાં આવે તો, સ્વ તો પાંચમી ક્ષણે પણ હોવાથી, છઠ્ઠી ક્ષણે જ ચરમશબ્દનો નાશ થઈ જાય. એટલે કે ચરમશબ્દ માત્ર એક જ ક્ષણ રહે. અને તો પછી એનું પ્રત્યક્ષ ન થઈ શકે. માટે 'સ્વોત્તરકાલવૃત્તિત્વવિશિષ્ટ' એવું વિશેષણ મૂક્યું છે.*

એટલે સામાન્યથી આ નિયમ થયો કે [1]વિભુપદાર્થના [2]યોગ્ય[3]વિશેષગુણો સ્વાવ્યવહિતોત્તર [4]યોગ્ય [5]વિશેષગુણથી નાશ્ય હોય છે.

આમાં સ્વ = નાશ્યગુણ, એટલે સ્વનાશ એ કાર્ય છે અને તાદૃશ ઉત્તર ગુણ એ નાશક (કારણ) છે.

(1) 'વિભુ' ન લખે તો ઘટાદિના રૂપાદિગુણો પણ વિશેષગુણ છે જેનો નાશક ઘટનાશ હોવાથી વ્યતિરેક વ્યભિચાર આવે. એક રૂપની હાજરીમાં રૂપાન્તરોત્પત્તિ ન હોવાથી અવ્યવહિતોત્તરરૂપ ન હોવા છતાં નાશ થયો, તેથી વ્યતિરેકવ્યભિચાર. ઘટાદિમાં શ્યામરૂપની હાજરીમાં રક્તરૂપ પેદા નથી થતું, પણ શ્યામરૂપનાશ થયા પછી રક્તરૂપ ઉત્પન્ન થાય છે. તેથી રક્તરૂપ શ્યામરૂપનો નાશક નથી.

(2) 'યોગ્ય' ન લખે તો આત્માનો વિશેષ ગુણ અદૃષ્ટ, એ સ્વોત્તરગુણનાશ્ય ન હોવાથી વ્યભિચાર આવે. અદૃષ્ટ અતીન્દ્રિય હોવાથી યોગ્ય નથી.

(3) 'વિશેષ' ન લખે તો સંયોગનાશમાં વ્યભિચાર આવે.

(4) 'યોગ્ય' ન લખે તો દ્વિતીયક્ષણોત્પન્ન અદૃષ્ટથી તૃતીયક્ષણે અપેક્ષાબુદ્ધિ નાશ થવાની આપત્તિ આવે.

(5) 'વિશેષ' ન લખે તો દ્વિતીયક્ષણોત્પન્ન સંયોગથી અપેક્ષાબુદ્ધિનાશ થવાની આપત્તિ આવે.

(જે આત્મામાં અપેક્ષા બુદ્ધિ ઉત્પન્ન થઈ, તે આત્મામાં બીજી ક્ષણે કોઈ યોગ્ય વિશેષ ગુણ ઉત્પન્ન થતો નથી એવો નિયમ છે એ જાણવું.)

આમ, પ્રથમક્ષણે પ્રથમશબ્દાદિ, દ્વિતીયક્ષણે નાશક શબ્દાદિ, તૃતીયક્ષણે પ્રથમશબ્દાદિનો નાશ... તેથી શબ્દાદિને ક્ષણમાત્ર સ્થાયી ન માનતાં દ્વિક્ષણસ્થાયી તો માનવા જ પડે છે.

તેથી ક્ષણિકત્વ = દ્વિક્ષણસ્થાયિત્વ એવું કહેવું પડે.

પણ એમ તો, ઘટના ૧૦૦ ક્ષણ સ્થાયી રૂપાદિ પણ દ્વિક્ષણસ્થાયી તો છે જ, તેથી એમાં ક્ષણિકત્વ આવી જવાથી તદ્‌વાન ઘટમાં અતિવ્યાપ્તિ. તેથી નિષેધમુખે વ્યાખ્યા કરવી.

तृतीयक्षणावृत्तित्व क्षणिकत्वम् ૧૦૦ ક્ષણ સ્થાયી રૂપ તૃતીયક્ષણમા અવૃત્તિ નથી, વૃત્તિ છે. તેથી હવે અતિવ્યાપ્તિ નહીં આવે.

---

**(मु.)** न च रूपादीनामपि कदाचित् तृतीयक्षणे नाशसम्भवात् क्षणिकविशेषगुणवत्त्व क्षित्यादावतिव्याप्तमिति वाच्यम्, चतु क्षणवृत्तिजन्यावृत्ति-जातिमद्विशेषगुणवत्त्वस्य तदर्थत्वात् । अपेक्षाबुद्धि क्षणत्रय तिष्ठति, क्षणचतुष्टय तु न किमपि जन्यज्ञानादिक तिष्ठति, रूपत्वादिक तु क्षणचतुष्टयस्थायिन्यपि रूपादौ वर्तत इति तद्व्युदास. ।

---

**(મુ.)** "રૂપ વગેરેનો પણ ક્યારેક ત્રીજી ક્ષણે નાશ સંભવતો હોવાથી ક્ષણિકવિશેષગુણવત્ત્વ (તે રૂપવગેરે વિશેષગુણવાન્) ક્ષિતિ વગેરેમા અતિવ્યાપ્ત છે" એવી શંકા **ન કરવી**, કારણ કે ચાર ક્ષણ રહેનારા જન્ય પદાર્થમા નહીં રહેલી જાતિવાળો જે વિશેષગુણ તદ્‌વત્ત્વ એવો (ક્ષણિકવિશેષગુણવત્ત્વ એવા સાધર્મ્યનો) અર્થ છે. અપેક્ષાબુદ્ધિ ત્રણ ક્ષણ ટકે છે. ચાર ક્ષણ તો કોઈ પણ જન્ય જ્ઞાન ટકતુ નથી. રૂપત્વ વગેરે જાતિ તો ચારક્ષણ ટકનારા રૂપ વગેરેમાં પણ રહી છે. તેથી(ચારક્ષણ રહેનારા પદાર્થમા નહીં રહેલી જાતિ તરીકે રૂપત્વ ન મળવાથી) તેનો= રૂપત્વાદિજાતિનો વ્યુદાસ= બાદબાકી થઈ જાય છે. (ને તેથી રૂપ વગેરે આવા ક્ષણિક વિશેષગુણ ન થવાથી પૃથ્વીમાં અતિવ્યાપ્તિ નહીં થાય.)

**(વિ.) શંકા :** છતાં જે રૂપ બે જ ક્ષણ ટક્યુ, એ તો તૃતીયક્ષણ અવૃત્તિ જ છે, એટલે એના દ્વારા અતિવ્યાપ્તિ આવશે જ.

હવે, આમાં આવું રૂપ અને શબ્દાદિ....બન્ને ક્ષણિક હોવા છતાં બે વચ્ચેનો તફાવત તપાસવો જોઈએ.

શબ્દાદિ બધા જ ક્ષણિક હોય છે, જ્યારે રૂપ તો કો'ક જ ક્ષણિક હોય છે, કો'ક અક્ષણિક પણ હોય છે. એટલે કે રૂપત્વ જાતિ ક્ષણિક-અક્ષણિક સાધારણ છે, જ્યારે શબ્દત્વ વગેરે જાતિ માત્ર ક્ષણિકવૃત્તિ જ છે, અક્ષણિકવૃત્તિ નહીં.

એટલે अक्षणिकअवृत्तिजातिमत्त्व क्षणिकत्व એમ લઈ શકાય.

અર્થાત્ अक्षणिकावृत्तिजातिमद्विशेषगुणवत्त्व એ સાધર્મ્ય બની શકે. વળી, અક્ષણિક પદાર્થ= તૃતીયક્ષણવૃત્તિપદાર્થ (રૂપ વગેરે) ..

તેથી તૃતીયક્ષણવૃત્તિ-અવૃત્તિજાતિમદ્વિશેષગુણ એ સાધર્મ્ય થયું. રૂપાદિ વિશેષગુણોમાં રૂપત્વજાતિ છે જે તૃતીયક્ષણવૃત્તિરૂપાદિમા વૃત્તિ છે, અવૃત્તિ નહીં, માટે પૃથ્વી આદિમાં અતિવ્યાપ્તિ નહીં.

**શંકા :** છતાં , અપેક્ષાબુદ્ધિને તૃતીયક્ષણવૃત્તિ માની છે જેમાં જ્ઞાનત્વ રહ્યુ હોવાથી 'જ્ઞાન' ક્ષણિક વિશેષગુણ તરીકે સિદ્ધ ન થવાની આપત્તિ આવશે. અપેક્ષાબુદ્ધિનું ત્રિક્ષણસ્થાયિત્વ નીચે મુજબ જાણવું.

પ્રથમ ક્ષણે अयमेक अयमेक એવી અપેક્ષાબુદ્ધિ

દ્વિતીયક્ષણે द्वित्वोत्पत्ति । तथा च सनिकर्ष

તૃતીય ક્ષણે દ્વિત્વ-દ્વિત્વત્વનું નિર્વિકલ્પકપ્રત્યક્ષ

ચતુર્થક્ષણે દ્વિત્વનું 'इमौ द्वौ' એવુ સવિકલ્પકપ્રત્યક્ષ તથા અપેક્ષાબુદ્ધિનાશ, પંચમક્ષણે-દ્વિત્વનાશ

અપેક્ષાબુદ્ધિના નાશને દ્વિત્વ વગેરે સખ્યાનો નાશક મનાયો છે.

વળી, ચોથી ક્ષણે દ્વિત્વનું સવિકલ્પક પ્રત્યક્ષ થાય છે, ને પ્રત્યક્ષ માટે વિષય સમકાળવૃત્તિત્વેન પણ કારણ છે. એટલે ચોથી ક્ષણે દ્વિત્વ સંખ્યા વિદ્યમાન જોઈએ જ. જો ત્રીજી ક્ષણે અપેક્ષાબુદ્ધિનાશ થઈ જાય, તો ચોથી ક્ષણે દ્વિત્વનાશ થઈ જ જાય, જે ઇષ્ટ નથી. માટે ત્રીજી ક્ષણે અપેક્ષાબુદ્ધિનો નાશ ન માનતાં ચોથી ક્ષણે માન્યો છે. ત્રીજી ક્ષણે જે નિર્વિકલ્પક પ્રત્યક્ષ થાય છે એ તેનો નાશ કરે છે

તેથી અપેક્ષાબુદ્ધિ ત્રિક્ષણવૃત્તિ પદાર્થ થવાથી જ્ઞાન ક્ષણિક નહીં થાય.

**સમાધાન :** તો પછી, ચતુર્થક્ષણવૃત્તિ-અવૃત્તિ જાતિમદ્વિશેષગુણવત્ત્વ સાધર્મ્ય કહેવું. કોઈ જન્ય જ્ઞાન ચતુર્થક્ષણવૃત્તિ ન હોવાથી અવૃત્તિ જાતિ તરીકે જ્ઞાનત્વ લઈ શકાશે.

---

(मु) ईश्वरज्ञानस्य चतु क्षणवृत्तित्वात् ज्ञानत्वस्य तद्वृत्तित्वात् जन्येत्युक्तम् । यद्याकाशजीवात्मनो साधर्म्यं तदा जन्येति न देय, द्वेषत्वादिकमादायात्मनि लक्षणसमन्वयात् । परममहत्त्वस्य तादृशगुणत्वात्, चतुर्थक्षणे द्वित्वादीना नाशाभ्युपगमाद् द्वित्वादीनामपि तथात्वात् तद्वारणाय विशेषेति । त्रिक्षणवृत्तित्व वा वक्तव्यम्, इच्छात्वादिकमादायात्मनि लक्षणसमन्वयात् ।

---

(મુ.) ઈશ્વરનુ જ્ઞાન ચાર ક્ષણ રહેનારુ હોવાથી અને જ્ઞાનત્વ જાતિ તેમા રહી હોવાથી 'જન્ય' એમ કહ્યુ છે જો આકાશ અને જીવાત્માનુ સાધર્મ્ય જ અભિપ્રેત હોય તો 'જન્ય' લખવાની જરૂર નહીં, (તેથી જ્ઞાનત્વ તો એવી જાતિ તરીકે નહીં જ પકડાય, પણ) દ્વેષત્વ વગેરે જાતિ લઈને (અર્થાત્ ક્ષણિક વિશેષગુણ તરીકે દ્વેષાદિને લઈને) આત્મામાં લક્ષણ સમન્વય થઈ જશે. પરમમહત્ત્વ પણ (જન્યમા અવૃત્તિ હોવાથી) તેવો (=ક્ષણિક) ગુણ બની જતો હોવાના કારણે (તથા) ચોથી ક્ષણે દ્વિત્વાદિનો નાશ માન્યો હોવાથી દ્વિત્વ વગેરે પણ તથા=ક્ષણિક ગુણ બની જતા હોવાના કારણે એનુ વારણ કરવા માટે 'વિશેષ' એમ વિશેષણ ઉમેર્યુ છે. અથવા તો ત્રિક્ષણવૃત્તિત્વ કહેવુ, કારણ કે ઇચ્છાત્વાદિ જાતિ લઈને આત્મામા લક્ષણનો સમન્વય થઈ જાય છે.

(વિ.) **શંકા :** ઈશ્વરીયજ્ઞાન નિત્ય હોવાથી, ચતુર્થક્ષણ વૃત્તિ તો છે જ ને?

**સમાધાન :** ચતુર્થક્ષણવૃત્તિજન્યઅવૃત્તિજાતિમદ્વિશેષગુણ કહેવાથી વાંધો નહીં આવે.

કારણ કે ઈશ્વરજ્ઞાન નિત્ય હોવાથી જન્ય નથી, જીવાત્માનું જ્ઞાન જન્ય હોય છે. પણ એનું કોઈ પણ જ્ઞાન ચતુર્થક્ષણવૃત્તિ હોતું નથી.

ચતુર્થક્ષણવૃત્તિજન્ય તરીકે રૂપાદિ જ લેવાશે, જ્ઞાન નહીં, તેમાં અવૃત્તિ જ્ઞાનત્વ... તદ્વાન્ જ્ઞાન.

જો આકાશ અને જીવાત્માનું જ સાધર્મ્ય કહેવું હોય તો 'જન્ય' પદ મૂકવાની જરૂર નથી.

**શંકા :** પણ તો પછી, ચતુર્થક્ષણવૃત્તિ પદાર્થ તરીકે નિત્યજ્ઞાન આવવાથી ને જ્ઞાનત્વ તદ્વૃત્તિ હોવાથી જ્ઞાનને ક્ષણિક વિશેષગુણ તરીકે લઈ નહીં શકાય. તો આત્મામાં લક્ષણનો સમન્વય શી રીતે કરશો ? એ જ રીતે ઈશ્વરીય ઇચ્છા-પ્રયત્ન પણ નિત્ય હોવાથી ઇચ્છાત્વ-પ્રયત્નત્વ જાતિ દ્વારા પણ સમન્વય સંભવતો નથી.

**સમાધાન :** છતાં દ્વેષત્વાદિ દ્વારા એ થઈ જશે. ઈશ્વરને દ્વેષ હોતો નથી, જીવાત્માઓને જ હોય છે જે અનિત્ય જ હોય છે, નિત્ય નહીં. એટલે 'દ્વેષત્વ' ચતુર્થક્ષણવૃત્તિપદાર્થમાં અવૃત્તિ હોવાથી લક્ષણસમન્વય થઈ જશે.

ક્ષણિકગુણ બનશે દ્વેષ, ને તદ્વત્તા તો જીવાત્માઓમાં છે જ... ઈશ્વરાત્મામાં તદ્વત્તા નથી. પણ હવે એ લક્ષ્ય ન હોવાથી દોષ નથી. પણ ઈશ્વરાત્માનો સમાવેશ કરવો હોય તો જન્ય પદ મૂકવું. તેથી સાધર્મ્ય -

चतुर्थक्षणवृत्तिजन्यअवृत्ति-जातिमद्विशेषगुणवत्त्वम् ।

આમાં જો વિશેષ પદ ન લખીએ તો, કાલાદિમાં અતિવ્યાપ્તિ આવશે, પરમમહત્પરિમાણ નિત્ય હોવાથી પરમમહત્ત્વત્વ જન્યમાત્રમાં અવૃત્તિ છે. તેથી પરમમહત્પરિમાણ તાદૃશગુણ તરીકે પકડી શકાશે.

પણ વિશેષ લખવાથી એ અતિવ્યાપ્તિ નહીં, કારણ કે

'પરમમહત્પરિમાણ' એ વિશેષગુણ નથી.

**શંકા :** 'પરમમહત્ત્વત્વ' જાતિ જ ન હોવાથી એના દ્વારા અતિવ્યાપ્તિ નથી. અથવા, જીવાત્મા ને આકાશના સાધર્મ્યમા 'જન્ય' પદ ન હોવાથી પણ પરમમહત્ત્વત્વ દ્વારા અતિવ્યાપ્તિ નથી. તો 'વિશેષ' પદ શા માટે?

**સમાધાન :** છતાં ઘટાદિમાં અતિવ્યાપ્તિ થાય છે. તે આ રીતે - આગળ જોઈ ગયા કે દ્વિત્વ સંખ્યા બીજી ક્ષણે ઉત્પન્ન થાય છે, ને પાંચમી ક્ષણે નાશ પામે છે. એટલે કે એ ત્રણક્ષણ ટકે છે, ચાર ક્ષણ નહીં. તેથી દ્વિત્વત્વ જાતિ ચતુર્થક્ષણવૃત્તિજન્ય પદાર્થમાં અવૃત્તિ હોવાથી એ જાતિ લઈ શકાશે. તદ્વાન ગુણ દ્વિત્વસંખ્યા, તદ્વત્તા ઘટાદિમાં હોવાથી અતિવ્યાપ્તિ. 'વિશેષ' પદ મૂકવાથી આ અતિવ્યાપ્તિ નહીં રહે, કારણ કે દ્વિત્વ સખ્યા એ વિશેષ ગુણ નથી.

છતાં, લાઘવ જ કરવું હોય તો,

त्रिक्षणवृत्तिअवृत्तिजातिमद्विशेषगुणवत्त्वं સાધર્મ્ય જાણવું. જો કે અપેક્ષાબુદ્ધિ ત્રિક્ષણવૃત્તિ હોવાથી જ્ઞાનત્વાદિ પકડાશે નહીં, છતાં દ્વેષત્વ, સુખત્વ વગેરે લઈ શકાશે, કારણ કે કોઈ દ્વેષ સુખાદિ ત્રિક્ષણ સ્થાયી હોતા નથી.

ઈશ્વરાત્માનો પણ લક્ષ્યમાં સમાવેશ કરવો હોય તો 'જન્ય' પદ મૂકવું. ને 'ઇચ્છાત્વાદિ' જાતિ લઈ લક્ષણ સમન્વય કરવો.

(का.) रूप-द्रवत्व - प्रत्यक्षयोगिनः प्रथमास्त्रयः ।

(मु.) पृथिव्यप्तेजसां रूपवत्त्वं, द्रवत्ववत्त्वं, प्रत्यक्षविषयत्वं चेत्यर्थः । न च चक्षुरादीनां भर्जनकपालस्थवह्नेः उष्मणश्च रूपवत्त्वे किं मानमिति वाच्यम्, तत्रापि तेजस्त्वेन रूपानुमानात् । एव वाय्वानीतपृथिवीजलतेजोभागानामपि पृथिवीत्वादिना रूपानुमानं बोध्यम् ।

(પ્રથમ ત્રણ દ્રવ્યોનું સાધર્મ્ય)

**(કા.) પહેલાં ત્રણ દ્રવ્યો રૂપ-દ્રવત્વ અને પ્રત્યક્ષ યુક્ત છે.**

(મુ.) પૃથ્વી-જળ-તેજનું સાધર્મ્ય રૂપવત્ત્વ, દ્રવત્વવત્ત્વ અને પ્રત્યક્ષવિષયત્વ છે.

શંકા - ચક્ષુ વગેરે ઇન્દ્રિયો, ભર્જનકપાલસ્થ વહ્નિ (ભાડભુંજાની ભુંજવાની રેતીમાંનો અગ્નિ) તથા ઉષ્મા(નું રૂપ દેખાતું નથી.. તો) આ બધા રૂપવાન્ છે એવું માનવામા શું પ્રમાણ છે ?

સમાધાન - આ બધામાં તેજસ્ત્વ હેતુ દ્વારા રૂપનું અનુમાન કરવું એ જ પ્રમાણ છે. એમ પવનથી આવતા પૃથ્વી-જળ-તેજના અંશોમાં પણ પૃથ્વીત્વ વગેરે હેતુ દ્વારા રૂપનું અનુમાન જાણવું.

(વિ.) અનુમાન પ્રયોગો આવા જાણવા -

भर्जनकपालस्थवह्निः रूपवान् तेजस्त्वात् विद्युद्वद्

घ्राणं रूपवत् पृथिवीत्वात् घटवद्

रसना रूपवती जलत्वात् करकावत्

બગીચામાંથી આવતા વાયુમાં સુગંધ, સરોવર પરથી લહેરાતા પવનમાં શીતસ્પર્શ અને ઉનાળામાં વાતી લૂમાં ઉષ્ણસ્પર્શ અનુભવાય છે. આ સુગંધાદિ કાંઈ વાયુના ગુણો નથી. પણ ક્રમશઃ પૃથ્વી-જળ-તેજ દ્રવ્યના છે. વળી ગુણો ગુણી વગર તો રહેતા નથી. એટલે આ વાયુ સાથે પાર્થિવ વગેરે અંશો ખેંચાઇ આવ્યા હોય છે એવું માનવું આવશ્યક થઇ જાય છે. પણ એ પાર્થિવ વગેરે અંશો દેખાતા તો નથી. એટલે એના રૂપનું પણ અનુમાન કરાય છે.

वाय्वानीतपार्थिवभागः रूपवान्, पृथिवीत्वात्, घटवद्... આ જ રીતે જલીય અને તૈજસ ભાગોનાં રૂપનાં અનુમાનો જલત્વ-તેજસ્ત્વ હેતુ દ્વારા જાણવા.

*[ અહીં કિરણાવલીકારે જે લખ્યું છે કે - ननु वायुना आ समन्तात् नीयमाना ये पृथिव्या जलस्य तेजसश्च भागा परमाणुद्व्यणुकास्तेषामप्यप्रत्यक्षात् तत्र रूपवत्त्वे कि मानम् - ઇત્યાદિ તે અયોગ્ય જાણવું. પ્રસ્તુત વાય્વાનીત જે પાર્થિવાદિ ભાગો છે તે પરમાણુ કે દ્વ્યણુક નથી પણ મહત્પરિમાણ ધરાવનારા ભાગો છે. નહીંતર તો એમના સુગંધ-શીત સ્પર્શ-ઉષ્ણસ્પર્શનું પણ પ્રત્યક્ષ થઇ શકે નહીં. વળી પાર્થિવાદિ પરમાણુ-દ્વ્યણુકના જ રૂપાદિમાં પ્રમાણ આપવાનો અભિપ્રાય હોત તો તો વાય્વાનીતપાર્થિવભાગ વગેરે કહેવાની જરૂર જ ન રહે, કારણ કે કોઇપણ પાર્થિવાદિ પરમાણુ-દ્વ્યણુકનું રૂપ પ્રત્યક્ષ હોતું જ નથી. એટલે એ બધામાં જ પૃથ્વીત્વાદિ હેતુથી રૂપનું અનુમાન જ કરવાનું હોય છે. ]*

(मु.) न च घटादौ द्रुतसुवर्णादिभिन्ने तेजसि च द्रवत्ववत्त्वमव्याप्तमिति वाच्यम्, द्रवत्ववद्वृत्तिद्रव्यत्वव्याप्य-जातिमत्त्वस्य विवक्षितत्वात् । घृतजतुप्रभृतिषु पृथिवीषु जलेषु द्रुतसुवर्णादौ तेजसि च द्रवत्वसत्त्वात्तत्र च पृथिवीत्वादिसत्त्वात्तदादाय सर्वत्र लक्षणसमन्वयः ।

(મુ.) (દ્રવત્વવત્ત્વ સાધર્મ્ય અંગે -) શંકા - ઘટાદિમાં અને પીગળેલા સુવર્ણ સિવાયના તેજસ્ દ્રવ્યમાં (અગ્નિ વગેરેમાં) દ્રવત્વવત્ત્વ (ન હોવાથી) અવ્યાપ્ત છે.

**સમાધાન** - (જાતિઘટિતલક્ષણ કરી એ અવ્યાપ્તિનો પરિહાર જણાવે છે -) (અહીં દ્રવત્વવત્ત્વ એવું જે સાધર્મ્ય કહ્યું છે એના દ્વારા) દ્રવત્વવાન્‌માં રહેલી જે દ્રવ્યત્વવ્યાપ્યજાતિ, તદ્વત્ત્વની વિવક્ષા હોવાથી (અવ્યાપ્તિ રહેતી નથી.) ઘી-લાખ વગેરે પાર્થિવદ્રવ્યોમાં, જળમાં તેમ જ પીગળેલા સુવર્ણ રૂપ તેજસ્ દ્રવ્યમાં દ્રવત્વ રહ્યું છે. તેમાં (આ બધામાં દ્રવ્યત્વવ્યાપ્યજાતિ તરીકે) પૃથિવીત્વાદિ જાતિઓ રહી છે, (ને તે જાતિઓ ઘટાદિમાં પણ રહી છે. તેથી) તે જાતિઓ લઇને સર્વત્ર (ઘટાદિમાં પણ) લક્ષણ સમન્વય થઇ જશે.

**(વિ.)** દ્રવત્વવદ્‌વૃત્તિદ્રવ્યત્વવ્યાપ્યજાતિમત્ત્વ આવું જે સાધર્મ્ય કહ્યું તેમાં પણ દ્રવ્યત્વવ્યાપ્ય એટલે દ્રવ્યત્વન્યૂનવૃત્તિ એવો અર્થ જાણવો. નહીંતર વ્યાપકાભાવ (દ્રવ્યત્વાભાવ)વદવૃત્તિ એવો અર્થ લેવામાં આવે તો દ્રવ્યત્વ પણ એવું જ હોવાથી (દ્રવ્યાત્વાભાવવાન્ જે હોય તેમાં દ્રવ્યત્વ ન જ હોય એ સ્પષ્ટ છે) દ્રવ્યત્વવ્યાપ્યજાતિ તરીકે દ્રવ્યત્વ પણ આવશે જે વાયુ વગેરેમાં પણ હોવાથી અતિવ્યાપ્તિ આવે.

---

**(मु.)** न च प्रत्यक्षविषयत्व परमाण्वादावव्याप्तं, अतिव्याप्त च रूपादाविति वाच्यम्, चाक्षुषलौकिक-प्रत्यक्षविषयवृत्ति-द्रव्यत्वव्याप्य-जातिमत्त्वस्य विवक्षितत्वात्। आत्मन्यतिव्याप्तिवारणाय चाक्षुषेति।

---

(મુ.) (પ્રત્યક્ષવિષયત્વ સાધર્મ્ય અંગે -) શંકા - પ્રત્યક્ષવિષયત્વ (એવું સાધર્મ્ય) પરમાણુ આદિમાં (આદિ શબ્દથી દ્વ્યણુક, ભર્જનકપાલસ્થવહ્નિ વગેરેમાં) અવ્યાપ્ત છે (કારણ કે એ બધાનું પ્રત્યક્ષ થતું નથી.) અને રૂપાદિમાં (આદિ શબ્દથી પતનાદિ ક્રિયા-ઘટત્વાદિ જાતિ વગેરેમાં) અતિવ્યાપ્ત છે (કારણ કે એ બધાનું પણ પ્રત્યક્ષ થાય છે, જ્યારે પ્રસ્તુત સાધર્મ્ય તો માત્ર પૃથ્વી-જળ-તેજ દ્રવ્યનું જ ચાલી રહ્યું છે.)

**સમાધાન** - અહીં (પ્રત્યક્ષવિષયત્વ એટલે લોકિકचाक्षुषप्रत्यक्षविषयत्व લેવાનું છે. ને એનું પણ જાતિઘટિત લક્ષણ) चाक्षुषलौकिकप्रत्यक्षविषयवृत्ति-द्रव्यत्वव्याप्यजातिमत्त्व એવુ સાધર્મ્ય વિવક્ષિત હોવાથી એકે દોષ નથી. આત્મામાં અતિવ્યાપ્તિ ન આવે એ માટે चाक्षुष શબ્દ લખ્યો છે.

**(વિ.)** ચક્ષુ દ્વારા થતા લૌકિક પ્રત્યક્ષનો જે વિષય બને એમાં રહેલી જે દ્રવ્યત્વવ્યાપ્ય જાતિ તદ્વત્ત્વની અહીં સાધર્મ્ય તરીકે વિવક્ષા છે. આવો વિષય ઘટ, જળ, અગ્નિ વગેરે બને છે ને એમાં રહેલી દ્રવ્યત્વન્યૂનવૃત્તિ જાતિ તરીકે પૃથ્વીત્વ, જળત્વ, તેજસ્ત્વ પકડાશે જે પરમાણુ વગેરે દરેકમાં હોવાથી અવ્યાપ્તિ નથી.

ખાલી 'લૌકિક પ્રત્યક્ષ વિષય' લખે તો આત્મા પણ अहं सुखी વગેરે માનસપ્રત્યક્ષનો વિષય બનવાથી એમાં અતિવ્યાપ્તિ થાય. તેથી લૌકિક પ્રત્યક્ષ પણ ચાક્ષુષ લેવાનું કહ્યું છે.

ખાલી ઘડો જોઈને જે 'घटो वायुमान्' એવું અલૌકિક પ્રત્યક્ષ થાય છે એ પણ ચક્ષુજન્ય છે ને એની વિષયતા વાયુમાં રહેલી છે. એટલે અતિવ્યાપ્તિ આવે. એના વારણ માટે 'લૌકિક' વિશેષણ મૂક્યું છે.

**શંકા** - 'ઘટો વાયુમાન્' એ પ્રત્યક્ષ વાય્વંશમાં જેમ અલૌકિક છે એમ ઘટાંશમાં લૌકિક પણ છે જ. એટલે લૌકિક પ્રત્યક્ષ કયું ? તો કે घटो वायुमान्। એનો વિષય કોણ ? તો કે વાયુ... એટલે પાછી અતિવ્યાપ્તિ ઊભી જ રહેશે.

**સમાધાન** - આના બે રીતે પરિષ્કાર થઇ શકે.

(1) चाक्षुषलौकिकसंनिकर्षप्रयोज्यविषयतावद्-द्रव्यत्वन्यूनवृत्ति-जातिमत्त्वं આમ કહેવાથી વાયુ નહીં પકડાય... કારણ કે વાયુમાં અલૌકિક સંનિકર્ષપ્રયોજ્યવિષયતા છે, લૌકિકસંનિકર્ષપ્રયોજ્યવિષયતા નહીં.

(2) अलौकिकान्यचाक्षुषप्रत्यक्षविषयवृत्ति-द्रव्यत्वन्यूनवृत्तिजातिमत्त्वं... હવે અહીં घटो वायुमान् એવું પ્રત્યક્ષ લઇ જ નહીં શકાય, તેથી અતિવ્યાપ્તિનું વારણ થઈ જશે.

(का.) गुरुणी द्वे रसवती द्वयोर्नैमित्तिको द्रवः ।। २८ ।।

(मु.) गुरुणी इति । गुरुत्ववत्त्वं रसवत्त्वं च पृथिवीजलयोरित्यर्थः । न च घ्राणेन्द्रियादीनां वाय्वानीतपृथिव्यादिभागानां च रसादिमत्त्वे किं मानमिति वाच्यं, तत्रापि पृथिवीत्वादिना तदनुमानात् । द्वयोरिति । पृथिवीतेजसोरित्यर्थः । न च नैमित्तिक द्रवत्वं घटादौ वह्न्यादौ चाव्याप्तमिति वाच्यम्, नैमित्तिकद्रवत्वसमानाधिकरण-द्रव्यत्वव्याप्य-जातिमत्त्वस्य विवक्षितत्वात् ।।२८।।

(પૃથ્વી-જળનું સાધર્મ્ય.)

**(કા.) (પૃથ્વી અને જળ આ) બે દ્રવ્યો ગુરુ છે અને રસવાળાં છે. (પૃથ્વી અને તેજસ એ) બે દ્રવ્યોમાં નૈમિત્તિક દ્રવ(ત્વ) હોય છે.**

(મુ.) ગુરુત્વવત્ત્વ અને રસવત્ત્વ આ બે પૃથ્વી અને જળનું સાધર્મ્ય છે.

શંકા - ઘ્રાણેન્દ્રિય વગેરેમાં તેમ જ વાયુઆનીત પાર્થિવભાગોમાં રસાદિ હોવામાં શું પ્રમાણ છે ?

સમાધાન - તેમાં પણ પૃથ્વીત્વાદિ હેતુઓથી એનું અનુમાન થઇ શકે છે. (घ्राणेन्द्रियं रसवत्, पृथिवीत्वात्, घृतवद्)

કારિકામાં द्वयोरिति એવો જે શબ્દ છે તેનો અર્થ 'પૃથ્વી અને તેજસ્ એ બેનું' એવો કરવો. (અર્થાત્ પૃથ્વી અને તેજ દ્રવ્યનું સાધર્મ્ય નૈમિત્તિકદ્રવત્વવત્ત્વ છે.)

શંકા - 'नैमित्तिकद्रवत्त्व' આ સાધર્મ્ય ઘટાદિમાં અને અગ્નિ વગેરેમાં (ન હોવાથી) અવ્યાપ્ત છે.

સમાધાન - નૈમત્તિકદ્રવત્વને સમાનાધિકરણ જે દ્રવ્યત્વવ્યાપ્ય જાતિ તદ્વત્ત્વની વિવક્ષા કરવાથી અવ્યાપ્તિનું વારણ થઇ જાય છે.

*(વિ.) [શંકા - કારિકામાં ગુરુત્વવત્ત્વ અને રસવત્ત્વ એ બેને પૃથ્વી-જળના સાધર્મ્ય તરીકે કહ્યા છે. પછી 'દ્વયોઃ' શબ્દ આવ્યો. તો એનો અર્થ પૃથ્વી-તેજસ્ એવો શી રીતે કરી શકાય ?*

*સમાધાન - જો એના અર્થ તરીકે પણ પૃથ્વી-જળ જ અભિપ્રેત હોત તો દ્વયોઃ લખવાની જરૂર જ નહોતી. તે બે તો પૂર્વે આવેલા 'द्वे' શબ્દથી પકડાયેલા જ હતા. એટલે ફરીથી વપરાયેલો 'દ્વયોઃ' શબ્દ સૂચન કરે છે કે પૃથ્વી-જળ કરતાં કોઇ જુદા જોડકાની અહીં વાત છે. એ જુદું જોડકું પૃથ્વી-તેજસ્નુ જ લેવું એ વાત व्याख्यानतो विशेषप्रतिपत्ति (સૂત્રની વ્યાખ્યા કરવાથી વિશેષ બોધ થાય) ન્યાયે જાણવી. ]*

(का.) आत्मानो भूतवर्गाश्च विशेषगुणयोगिनः ।
यदुक्तं यस्य साधर्म्यं वैधर्म्यमितरस्य तत् ।। २९ ।।

(मु) आत्मान इति । पृथिव्यप्तेजोवाय्वाकाशात्मना विशेषगुणवत्त्वमित्यर्थः ।

यदुक्तमिति । ज्ञेयत्वादिकं विहायेति बोध्यम् । तत्तु न कस्यापि वैधर्म्यं, केवलान्वयित्वात् ।। २९ ।।

**(કા.) આત્માઓ અને ભૂતસમુદાયો વિશેષગુણવાળા હોય છે. જે જેનું સાધર્મ્ય કહ્યું તે, તદિતરનું વૈધર્મ્ય જાણવું.**

(મુ.) પૃથ્વી-જળ-તેજસ્-વાયુ-આકાશ અને આત્મા આ ૬ દ્રવ્યોનું વિશેષગુણવત્ત્વ એ સાધર્મ્ય છે. (વૈધર્મ્યની જે વાત કરી તે) જ્ઞેયત્વાદિને છોડીને જાણવી. તે = જ્ઞેયત્વાદિ તો કોઈનું વૈધર્મ્ય નથી, કારણ કે કેવલાન્વયી હોય છે.

(વિ.) કાળ-દિશા અને મન આ ત્રણ દ્રવ્યોમાં કોઇ વિશેષગુણ હોતો નથી. આદ્યક્ષણીય ઘટાદિમાં થતી અવ્યાપ્તિના વારણ માટે -

विशेषगुणवद्वृत्ति-द्रव्यत्वन्यूनवृत्ति - जातिमत्त्वं એવો પરિષ્કાર કરવો.

**(વૈધર્મ્ય પ્રકરણ )**

વૈધર્મ્ય = વિરુદ્ધધર્મ = સ્વાવૃત્તિ ધર્મ

જેના સાધર્મ્ય તરીકે જે કહ્યું છે, તે ધર્મ તે પદાર્થોમાં તો રહ્યો જ છે. પણ તદિતરમાં એ નથી રહ્યો હોતો. માટે એ સાધર્મ્યના લક્ષ્યભૂત જે પદાર્થો હોય એનાથી ભિન્ન સર્વપદાર્થોનું એ ધર્મ વૈધર્મ્ય બની જાય.

જેમ કે દ્રવ્યાદિ ૬ પદાર્થોનું સાધર્મ્ય 'ભાવત્વ' છે. તો એ દ્રવ્યાદિથી ઇતર પદાર્થ એટલે 'અભાવ'. તેથી ભાવત્વ એ અભાવનું વૈધર્મ્ય કહેવાય. પૃથ્વી વગેરે પાંચ દ્રવ્યોનું ભૂતત્વ * એ સાધર્મ્ય છે, તો કાલાદિનું એ વૈધર્મ્ય કહેવાય.

[શંકા - જ્ઞેયત્વ વગેરેને તો સાતે પદાર્થોના સાધર્મ્ય તરીકે જણાવ્યાં છે. અને સાત સિવાય તો કોઈ પદાર્થ નથી. તો એ કોનું વૈધર્મ્ય કહેવાશે ? ]

**સમાધાન** - એ જ્ઞેયત્વાદિ કોઈના વૈધર્મ્ય નથી. એવા કોઈ પદાર્થો હોય કે જેમાં જ્ઞેયત્વાદિ ન હોય... તે પદાર્થોનું જ્ઞેયત્વાદિ એ વૈધર્મ્ય બની શકે. પણ એવા કોઈ પદાર્થો છે નહીં. માટે એ કોઇના વૈધર્મ્યરૂપ નથી. [ જેનો અભાવ ક્યાંય ન મળે એને કેવલાન્વયી કહેવાય છે. ]

---

(का.) स्पर्शादयोऽष्टौ वेगाख्यः संस्कारो मरुतो गुणाः ।
स्पर्शाद्यष्टौ रूपवेगौ द्रवत्वं तेजसो गुणाः ॥ ३० ॥
स्पर्शादयोऽष्टौ वेगश्च गुरुत्वं च द्रवत्वकम् ।
रूपं रसस्तथा स्नेहो वारिण्येते चतुर्दश ॥ ३१ ॥
स्नेहहीना गन्धयुताः क्षितावेते चतुर्दश ।
बुद्ध्यादिषट्कं सङ्ख्यादिपञ्चकं भावना तथा ॥ ३२ ॥
धर्माधर्मौ गुणा एते आत्मनः स्युश्चतुर्दश ।
सङ्ख्यादिपञ्चकं कालदिशोः शब्दश्च ते च खे ॥ ३३ ॥
सङ्ख्यादिपञ्चकं बुद्धिरिच्छा यत्नोऽपि चेश्वरे ।
परापरत्वे सङ्ख्याद्याः पञ्च वेगश्च मानसे ॥ ३४ ॥

(मु.) स्पर्शादय इति । ते च पञ्च सङ्ख्यादय । खे = आकाशे ॥ ३० ॥ ३१ ॥ ३२ ॥ ३३ ॥ ३४ ॥

---

* નૈયાયિક અહીં પકડાય છે, ને જૈનદર્શનનો સ્યાદ્વાદ સિદ્ધ થાય છે ઘટના પોતાના રૂપ વગેરે જેમ સ્વપર્યાયરૂપે ઘટમાં અસ્તિત્વરૂપે સબદ્ધ છે એમ પટીયરૂપ વગેરે પણ પરપર્યાયરૂપે ઘટમાં નાસ્તિત્વરૂપે સંબદ્ધ હોય છે એમ જૈનદર્શન કહે છે.

આની સામે અન્યદર્શનકારો કહે છે કે પટીયરૂપ વગેરે પટના ધર્મો ઘટમા સબદ્ધ હોય જ શી રીતે શકે ?

પણ હવે, એમના આ પ્રશ્નનો જવાબ, 'કાલાદિનું ભૂતત્વ એ વૈધર્મ્ય છે' આવા એમના જ વચન પ્રયોગથી મળી જવો જોઈએ. કારણ કે 'કાલાદિનું' એવા શબ્દમાં ષષ્ઠી વિભક્તિ છે. ને 'ષષ્ઠી સમ્બન્ધે' એ નિયમાનુસાર એનો અર્થ સંબંધ જ થાય છે. એટલે કાલાદિનો પણ ભૂતત્વ વગેરે વૈધર્મ્ય (કે જે વસ્તુત: પૃથ્વી વગેરે પરદ્રવ્યના ધર્મરૂપ છે તેની) સાથે સંબંધ હોવો જણાયા વિના નહીં રહે એમા વૈધર્મ્ય = વ્યતિરેક = નાસ્તિત્વ. એટલે એ સંબંધ નાસ્તિત્વરૂપે જાણવો

(દ્રવ્યના ગુણોનું કથન)

(કા.) સ્પર્શાદિ ૮ + વેગ એમ વાયુના ૯ ગુણો છે. સ્પર્શાદિ ૮ + રૂપ + વેગ + દ્રવત્વ એમ તેજસ્‌ના ૧૧ ગુણો છે. સ્પર્શાદિ ૮ + વેગ + ગુરુત્વ + દ્રવત્વ + રૂપ + રસ + સ્નેહ... એમ જળમાં ૧૪ ગુણો છે. એમાં સ્નેહ કાઢીને ગંધ ઉમેરવી, એટલે એ ૧૪ ગુણો પૃથ્વીમાં છે. બુદ્ધિ વગેરે છ + સંખ્યાદિ ૫ + ભાવના + ધર્મ + અધર્મ... આત્માના આ ૧૪ ગુણો છે. કાળ અને દિશામાં સંખ્યાદિ પાંચ ગુણો છે. એ પાંચ + શબ્દ આ ૬ ગુણો આકાશમાં છે. સંખ્યાદિ ૫ + બુદ્ધિ + ઈચ્છા + પ્રયત્ન એમ ૮ ગુણો ઈશ્વરમાં છે. પરત્વ + અપરત્વ + સંખ્યાદિ ૫ + વેગ એમ ૮ ગુણો મનમાં છે.

(મુ.) ૩૩મી કારિકામાં રહેલા તે ચ નો અર્થ 'પાંચ સંખ્યાદિ ગુણો' છે. ख = આકાશ.

(વિ.) वायोर्नवैकादश तेजसो गुणा , जलक्षितिप्राणभृता चतुर्दश ।

दिक्कालयो पञ्च षडेव चाम्बरे महेश्वरेऽष्टौ मनसस्तथैव च ॥

આવા પ્રાચીન શ્લોકને અનુસરીને આ નિરૂપણ કરાયું છે.

સંખ્યા, પરિમાણ, સંયોગ, વિભાગ અને પૃથક્ત્વ આ પાંચ સામાન્યગુણ દરેક દ્રવ્યમાં હોય છે.

કાળ-દિક્‌માં આ ૫ ગુણ.

આકાશમાં ૫ + શબ્દ = ૬

મનમાં ૫ + પરત્વ + અપરત્વ + વેગ = ૮

ઈશ્વરાત્મામાં ૫ + નિત્યજ્ઞાન-ઈચ્છા-કૃતિ = ૮

વાયુમાં ૫ + પરત્વ + અપરત્વ + વેગ + સ્પર્શ = ૯

તેજમાં એ ૯ + રૂપ + દ્રવત્વ = ૧૧

જળમાં ૧૧ + રસ + સ્નેહ + ગુરુત્વ = ૧૪

પૃથ્વીમાં ૧૧ + રસ + ગંધ + ગુરુત્વ = ૧૪

આત્મામાં ૫ + જ્ઞાનેચ્છાકૃતિ-દ્વેષ-સંસ્કાર-સુખ-દુઃખ-ધર્મ-અધર્મ = ૧૪.

---

(का.) तत्र क्षितिगन्धहेतुः नानारूपवती मता ।

(मु.) साधर्म्यवैधर्म्ये निरूप्य सम्प्रति प्रत्येक पृथिव्यादिक निरूपयति - तत्रेति । गन्धहेतुरिति - गन्धसमवायिकारणमित्यर्थ । यद्यपि गन्धवत्त्वमात्र पृथिव्या लक्षणमुचितं, तथापि पृथिवीत्त्वजातौ प्रमाणोपन्यासाय कारणत्वमुपन्यस्तम् । तथा हि - पृथिवीत्व हि गन्धसमवायिकारणतावच्छेदकतया सिद्ध्यति, अन्यथा गन्धत्वावच्छिन्नस्याकस्मिकत्वापत्ते ।

---

(પૃથ્વી નિરૂપણ)

(કા.) તેમાં પૃથ્વી ગન્ધહેતુ છે અને અનેક રૂપવાળી મનાયેલી છે.

(મુ.) સાધર્મ્ય-વૈધર્મ્યનું નિરૂપણ કરીને હવે પ્રત્યેક પૃથ્વી વગેરેનુ નિરૂપણ કરે છે. 'ગન્ધહેતુ' શબ્દનો અર્થ ગન્ધનું સમવાયિકારણ એવો જાણવો. જો કે ગન્ધવત્ત્વ આટલુ જ પૃથ્વીનું લક્ષણ કરવું ઉચિત છે, છતા પૃથ્વીત્વજાતિમાં પ્રમાણ આપવા માટે કારણતા સુધી ગયા છે. તે (પ્રમાણ) આ રીતે જાણવું - પૃથ્વીત્વ ગન્ધસમવાયિકારણતાના અવચ્છેદક તરીકે સિદ્ધ થાય છે, અન્યથા ગન્ધત્વાવચ્છિન્ન (કાર્ય) આકસ્મિક બની જવાની આપત્તિ આવે.

(વિ.) (૧) કાળ વગેરે પણ ગન્ધના કારણ તો છે જ. તેથી એનો વ્યવચ્છેદ કરવા માટે ગન્ધહેતુ શબ્દનો અર્થ ગન્ધસમવાયિકારણ એવો કર્યો. કાલાદિ તો ગન્ધનું નિમિત્તકારણ છે.

ગન્ધવત્ત્વ = ગન્ધ. ગન્ધસમવાયિકારણત્વની અપેક્ષાએ ગન્ધવત્ત્વમાં ઘણું લાઘવ છે એ સ્પષ્ટ છે. માટે પૃથ્વીનું લક્ષણ 'ગંધવત્ત્વ' જ જાણવું.

[ **શંકા** - તો પછી જેમ રૂપ અંગે 'નાનારૂપવતી' એમ કહ્યું છે, તેમ પ્રસ્તુતમાં પણ ગન્ધવતી કહેવું હતું ને, 'ગન્ધહેતુઃ' એમ શા માટે કહ્યું ? ]

**સમાધાન** - પૃથ્વીત્વજાતિમાં પ્રમાણ દર્શાવવા એમ કહ્યું છે.

[ **શંકા** - ઘટાદિમાં પૃથ્વીત્વ તો પ્રત્યક્ષથી જણાય છે. પછી એમાં અનુમાન પ્રમાણ દર્શાવવાની જરૂર જ ક્યાં છે ?

**સમાધાન** - ઘટાદિમાં એ પ્રત્યક્ષ હોવા છતાં પરમાણુ વગેરેમાં એ પ્રત્યક્ષ નથી. તેથી પરમાણુથી માંડી સર્વ પૃથ્વીમાં સાધારણ એવા પૃથ્વીત્વની સિદ્ધિ માટે અનુમાન પ્રમાણ આવશ્યક છે. તે અનુમાન પ્રયોગ આવો જાણવો - ]

गन्धत्वावच्छिन्नसमवायसम्बन्धावच्छिन्नकार्यतानिरूपिततादात्म्यसम्बन्धावच्छिन्ना कारणता किञ्चिद्धर्मावच्छिन्ना, कारणतात्वात्, कपालनिष्ठकारणतावत्

ગન્ધત્વાવચ્છિન્ન જે કોઈ ગન્ધ ઉત્પન્ન થાય છે એની કારણતાનો આવો અવચ્છેદક ધર્મ જો માનવામાં ન આવે તો એ બધું ગન્ધકાર્ય આકસ્મિક બની જવાની આપત્તિ આવે. આશય એ છે કે ગન્ધ માત્ર પાર્થિવદ્રવ્યોમાં જ ઉત્પન્ન થાય છે. અન્ય ક્યાંય નહીં. એટલે આ પાર્થિવ દ્રવ્યોમાં કોઈ એવી વિશેષતા (વિશેષધર્મ) માનવી જ જોઈએ જે ગન્ધની ઉત્પત્તિમાં પ્રયોજક બને છે. જે બધા પાર્થિવદ્રવ્યોમાં રહેલ હોય ને અપાર્થિવમાં ક્યાંય ન રહેલ હોય એવો વિશેષધર્મ તો પૃથ્વીત્વ જ છે. એમ તો પાર્થિવદ્રવ્યોમાં દ્રવ્યત્વ, સત્તા વગેરે ધર્મો પણ રહ્યા છે, પણ એ બધા તો ગન્ધના પ્રયોજક નથી જ, કારણ કે એ ધર્મો તો જળાદિમાં પણ છે જ્યાં ગન્ધ ઉત્પન્ન થતી નથી. એટલે હવે જો પૃથ્વીત્વ ધર્મને પણ ગન્ધનો પ્રયોજક માનવાનો ન હોય તો કોઈ જ ધર્મ પ્રયોજક ન રહેવાથી ગન્ધકાર્ય આકસ્મિક બની જાય એ સ્પષ્ટ છે. (न कस्मात् = अकस्मात् यत् जायते तद् आकस्मिकम्) ગન્ધ પૃથ્વીદ્રવ્યમાં જ ઉત્પન્ન થાય આવી વ્યવસ્થા કરનાર (પ્રયોજક) ધર્મ જે છે તે જ કારણતાવચ્છેદક તરીકે સિદ્ધ થશે. એને પૃથ્વીત્વ નામ અપાયું છે ને લાઘવથી એ જાતિ તરીકે સિદ્ધ થાય છે.

*શંકા - જેમ ઘટરૂપનું કપાલરૂપ એ કારણ છે એમ ઘટગન્ધનું કપાલગન્ધ એ કારણ બને. એમાં પણ કપાલ જો સુરભિ હોય તો ઘટ પણ સુરભિ બને, કપાલ જો દુરભિ હોય તો ઘટ પણ દુરભિ બને. પણ હવે જે ઘડો એક સુરભિ અને એક દુરભિ એવા બે કપાલોથી બનાવ્યો હશે એમાં સુગધ માનશો કે દુર્ગંધ ?*

*સમાધાન - કેમ ? બન્ને માનીશું. સુરભિકપાલના ભાગમાં સુગંધ ને દુરભિકપાલના ભાગમાં દુર્ગંધ...*

*શંકા - એનો અર્થ તો એ થાય કે એ ઘટમાં સુગંધ અને દુર્ગન્ધ અવ્યાપ્યવૃત્તિ છે. પણ એ સંભવતું નથી. કારણ કે માત્ર સુરભિકપાલ આરબ્ધ ઘટમાં સુગંધ એ જો વ્યાપ્યવૃત્તિ છે, તો આ ગુણ વ્યાપ્યવૃત્તિજાતીય બની જ ગયો... ને જે ગુણ વ્યાપ્યવૃત્તિ જાતીય હોય તેને અન્યત્ર અવ્યાપ્યવૃત્તિ જાતીય માની શકાય નહીં.*

*સમાધાન - તો પછી એવા સુરભિ-દુરભિકપાલારબ્ધઘટમાં કોઈ જ ગન્ધ ઉત્પન્ન થતી નથી એમ માનીશું...*

*શંકા - અરે ! કપાલમાં ગન્ધ હોય ને તે કપાલથી આરબ્ધ ઘટમાં ગન્ધ ન હોય આવું બને ?*

*સમાધાન - હા, કેમ ન બને ? બંને ગન્ધ એકબીજાનો પ્રતિબંધ કરે તો એક પણ ઉત્પન્ન નહીં થાય. તે આ રીતે - દુરભિકપાલગત દુર્ગન્ધ, સ્વાશ્રયસમવેતત્વ સંબંધથી સુગંધની ઉત્પત્તિ પ્રત્યે પ્રતિબંધક છે. (સ્વ = દુર્ગન્ધ, એનો આશ્રય દુરભિકપાલ, એમાં સમવેત ઘટ. એટલે કે જ્યાં = જે ઘડામાં સ્વાશ્રયસમવેતત્વ સંબંધથી દુર્ગન્ધ રહી હોય ત્યાં = તે ઘડામાં સમવાયસંબંધથી સુગંધ ઉત્પન્ન થઈ શકે નહીં એવો પ્રતિબંધક-પ્રતિબધ્ય ભાવ છે.) એમ સુરભિકપાલગત સુગંધ પણ*

સ્વાશ્રય સમવેતત્વ સંબંધથી દુર્ગન્ધની ઉત્પત્તિ પ્રત્યે પ્રતિબંધક છે. એટલે બંને પ્રકારની ગન્ધનો પ્રતિબંધ થવાથી એક પણ ઉત્પન્ન થતી નથી એમ માનીશું.

શંકા - પણ એવા ઘડાને સુંઘવાથી પણ કંઈક ગન્ધ તો આવે જ છે, એ ગન્ધશૂન્ય હોવાનું કાંઈ પ્રતીત થતું નથી...

સમાધાન - એ તો એના અવયવભૂત કપાલમાં રહેલી ગન્ધનો જ અનુભવ હોય છે. અર્થાત્ સ્વાશ્રયસમવેતત્વ સંબંધથી ઘટમાં રહેલી કપાલગતગન્ધનો જ એ અનુભવ હોય છે.

શંકા - એ બધું તો ચાલો જાણે સમજ્યા. પણ સુરભિદુરભિકપાલારબ્ધ ઘટ નિર્ગન્ધ હોય છે આવું જો સિદ્ધ થયું તો પૃથ્વીનું તમે જે લક્ષણ આપ્યું કે 'ગન્ધવત્ત્વ' એ તો એમાં અવ્યાપ્ત જ થશે ને !

સમાધાન - એના વારણ માટે જાતિઘટિત લક્ષણ કરવું કે - गन्धवदवृत्ति-द्रव्यत्वव्याप्यजातिमत्त्व એ પૃથ્વીનું લક્ષણ છે.

તથા પૃથ્વીત્વજાતિની સિદ્ધિ ગન્ધસમવાયિકારણતાના આવચ્છેદક તરીકે જેમ કરી એમ 'પૃથ્વી'પદ વાચ્યતાના અવચ્છેદક તરીકે પણ થઈ શકે. તે આ રીતે -

*'पृथ्वी'पदवाच्यता किञ्चिद्धर्मावच्छिन्ना वाच्यतात्वात् 'घट'पदवाच्यतावत् वाच्यतावच्छेदकतया.. सिध्यमानो धर्मो जातिरूपश्चेत् तदा लाघवम् એવા લાઘવતર્કની સહાયથી પૃથ્વીત્વ જાતિરૂપે સિદ્ધ થશે અહીં કિરણાવલીકારે આવું જે અનુમાન આપ્યું છે કે पृथिवीत्व जाति, 'पृथिवी' पदवाच्यतावच्छेदकत्वात् તે દુષ્ટ જાણવું... કારણ કે એ રીતે તો, 'अभावत्व जाति, 'अभाव' पदवाच्यतावच्छेदकत्वात् આવા અનુમાન દ્વારા અભાવત્વની પણ જાતિ તરીકે સિદ્ધિ થઈ જાય.*

---

(मु.) न च पाषाणादौ गन्धाभावाद् गन्धवत्त्वमव्याप्तमिति वाच्यम्, तत्रापि गन्धसत्त्वात्, अनुपलब्धिस्त्वनुत्कटत्वेनाप्युपपद्यते, कथमन्यथा तद्भस्मनि गन्ध उपलभ्यते ? भस्मनो हि पाषाणध्वंसजन्यत्वात् पाषाणोपादानोपादेयत्वं सिद्ध्यति । यद्द्रव्य यद्द्रव्यध्वंसजन्य तत् तदुपादानोपादेयमिति व्याप्तेः, दृष्ट चैतत्खण्डपटे महापटध्वंसजन्ये । इत्थ च पाषाणपरमाणो पृथिवीत्वात् तज्जन्यपाषाणस्यापि पृथिवीत्वं, तथा च तस्यापि गन्धवत्त्वे बाधकाभावः ।

---

## (યદ્દ્રવ્યં યદ્દ્રવ્ય.... ઇત્યાદિ નિયમ)

(મુ.) શંકા - પાષાણાદિમાં ગન્ધનો અભાવ હોવાથી ગન્ધવત્ત્વ એવું લક્ષણ અવ્યાપ્ત છે.

સમાધાન - એવી શંકા ન કરવી, કારણ કે પાષાણમાં પણ ગન્ધ રહેલી જ છે.

[ શંકા - જો ગન્ધ રહેલી છે તો ઉપલબ્ધ કેમ નથી થતી ? સમાધાન - ] એની અનુપલબ્ધિ તો અનુત્કટત્વથી પણ સગત કરી શકાય છે. (અર્થાત્ અનુત્કટ છે માટે ઉપલબ્ધ નથી થતી.) (શંકા - એના કરતાં ગન્ધ છે જ નહીં એમ માની લ્યો ને, એમાં લાઘવ છે. સમાધાન -) અન્યથા = જો પાષાણાદિમા ગન્ધ ન હોય તો તેની ભસ્મમા ગન્ધ શી રીતે આવે ? ભસ્મ પાષાણધ્વંસજન્ય હોવાથી પાષાણના ઉપાદાન કારણથી જ ઉપાદેય હોવી સિદ્ધ થાય છે. કારણ કે જે દ્રવ્ય જે દ્રવ્યના ધ્વસથી ઉત્પન્ન થયું હોય છે તે દ્રવ્ય (= ઉત્પન્ન થનાર દ્રવ્ય) તદુપાદાનથી = તે ધ્વસ્ન થનાર દ્રવ્યના ઉપાદાન કારણથી ઉપાદેય = ઉત્પન્ન થનાર હોય છે. (અર્થાત્ એ બને દ્રવ્યોનું ઉપાદાન = સમવાયિકારણ એક જ હોય છે) એવી વ્યાપ્તિ છે. ('આવી વ્યાપ્તિ તમે કયાં જોવા ગ્યા'તા ? તો કે) મોટા કપડાને ફાડવાથી પેદા થયેલા નાના કપડામાં આ જોવા મળે છે. (મોટા કપડાના સમવાયિકારણભૂત તંતુઓમાથી જ નાનું કપડું બન્યું હોય છે એ પ્રત્યક્ષસિદ્ધ છે.) (એટલે પ્રસ્તુતમા પાષાણના ઉપાદાન કારણભૂત જે પરમાણુઓ છે એ જ ભસ્મના પણ ઉપાદાનકારણ છે એમ માનવું જ પડે છે. ભસ્મમાં ગન્ધ પ્રત્યક્ષસિદ્ધ હોવાથી એમાં તો પૃથ્વીત્વ માનવું જ પડે. અને એમાં જો પૃથ્વીત્વ છે તો એના ઉપાદાનકારણભૂત પરમાણુઓમાં પણ પૃથ્વીત્વ માનવું પડે. ને એ જ પરમાણુઓ પાષાણના પણ ઉપાદાનકારણ છે). આ રીતે પાષાણના પરમાણુમાં પૃથ્વીત્વની સિદ્ધિ થાય છે તો તજ્જન્યં પાષાણમાં પણ પૃથ્વીત્વ સિદ્ધ થાય છે. અને તેથી તેમાં (પાષાણાદિમાં) પણ ગન્ધ હોવામાં કોઈ બાધક નથી.

*(વિ.) यद्द्रव्यं यद्द्रव्यध्वसजन्यं तद् तदुपादानोपादेयम् આ વ્યાપ્તિનાં પદોનું પદકૃત્ય વિચારીએ. આમાં વ્યાપ્તિ આવી છે,*

*यस्मिन् यस्मिन् द्रव्ये यद्द्रव्यध्वंसजन्यत्वं [ વ્યાપ્ય ]*

*तस्मिन् तस्मिन् द्रव्ये तदुपादानोपादेयत्वम् [ વ્યાપક ]*

*(૧) આમાં પ્રથમ 'દ્રવ્ય' પદ ન મૂકીએ તો વ્યાપ્યાંશ થશે - यस्मिन् यद्द्रव्यध्वसजन्यत्व... તો ઘટધ્વંસપ્રત્યક્ષ ઘટધ્વંસજન્ય છે. એટલે કે પહેલાં यद्થી આ પ્રત્યક્ષ પકડાશે, બીજા यद्થી ઘટ પકડાશે. પણ પ્રત્યક્ષમાં ઘટોપાદાનોપાદેયત્વ નથી, તેથી વ્યભિચાર, 'દ્રવ્ય' પદ મૂકવાથી એ દૂર થઈ જશે. કારણ કે 'પ્રત્યક્ષ' એ દ્રવ્ય નથી.*

***શંકા*** *- ઘટધ્વંસપ્રત્યક્ષ, ઘટધ્વંસજન્ય છે એ વાત સાચી. પણ એમાં તો ઘટધ્વંસ ધ્વંસત્વેન કારણ ન બનતા વિષયત્વેન કારણ બને છે. (પ્રત્યક્ષ પ્રત્યે વિષય, વિષયત્વેન કારણ હોય છે.) જ્યારે ઉક્તવ્યાપ્તિમાં તો દ્રવ્યધ્વંસને ધ્વંસત્વેન કારણ લેવાનું છે. અર્થાત્ यद्द्रव्य यद्द्रव्यध्वंसत्वावच्छिन्नजनकतानिरूपितजन्यतावद् तत्तदुपादानोपादेयम् આવી વ્યાપ્તિ અભિપ્રેત છે. તેથી ઘટધ્વંસપ્રત્યક્ષને લઈને વ્યભિચાર ન આવી શકે. તો પછી પ્રથમ 'દ્રવ્ય' પદ શા માટે મૂક્યું ?*

***સમાધાન*** *- તો પછી રૂપધ્વંસને લઈને વ્યભિચાર જાણવો. તે આ રીતે - यद्द्रव्यं ન કહેતાં તમે ખાલી 'यद्' કહો છો. તેથી यद् = ઘટરૂપધ્વંસ. यद्द्रव्यध्वसजन्य = घटद्रव्यध्वसजन्य (કારણ કે ઘટધ્વંસ થાય એટલે ઘટરૂપનો પણ નાશ થઈ જ જાય.) એટલે કે ઘટધ્વંસત્વાવચ્છિન્નજનકતાનિરૂપિત જન્યતાવત્ ઘટરૂપધ્વંસ બન્યું. પણ तद् = ઘટરૂપધ્વંસ तदुपादानोपादेय = ઘટોપાદાનોપાદેય નથી તેથી વ્યભિચાર સ્પષ્ટ છે. એના વારણ માટે પ્રથમ દ્રવ્યપદ છે. હવે यद्થી રૂપધ્વંસ લઈ જ નહીં શકાય, કારણ કે એ 'દ્રવ્ય' નથી.*

*(૨) બીજું 'દ્રવ્ય' પદ ન મૂકે તો. . કાયવ્યૂહમાં વ્યભિચાર આવે.*

*ન્યાયમતે એવું માન્યું છે કે મિથ્યાવાસનાનો નાશ થવાથી કૈવલ્ય થાય છે જે સર્વ કર્મોને બાળીને સાફ કરી નાખે છે. ज्ञानाग्नि सर्वकर्माणि भस्मसात् कुरुतेऽर्जुन ! છતાં પ્રારબ્ધ કર્મો તો ઊભાં જ રહે છે. કેમ કે नाभुक्त क्षीयते कर्म कल्पकोटिशतैरपि... આ કર્મોનો નાશ કરવા માટે તે તે કર્મો જે જે સિંહ વગેરેના શરીરોથી ભોગવવા યોગ્ય હોય તે તે બધા શરીરોને એક સાથે યોગબળથી બનાવીને એ કર્મો ભોગવીને નાશ કરાય છે. આવા અનેક (હજારો) શરીર બનાવવા એ 'કાયવ્યૂહ' કહેવાય છે. એટલે આ કાયવ્યૂહ પણ શરીર સમુદાયરૂપ હોવાથી દ્રવ્ય તો છે જ ને એ મિથ્યાવાસનાના ધ્વંસજન્ય છે... ને છતાં મિથ્યાવાસનાના ઉપાદાનથી ઉપાદેય નથી, તેથી વ્યભિચાર. મિથ્યાવાસના એ 'દ્રવ્ય' ન હોવાથી 'દ્રવ્ય' પદ દ્વારા એનું વારણ થાય છે એ જાણવું.*

*(૩) હવે 'ધ્વંસ' પદનું પદકૃત્ય... ધ્વંસ એ એક વિશિષ્ટ પ્રકારનો અભાવ છે, પણ એ ન લેતા માત્ર 'અભાવ' જ લેવામાં આવે તો વ્યભિચાર આવે છે. તે આ રીતે -*

*હવે વ્યાપ્તિ થશે - यद्द्रव्य यद्द्रव्याभावजन्य - तत्तदुपादानोपादेयम्...*

*તો ઘટદ્રવ્ય, પ્રતિબંધક દ્રવ્ય - તોફાની છોકરો - એના અભાવથી જન્ય છે. પણ એ છોકરાના ઉપાદાનથી ઉપાદેય નથી. માટે વ્યભિચાર. . 'ધ્વંસ' પદ લેવાથી એનું વારણ થઈ જાય છે, કારણ કે કાર્ય પ્રત્યે પ્રતિબંધકના અભાવને જ કારણ મનાયું છે, પ્રતિબધકના ધ્વંસને નહીં.*

***શંકા*** *- શાલીગ્રામ = શિવજીનું લિંગ... એનો ધ્વસ કરનારો નરકમાં જઈ નારકીય શરીર મેળવે છે. એટલે કે નારકીય શરીર શાલીગ્રામધ્વસજન્ય છે ને છતા શાલીગ્રામના ઉપાદાનથી ઉપાદેય નથી... માટે વ્યભિચાર...*

***સમાધાન*** *- પ્રસ્તુત વ્યાપ્તિમાં ધ્વંસજન્યત્વ સાક્ષાત્ (અદૃષ્ટાદ્વારા) વિવક્ષિત હોવાથી એ વ્યભિચાર રહેતો નથી. શાલીગ્રામધ્વંસથી દૂરાદૃષ્ટ ઉત્પન્ન થાય છે ને એનાથી પછી નારકીયશરીર પેદા થાય છે.*

*વસ્તુત : આ અદૃષ્ટાદ્વારકત્વ, દ્રવ્યપદદ્વય કે ધ્વંસત્વાવચ્છિન્નજનકતા... આમાંનું કશું જ મૂકવાની જરૂર નથી. માત્ર પરિષ્કૃતવ્યાપ્તિ આ રીતે જોઈએ -*

*यद् यत्प्रतियोगिकध्वसनिष्ठस्वरूपसम्बन्धावच्छिन्नजनकतानिरूपितसमवायसम्बन्धावच्छिन्नजन्यतावत् तद् तदुपादानोपादेयम्   अर्थात्*

*यत्र स्वरूपसम्बन्धेन यद्ध्वस', तत्र समवायसम्बन्धेन यन्नूतनद्रव्यम् तत्तदुपादानोपादेम्... યત્ર = પાષાણ પરમાણુઓમાં સ્વરૂપ સંબંધથી યદ્ = પાષાણનો ધ્વંસ છે, એ જ પરમાણુઓમા સમવાયસંબંધથી નૂતનદ્રવ્ય = ભસ્મ રહી છે. તો ભસ્મ એ પાષાણના ઉપાદાનથી ઉપાદેય છે.*

---

(मु.) नानेति । शुक्लनीलादिभेदेन नानाजातीय रूपं पृथिव्यामेव वर्तते, न तु जलादौ, तत्र शुक्लस्यैव सत्त्वात्, पृथिव्या त्वेकस्मिन्नपि धर्मिणि पाकवशेन नानारूपसम्भवात् । न च यत्र नानारूपं नोत्पन्नं तत्राव्याप्तिरिति वाच्यम्, रूपद्वयवद्वृत्तिद्रव्यत्वव्याप्यजातिमत्त्वस्य विवक्षितत्वात्, रूपनाशवद्वृत्ति-द्रव्यत्वव्याप्य-जातिमत्त्वस्य वा वाच्यत्वात् । वैशेषिकनये पृथिवीपरमाणौ रूपनाशस्य रूपान्तरस्य च सत्त्वात्, न्यायनये घटादावपि तत्सत्त्वाल्लक्षणसमन्वय ।

---

**(નાના રૂપવત્ત્વ)**

(મુ.) શુક્લ-નીલાદિભેદે અનેકવિધ રૂપ પૃથ્વીમાં જ હોય છે, નહીં કે જલાદિમાં, કેમ કે તેમાં (જલાદિમાં) તો શુક્લરૂપ જ હોય છે. પૃથ્વીમાં તો એક જ ધર્મી = વસ્તુમાં પણ પાકવશાત્ અનેક રૂપ સંભવે છે.

શંકા - જ્યાં અનેક રૂપ ઉત્પન્ન નથી થયા તે પટ વગેરેમાં અવ્યાપ્તિ આવશે.

સમાધાન - આવી શંકા ન કરવી, કારણ કે અહીં 'નાનારૂપવત્ત્વ' થી રૂપદ્વયવદ્વૃત્તિ દ્રવ્યત્વવ્યાપ્યજાતિમત્ત્વની વિવક્ષા છે. અથવા તો રૂપનાશવદ્વૃત્તિ દ્રવ્યત્વવ્યાપ્ય જાતિમત્ત્વની વિવક્ષા છે. વૈશેષિક મતે પૃથ્વીના પરમાણુમાં રૂપનાશ અને રૂપાંતર હોય છે. ન્યાયમતે ઘટાદિમાં પણ તે બને સંભવિત હોવાથી લક્ષણસમન્વય જાણવો.

(વિ.) શુક્લ, નીલ, પીત, રક્ત, હરિત, કપીશ અને ચિત્ર... આ રૂપો માત્ર પૃથ્વીમાં જ મળે છે. કાળી માટીમાંથી કાળો ઘડો બન્યો. પાક આપતાં એ લાલ થયો. આમ એકના એક ઘડામાં ભિન્ન-ભિન્નકાળે અનેકરૂપ મળે છે. માટે એ નાનારૂપવાળો બન્યો. (એક કાળે અનેકરૂપ હોય એવું ન બને એ ખ્યાલમાં રાખવું, કારણ કે રૂપ એ વ્યાપ્યવૃત્તિગુણ છે. અનેકરૂપ દેખાતા હોય એ અનેકરૂપ ન કહેવાય પણ એક જ 'ચિત્ર'રૂપ કહેવાય.) જેમાં પાકવશાત્ રૂપાંતરોત્પત્તિ નથી થઈ એ પટ વગેરેમાં અવ્યાપ્તિ સ્પષ્ટ છે. તેથી એનું વારણ કરવા રૂપદ્વયવદ્... ઈત્યાદિ પરિષ્કાર કર્યો. એનો અર્થ - જેમાં કાળક્રમે બે રૂપ ઉત્પન્ન થયેલા હોય એવી (ઘટાદિ) વસ્તુમાં રહેલ દ્રવ્યત્વ વ્યાપ્ય જાતિ... તદ્વત્ત્વ. આવી જાતિ તરીકે પૃથ્વીત્વ આવશે જે પટ વગેરેમાં પણ હોવાથી અવ્યાપ્તિનું વારણ થશે.

*શંકા - આ પરિષ્કૃત લક્ષણમાં 'જાતિ'પદ મૂકવાની શી જરૂર છે? માત્ર ધર્મ લખત તો ચાલી જાત...*

*સમાધાન - રૂપદ્વયવાન્ ઘટ... ઘટમાં રહેલ દ્રવ્યત્વવ્યાપ્યધર્મ પૃથ્વી-જળ અન્યતરત્વ... આ ધર્મ જળમાં પણ હોવાથી અતિવ્યાપ્તિ... તેથી એના વારણ માટે 'જાતિ' શબ્દ જોઈએ. પૃથ્વી-જળ અન્યતરત્વ એ જાતિ ન હોવાથી એ ધર્મ નહીં લઈ શકાય. પૃથ્વીત્વ જ લેવાશે જે જળમાં ન હોવાથી અતિવ્યાપ્તિ નહીં આવે.*

*શંકા - રૂપદ્વયવાન્ ઘટ . એમાં દ્રવ્યત્વવ્યાપ્ય જાતિ જળત્વ પણ કાલિક સંબંધથી રહેલ છે. તદ્વત્ત્વ જળમાં હોવાથી અતિવ્યાપ્તિતાદવસ્થ્યમ્.*

*સમાધાન - રૂપદ્વયવાન્માં રહેલ જે દ્રવ્યત્વવ્યાપ્યજાતિ લેવાની છે તે સમવાયસંબંધથી રહેલ જાતિ જ લેવાની છે, કાલિકાદિ અન્ય સંબંધથી રહેલ નહીં. ને જળત્વ તો ઘટમાં સમવાયસંબંધથી રહેલ નથી. એટલે અતિવ્યાપ્તિ નહીં આવે.*

*શંકા - જો રૂપદ્વયવાન્‌માં સમવાયસંબંધથી રહેલ ધર્મ જ લેવાનો હોય તો પૃથ્વી-જળ અન્યતરત્વ પણ નહીં જ લઈ શકાય. કેમ કે એ તો પૃથિવીભેદવિશિષ્ટજલભેદવિશિષ્ટો ય, તદ્‌ભેદવત્ત્વ રૂપ હોવાથી સ્વરૂપસંબંધથી રહે છે. એટલે દ્રવ્યત્વવ્યાપ્ય ધર્મ લખવા છતાં પણ સમવાયસંબંધથી રહેનાર ધર્મ તરીકે પૃથ્વીત્વ જ લઈ શકાવાથી જળમાં અતિવ્યાપ્તિ આવશે નહીં જ. તો પછી 'જાતિ' પદ શા માટે?*

*સમાધાન - પૃથ્વી-જલસંયોગ, પૃથ્વી-જલોભયત્વ... આ ધર્મો 'ગુણ' હોવાથી સમવાયસંબંધથી રહે છે. એટલે રૂપદ્વયવાન્‌માં સમવાયસંબંધથી રહેલ ધર્મ પૃથ્વી-જળસંયોગ, તદ્‌વત્ત્વ જળમાં પણ હોવાથી અતિવ્યાપ્તિ. તેથી તેવો ધર્મ ન લેતા જાતિ લેવી આવશ્યક છે. શંકા - 'રૂપદ્વય' જે કહો છો, તો રૂપમાં દ્વિત્વ શું છે? સંખ્યારૂપ તો ન લઈ શકાય, કારણ કે 'गुणे गुणानङ्गीकारात्'*

*સમાધાન - 'अपेक्षाबुद्धिविशेषविषयत्व' રૂપ દ્વિત્વ જાણવું.*

*શંકા - વિષયતા તો બુદ્ધિભેદે ભિન્ન ભિન્ન હોય છે. તેથી દ્વિત્વ પણ ભિન્ન ભિન્ન બનવાથી તદ્‌ઘટિતલક્ષણ ગૌરવગ્રસ્ત થશે...*

*સમાધાન - આ જ કારણસર મુક્તાવલીમાં રૂપનાશવદ્‌... ઈત્યાદિ બીજો પરિષ્કાર સૂચવ્યો છે.*

જેમાં રૂપનાશ થયેલો હોય એવી વસ્તુમાં રહેલ જે દ્રવ્યત્વવ્યાપ્યજાતિ, તદ્‌વત્ત્વની વિવક્ષા જાણવી. પાકવશાત્ રક્ત બનેલા ઘડામાં પૂર્વકાલીન શ્યામરૂપનો નાશ થયેલો હોવાથી રૂપનાશવાન્ તરીકે એ ઘટ, તદ્‌વૃત્તિ દ્રવ્યત્વવ્યાપ્યજાતિ પૃથ્વીત્વ. તદ્‌વત્ત્વ રૂપનાશશૂન્ય પટાદિમાં પણ હોવાથી અવ્યાપ્તિ નહીં આવે.

જલીય પરમાણુમાં રૂપનાશ થતો નથી. જલીય અવયવી દ્રવ્યમાં રૂપનાશ થતા પહેલાં દ્રવ્યનાશ થઇ જાય છે. એટલે રૂપનાશવદ્ તરીકે જલીય વગેરે અન્ય કોઇ દ્રવ્ય મળી શકતું ન હોવાથી અતિવ્યાપ્તિ થતી નથી.

વૈશેષિકનય પીલુપાકવાદી છે. પીલુ = પરમાણુ, ઘટ વગેરે અવયવી દ્રવ્ય જ્યાં સુધી અવયવી તરીકે ઊભું છે ત્યાં સુધી એમાં પાક થતો નથી. નિભાડામાં કાચો શ્યામ ઘડો મૂક્યા બાદ અગ્નિસંયોગથી એ ઘડો પરમાણુશઃ નષ્ટ થઇ જાય છે. પછી પરમાણુઓમાં પાક થાય છે ને શ્યામ પરમાણુઓ રક્ત બને છે. પછી પુનઃ એ રક્ત પરમાણુઓમાંથી ઘડો બને છે જે રક્ત હોય છે. આને પીલુપાકવાદ કહેવાય છે. નૈયાયિકો તો કહે છે કે ઘડાને પરમાણુશઃ ખંડિત થઇ જવાની કોઇ જરૂર નથી. એ ઊભો રહે ને શ્યામરૂપનાશ થઈ રક્તરૂપ ઉત્પન્ન થઇ શકે છે. અર્થાત્ ઘડામાં પણ પાક થઈ જ શકે છે. માટે નૈયાયિક **પીઠરપાકવાદી** કહેવાય છે. (પીઠર = ઘડો.)

આમ વૈશેષિક નયે ઘડો રૂપનાશવાન્ કે રૂપાંતરવાન્ તરીકે મળતો નથી. તેથી એ મતે રૂપનાશવાન્ કે રૂપદ્વયવાન્ તરીકે પૃથ્વી પરમાણુ જ મળશે, તદ્‌વૃત્તિ દ્રવ્યત્વવ્યાપ્યજાતિ પૃથ્વીત્વ, તદ્‌વત્ત્વ ઘટ-પટાદિમાં હોઈ લક્ષણસમન્વય. ન્યાયમતે ઘડો પણ તેવો મળશે ને લક્ષણ સમન્વય થશે.

---

(का.) षड्विधस्तु रसस्तत्र गन्धस्तु द्विविधो मतः ॥ ३५ ॥
स्पर्शस्तस्यास्तु विज्ञेयो ह्यनुष्णाशीतपाकजः ।

(मु.) षड्विध इति । [१]मधुरादिभेदेन य. षड्विधो रस स पृथिव्यामेव, जले मधुर एव रस । अत्रापि पूर्ववद्रसद्वयवद्वृत्ति - द्रव्यत्वव्याप्यजातिमत्त्वं लक्षणार्थोऽवसेय । [२]'द्विविध' इति वस्तुस्थितिमात्रं, न तु द्विविधगन्धवत्त्वं लक्षण, द्विविधत्वस्य व्यर्थत्वात् । द्वैविध्यं च सौरभासौरभभेदेन बोध्यम् । [३]**स्पर्श इति** । तस्या = पृथिव्या । अनुष्णाशीतस्पर्शवत्त्व वायावपि वर्तत इत्युक्त पाकजइति । इत्थ च पृथिव्या· स्पर्शोऽनुष्णाशीत इति ज्ञापनार्थ तदुक्त, पाकजस्पर्शवत्त्वमात्रं तु लक्षण, अधिकस्य वैयर्थ्यात् । यद्यपि पाकजस्पर्श पटादौ नास्ति, तथापि पाकजस्पर्शवद्वृत्ति - द्रव्यत्वव्याप्य- जातिमत्त्वमर्थो बोध्य ।

**(કા.) તે પૃથ્વીમાં રસ(= સ્વાદ) છ પ્રકારનો ને ગન્ધ બે પ્રકારની માન્ય છે. તેનો સ્પર્શ અનુષ્ણાશીત-પાકજ જાણવો.**

(મુ.) [1]મધુર વગેરે પ્રકારે જે ષડ્વિધ રસ પ્રસિદ્ધ છે તે પૃથ્વીમાં જ છે, જળમાં માત્ર મધુર રસ જ હોય છે. અહીં પણ પૂર્વવદ્ = રૂપની જેમ રસદ્વયવદ્વૃત્તિ જે દ્રવ્યત્વવ્યાપ્ય જાતિ, તદ્વત્ત્વ એવું લક્ષણ જાણવું. [2](દ્વિવિધગન્ધવત્ત્વ એવું જે કહ્યુ તેમાં) દ્વિવિધ એ (પૃથ્વીમાં બે પ્રકારની ગન્ધ હોય છે એવી) વસ્તુસ્થિતિને જણાવવા માટે જ છે, નહીં કે દ્વિવિધ-ગન્ધવત્ત્વ એવું લક્ષણ છે, કારણ કે 'દ્વિવિધત્વ' વ્યર્થ છે. ગન્ધમાં રહેલુ દ્વૈવિધ્ય સૌરભ-અસૌરભ એવા પ્રકારે જાણવુ. [3]પૃથ્વીનો સ્પર્શ પાકજ અનુષ્ણાશીત હોય છે. અનુષ્ણાશીતસ્પર્શવત્ત્વ વાયુમા પણ હોય છે. માટે 'પાકજ' એમ ભેગું કહ્યું છે. 'પાકજ' કહ્યું એટલે, (અનુષ્ણાશીતસ્પર્શ જે કહ્યો છે તે) પૃથ્વીનો સ્પર્શ અનુષ્ણાશીત હોય છે એમ જણાવવા માટે જ... લક્ષણ તો ખાલી 'પાકજસ્પર્શવત્ત્વ' એટલુ જ જાણવું, કારણ કે અધિક ભાગ વ્યર્થ છે. જો કે પાકજ સ્પર્શ પટાદિમાં નથી, તો પણ પાકજસ્પર્શવદ્વૃત્તિ - દ્રવ્યત્વવ્યાપ્ય-જાતિમત્ત્વં એવો લક્ષણવાક્યનો અર્થ જાણવો.

(વિ.) (૧) મધુર, આમ્લ, લવણ, કટુક, કષાય, તિક્ત આ છ પ્રકારનો રસ પ્રસિદ્ધ છે. અહીં પણ, જેમાં અનેક રસની ઉત્પત્તિ ન થઈ હોય એમાં આવતી અવ્યાપ્તિના વારણ માટે રસદ્વયવાનૂમાં (અથવા રસનાશવાનૂમાં) રહેલ જે દ્રવ્યત્વવ્યાપ્ય જાતિ તદ્વત્ત્વ એવું લક્ષણ જાણવું. આવા દરેક લક્ષણોમાં પૂર્વે કહી ગયા મુજબ દ્રવ્યત્વવ્યાપ્ય = દ્રવ્યત્વન્યૂનવૃત્તિ એવો અર્થ સમજવો. અહીં રસવદ્વૃત્તિ-જલાવૃત્તિ-દ્રવ્યત્વવ્યાપ્ય-જાતિમત્ત્વં આવું લક્ષણ પણ થઈ શકે એ જાણવું.

(૨) ગન્ધ પૃથ્વી સિવાય અન્યત્ર ક્યાંય હોતી નથી. તેથી 'ગન્ધવત્ત્વ' લક્ષણમાં પણ કોઈ દોષ રહેતો ન હોવાથી એ જ લક્ષણ છે. 'દ્વિવિધ' જે કહ્યું છે તે માત્ર સ્વરૂપ જણાવવા માટે છે. અતિવ્યાપ્તિના વારણ માટે વિશેષણ મૂકાતું હોય છે. અહીં દ્વિવિધ એવું વિશેષણ ન મૂકીએ તો પણ અતિવ્યાપ્તિ આવતી નથી. માટે એ વ્યર્થ છે.

(૩) પાકજ સ્પર્શ માત્ર પૃથ્વીમાં જ હોય છે. તેથી 'પાકજસ્પર્શવત્ત્વ' આટલું જ લક્ષણ આવશ્યક છે. માત્ર અનુષ્ણાશીતસ્પર્શ લખે તો એ તો વાયુમાં પણ છે. તેથી 'પાકજ' તો લખવું જ પડે છે. ને એ લખવાથી 'અનુષ્ણાશીત' લખવાની જરૂર રહેતી નથી. માટે એ ભાગ વ્યર્થ છે, લક્ષણઘટક નથી, માત્ર સ્વરૂપદર્શક છે.

ક્યાંક શીતસ્પર્શ અનુભવાય તો સમજવું કે એમાં સમાવિષ્ટ જલભાગનો છે.

ક્યાંક ઉષ્ણ સ્પર્શ અનુભવાય તો સમજવું કે એમાં સમાવિષ્ટ તેજસ ભાગનો છે.

*એટલે પૃથ્વીનો સ્પર્શ તો અનુષ્ણાશીત જ હોય છે એમ સ્વરૂપ જાણવું માત્ર સ્વરૂપદર્શક (વ્યભિચારાવારક) એવા પણ આ વિશેષણને જો લક્ષણમા પ્રવિષ્ટ કરીએ, તો લક્ષણના પ્રયોજનરૂપ જે ઇતરભેદાનુમિતિ છે તેમાં હેતુ હેત્વાભાસ બની જાય. તે આ રીતે - અનુમાન પ્રયોગ આવો થશે કે*

*पृथिवी स्वेतरभेदवती अनुष्णाशीतपाकजस्पर्शवत्त्वात्*

*હવે આ અનુમિતિ તો,*

*पृथिवी स्वेतरभेदवती पाकजस्पर्शवत्त्वात् આટલા જ હેતુથી થઇ શકતી હતી. એટલે अनुष्णाशीत- पाकजस्पर्शवत्त्व આવો જે હેતુ હતો તે વ્યર્થ વિશેષણ ઘટિત થવાથી વ્યાપ્યત્વાસિદ્ધ - દુષ્ટ બનશે. એટલે લક્ષણ તો માત્ર 'પાકજસ્પર્શવત્ત્વ' આટલું જ જાણવું.*

*આમાં 'સ્પર્શ' ન લખતાં માત્ર 'ગુણ' લખે, તો 'પાકજગુણવત્ત્વ' લક્ષણ થાય જેની તેજમાં અતિવ્યાપ્તિ થાય છે. પાક = અગ્નિસયોગ. તજ્જન્ય દ્રવત્વગુણ તેજમાં (= દ્રુતસુવર્ણાદિમા) હોય છે.*

(का.) नित्याऽनित्या च सा द्वेधा नित्या स्यादणुलक्षणा ॥ ३६ ॥
अनित्या तु तदन्या स्यात्सैवावयवयोगिनी ।

(मु.) नित्येति । सा पृथिवी द्विविधा, नित्याऽनित्या चेत्यर्थ. । अणुलक्षणा = परमाणुरूपा पृथिवी नित्या ॥ ३६ ॥ तदन्या = परमाणुभिन्ना पृथिवी द्व्यणुकादिरूपा सर्वाऽप्यनित्येत्यर्थ. । सैव = अनित्या पृथिव्येवावयववतीत्यर्थ. ।

---

**(કા.) તે પૃથ્વી નિત્ય અને અનિત્ય એમ બે પ્રકારે છે. એમાં પરમાણુ રૂપ પૃથ્વી નિત્ય છે. તેનાથી ભિન્ન પૃથ્વી = દ્વ્યણુકાદિરૂપ બધી પૃથ્વી અનિત્ય છે. તે અનિત્ય પૃથ્વી જ અવયવવાળી છે.**

(મુ.) (કારિકા જેવો જ અર્થ જાણવો.)

(વિ.) નિત્યત્વ = પ્રાગભાવાપ્રતિયોગિત્વે સતિ ધ્વંસાપ્રતિયોગિત્વમ્...

છતાં લાઘવ કરવું હોય તો,

ध्वंसभिन्नत्वे सति ध्वंसाप्रतियोगित्वं नित्यत्वम् એવું લક્ષણ જાણવું.

---

(मु.) नन्वयविनि किं मानम् ? परमाणुपुञ्जैरेवोपपत्ते । न च परमाणूनामतीन्द्रियत्वाद् घटादीना प्रत्यक्षं न स्यादिति वाच्यम्, एकस्य परमाणोरप्रत्यक्षत्वेऽपि तत्समूहस्य प्रत्यक्षत्वसंभवात्, यथैकस्य केशस्य दूरेऽप्रत्यक्षत्वेऽपि तत्समूहस्य प्रत्यक्षत्वम् । न चैको घट. स्थूल इति बुद्धेरनुपपत्तिरिति वाच्यम्, एको महान् धान्यराशिरितिवदुपपत्ते ।

---

### (પરમાણુપુંજ વાદી બૌદ્ધનો પૂર્વપક્ષ)

(મુ.) અવયવી માનવામાં શું પ્રમાણ છે ? કારણ કે પરમાણુપુંજ (માની લેવાથી જ અવયવી તરીકે અભિપ્રેત ઘટાદિની) સંગતિ થઈ જાય છે. [1]"પરમાણુઓ અતીન્દ્રિય હોવાથી ઘટાદિનું પ્રત્યક્ષ નહીં થાય" એવી શંકા ન કરવી, કારણ કે એક પરમાણુ અપ્રત્યક્ષ હોવા છતાં તેનો સમૂહ પ્રત્યક્ષ હોય શકે છે. જેમ દૂર રહેલ એક વાળ દેખાતો નથી, પણ એનો સમૂહ દેખાય છે. "આ એક મોટો ઘડો - એવી બુદ્ધિ અસંગત ઠરશે" એવી પણ દલીલ ન કરવી, કેમ કે "એક મોટો ધાન્યનો ઢગલો" એવી બુદ્ધિની જેમ એની પણ સંગતિ થઇ શકે છે.

(વિ.) બૌદ્ધોએ ચાર જાતના પરમાણુઓ માનેલા છે.

| | | | |
|---|---|---|---|
| 1 | ખર... | ગંધ, રસ, રૂપ, સ્પર્શવાળા | આનો સંઘાત એ પૃથ્વી. |
| 2. | સ્નેહ... | રસ, રૂપ, સ્પર્શવાળા | આનો સંઘાત એ જળ. |
| 3. | ઔષ્ણ્ય... | રૂપ, સ્પર્શવાળા | આનો સંઘાત એ તેજ. |
| 4. | ઈરણ... | સ્પર્શવાળા | આનો સંઘાત એ વાયુ. |

ઘડા જેવું કોઇ સ્વતંત્ર અવયવી દ્રવ્ય નથી. પણ પાર્થિવ પરમાણુઓનો વિશિષ્ટ પુંજ એ જ લોકમાં 'ઘડા' તરીકેનો વ્યવહાર પામે છે. પરમાણુઓનો વિલક્ષણ સંયોગ એ પુંજ છે. આવા પુંજથી જ, કહેવાતા ઘડાની સંગતિ થઇ જાય છે તો નવું સ્વતંત્ર અવયવી દ્રવ્ય માનવાનું ગૌરવ શા માટે વહોરવું જોઈએ ?

(૧) **શંકા** - પરમાણુ અતીન્દ્રિય હોવાથી એનો સમુદાય (પુંજ) પણ અતીન્દ્રિય રહેવાના કારણે ઘડા વગેરેનું ક્યારેય પ્રત્યક્ષ નહીં થવાની આપત્તિ આવશે.

**સમાધાન** - દૂર રહેલો એક વાળ જેમ દેખાતો ન હોવા છતાં વાળનો ઢગલો પડ્યો હોય તો દેખાય છે એમ પરમાણુ અપ્રત્યક્ષ હોવા છતાં પરમાણુપુંજ પ્રત્યક્ષ હોવો સંભવિત છે.

શંકા - ઘડા જેવું અવયવી દ્રવ્ય માનીએ તો તો એ એક ને મોટો માની જ શકાય છે. પણ હવે જો ખાલી પરમાણુઓ જ માનવાના હોય તો તો તે અનેક હોવાથી ને સૂક્ષ્મ હોવાથી એકત્વ ને સ્થૂલત્વની બુદ્ધિ શી રીતે થાય ? એટલે एको घट. स्थूल આવી જે પ્રતીતિ થાય છે એની સંગતિ શી રીતે કરશો ?

સમાધાન - જેમ ધાન્યનો ઢગલો કર્યો હોય તો ત્યાં કોઈ એક અવયવી ન હોવા છતાં ને અનેક નાના નાના દાણા જ હોવા છતાં 'એક મોટો ઢગલો' આવી બુદ્ધિ થાય છે એ રીતે જ પ્રસ્તુતમાં પણ સમજવું...

---

(मु.) मैवम्, परमाणोरतीन्द्रियत्वेन तत्समूहस्यापि प्रत्यक्षत्वाऽयोगात्, दूरस्थकेशस्तु नातीन्द्रिय', सन्निधाने तस्यैव प्रत्यक्षत्वात् । न च तदानी दृश्यपरमाणुपुञ्जस्योत्पन्नत्वान्न प्रत्यक्षत्वेऽपि विरोध इति वाच्यम्, अदृश्यस्य दृश्यानुपादत्वात्, अन्यथा चक्षुरुष्मादिसन्तते. कदाचिद् दृश्यत्वप्रसङ्गात् । न चातितप्ततैलादौ कथमदृश्यदहनसन्ततेर्दृश्यदहनोत्पत्तिरिति वाच्यम्, तत्र तदन्त पातिभिर्दृश्यदहनावयवै स्थूलदहनोत्पत्तेरुपगमात् । न चाऽदृश्येन द्व्यणुकेन कथं दृश्यत्रसरेणोरुत्पत्तिरिति वाच्यम्, [१]यतो न दृश्यत्वमदृश्यत्व वा कस्यचित्स्वभावादाचक्ष्महे, किन्तु महत्त्वोद्भूतरूपादिकारणसमुदायवतो दृश्यत्व, तदभावे चादृश्यत्वम् । तथा च त्रसरेणोर्महत्त्वात्प्रत्यक्षत्व, न तु द्व्यणुकादे., तदभावात् । [२]न हि त्वन्मतेऽपि सम्भवतीद, परमाणौ महत्त्वाभावात् ।

---

### (નૈયાયિકનો ઉત્તરપક્ષ )

(મુ.) બૌદ્ધે કરેલો પૂર્વપક્ષ બરાબર નથી. કારણ કે પરમાણુ અતીન્દ્રિય હોવાથી એનો સમૂહ પણ પ્રત્યક્ષને અયોગ્ય જ રહે છે. (દૂરસ્થકેશનું દૃષ્ટાંત અનુચિત છે, કારણ કે દાર્ષ્ટાન્તિક પરમાણુ અતીન્દ્રિય છે.) દૂરસ્થકેશ કાંઈ અતીન્દ્રિય નથી, કેમ કે એ જ કેશ નજીકમાં દેખાય છે. (એક પરમાણુને ગમે એટલો નજીક લાવો, એ ન દેખાય તે ન જ દેખાય )

બૌદ્ધ - (એક-એક પરમાણુ અપ્રત્યક્ષ હોવા છતાં જ્યારે ઘટાદિની ઉત્પત્તિનો વ્યવહાર થાય છે) ત્યારે એમાંથી દૃશ્યપરમાણુપુંજ ઉત્પન્ન થયો હોવાથી એ પ્રત્યક્ષ હોવામાં કોઈ વિરોધ નથી.

નૈયાયિક - આવી દલીલ ન કરવી, કારણ કે અદૃશ્ય (એવા પરમાણુઓ) દૃશ્ય (એવા પુંજનું) ઉપાદાન કારણ બની શકે નહીં. નહીંતર તો કયારેક ચક્ષુ-ઉષ્મા વગેરેની સંતતિ પણ (દૃશ્યક્ષણને ઉત્પન્ન કરી) દૃશ્ય બની જવી જોઈએ.

બૌદ્ધ - અતિતપ્તતેલમાં (અગ્નિ હોવા છતાં દેખાતો નથી. પણ એના પર પાણી છાંટતા તરત ભડકો થાય છે. તો) અદૃશ્યદહન સન્તતિમાથી દૃશ્યદહનની ઉત્પત્તિ થઇ ને ! (માટે અદૃશ્ય એ દૃશ્યનું ઉપાદાન ન હોય એવી વાત બરાબર નથી.)

નૈયાયિક - (અતિતપ્તતેલમાં અદૃશ્ય દહન હોય છે આ જ તમારી મોટી ભ્રમણા છે. કારણ કે ત્યાં તો ચૂલામાં રહેલા અગ્નિના દૃશ્ય કણ જે) તે અતિતપ્તતેલમા અંત:પ્રવિષ્ટ હોય છે એ દૃશ્યદહન અવયવોથી જ સ્થૂલદહન ઉત્પન્ન થાય છે. (એટલે અદૃશ્યદહન દૃશ્યદહનનું ઉપાદાન બન્યું એવું કાઈ છે નહીં ને તેથી 'અદૃશ્યમાંથી દૃશ્ય ઉત્પન્ન ન જ થાય' એવો નિયમ માનવો જ પડશે.)

બૌદ્ધ - (તો પછી) અદૃશ્ય દ્વયણુકમાંથી દૃશ્ય ત્રસરેણુ (= ત્ર્યણુક) શી રીતે ઉત્પન્ન થાય છે ?

નૈયાયિક - [૧]અમે કોઈ વસ્તુને સ્વભાવથી દૃશ્ય કે અદૃશ્ય નથી કહેતાં, કિંતુ મહત્ત્વ, ઉદ્ભૂતરૂપ વગેરે કારણસમુદાય હોય તો દૃશ્ય, ને ન હોય તો અદૃશ્ય... એમ કહીએ છીએ. ત્રસરેણુમાં મહત્ત્વ હોવાથી પ્રત્યક્ષત્વ છે. દ્વયણુકાદિમાં પ્રત્યક્ષત્વ નથી, કારણ કે તદ્ = મહત્ત્વ નથી. [૨]પણ તમારા મતે આવી સંગતિ સંભવતી નથી, કારણ કે પરમાણુમા મહત્ત્વ હોતું નથી.

(વિ.) (૧) એટલે અદૃશ્ય સ્વભાવવાળા દ્વયણુકમાંથી દૃશ્યસ્વભાવવાળા ત્ર્યણુક ઉત્પન્ન થાય છે એવું અમે કહેતા જ નથી. જેમાં મહત્ત્વ ને ઉદ્ભૂતરૂપ બંને હોય તે દૃશ્ય ને જેમાં એ બેમાંથી એકાદ પણ ન હોય તે અદૃશ્ય.

ઉષ્મામાં મહત્ત્વ છે પણ ઉદ્ભૂત રૂપ નથી, માટે અદૃશ્ય...

દ્વ્યણુકમાં ઉદ્ભૂત રૂપ છે, પણ મહત્ત્વ નથી, માટે અદૃશ્ય...

ત્ર્યણુકમાં બંને છે, માટે દૃશ્ય.

[ **બૌદ્ધ** - આનો અર્થ એ થયો કે દ્વ્યણુક હતા ત્યાં સુધી મહત્ત્વ ન હોવાથી અદૃશ્ય, ને ત્ર્યણુક બન્યા એટલે મહત્ત્વ આવી જવાથી દૃશ્ય. તો આ રીતે અમે પણ કહીશું કે પરમાણુ સ્વતંત્ર હોય ત્યાં સુધી મહત્ત્વ ન હોવાથી અદૃશ્ય, ને એનો પુંજ થયો એટલે મહત્ત્વ આવી જવાથી દૃશ્ય. ]

(૨) **નૈયાયિક** - અમારે ત્ર્યણુક એટલે એક નવું સ્વતંત્ર અવયવી દ્રવ્ય છે જેમાં મહત્ત્વ આવી શકે છે. તમારે તો આવું કોઈ એક નવું સ્વતંત્ર અવયવી દ્રવ્ય માનવાનું નથી. માત્ર પરમાણુઓ જ માનવાના છે. એમાંથી કશું નવું બનેલું માનવાનું નથી. ને પરમાણુઓમાં તો મહત્ત્વ છે નહીં. એટલે એમાં દૃશ્યત્વ ઘટાવી શકાય નહીં.

એટલે ઘટ વગેરે જે પ્રત્યક્ષથી જ દેખાય છે એ જ અવયવીને માનવામાં પ્રમાણ છે એ જાણવું...

---

(મુ.) इत्थं चावयविसिद्धौ तेषामुत्पादविनाशयोः प्रत्यक्षसिद्धत्वादनित्यत्वम् । [१]तेषां चावयवावयवधाराया अनन्तत्वे मेरुसर्षपयोरपि साम्यप्रसङ्गः, अतः क्वचिद्विश्रामो वाच्यः, [२]यत्र तु विश्रामस्तस्यानित्यत्वेऽसमवेत(भाव)कार्योत्पत्तिप्रसङ्गात् तस्य नित्यत्वम् । [३]महत्परिमाणतारतम्यस्य गगनादौ विश्रान्तत्वमिवाऽणुपरिमाणतारतम्यस्यापि क्वचिद्विश्रान्तत्वमस्तीति तस्य परमाणुत्वसिद्धिः । [४]न च त्रसरेणावेव विश्रामोऽस्त्विति **वाच्यम्**, 'त्रसरेणुः सावयवः, चाक्षुषद्रव्यत्वात्, घटवद्' इत्यनुमानेन तदवयवसिद्धौ, 'त्रसरेणोरवयवाः सावयवाः महदारम्भकत्वात्, कपालवद्' इत्यनुमानेन तदवयवसिद्धेः । न चेदमप्रयोजकं, अपकृष्टमहत्त्वं प्रत्यनेकद्रव्यवत्त्वस्य प्रयोजकत्वात् । न **चैवं**क्रमेण तदवयवधाराऽपि सिद्ध्येदिति वाच्यं, अनवस्थाभयेन तदसिद्धेरिति ।

---

**(પરમાણુ સિદ્ધિ)**

(મુ.) આમ ઘટાદિ અવયવી સિદ્ધ થવા પર (અને) એના ઉત્પાદ-વિનાશ પ્રત્યક્ષસિદ્ધ હોવાથી એ અનિત્ય હોવા સિદ્ધ થાય છે. [૧]તે અવયવીઓના અવયવ, એના અવયવ... એમ અવયવની ધારાને જો અંત વિનાની અનંત માનવાની હોય તો મેરુ અને સરસવ... બંને એક સરખા થઈ જવાની આપત્તિ આવે. (એ ન આવે એ) માટે ક્યાંક અવયવધારાનો અંત માનવો જોઈએ. (અર્થાત્ આગળ અવયવ હોતા નથી એમ માનવું જોઈએ.) [૨]જ્યાં વિશ્રામ આવે તેને અનિત્ય માનવામાં અસમવેતભાવકાર્યની ઉત્પત્તિ માનવાની આપત્તિ આવતી હોવાથી એને નિત્ય માનવામાં આવે છે. [૩]મહત્પરિમાણનું તારતમ્ય જેમ ગગનાદિમાં વિશ્રાંત થયું છે એમ અણુપરિમાણના તારતમ્યને પણ ક્યાંક વિશ્રાંત થયેલું માનવુ જોઈએ. તેથી એ પરમ-અણુ = પરમાણુ તરીકે સિદ્ધ થાય છે. [૪]"ત્રસરેણુમા જ અવયવધારાનો વિશ્રામ માની લ્યો ને !" એમ ન કહેવું, કારણ કે "ત્રસરેણુ, સાવયવ હોય છે, કારણ કે ચાક્ષુષદ્રવ્ય છે, જેમ કે ઘડો" એવા અનુમાનથી ત્રસરેણુના અવયવ સિદ્ધ થવા પર, 'ત્રસરેણુના અવયવો સાવયવ હોય છે, કારણ કે મહદારંભક હોય છે, જેમ કે કપાલ' એવા અનુમાનથી એના અવયવની સિદ્ધિ થાય છે. આ અપ્રયોજક પણ નથી, કારણ કે અપકૃષ્ટમહત્ત્વ પ્રત્યે અનેકદ્રવ્યવત્ત્વ પ્રયોજક છે. "આ રીતે તો તે અંતિમ અવયવોની પણ અવયવધારા સિદ્ધ થશે" એમ ન કહેવું, કારણ કે અનવસ્થાનો ભય હોવાથી એ સિદ્ધ થતી નથી.

(વિ.) (૧) ઘટના અવયવ કપાલ, કપાલના અવયવ કપાલિકા... એમ ત્ર્યણુકના અવયવ દ્વ્યણુક, દ્વ્યણુકના અવયવ પરમાણુ... પરમાણુના અવયવ કોણ ? જો હજુ આગળ એના અવયવ, એના અવયવ... એમ અંત વિનાની ધારા જ માન્યા કરવાની હોય તો મેરુના પણ અનંત અવયવ ને સરસવના પણ અનંત અવયવ... બંને સરખા જ થઇ જાય ને ! (જેના અવયવો ઓછા... અર્થાત્ જલ્દી પૂરા થઇ જાય - અંત આવી જાય એ નાનું, ને

જેના અવયવો વધારે... અર્થાત્ જલ્દી પૂરા ન થાય - જલ્દી અંત ન આવે એ મોટું... એમ કહી શકાય. પણ હવે તો કોઇના પૂરા જ નથી થતા... માટે કોઇને નાનું-મોટુ ન કહી શકાવાથી સરખા કહેવા પડે.)

પણ એ બંને સરખા નથી એ તો પ્રત્યક્ષસિદ્ધ છે માટે અવયવધારાનો ક્યાંક વિશ્રામ માનવો પડે. અર્થાત્ છેલ્લો અવયવ એવો માનવાનો કે હવે એના કોઇ અવયવ નથી, એ નિરવયવ છે.

(૨) હવે આ નિરવયવ અવયવ નિત્ય છે કે અનિત્ય ?

જો અનિત્ય હોય તો એને કાર્યરૂપ માનવો પડે. દ્રવ્યાત્મક કાર્ય પોતાના અવયવોમાં સમવેત હોય છે. પણ આના તો કોઇ અવયવો છે નહીં. તેથી અસમવેત ભાવકાર્ય ઉત્પન્ન થયું એવું માનવું પડે જે અનુચિત છે. (માત્ર ધ્વંસાત્મક કાર્ય જ અસમવેત હોય છે.) તેથી એ વિશ્રામ સ્થાનને નિત્ય માનવામાં આવે છે.

(૩) **પ્રશ્ન :** હવે આ નિત્ય ચરમ અવયવનું પરિમાણ કેવું માનવું ?

**ઉત્તર -** ત્ર્યણુક, ચતુરણુક, પંચાણુક... વગેરે ક્રમે વધતાં વધતાં મહત્ પરિમાણ છેવટે પરમમહત્-પરિમાણમાં વિશ્રામ પામે છે, એટલે કે એનાથી વધારે મોટું કોઇ પરિમાણ નથી. તેમ અણુ પરિમાણનો (સૂક્ષ્મ પરિમાણની સૂક્ષ્મતા તરફ) પણ કોઈ વિશ્રામ હોવો જોઈએ. આ વિશ્રામવાળું પરમ અણુ પરિમાણ એ જ 'પરમાણુ પરિમાણ' થયું.

(૪) **શંકા -** અવયવધારાની વિશ્રાંતિ પરમાણુમાં માની છે એના કરતાં ત્રસરેણુમાં જ માની લ્યો ને ! એટલે કે ત્ર્યણુકને જ નિરવયવ માની લ્યો ને ! તેથી પરમાણુ અને દ્વ્યણુકની કલ્પના નહીં કરવી પડવાનું લાઘવ થશે.

**સમાધાન -** ત્રસરેણુ પ્રત્યક્ષ છે એના આધારે એવા અનુમાન થાય છે જેથી દ્વ્યણુક અને પરમાણુ સિદ્ધ થાય છે.

(1) त्रसरेणु सावयव चाक्षुपद्रव्यत्वात् घटवद्

ચક્ષુજન્યપ્રત્યક્ષનો જે વિષય હોય તે 'ચાક્ષુષ' કહેવાય. તેથી રૂપ વગેરે પણ 'ચાક્ષુષ' છે. એમાં વ્યભિચારના વારણ માટે 'દ્રવ્યત્વ' લખ્યુ. આત્મા પણ માનસપ્રત્યક્ષનો વિષય બને છે, એમાં વ્યભિચાર રોકવા ચાક્ષુષ લખ્યું.

આ રીતે ત્રસરેણુના જે અવયવો (દ્વ્યણુક) સિદ્ધ થયા તે પણ સાવયવ હોય છે એ હવે સિદ્ધ કરે છે.

(2) त्रसरेणोरवयवा सावयवा, महदारम्भकत्वात्, कपालवत्

ત્ર્યણુક મહત્ છે, દ્વ્યણુક એ મહત્‌ના જનક - મહદારભક છે, માટે દ્વ્યણુક સાવયવ હોવા જોઈએ. જેમ કે મહત્ એવા ઘટના આરંભક કપાલ.

આમ દ્વ્યણુકના અવયવ તરીકે પરમાણુ સિદ્ધ થાય છે.

**પ્રશ્ન -** એમ તો હજુ પણ અનુમાન થશે કે -

परमाणु सावयव महदारम्भकारम्भकत्वात् कपालिकावत्

જેમ, ઘડો-મહત્, કપાલ-મહદારંભક, કપાલિકા મહદારભકારંભક... ને છતાં સાવયવ છે, તેમ ત્ર્યણુક-મહત્, દ્વ્યણુક-મહદારંભક, પરમાણુ-મહદારભકારંભક.

માટે પરમાણુ પણ સાવયવ છે એમ સિદ્ધ થશે.

**ઉત્તર -** તમારુ અનુમાન અપ્રયોજક હોવાથી પરમાણુ સાવયવ સિદ્ધ થતા નથી.

**પ્રશ્ન -** એમ તો તમારું અનુમાન પણ અપ્રયોજક છે...

**ઉત્તર -** ના, કારણ કે અપકૃષ્ટમહત્ત્વ પ્રત્યે અનેકદ્રવ્યવત્ત્વ એ પ્રયોજક છે. એટલે અનેકદ્રવ્યવત્ત્વ જો માનવામા ન આવે તો ત્ર્યણુકમાં અપકૃષ્ટમહત્ત્વ જ આવી ન શકે. આમ અનુકૂલતર્ક હોવાથી અમારો હેતુ

અપ્રયોજક નથી. આમાં અનેકદ્રવ્યવત્ત્વ = સમવેતસમવેતવૃત્તિત્વ. એટલે, દ્વ્યણુક જો સાવયવ હોય તો જ પ્રથમ 'સમવેત'પદથી પકડી શકાય. ને એવા દ્વ્યણુકો જો ત્ર્યણુકના અવયવરૂપ હોય તો જ બીજા 'સમવેત'પદથી ત્ર્યણુક પકડી શકાય. અને તો આવું સમવેત સમવેતવૃત્તિત્વ રૂપ અનેકદ્રવ્યવત્ત્વ ત્ર્યણુકમાં આવી શકે. તેથી ત્ર્યણુકના અવયવો (દ્વ્યણુક) તથા એ અવયવોના પણ અવયવો તરીકે પરમાણુની સિદ્ધિ થાય છે.

**શંકા** - જેમ ત્ર્યણુકને સમવેતસમવેતવૃત્તિ કહી પરમાણુ સુધી પહોંચ્યા, તેમ દ્વ્યણુકને પણ સમવેતસમવેત-વૃત્તિ કહી પરમાણુના પણ અવયવ સિદ્ધ કરો ને !

**સમાધાન** - એ રીતે માન્યા કરવામાં અનવસ્થા ચાલવાનો ભય હોવાથી એ સિદ્ધ થતા નથી.

---

(का.) सा च त्रिधा भवेद्देहमिन्द्रियं विषयस्तथा ॥ ३७ ॥

योनिजादिर्भवेद्देह इन्द्रियं घ्राणलक्षणम् ।

(मु.) **सा चेति** । सा = कार्यरूपा पृथिवी त्रिविधा, शरीरेन्द्रियविषयभेदादित्यर्थ. ॥३७॥ तत्र देह-मुदाहरति - **योनिजादिरिति** । **योनिजमयोनिजं** चेत्यर्थ । योनिजमपि द्विविध जरायुजमण्डजं चेति । जरायुजं मानुषादीनां, अण्डज सर्पादीनाम् । अयोनिजं स्वेदजोद्भिज्जादिकम् । स्वेदजा· कृमिदंशाद्या· । उद्भिज्जा -तरुगुल्माद्या । नारकिणा शरीरमप्योनिजम् ।

---

**(અનિત્ય પૃથ્વીના ૩ પ્રકાર)**

**(કા.) તે (અનિત્ય પૃથ્વી) ત્રણ પ્રકારે છે - દેહ, ઇન્દ્રિય તથા વિષય. યોનિજ વગેરે પ્રકારે દેહ છે, ને ઘ્રાણ સ્વરૂપ ઇન્દ્રિય છે.**

(મુ.) તે કાર્યરૂપપૃથ્વી શરીર, ઇન્દ્રિય અને વિષયભેદે ત્રણ પ્રકારની છે. તેમાં દેહનુ ઉદાહરણ આપે છે. પાર્થિવ-દેહ બે પ્રકારે છે. યોનિજ અને અયોનિજ... યોનિજ દેહના પણ બે પ્રકાર છે. જરાયુજ અને અંડજ. મનુષ્યાદિનું જરાયુજ ને સર્પાદિનું અંડજ શરીર હોય છે. અયોનિજના સ્વેદજ-ઉદ્ભિજ્જ વગેરે પ્રકાર છે. કૃમિદંશ વગેરે સ્વેદજ શરીરના ઉદાહરણ છે ને તરુ-ગુલ્માદિ ઉદ્ભિજ્જ શરીરના ઉદાહરણ છે. નારકીઓનુ શરીર પણ અયોનિજ હોય છે.

---

(मु.) न च मानुषादिशरीराणां पार्थिवत्वे कि मानमिति वाच्यम्, [१]गन्धादिमत्त्वस्यैव प्रमाणत्वात् । न च [२]क्लेदोष्मादेरुपलम्भादाप्यत्वादिकमपि स्यादिति वाच्यम्, [३]तथा सति जलत्वपृथिवीत्वादिना सकरप्रसङ्गात् । [४]न च तर्हि जलीयत्वादिकमेवास्तु, न तु पार्थिवत्वमिति वाच्यम्, [५]क्लेदादीनां विनाशेऽपि शरीरत्वेन प्रत्यभिज्ञानात्, गन्धाद्युपलब्धेश्च पृथिवीत्वसिद्धे , तेन पार्थिवादिशरीरे जलादीना निमित्तत्वमात्रं बोध्यम् ।

---

(મુ.) **શંકા** - મનુષ્યાદિનુ શરીર પાર્થિવ હોય છે એમાં શું પ્રમાણ છે ?

[૧]**સમાધાન** - કેમ ? ગંધાદિમત્ત્વ જ એમા પ્રમાણ છે.

**શંકા** - એમ તો એ શરીરમાં [૨]ભીનાશ-ઉષ્મા વગેરે પણ જણાતા હોવાથી આપ્યત્વાદિ (જલીયત્વાદિ) પણ માનવા પડશે.

[૩]**સમાધાન** - તો પછી જલત્વ-પૃથ્વીત્વ વગેરેનું સાંકર્ય થવાની આપત્તિ આવે.

[૪]**શંકા** - તો પછી જલીયત્વાદિ જ માનો, નહીં કે પાર્થિવત્વ...

[૫]**સમાધાન** - ના, કેમ કે ક્લેદાદિનો નાશ થયા પછી પણ શરીર તરીકે પ્રત્યભિજ્ઞાન થાય છે તથા એ વખતે પણ ગંધાદિની ઉપલબ્ધિ હોવાથી પૃથ્વીત્વ સિદ્ધ થાય છે. તેથી પાર્થિવાદિ શરીરમાં જલાદિ માત્ર નિમિત્તકારણ છે એમ જાણવું.

(વિ.) (૧) અર્થાત્ માનુષાદિશરીર પાર્થિવ, ગન્ધમત્ત્વાત્, ઘટવદ્ એવું ગંધમત્ત્વ હેતુક અનુમાન જ એ પાર્થિવ હોવામાં પ્રમાણ છે.

(૨) આમાં પ્રમાણ - मानुषादिशरीरं जलीय, क्लेदोपलब्धे., करकावत्

(૩) સાંકર્ય આ રીતે - ઘડામાં પૃથ્વીત્વ છે, જલત્વ નથી.
પાણીમાં જલત્વ છે, પૃથ્વીત્વ નથી.

અને મનુષ્યના શરીરમાં પૃથ્વીત્વ-જલત્વ બંને છે. તેથી આ બે વચ્ચે સાંકર્ય થવાથી એને જાતિ નહીં માનવાની આપત્તિ આવે.

(૪) શંકા - મનુષ્યનું શરીર પાંચભૂતનું બનેલું કહેવાય છે. છતાં, આ સાંકર્ય ન આવે એ માટે તમે એમાં માત્ર પૃથ્વીત્વ માની શેષ જલીયત્વાદિનો નિષેધ કરવા માગો છો... તો એના કરતાં પૃથ્વીત્વનો નિષેધ કરી જલીયત્વાદિ જ માનો ને...

(૫) સૂકાઈ ગયેલા કલેવરમાં પણ 'આ એ જ શરીર છે' એવી પ્રત્યભિજ્ઞા થાય છે. એટલે શરીર તો વિદ્યમાન છે જ. વળી એ વખતે પણ ગંધ તો જણાય જ છે. માટે એ પાર્થિવ તો છે જ. જો એ જલીય હોત તો એ વખતે ભીનાશ જણાવી જ જોઈએ. તેથી મનુષ્ય શરીરનું પૃથ્વી એ સમવાયિકારણ છે ને જળ વગેરે નિમિત્તકારણ છે એમ માનવું ઉચિત છે.

---

(मु.) [१]शरीरत्वं न जाति., पृथिवीत्वादिना साङ्कर्यात् । किन्तु चेष्टाऽऽश्रयत्व, वृक्षादीनामपि चेष्टाऽऽश्रयत्वान्नाव्याप्ति' । न च वृक्षादे शरीरत्वे किं मानमिति वाच्यम्, आध्यात्मिकवायुसंबंधस्य प्रमाणत्वात् । तत्रैव किं मानमिति चेत् ? भग्नक्षतसंरोहणादिना तदुन्नयनात् । [२]यदि हस्तादौ शरीरव्यवहारो न भवति, तदाऽन्त्यावयवित्वेन विशेषणीयम् । न च यत्र शरीरे चेष्टा न जाता तत्राऽव्याप्तिरिति वाच्यम्, [३]तादृशे प्रमाणाभावात् । अथवा चेष्टावदन्त्यावयविवृत्ति-द्रव्यत्वव्याप्य-जातिमत्त्वं, अन्त्यावयविमात्रवृत्ति-चेष्टावदवृत्ति-जातिमत्त्वं वा तत्, मानुषत्व-चैत्रत्वादिजातिमादाय लक्षणसमन्वय. । [४]न च नृसिंहशरीरे कथं लक्षणसमन्वय. ? तत्र नृसिंहत्वस्यैकव्यक्तिवृत्तितया जातित्वाभावात्, जलीयतैजसशरीरवृत्तितया देवत्वस्यापि जातित्वाभावादिति वाच्यम्, कल्पभेदेन नृसिंहशरीरस्य नानात्वेन नृसिंहत्वजात्या लक्षणसमन्वयात् ।

---

**(શરીરત્વનો વિચાર)**

(મુ.) [૧]'શરીરત્વ જાતિ નથી, કારણ કે પૃથ્વીત્વાદિ સાથે સાંકર્ય છે. (તો પછી શરીરત્વ શું છે ? તો કે) શરીરત્વ ચેષ્ટાऽऽશ્રયત્વ... વૃક્ષાદિમાં પણ ચેષ્ટાશ્રયત્વ હોવાથી આ લક્ષણની અવ્યાપ્તિ નથી.

**શંકા** - વૃક્ષાદિ શરીરરૂપ છે એમાં જ શું પ્રમાણ છે ?

**સમાધાન** - આધ્યાત્મિકવાયુ (= પ્રાણવાયુ)નો સંબધ તેમાં પ્રમાણ છે. (અર્થાત્ वृक्षादि शरीर, आध्यात्मिकवायुमत्त्वात्, मनुष्यशरीरवत्)

**શંકા** - વૃક્ષમાં પ્રાણવાયુ છે તેમાં શું પ્રમાણ ?

**સમાધાન** - वृक्ष प्राणवान् भग्नक्षतावच्छेदेनसंरोहणवत्त्वात्, नरशरीरवत् (શાખાદિનો ટુકડો કે છેદ કરવામાં આવે છે ત્યા પુનઃ શાખાદિ આવવા-સાંધો થવો... આ બધુ પ્રાણવાયુના સંચારનું સૂચક છે.)

[૨]જો હસ્તાદિમાં શરીરવ્યવહાર ન થતો હોય તો (એમાં અતિવ્યાપ્તિના વારણ માટે) 'અન્ત્યાવયવિત્વ' એવું વિશેષણ જોડવું. (એટલે કે अन्त्यावयवित्वे सति चेष्टाश्रयत्व शरीरत्व એવું લક્ષણ થશે.)

**શંકા** - જે શરીરમાં ચેષ્ટા થઇ જ નથી એમાં અવ્યાપ્તિ આવશે.

**સમાધાન** - [૩]શરીર હોય ને ચેષ્ટ ન થઇ હોય એમાં કોઇ પ્રમાણ નથી. અથવા, चेष्टावदन्त्यावयविवृत्ति-द्रव्यत्वव्याप्यजातिमत्त्व કે अन्त्यावयविमात्रवृत्ति - चेष्टावदवृत्ति-जातिमत्त्व એવુ લક્ષણ કરશું. માનુષત્વ, ચૈત્રત્વ વગેરે જાતિઓને (એવી જાતિ તરીકે) લઇ લક્ષણસમન્વય કરવો.

*શંકા - નૃસિંહશરીરમાં શી રીતે લક્ષણસમન્વય કરશો ? કારણ કે નૃસિંહત્વ તો એકવ્યક્તિવૃત્તિ હોવાથી જાતિ નથી, જલીય-તૈજસશરીરવૃત્તિ હોવાથી (સાંકર્ય થતું હોવાથી) દેવત્વ પણ જાતિ નથી.

સમાધાન - કલ્પભેદે નૃસિંહશરીર પણ અનેક હોવાથી (નૃસિંહત્વ એ જાતિ છે. ને તેથી એ) નૃસિંહત્વજાતિ લઇને લક્ષણસમન્વય થઇ જાય છે.

(વિ.) [ इद शरीर - इदं शरीर એવો અનુગતવ્યવહાર છે. વળી, करचरणादिनिष्ठकारणतानिरूपित-समवायसम्बन्धावच्छिन्नकार्यता किञ्चिद्धर्मावच्छिन्ना कार्यतात्वात्, घटनिष्ठकार्यतावत् ઇત્યાદિ અનુમાનથી કરચરણાદિમાં રહેલી સમવાયિકારણતાના કાર્યતાવચ્છેદક તરીકે લાઘવતર્કની સહાયથી શરીરત્વ જાતિની સિદ્ધિ થઇ શકે છે. છતાં, સાંકર્યનામનો જાતિબાધક હોવાથી શરીરત્વ એ જાતિ નથી. ] ઘટમાં પૃથ્વીત્વ છે, શરીરત્વ નથી, જલીયશરીરમાં શરીરત્વ છે, પૃથ્વીત્વ નથી, ને પાર્થિવશરીરમાં પૃથવીત્વ-શરીરત્વ બન્ને છે. માટે પૃથ્વીત્વાદિ સાથે સાંકર્ય હોવાથી શરીરત્વ એ જાતિ નથી. કિન્તુ શરીરત્વ એ ચેષ્ટાશ્રયત્વરૂપ છે - આમાં ચેષ્ટા એટલે हिताहितप्राप्तिपरिहारानुकूलकिया (જેનાથી હિતપ્રાપ્તિ અથવા અહિતપરિહાર થાય એવી ક્રિયા એ ચેષ્ટા છે.) અથવા, इच्छाद्वेषप्रयुक्त-इष्टानिष्टोपायविषयकप्रवृत्तिनिवृत्तिरूपकियात्वं चेष्टात्वं . ઇષ્ટ છે સુગંધ, એનો ઉપાય છે પુષ્પ... સુગંધની ઇચ્છાથી પ્રયુક્ત પુષ્પવિષયક પ્રવૃત્તિ (પુષ્પને ચૂંટવું - હાથમાં લેવું - સૂંઘવું વગેરે) એ, અથવા અનિષ્ટ છે પીડા, એનો ઉપાય છે કાંટો... પીડાના પરિહારની ઇચ્છાથી કાંટાવિષયક નિવૃત્તિ (કાંટાથી દૂર જવું વગેરે) એ... ચેષ્ટા છે.

(૨) હાથ અન્ત્યાવયવી ન હોવાથી અતિવ્યાપ્તિનું વારણ થાય છે. જે પોતે કોઇનો અવયવ ન હોય, માત્ર અવયવી જ હોય તે અન્ત્યાવયવી કહેવાય. જેમ કે ઘડો. अवयवभिन्नत्वे सति अवयवित्व अन्त्यावयवित्वम् ।

(૩) સુષુપ્ત શરીરમાં પણ નિદ્રાગ્રહણાદિરૂપ હિતાનુકૂલક્રિયા હોવાથી ચેષ્ટા છે જ. તેથી ચેષ્ટા ન હોવામાં કોઈ પ્રમાણ નથી. છતાં આદ્યક્ષણાવચ્છિન્ન શરીર તો નિષ્ક્રિય હોવાથી એમાં અવ્યાપ્તિ આવે જ. એના વારણ માટે જાતિઘટિત લક્ષણ આપ્યું છે. તેથી

ચેષ્ટાવાળા અન્ત્યઅવયવીમાં રહેલ જે દ્રવ્યત્વવ્યાપ્યજાતિ તદ્વત્ત્વ એવું લક્ષણ થયું. હસ્તાદિમાં અતિ૦ના વારણ માટે અન્ત્યાવયિત્વ... ઘટાદિમાં અતિ૦ના વારણ માટે ચેષ્ટાવદ્... શરીરત્વ એ જાતિ નથી. તેથી આવી જાતિ તરીકે મનુષ્યત્વ, બ્રાહ્મણત્વ, ચૈત્રત્વ વગેરે આવશે જે ઉત્પત્તિકાલીન શરીરમાં પણ હોવાથી અવ્યાપ્તિ નહીં રહે.

[ ચેષ્ટાવદન્ત્યાવયવી જે શરીર છે એમાં પૃથ્વીત્વ જાતિ પણ છે જે ઘટાદિમાં હોવાથી અતિ૦ આવે છે. એનો પરિહાર કરવા બીજું લક્ષણ આપે છે - ]

અન્ત્યાવયવીમાત્રમાં રહેલી એવી ચેષ્ટાવદ્માં રહેલી જે જાતિ તદ્વત્ત્વ એવું લક્ષણ જાણવું. પૃથ્વીત્વ તો જે અન્ત્યાવયવી નથી તેવા કપાલ-હસ્તાદિમાં પણ રહેલ છે.

(૪) નૃસિંહશરીરમાં આવી કઇ જાતિ મળે ? શરીરત્વ જાતિ નથી. પૃથ્વીત્વ વગેરે અન્ત્યાવયવીમાત્રવૃત્તિ નથી, નૃસિંહત્વ એક વ્યક્તિવૃત્તિ હોવાથી જાતિ નથી. ને દેવત્વ સાંકર્ય હોવાથી જાતિ નથી. [ કરામાં જલત્વ છે, દેવત્વ નથી. સૂર્યલોકાદિના દેવોમાં દેવત્વ છે, જલત્વ નથી. વરુણ દેવોમાં જલત્વ ને દેવત્વ બંને છે. એટલે સાંકર્ય. ] છતાં, કલ્પભેદે નૃસિંહ અનેક હોવાથી નૃસિંહત્વ જ તેવી જાતિ તરીકે લઈ શકાવાથી દોષ રહેતો નથી.

*અહીં, अन्त्यावयवित्वे सति चेष्टाश्रयत्वम् આવું જે લક્ષણ કર્યું હતું એમાં આખા લક્ષણના વિચારમાં अन्त्यावयवित्वनो અર્થ द्रव्यानारम्भकद्रव्यत्व કે समवायेन द्रव्यवदभिन्नत्व (અર્થાત્ દ્રવ્યનું આરંભક ન હોય એવું દ્રવ્ય, કે સમવાયથી દ્રવ્યવાળું જે હોય એનાથી ભિન્ન વસ્તુ અન્ત્યાવયવી કહેવાય) એવો કરવામાં વાધો નહીં આવે. પણ માત્ર અન્ત્યાવયવીના લક્ષણ તરીકે તો આ બંને લક્ષણો આકાશાદિ વિભુદ્રવ્યોમાં અતિવ્યાપ્ત જાણવા. કારણ કે આકાશ પણ કોઈ જ દ્રવ્યનું આરંભક*

નથી કે સમવાયેન દ્રવ્યવાળું નથી... કારણ કે અવયવભૂત (કપાલાદિ) દ્રવ્ય જ (ઘટાદિ) અવયવી દ્રવ્યનું આરંભક હોય છે કે સમવાયેન દ્રવ્યવાળું હોય છે. આકાશાદિ કોઈના અવયવભૂત નથી. એટલે અન્ત્યાવયવીના લક્ષણ તરીકે તો *અવયવભિન્નત્વે સતિ અવયવિત્વં* આ લક્ષણ જ ઉચિત કહેવાય. છતાં, આકાશાદિમાં ચેષ્ટાશ્રયત્વ ન હોવાથી શરીરના લક્ષણના અતિ૦ તો થવાની નથી જ એ જાણવું.

---

(मु.) इन्द्रियमिति । घ्राणेन्द्रियं पार्थिवमित्यर्थ. । पार्थिवत्वं कथम् ? इति चेद् ? इत्थं-घ्राणेन्द्रियं पार्थिव, रूपादिषु मध्ये गन्धस्यैवाभिव्यञ्जकत्वात्, कुंकुमगधाभिव्यञ्जक(गो)घृतवत् । न च दृष्टांते स्वीयरूपादिव्यञ्जकत्वादसिद्धिरिति वाच्यम्, [१]परकीयरूपाद्यव्यञ्जकत्वस्य तदर्थकत्वात् । न च नवशराव(गत)गन्धव्यञ्जकजलेऽनैकान्तिकत्वमिति वाच्यम्, तस्य सक्तुरसाभिव्यञ्जकत्वात् । [२]यद्वा परकीयेति न देय, वायूपनीतसुरभिभागाना दृष्टान्तत्वसम्भवात् । न च घ्राणेन्द्रियसन्निकर्षस्य गन्धमात्राभिव्यञ्जकत्वात्तत्र व्यभिचार इति वाच्यम्, [३]द्रव्यत्वे सतीति विशेषणात् ।

---

### (ઘ્રાણેન્દ્રિયમાં પાર્થિવત્વસિદ્ધિ)

(મુ.) ઘ્રાણેન્દ્રિય પાર્થિવ છે. ઘ્રાણેન્દ્રિયમાં પાર્થિવત્વ શી રીતે ? આ રીતે (સિદ્ધ થાય છે -) ઘ્રાણેન્દ્રિય પાર્થવ છે, કારણ કે રૂપાદિમાંથી માત્ર ગંધની જ અભિવ્યંજક છે, જેમ કે કંકુની ગંધનું અભિવ્યંજક ગાયનું ઘી. (રૂપ-રસ-ગંધ-સ્પર્શમાથી જે માત્ર રૂપનું અભિવ્યંજક હોય તે પાર્થિવ હોય આવી વ્યાપ્તિ જાણવી.)

શંકા - ગોધૃત તો પોતાના રૂપાદિનુ પણ અભિવ્યંજક હોવાથી માત્ર ગધનું અભિવ્યંજકત્વ સ્વરૂપ હેતુ એ દૃષ્ટાંતમાં અસિદ્ધ છે. (એટલે કે દૃષ્ટાંત સાધનવિકલ છે.)

સમાધાન - [૧]તો પછી અમે 'પરકીય' એવું વિશેષણ જોડીશું. અર્થાત્ જે પરકીય રૂપાદિમાંથી માત્ર ગંધનું અભિવ્યજક હોય તે પાર્થિવ હોય.

શંકા - નવા કોડિયામા પાણી નાખવાથી ગંધ આવે છે. માટે પાણી એની ગંધનું અભિવ્યંજક બનવાથી અને એમાં પાર્થિવત્વ ન હોવાથી વ્યભિચાર.

સમાધાન - ના, કારણ કે પાણી તો સાથવાના સ્વાદનું પણ અભિવ્યંજક છે. માટે માત્ર ગંધાભિવ્યંજકત્વ ન હોવાથી એમાં હેતુ જ નથી રહ્યો, તો વ્યભિચાર ક્યાંથી આવે ?

[૨]અથવા, પરકીય એવું વિશેષણ ન લગાડવું. પણ વાયૂપનીત સુરભિભાગને દૃષ્ટાંત તરીકે લેવું.

શંકા - ઘ્રાણેન્દ્રિયસન્નિકર્ષ પણ માત્ર ગંધાભિવંજક હોવાથી એમાં વ્યભિચાર આવશે.

[૩]સમાધાન - દ્રવ્યત્વે સતિ એવું વિશેષણ જોડી એનું વારણ કરીશુ.

(વિ.) (૧) એટલે અનુમાન પ્રયોગ આવો થશે -

घ्राणेन्द्रियं पार्थिव परकीयरूपादिषु मध्ये गन्धस्यैवाभिव्यञ्जकत्वात्, कुंकुमगन्धाभिव्यञ्जकगोघृतवत्

(૨) અનુમાન પ્રયોગ - घ्राणेन्द्रिय पार्थिव, रूपादिषु मध्ये गन्धस्यैवाभिव्यञ्जकत्वात्, वायूपनीतसुरभिभागवत्

(૩) અનુમાન પ્રયોગ -

घ्राणेन्द्रियं पार्थिवं, द्रव्यत्वे सति रूपादिषु मध्ये गन्धस्यैवाभिव्यञ्जकत्वात्, वायूपनीतसुरभिभागवत्

ઘ્રાણેન્દ્રિય સંનિકર્ષ 'દ્રવ્ય' ન હોવાથી વ્યભિચારનું વારણ થઈ જાય છે. (સર્વત્ર - ગંધની અભિવ્યક્તિનું - પ્રત્યક્ષનું જે કારણ બને એ બધા ગંધાભિવ્યંજક કહેવાય... ઇત્યાદિ જાણવું.)

(का.) विषयो द्व्यणुकादिश्च ब्रह्माण्डान्त उदाहृतः ॥ ३८ ॥

(मु.) विषयमाह - विषय इति । उपभोगसाधनं विषय । सर्वमेव कार्यजातमदृष्टाधीनं, यत्कार्य यददृष्टाधीन, तत् तदुपभोग साक्षात्परम्परया वा जनयत्येव, न हि बीज-प्रयोजनाभ्यां विना कस्यचिदुत्पत्तिरस्ति, तेन द्व्यणुकादि ब्रह्माण्डान्त सर्वमेव विषयो भवति । शरीरेन्द्रिययोर्विषयत्वेऽपि प्रकारान्तरेणोपन्यासः शिष्यबुद्धिवैशद्यार्थ ॥ ३८ ॥

(કા.) વિષય દ્વ્યણુકથી માંડીને બ્રહ્માંડ સુધીનો કહેવાયો છે.

(મુ.) ૩૮મી કારિકાના ઉત્તરાર્ધમાં પૃથ્વી દ્રવ્યનો વિષય કહે છે - ઉપભોગનું સાધન એ વિષય કહેવાય છે. (સુખ-દુઃખનો સાક્ષાત્કાર એ ઉપભોગ છે. એનું સાક્ષાત્ કે પરંપરાએ કારણ-પ્રયોજક બનનાર બધા પદાર્થ વિષય કહેવાય છે.

વિશ્વમાં ઉત્પન્ન થતાં તમામ કાર્યો અદૃષ્ટથી જન્ય (= આધીન) હોય છે. જે કાર્ય જે જીવાત્માના અદૃષ્ટથી ઉત્પન્ન થાય તે કાર્ય તે જીવાત્માના ઉપભોગને સાક્ષાત્ કે પરંપરાએ ઉત્પન્ન કરે જ છે. કારણ કે બીજ (= કારણ) અને પ્રયોજન (= ફળ) વિના કોઈની ઉત્પત્તિ થતી નથી. (એટલે કે જે કાંઈ ઉત્પન્ન થાય છે એ વગર કારણે ઉત્પન્ન થતું નથી, અને કોઈ ને કોઈ જીવને સુખ કે દુઃખનો અનુભવ કરાવવા રૂપ પ્રયોજન વગર ઉત્પન્ન થતું નથી.) એટલે દ્વ્યણુકથી માંડીને બ્રહ્માંડ સુધીનાં બધાં કાર્યો (તે તે જીવના અદૃષ્ટરૂપ કારણથી ને તે તે જીવને સુખાદિ ફળ આપવાના પ્રયોજનથી ઉત્પન્ન થયા હોવાના કારણે તે તે જીવના સુખાદિ ઉપભોગના સાધન) વિષય બને જ છે. શરીર અને ઇન્દ્રિય પણ (કાર્યરૂપ હોવાથી) વિષય છે જ, છતાં એને સ્વતંત્ર પ્રકાર તરીકે જે જણાવ્યા છે તે શિષ્યબુદ્ધિવૈશદ્યાર્થ જણાવ્યા છે.

(का.) वर्णः शुक्लो रसस्पर्शौ जले मधुरशीतलौ ।

(मु.) जलं निरूपयति - वर्णः शुक्ल इति । [१]स्नेहसमवायिकारणतावच्छेदकतया जलत्वजातिसिद्धिरिति । [२]यद्यपि स्नेहत्व नित्यानित्यवृत्तितया न कार्यतावच्छेदक, तथापि जन्यस्नेहत्व तथा बोध्यम् । [३]अथ परमाणौ जलत्वं न स्यात्, तत्र जन्यस्नेहाभावात्, तस्य च नित्यस्य स्वरूपयोग्यत्वे फलावश्यम्भावनियमादिति चेत् ? न, [४]जन्यस्नेहजनकतावच्छेदिकाया जन्यजलत्वजाते सिद्धौ तदवच्छिन्नजनकतावच्छेदकतया जलत्वजातिसिद्धि. ।

## (જલનિરૂપણ)

(કા.) જળમાં વર્ણ-શુકલ, રસ-મધુર અને સ્પર્શ-શીત હોય છે.

(મુ.) ૩૯મી કારિકામા જળનું નિરૂપણ કરે છે - [૧]સ્નેહ સમવાયિકારણતાના અવચ્છેદક તરીકે જલત્વજાતિની સિદ્ધિ થાય છે. [૨]જો કે સ્નેહત્વ નિત્ય અનિત્ય બંનેમાં રહ્યું હોવાથી કાર્યતાવચ્છેદક નથી, તો પણ જન્યસ્નેહત્વ તેવું (= કાર્યતાવચ્છેદક) જાણવું.

[૩]શંકા - તો પછી પરમાણુમાં જલત્વની સિદ્ધિ નહીં થાય, કારણ કે તેમા જન્યસ્નેહ હોતો નથી. નિત્ય એવો પણ તે (પરમાણુ) જો સ્વરૂપ યોગ્ય હોય તો (ક્યારેક તો) અવશ્ય ફળોપધાયક બને જ એવો નિયમ છે.

[૪]સમાધાન - ના. જન્યસ્નેહની કારણતાના અવચ્છેદક તરીકે (પરમાણુભિન્ન જળમાં રહેલી) જન્યજલત્વજાતિ (સિદ્ધ થાય છે. ને તે) સિદ્ધ થયે તદ્(જન્યજલત્વ)થી અવચ્છિન્નની કારણતાના અવચ્છેદક તરીકે જલત્વજાતિની સિદ્ધિ થાય છે.

(વિ.) [ લક્ષણસ્વરૂપપ્રમાણાદિ પ્રકારક બોધાનુકૂલ - શબ્દોચ્ચારરૂપ વ્યાપાર એ નિરૂપણ છે. ]

(१) स्नेहत्वावच्छिन्नसमवायसम्बन्धावच्छिन्नकार्यतानिरूपिततादात्म्यसम्बन्धावच्छिन्नकारणता किञ्चिद्धर्मावच्छिन्ना, कारणतात्वात्, कपालनिष्ठकारणतावत्

(૨) પાર્થિવપરમાણુમાં રહેલ ગંધમાં પાકવશાત્ પરાવર્તન થતું હોવાથી એ અનિત્ય છે. અને દ્વ્યણુકાદિ તો સ્વયં જ અનિત્ય હોવાથી એમાં રહેલ ગંધ પણ અનિત્ય જ છે. તેથી ગંધત્વ કાર્યતાવચ્છેદક બની શકતું હતું. પણ જલીયપરમાણુમાં પાક થતો ન હોવાથી એના સ્નેહમાં કોઈ પરિવર્તન થતું ન હોવાના કારણે એનો સ્નેહ નિત્ય છે. જલીય દ્વ્યણુકાદિનો સ્નેહ અનિત્ય છે. કારણ કે દ્વ્યણુકાદિ સ્વયં અનિત્ય છે. તેથી સ્નેહ નિત્ય અને અનિત્ય બંને પ્રકારનો હોવાથી સ્નેહત્વ નિત્યાનિત્યસાધારણ થયું. અને નિત્યસ્નેહમાં કાર્યતા તો નથી. તેથી સ્નેહત્વ કાર્યતાથી અતિરિક્ત વૃત્તિ બનવાથી કાર્યતાવચ્છેદક બની શકતું નથી. એટલે 'સ્નેહત્વાવચ્છિન્નકાર્યતા' એમ બોલી ન શકાય...

તો પણ જન્યસ્નેહત્વ તો જન્યસ્નેહમાં જ હોવાથી તદવચ્છિન્નકાર્યતા બોલવામાં કશો વાંધો નથી.

*[ શંકા - જન્યસ્નેહત્વ એટલે જન્યત્વવિશિષ્ટ સ્નેહત્વ. એટલે જન્યસ્નેહત્વ કાર્યતાવચ્છેદક છે એવું માનવાનો અર્થ એ થાય કે જન્યત્વ (= કાર્યત્વ) પણ એ કાર્યતાનો અવચ્છેદક બન્યો. પણ એ તો બની શકે નહીં, કારણ કે સ્વ સ્વનો અવચ્છેદક બની શકતો નથી.*

*સમાધાન - એટલે જ અહીં જન્યસ્નેહત્વ એટલે જન્યત્વ વિશિષ્ટ સ્નેહત્વ ન લેતાં, એક સ્વતંત્ર જાતિરૂપ લેવામાં આવે છે જે જાતિ સ્નેહત્વને વ્યાપ્ય છે. આ જ રીતે આગળ જન્યજલત્વ પણ 'જન્યત્વવિશિષ્ટજલત્વ' એમ ન કહેતાં જલત્વ વ્યાપ્ય એક વિશિષ્ટ જાતિ કહી છે. ]*

(૩) **પૂર્વપક્ષ** - હવે તમારુ અનુમાન આવું થશે કે - जन्यस्नेहत्वावच्छिन्नसमवायसम्बन्धावच्छिन्नकार्यता निरूपिततादात्म्यसम्बन्धावच्छिन्नकारणता किञ्चिद्धर्मावच्छिन्ना, कारणतात्वात्, कपालनिष्ठकारणतावत्

આ અનુમાનથી સિદ્ધ થનાર ધર્મ એવો હશે જે જન્યસ્નેહની કારણતાને અનતિરિક્તવૃત્તિ હોય. (તો જ એ કારણતાનો અવચ્છેદક બની શકે.) હવે જલીય પરમાણુમાં તો ક્યારેય સ્નેહ પેદા થતો નથી (કારણ કે એનો સ્નેહ નિત્ય છે.) અર્થાત્ જલીય પરમાણુમાં ક્યારેય સ્નેહની કારણતા આવતી નથી. તેથી આ સિદ્ધ થનાર ધર્મ (જલત્વ) જો પરમાણુમાં પણ રહ્યો હોય તો તો એ કારણતાથી અતિરિક્તવૃત્તિ બનવાથી અવચ્છેદક ન બની શકે. એટલે એમ માનવું પડશે કે એ અવચ્છેદક ધર્મ (જલત્વ) પરમાણુમાં રહ્યો નથી..

**શંકા** - જેમ અરણ્યસ્થદંડ એક પણ ઘટને ઉત્પન્ન કર્યા વિના નાશ પામી જાય તો પણ એમાં ઘટની સ્વરૂપયોગ્યતા રૂપ કારણતા તો માનવામાં આવે જ છે. તેથી જ, એવા દંડમાં પણ આ સ્વરૂપયોગ્યતા રૂપ કારણતા રહી હોવાથી દંડત્વ કારણતાને અતિરિક્તવૃત્તિ નથી મનાતો... ને તેથી કારણતાવચ્છેદક પણ મનાય છે. (કારણતાવચ્છેદકધર્મવત્ત્વં સ્વરૂપયોગ્યત્વં.) એમ, પરમાણુમાં ભલે સ્નેહ પેદા ન થાય, છતાં, એમાં સ્વરૂપયોગ્યતારૂપ કારણતા રહી જ હોવાથી જલત્વ એમાં રહેવામાં કશો વાંધો નથી આવતો.

**સમાધાન** - નિત્યપદાર્થ સ્વરૂપયોગ્ય હોય તો અવશ્ય ફળોપધાયક બને એવો નિયમ છે. આશય એ છે કે અરણ્યસ્થદંડ તો અનિત્ય હોવાથી એને ઇતરસામગ્રી મળે એ પહેલાં જ એ નાશ પામી જાય ને તેથી ક્યારેય ફળોપધાયક ન બને એ સંભવિત છે  પણ નિત્યપદાર્થ તો શાશ્વત છે. એને ક્યારેય ઇતરસામગ્રી મળે જ નહીં એવું માની શકાય નહીં. તેથી જો એ સ્વરૂપયોગ્ય  હોય તો ક્યારેક (જ્યારે ઇતર સામગ્રી મળે ત્યારે) તો અવશ્ય ફળોપધાયક બને જ. જલીયપરમાણુ તો ક્યારેય સ્નેહનુ ફળોપધાયક કારણ બનતું નથી. તેથી એને સ્વરૂપયોગ્ય પણ માની શકાય નહીં. (ત્રણે કાળમા રહેતો હોવા છતા ક્યારેય સ્નેહને ઉત્પન્ન કરતો નથી, તો એમાં સ્નેહને ઉત્પન્ન કરવાની યોગ્યતા રહી છે એવું માનવાની જરૂર જ શી છે ?) તેથી એમાં સ્વરૂપયોગ્યતા સ્વરૂપ કારણતા પણ ન હોવાથી, કારણતાવચ્છેદક તરીકે સિદ્ધ થતો ધર્મ એમાં માની શકાય નહીં.

(૪) **ઉત્તરપક્ષ** - (તમારી વાત સાચી છે, પણ જલીયપરમાણુમા 'જલત્વ' તો છે જ.) એટલે અમે જન્યસ્નેહનિષ્ઠકાર્યતા નિરૂપિતકારણતાના અવચ્છેદક તરીકે (જલત્વને ન માનતા) જન્યજલત્વજાતિની સિદ્ધિ કરીએ છીએ

[ તો પછી જલત્વજાતિની સિદ્ધિ શી રીતે કરશો ? આ રીતે —]

જન્યજલત્વાવચ્છિન્નકાર્યતાનિરૂપિત કારણતા જલીયપરમાણુમાં પણ રહેલ છે, કારણ કે એ પણ દ્વયણુકાત્મક જન્યજલનું કારણ છે. એટલે એ કારણતાના અવચ્છેદક તરીકે જલત્વની સિદ્ધિ થઇ જશે.

*[ શંકા - અત્યાર સુધીમાં જલનો જે મોટામાં મોટો અવયવી નિર્મિત થઈ ચૂક્યો છે, એ માની લઈએ કે ૧ લાખ અવયવોનો છે. આ અંતિમ અવયવી કારણ બને તો ૧ લાખ ને ૧ અવયવોમાંથી નિર્મિત અવયવીનું કારણ બને. પણ એવો અવયવી તો ક્યારેય બન્યો જ નથી. માટે આ ૧ લાખ અવયવોવાળા અંતિમ અવયવીમાં કારણતા ન હોવાથી જલત્વ પણ નહીં આવવાની આપત્તિ આવશે.*

***સમાધાન*** *- એમાં પણ સ્વરૂપયોગ્યકારણતા રહી જ હોવાથી જલત્વ હોવામાં કશો વાંધો નથી.*

***શંકા*** *- પણ એ જો સ્વરૂપયોગ્ય હોય તો ક્યારેક તો ફળોપધાયક બની ૧ લાખ ૧ અવયવોવાળો અવયવી બનાવત ને...*

***સમાધાન*** *- આ અવયવી કાંઈ નિત્ય નથી કે જેથી એ અવશ્ય ફળોપધાયક બને જ એવો નિયમ એને લાગુ પાડી શકાય. ]*

---

(मु) शुक्लरूपमेव जलस्येति दर्शयितुमुक्त - **वर्णः शुक्ल इति**। न तु शुक्लरूपवत्त्व लक्षणम्। अथवा [१]नैमित्तिकद्रवत्ववदवृत्ति-रूपवदवृत्ति-द्रव्यत्वसाक्षाद्व्याप्यजातिमत्त्व [२]अभास्वरशुक्लेतररूपासमानाधिकरण-रूपवद्वृत्ति-द्रव्यत्वसाक्षाद्व्याप्यजातिमत्त्व वा तदर्थ, तेन स्फटिकादौ नातिव्याप्ति ।

---

**(શુક્લરૂપવત્ત્વવિચાર)**

(મુ.) જળનો વર્ણ શુક્લ જ હોય છે એ જણાવવા માટે વર્ણ શુક્લ એમ કહ્યુ છે, નહીં કે શુક્લરૂપવત્ત્વ એનું લક્ષણ છે એમ જણાવવા. (કારણ કે એ તો પૃથ્વી વગેરેમાં અતિવ્યાપ્ત થાય છે.) અથવા એનો પરિષ્કાર કરી લક્ષણ બનાવવું. [૧]નૈમિત્તિકદ્રવત્વવાન્‌માં નહીં રહેલ - રૂપવાન્‌મા રહેલ - જે દ્રવ્યત્વસાક્ષાદ્ વ્યાપ્તજાતિ તદ્વત્ત્વ કે [૨]અભાસ્વરશુક્લથી ઇતર રૂપને અસમાનાધિકરણ ને રૂપવાન્‌માં રહેલ એવી જે દ્રવ્યત્વસાક્ષાદ્ વ્યાપ્યજાતિ તદ્વત્ત્વ. તેથી સ્ફટિકાદિમાં અતિવ્યાપ્તિ નહીં આવે.

**(વિ.) (૧) પદકૃત્ય** - નૈમિત્તિકદ્રવત્વવદવૃત્તિ... આટલું ન લખે તો રૂપવાન્‌માં રહેલ જાતિ તરીકે પૃથ્વીત્વ - તેજસ્ત્વ પણ આવી જવાથી અતિ૦ પણ આ બંને નૈમિત્તિકદ્રવત્વદ્વૃત્તિ હોવાથી હવે અતિ૦ નહીં આવે.

'નૈમિત્તિક શબ્દ ન લખે તો' દ્રવત્વવદવૃત્તિ બને જે જલત્વની પણ બાદબાકી કરી નાખે...

(કારણ કે જલત્વ દ્રવત્વવદ્વૃત્તિ છે.)

રૂપવદ્વૃત્તિ ન લખે તો વાયુત્વ જાતિ લઇને વાયુમાં અતિ૦ ...

'સાક્ષાત્' શબ્દ ન લખે તો પટત્વાદિ જાતિ લઇને પટાદિમાં અતિ૦ ...

(૨) જળનો વર્ણ અભાસ્વરશુક્લ હોય છે. પરપ્રકાશક એવો શુકલવર્ણ એ ભાસ્વરશુક્લ છે જે તેજસ્‌દ્રવ્યનો વર્ણ છે. એટલે અભાસ્વરશુક્લથી ઇતરરૂપ તરીકે પીત વગેરે વર્ણ (કે જે પૃથ્વીમાં રહ્યા છે) તેમ જ ભાસ્વરશુક્લ (કે જે તેજસ્‌માં રહેલ છે તે) પકડી શકાશે. આવા રૂપને અસમાનાધિકરણ એટલે એવા રૂપવાન્‌માં નહીં રહેલ... એવા રૂપવાન્ તરીકે પૃથ્વી કે તેજસ્ આવે છે. એટલે એમાં નહીં રહેલ જાતિ તરીકે જલત્વ તેમ જ વાયુત્વાદિ આવશે. પણ બીજું વિશેષણ 'રૂપવદ્વૃત્તિ' છે એટલે વાયુત્વાદિની પણ બાદબાકી થઈ જશે. તેથી એવી દ્રવ્યત્વ સાક્ષાદ્-વ્યાપ્ય જાતિ તરીકે જલત્વ જ આવવાથી લક્ષણસમન્વય થઈ જશે.

અભાસ્વરશુક્લેતરરૂપવદવૃત્તિ ન લખે તો પૃથ્વી વગેરેમાં અતિ૦

'અભાસ્વર' ન લખે તો શુક્લેતરરૂપવદવૃત્તિ એમ લખવું પડે, જેથી તેજસ્ત્વ પણ એવી જાતિ બનવાથી તેજસ્માં અતિ૦

'શુક્લેતર' ન લખે તો અભાસ્વરરૂપવદવૃત્તિ લખાય, એવી જાતિ પણ તેજસ્ત્વ આવવાથી તેજસ્માં અતિ૦

'શુક્લ' ન લખે તો અભાસ્વરેતરરૂપવદવૃત્તિ લખાય... અભાસ્વરેતરરૂપ એટલે ભાસ્વરરૂપ... તદ્વાન્માં અવૃત્તિ પૃથ્વીત્વ થવાથી પૃથ્વીમાં અતિ૦

'અ' ને 'ઈતર' એમ બે નઞ્ ન લખે તો ભાસ્વરશુક્લરૂપવદવૃત્તિ એમ થાય. પૃથ્વીત્વ પણ એવી જાતિ હોવાથી પૃથ્વીમાં અતિ૦

તથા, સાક્ષાદ્ શબ્દ ન લખે તો અભાસ્વરશુક્લેતરરૂપ = ભાસ્વરશુક્લરૂપ... તેમાં અવૃત્તિ દ્રવ્યત્વ-વ્યાપ્યજાતિ તરીકે કાર્પાસત્વ પણ આવી જાય ને તેથી કપાસમાં અતિ૦

*જો કે નૈમિત્તિકદ્રવત્વ... ઈત્યાદિ સાધર્મ્ય જે આપ્યું તેમાં, મૂળમાં શુક્લરૂપની વાત હોવાથી નૈમિત્તિકદ્રવત્વની ઉપસ્થિતિ થવી કઠિન કહેવાય. તેમ છતાં, જો એ કરવાની જ હોય તો પછી દ્રવત્વ ઉપસ્થિત થયુ હોવાથી, એ જ સાધર્મ્યમાં વાયુ વગેરેમાં અતિવ્યાપ્તિ ન થાય એ માટે જે 'રૂપવદ્‌વૃત્તિ' વિશેષણ વાપર્યું છે એના બદલે 'દ્રવત્વવદ્‌વૃત્તિ' વિશેષણ વાપરવું જ યોગ્ય કહેવાય. એમ કરવાથી વાયુ વગેરેમાં અતિ૦નું વારણ પણ થઈ જાય છે. ને વળી પછી તો પટત્વાદિ પણ લઈ ન શકાવાથી 'દ્રવ્યત્વસાક્ષાદ્‌વ્યાપ્ય' એવું લખવાની પણ જરૂર ન રહેવાથી લાઘવ પણ થાય. પણ એમ કરવાથી નૈમિત્તિકદ્રવત્વવદવૃત્તિ-દ્રવત્વવદ્‌વૃત્તિ-જાતિમત્ત્વં આવું સાધર્મ્ય થાય જેમા મૂળગત શુકલરૂપનું તો નામનિશાન પણ ન રહે. તેથી એ લક્ષણ ઉદક્ષર કહેવાય. આવું બધું ન થાય એ માટે અભાસ્વર .. ઈત્યાદિ બીજો પરિષ્કાર દેખાડ્યો છે.*

---

(मु.) रस-स्पर्शाविति । जलस्य मधुर एव रस । शीत एव स्पर्श । तिक्तरसवदवृत्तिमधुर-वद्वृत्ति-द्रव्यत्वसाक्षाद्व्याप्य-जातिमत्त्व तदर्थ । तेन शर्करादौ नातिव्याप्ति । शीतेतरस्पर्शवदवृत्ति-स्पर्शवद्वृत्ति-द्रव्यत्वसाक्षाद्व्याप्यजातिमत्त्व तदर्थ । ननु शुक्लरूपमेवेति कुत. ? कालिन्दीजलादौ नीलिमोपलब्धेरिति चेत् ? न, नीलजनकतावच्छेदिकाया पृथिवीत्वजातेरभावाज्जले नीलरूपासम्भवात्, कालिन्दीजले नीलत्वप्रतीतिरत्त्वाश्रयौपाधिकी[1], अत एव वियति विक्षेपे धवलिमोपलब्धि ।

---

(મુ.) જળનો મધુર રસ જ હોય છે અને શીતસ્પર્શ જ હોય છે. (જો કે મધુર સ્વાદ પૃથ્વીમાં પણ છે. તેથી પરિષ્કૃત લક્ષણ આપે છે) તિક્તરસવાન્મા અવૃત્તિ અને મધુરરસવાન્માં વૃત્તિ એવી જે દ્રવ્યત્વસાક્ષાદ્ વ્યાપ્ય જાતિ, તદ્વત્ત્વ એ લક્ષણાર્થ જાણવો. તેથી શર્કરા વગેરેમા અતિવ્યાપ્તિ નહીં થાય. (શીતસ્પર્શવત્ત્વ પણ ઉત્પત્તિકાલીન જળમાં અવ્યાપ્ત હોવાથી પરિષ્કૃત લક્ષણ આવું જાણવું -) (શીતેતરસ્પર્શવાન્માં અવૃત્તિ-સ્પર્શવાન્માં વૃત્તિ એવી દ્રવ્યત્વસાક્ષાદ્‌વ્યાપ્ય જે જાતિ, તદ્વત્ત્વં...)

શંકા - જળમા એકલુ શુકલ રૂપ જ હોય છે આવુ કેમ કહો છો ? યમુનાનું પાણી તો લીલું દેખાય છે...

સમાધાન - ના, પાણીમા નીલરૂપ સભવતુ નથી કારણ કે નીલવર્ણની કારણતાના આવચ્છેદક તરીકે સિદ્ધ થયેલી પૃથ્વીત્વજાતિનો (જળમાં) અભાવ હોવાથી (જળમા એની સમવાયિકારણતા ન હોવાના કારણે) નીલરૂપ (ઉત્પન્ન થવું) સંભવતું નથી. યમુનાના જળમા નીલવર્ણની જે પ્રતીતિ થાય છે તે આશ્રયૌપાધિકી[1] હોય છે એટલે જ જ્યારે એ પાણીને આકાશમાં ઉછાળવામા આવે છે ત્યારે પાણીમા ધવલતા જ જણાય છે (નીલિમા નહી).

(વિ.) (૧) જ્યારે જે વસ્તુના સ્વાભાવિક રૂપ વગેરેના બદલે તે વસ્તુમાં અસંભવિત એવા ભિન્ન પ્રકારના રૂપ વગેરેની પ્રતીતિ થતી હોય ત્યારે તે ભિન્ન પ્રકારના રૂપ વગેરે ધરાવનાર કોઈ તત્ત્વ અંદર ભળેલુ છે, એમ નાછુટકે પણ માનવું જ પડે છે. આ તત્ત્વને 'ઉપાધિ' કહેવાય છે. જેમ કે સ્ફટિકમાં લાલ વર્ણ સંભવિત નથી. છતાં, એની પાછળ લાલ કપડું લાવવામાં આવે તો સ્ફટિક લાલ દેખાય છે. તો આ કપડું ઉપાધિ કહેવાય છે અને

રક્તવર્ણની પ્રતીતિ રક્તપટૌપાધિકી કહેવાય છે. પ્રસ્તુતમાં, આકાશમાં ઉછાળેલા યમુનાજળમાં લીલાશ જણાતી નથી એ જણાવે છે કે નીલવર્ણ જળનો પોતાનો નથી. તેથી એ નીલવર્ણની પ્રતીતિ આશ્રયૌપાધિકી માનવી આવશ્યક બને છે. અર્થાત્ એના વહેણની જમીન લીલી હોવાના કારણે એ લીલું દેખાય છે.

---

(मु.) अथ जले माधुर्ये किं मानम् ? न हि प्रत्यक्षेण कोऽपि रसस्तत्रानुभूयते, न च नारिकेलजलादौ माधुर्यमुपलभ्यत एवेति वाच्यम्, तस्याश्रयौपाधिकत्वात्, अन्यथा जम्बीरजलादावम्लादिरसोपलब्धेरम्लादिमत्त्वमपि स्यादिति चेत् ? न, हरीतक्यादिभक्षणस्य जलरसाभिव्यञ्जकत्वात् । न च हरीतक्यामेव जलोष्मसयोगाद्रसान्तरोत्पत्तिरिति वाच्यम्, [१]कल्पनागौरवात्, पृथिवीत्वस्याऽम्लादिजनकतावच्छेदकत्वाच्च जले नाम्लादिकम् । जम्बीररसादौ त्वाश्रयौपाधिकी तथाप्रतीतिः ।

---

## (જળમાં મધુરરસસિદ્ધિ)

(મુ.) શંકા - પાણીમાં મધુરસ્વાદ હોય છે એવું માનવામાં પ્રમાણ શું છે ? કારણ કે પ્રત્યક્ષથી તો તેમાં કોઈ સ્વાદ અનુભવાતો નથી. "નાળિયેરના પાણીમાં મીઠાશ અનુભવાય જ છે ને !" એમ ન કહેવું, કારણ કે એ પ્રતીતિ આશ્રયૌપાધિકી છે. (એટલે કે એવા વિશેષ પ્રકારના આશ્રયના સંપર્કના કારણે એમાં મીઠાશ અનુભવાય છે.) અન્યથા (= એને આશ્રયૌપાધિકી ન કહો તો) લીંબુના પાણીમાં ખટાશની ઉપલબ્ધિ થતી હોવાથી ખાટો સ્વાદ પણ પાણીમાં માનવો પડશે. (અને તેથી પાણીમાં મધુરરસ જ હોય છે એ વાત ઊડી જશે.) (જો જળમાં પોતાનો મધુર રસ હોય તો આવી કોઈ પણ ઉપાધિ વિનાના શુદ્ધ પાણીમાં મીઠાશ અનુભવાવી જોઈએ ને !)

સમાધાન - (મીઠાશ પાણીનો પોતાનો જ સ્વાદ છે. પણ એ અનભિવ્યક્ત હોય છે. અભિવ્યંજક મળે તો એ જણાય. તેથી જ હરડે ખાધા પછી પાણી પીવાથી પાણી મીઠું લાગે છે. અર્થાત્) હરડેનુ ભક્ષણ પાણીના સ્વાદનું અભિવ્યંજક છે. (હરડે પોતે તો મીઠી લાગતી ન હોવાથી મીઠાશ એની નથી. માટે એ પાણીની જ માનવી પડે છે.)

શંકા - [ હરડેમાં મીઠાશ નથી. પણ મુખમાં ] પાણી અને ઉષ્માનો સંયોગ થવાથી રસાન્તર (= મીઠાશ) ઉત્પન્ન થાય છે. (ને તેથી એ મીઠાશ હરડેની જ છે, પાણીની નહીં.)

સમાધાન - આવી શંકા યોગ્ય નથી, કારણ કે આવી કલ્પના કરવામાં ગૌરવ છે.[૧] વળી, પૃથ્વીત્વજાતિ ખટાશની કારણતાનો અવચ્છેદક છે. (એનો અભાવ હોવાથી) પાણીમાં ખાટો સ્વાદ વગેરે હોતા નથી. લીંબુના પાણીમાં જે ખટાશ અનુભવાય છે તે આશ્રયૌપાધિકી પ્રતીતિ જાણવી.

(વિ.) (૧) કલ્પના ગૌરવ આ રીતે - પાર્થિવ અવયવીમાં જે રસ ઉત્પન્ન થાય છે તેના કારણ તરીકે અવયવનો રસ અથવા પાક મનાયા છે. અર્થાત્ અવયવીના રસનો અવયવરસ સાથે અને પાક સાથે કા૦કા૦ ભાવ તો મનાયેલો જ છે. હવે તમારે જલોષ્માસંયોગ સાથે પણ ત્રીજો કાર્યકારણભાવ હોવાની કલ્પના કરવી પડશે જે ગૌરવ રૂપ છે. તથા હરડેમાં મધુરરસ માનવાનું પણ ગૌરવ છે. માટે એ મધુરરસ જળનો જ છે ને હરડેનું ભક્ષણ તેનું અભિવ્યંજક છે એમ માનવું ઉચિત છે.

---

(मु.) एवं जन्यशीतस्पर्शजनकतावच्छेदकं जन्यजलत्वं, तदवच्छिन्नजनकतावच्छेदकं जलत्वं बोध्यम् । घृष्टचन्दनादौ तु शैत्योपलब्धिश्चन्दनान्तर्वर्तिशीततरसलिलस्यैव । तेजःसंयोगाज्जले उष्णप्रतीतिरौपाधिकी स्फुटैव, तत्र पाकासम्भवात्[१] ।

---

(મુ.) (જેમ જન્યસ્નેહ અંગે કહ્યું હતું) એ પ્રમાણે જન્યશીતસ્પર્શજનકતાવચ્છેદક તરીકે જન્યજલત્વ (જાતિ સિદ્ધ થશે ને) તદવચ્છિન્નજનકતાવચ્છેદક તરીકે જલત્વ (જાતિ સિદ્ધ થાય છે એ) જાણવું. (જલત્વાભાવ હોવા છતાં ઘસેલા ચંદનમાં શીતસ્પર્શોત્પત્તિ થાય છે, તેથી જન્યજલત્વને કારણતાવચ્છેદક માની શકાય નહીં એવી સંભવિત શકાનું

સમાધાન —) ઘસેલા ચંદન વગેરેમા જે ઠંડક અનુભવાય છે તે ચદનગત અધિક શીતળ જલીયાંશની જ હોય છે. (એટલે કે ત્યા પણ કારણ તરીકે જળ હાજર હોવાથી જન્યજલત્વ કારણતાવચ્છેદક હોવામાં કોઈ વાંધો નથી.) અગ્નિસંયોગથી જળમાં જે ઉષ્ણતાની પ્રતીતિ થાય છે તે ઔપાધિકી હોવી સ્પષ્ટ જ છે. કારણ કે જળમાં પાક સંભવતો નથી.[1]

(વિ.) (૧) જેમ ઘડામાં પાક થવાથી જૂનો શ્યામવર્ણ નાશ પામી રક્તવર્ણ જે ઉત્પન્ન થાય છે એ અગ્નિસંયોગ કાઢી લીધા પછી પણ કાયમ રહે છે. એ રીતે પાણીમાં પાક થઈને ઉષ્ણસ્પર્શ પેદા થયો છે એમ માની લેવામાં આવે તો એનો જૂનો શીતસ્પર્શ નષ્ટ થયેલો માનવો પડે તથા અગ્નિસંયોગ કાઢી લીધા પછી પણ ઉષ્ણસ્પર્શ કાયમ રહેવો જોઈએ. પણ એ રહેતો નથી ને પાણી ઠંડું પડી જાય છે. માટે એમાં પાકથી ઉષ્ણસ્પર્શ પેદા થયો છે એમ માની શકાય નહીં.

(का.) स्नेहस्तत्र द्रवत्वं तु सांसिद्धिकमुदाहृतम् ॥ ३९ ॥

(मु.) स्नेहस्तत्रेति । घृतादावपि तदन्तर्वर्तिजलस्यैव स्नेह , जलस्य स्नेहसमवायिकारणत्वात्, तेन जले एव स्नेह इति मन्तव्यम् । द्रवत्वमिति । सासिद्धिकद्रवत्वत्वं जातिविशेष' प्रत्यक्षसिद्ध· । [1]तदवच्छिन्नजनकतावच्छेदकमपि तदेवेति भाव. । तैलादावपि जलस्यैव द्रवत्व, [2]स्नेहप्रकर्षेण च दहनानुकूल्यमिति वक्ष्यति ॥ ३९ ॥

(કા.) જળમાં સ્નેહ અને દ્રવત્વ તો સાંસિદ્ધિક કહ્યું છે.

(મુ.) ઘી વગેરેમાં [ જે સ્નેહ (= સ્નિગ્ધતા) જણાય છે તે ] પણ તે ઘીમાં અન્તર્વર્તી જળનો જ સ્નેહ હોય છે, કારણ કે જળ સ્નેહનું સમવાયિકારણ છે. તેથી જળમાં જ સ્નેહ હોય છે એમ માનવું જોઇએ. સાસિદ્ધિક દ્રવત્વત્વ એ જાતિવિશેષ છે જે પ્રત્યક્ષસિદ્ધ છે. [1]તદવચ્છિન્નજનકતાવચ્છેદક પણ તદ્ (= જન્યજલત્વ જ) છે. તેલ વગેરેમા પણ જળનું જ દ્રવત્વ હોય છે. સ્નેહપ્રકર્ષ હોવાના કારણે દહનાનુકૂલતા હોય છે તે આગળ કહેશે.

(વિ.) (૧) સાસિદ્ધિક દ્રવત્વત્વાવચ્છિન્નકાર્યતાનિરૂપિત કારણતાનો અવચ્છેદક જન્યજલત્વ અને જન્યજલત્વાવચ્છિન્ન કાર્યતા નિરૂપિત કારણતાનો અવચ્છેદક જલત્વ... એમ જલત્વજાતિની સિદ્ધિ જાણવી.

(૨) તેલમાં જે દ્રવત્વ જણાય છે તે નૈમિત્તિક નથી પણ સાંસિદ્ધિક હોય છે એ પ્રત્યક્ષસિદ્ધ છે. પણ વસ્તુતઃ એ સાંસિદ્ધિક દ્રવત્વ તેલમાં અંતર્ગત જળનું જ હોય છે.

**શંકા** - તેલમાં જો પાણી રહેલું હોય તો તો અંગારા પર તેલ નાખવાથી અગ્નિ પ્રદીપ્ત ન થવો જોઈએ, પણ શાંત થઇ જવો જોઇએ.

**સમાધાન** - સામાન્ય જળ દહનવિરોધી હોવા છતાં તેલમાં રહેલું જળ સ્નેહપ્રકર્ષ (ઘણી સ્નિગ્ધતા) ધરાવતું હોવાથી દહનને અનુકૂળ હોય છે. આ વાત આગળ સ્નેહના નિરૂપણ વખતે કહેવાશે.

(का.) नित्यतादि प्रथमवत् किन्तु देहमयोनिजम् ।
इन्द्रियं रसनं सिन्धुहिमादिर्विषयो मतः ॥ ४० ॥

(मु.) प्रथमवदिति । पृथिव्या इवेत्यर्थ । तथाहि - जल द्विविध नित्यमनित्यं च, परमाणुरूपं नित्य, द्व्यणुकादि सर्वमनित्यमवयवसमवेत च । अनित्यमपि त्रिविध - शरीरेन्द्रियविषयभेदात् । पृथिवीतो यो विशेषस्तमाह - किन्त्विति । देहमयोनिजं - अयोनिजमेवेत्यर्थ । जलीय शरीरमयोनिजं वरुणलोके प्रसिद्धम् । इन्द्रियमिति । जलीयमित्यर्थ । तथाहि - रसन जलीय, गन्धाद्यव्यञ्जकत्वे सति रसव्यञ्जकत्वात्, सक्तुरसाभिव्यञ्जकोदकवत् । रसनेन्द्रियसन्निकर्षे व्यभिचारवारणाय द्रव्यत्व देयम् ।

**(કા.) નિત્યતા વગેરે પ્રકાર પ્રથમ (= પૃથ્વી)વત્ જાણવા. પણ (જલીય) દેહ અયોનિજ હોય છે. ઇન્દ્રિય રસના છે. અને સિંધુ-હિમ વગેરે વિષયો જાણવા.**

(મુ.) પ્રથમવત્ = પૃથ્વીની જેમ. તે આ રીતે - જળ બે પ્રકારે છે - નિત્ય અને અનિત્ય. પરમાણુરૂપ (જળ) નિત્ય છે, દ્વ્યણુક વગેરે બધું (જળ) અનિત્ય છે ને અવયવોમાં સમવેત હોય છે. અનિત્ય (જળ) પણ ત્રણ પ્રકારનું છે. શરીર, ઇંન્દ્રિય અને વિષય. પૃથ્વી કરતાં જે વિશેષતા છે તે જણાવે છે - જલીય દેહ માત્ર અયોનિજ જ હોય છે. આવું અયોનિજ જલીય શરીર વરુણલોકમાં હોવું પ્રસિદ્ધ છે. રસના એ જલીય ઇંન્દ્રિય છે. તેની સિદ્ધિ આ રીતે -

રસનેન્દ્રિય જલીય છે, કારણ કે ગંધાદિની અવ્યંજક હોવા સાથે રસની વ્યંજક છે, જેમ કે સક્તુના સ્વાદનું અભિવ્યંજક પાણી. (રસનેન્દ્રિયસંનિકર્ષ પણ માત્ર રસનો જ અભિવ્યજક છે ને છતાં એ જલીય નથી. તેથી) રસ-નેન્દ્રિયસંનિકર્ષમાં આવતા વ્યભિચારના વારણ માટે 'દ્રવ્યત્વ' એવું વિશેષણ જોડવું. (એટલે કે द्रव्यत्वे सति गन्धाद्यव्यञ्जकत्वे सति रसाभिव्यञ्जकत्वात् એવો હેતુ થશે.)

---

(मु.) विषयं दर्शयति -सिन्धुरिति । सिन्धु = समुद्रः, हिमं = तुषार., आदिपदात् सरित्कासार-करकादि सर्वोऽपि ग्राह्यः । न च हिमकरकयो कठिनत्वात्पार्थिवत्वमिति वाच्यम्, [१]उष्मणा विलीनस्य तस्य जलत्वस्य प्रत्यक्षसिद्धत्वात्, यद् द्रव्य यद्द्रव्यध्वसजन्यमिति व्याप्तेर्जलोपादानोपादेयत्वसिद्धे. । अदृष्ट-विशेषेण द्रवत्वप्रतिरोधात् करकाया काठिन्यप्रत्ययस्य भ्रान्तित्वात् ॥ ४० ॥

---

**(હિમ-કરામાં જલત્વસિદ્ધિ)**

(મુ.) જળનો વિષય દર્શાવે છે - સિંધુ=સમુદ્ર, હિમ=તુષાર. આદિ શબ્દથી નદી, તળાવ, કરા વગેરે બધાનું પણ (વિષય તરીકે) ગ્રહણ કરવું.

શંકા - હિમ અને કરામાં તો કઠિનતા અનુભવાય છે. (જે પૃથ્વીનો ધર્મ છે.) તેથી તે બેને પાર્થિવ માનવા જોઈએ. (તમે જલીયવિષય તરીકે શા માટે કહો છો ?)

[૧]સમાધાન - ના, (એ પાર્થિવ નથી.) કારણ કે ગરમીથી વિલીન થયેલા તેમાં જલત્વ હોવું પ્રત્યક્ષસિદ્ધ છે. યદ્દ્રવ્યં યદ્દ્રવ્યધ્વંસજન્યં... ઇત્યાદિ વ્યાપ્તિથી જલના ઉપાદાનનુ ઉપાદેયત્વ સિદ્ધ થાય છે. અદૃષ્ટવિશેષથી દ્રવત્વનો પ્રતિરોધ થયો હોવાના કારણે કરકામાં કાઠિન્યની પ્રતીતિ ભ્રાંતિરૂપ જાણવી.

(વિ.) (૧) ગરમીથી વિલીનતા જે થાય છે એ દ્રવત્વરૂપ છે. ને આ દ્રવત્વ જ એમાં રહેલા જલત્વને જણાવે છે.

[ શંકા - વિલીનતા દ્રવત્વ રૂપ છે. પણ એ ગરમીથી થયેલ છે. માટે એ નૈમિત્તિક દ્રવત્વ હોવાથી જલત્વનું સૂચન શી રીતે કરી શકે ? જો વિલીનતાનો અર્થ 'નાશ' કરો... તો એવું સિદ્ધ થાય કે કરાનો નાશ થયા પછી દ્રવ્યાંતર ઉત્પન્ન થાય છે ને તેમાં દ્રવત્વ-જલત્વ જણાય છે. તો આનો અર્થ એ થયો કે એ પાછળથી ઉત્પન્ન થયેલ દ્રવ્યાંતર 'જળ' છે પણ પૂર્વે જે કરાદિ હતા તે 'જળ' છે એમ ક્યાં સિદ્ધ થયું ? ]

સમાધાન - યદ્દ્રવ્યં... ઇત્યાદિ વ્યાપ્તિથી જણાય છે કે પાછળથી ઉત્પન્ન થયેલું જળ જો કરાના ધ્વંસ જન્ય છે તો બંનેનું ઉપાદાન એક જ હોય. ને પાણીના ઉપાદાન તો જલીય પરમાણુ જ છે. માટે કરાના ઉપાદાન પણ જલીય પરમાણુ જ હોવાથી કરા જલીય જ છે.

[શંકા - હિમ-કરા ભલે જલીય હો.. પણ એ બેમાં કઠિનતાની પ્રતીતિ થાય છે એનું શું ? ]

સમાધાન - એ પ્રતીતિ ભ્રાંત છે. અવયવી સ્વરૂપ કરા દ્રવ્ય નષ્ટ ન થયું હોય તો એનું સાંસિદ્ધિકદ્રવત્વ નષ્ટ થઈ શકે નહીં. એટલે સાંસિદ્ધિકદ્રવત્વ ઊભું તો છે જ. છતા કઠિનતા જણાય છે, માટે એ ભ્રાંતિ છે.

શંકા - જો એમાં સાંસિદ્ધિકદ્રવત્વ ઊભું છે તો કઠિનતા શી રીતે જણાય ?

**સમાધાન** - ઉપભોક્તા પુરુષના અદૃષ્ટવિશેષથી દ્રવત્વ પ્રતિરોધ પામે. અર્થાત્ પ્રત્યક્ષ થતું અટકી જાય છે. એનું પ્રત્યક્ષ નથી થતું એટલે કઠિનતાનો ભ્રમ થાય છે.

---

(का.) उष्णः स्पर्शस्तेजसस्तु स्याद्रूपं शुक्लभास्वरम् ।
नैमित्तिकं द्रवत्व तु नित्यतादि च पूर्ववत् ॥ ४१ ॥

(मु.) तेजो निरूपयति - उष्ण इति । उष्णत्व स्पर्शनिष्ठो जातिविशेष. प्रत्यक्षसिद्ध । इत्थं च जन्योष्णस्पर्शसमवायिकारणतावच्छेदक तेजस्त्व जातिविशेष , तस्य परमाणुवृत्तित्वं जलत्वस्येवानुसन्धेयम् । न चोष्णस्पर्शवत्त्व चन्द्रकिरणादावव्याप्तमिति वाच्यम्, तत्राप्युष्णस्पर्शस्य सत्त्वात्, किन्तु तदन्तः-पातिजलस्पर्शेनाभिभवादग्रह । एव रत्नकिरणादो च पार्थिवस्पर्शेनाभिभवात्, चक्षुरादौ चानुद्भूतत्वादग्रह. ।

---

**(તેજોનિરૂપણ)**

(કા.) તેજસ્ દ્રવ્યમાં ઉષ્ણસ્પર્શ, ભાસ્વરશુક્લરૂપ અને નૈમિત્તિક દ્રવત્વ જાણવા. નિત્યતા વગેરે પૂર્વવત્ જાણવા.

(મુ.) ૪૧મી કારિકામાં તેજસ્ દ્રવ્યનું નિરૂપણ કરે છે - ઉષ્ણત્વ એ સ્પર્શમાં રહેલ પ્રત્યક્ષસિદ્ધ જાતિવિશેષ છે. એટલે જન્યઉષ્ણસ્પર્શની સમવાયિકારણતાના અવચ્છેદક તરીકે (જન્યતેજસ્ત્વની સિદ્ધિ, ને તદવચ્છિન્નની સમવાયિકારણતાના અવચ્છેદક તરીકે) તેજસ્ત્વ નામની જાતિવિશેષની સિદ્ધિ થાય છે. એ જાતિ પરમાણુમાં પણ રહી છે એ વાત જલત્વની જેમ જાણી લેવી. "ઉષ્ણસ્પર્શવત્ત્વ આવું તેજસ્ દ્રવ્યનું લક્ષણ જે જણાય છે તે ચન્દ્રકિરણાદિમાં અવ્યાપ્ત છે" એમ ન કહેવું, કારણ કે તેમાં પણ ઉષ્ણસ્પર્શ રહ્યો તો હોય જ છે, પણ એ ચન્દ્રકિરણાદિમાં અંતઃપાતી જળના શીતસ્પર્શથી અભિભવ પામ્યો હોવાથી જણાતો નથી. એમ રત્નકિરણાદિમાં પાર્થિવસ્પર્શથી અભિભવ* પામ્યો હોવાના કારણે ને ચક્ષુ વગેરેમાં અનુદ્ભૂત હોવાના કારણે ઉષ્ણસ્પર્શનુ પ્રત્યક્ષ થતું નથી

---

(मु.) रूपमित्यादि । वैश्वानरे मरकतकिरणादौ च पार्थिवरूपेणाभिभवात् शुक्लरूपाग्रह । [1]अथ तद्रूपाग्रहे धर्मिणोऽपि चाक्षुषत्व न स्यादिति चेत् ? न, अन्यदीयरूपेणैव धर्मिणो ग्रहसम्भवात् शङ्खस्येव पित्तपीतिम्ना । वह्नेस्तु शुक्ल रूप नाभिभूत, किन्तु तदीय शुक्लत्वमभिभूतमित्यन्ये ।

---

(મુ.) અગ્નિમાં તેમ જ મરકતમણિના કિરણ વગેરેમા પાર્થિવરૂપથી અભિભવ થયો હોવાના કારણે શુકલરૂપનું પ્રત્યક્ષ થતું નથી. [૧]"શુક્લરૂપનુ પ્રત્યક્ષ નહીં હોય તો ધર્મીનું પણ ચાક્ષુષ પ્રત્યક્ષ નહીં થાય" એવી જો શંકા હોય તો એ બરાબર નથી, કારણ કે અન્યના રૂપથી પણ ધર્મીનુ પ્રત્યક્ષ સંભવે છે, જેમ કે પિત્તના પીળારૂપથી શંખનું પ્રત્યક્ષ થાય છે. "અગ્નિનું શુક્લરૂપ અભિભૂત નથી થતુ, પણ તે શુક્લરૂપમાં રહેલ શુકલત્વ અભિભૂત થઇ જાય છે" એમ અન્ય વિદ્વાનો કહે છે.

(વિ.) તેજસ્ દ્રવ્યનું ભાસ્વરશુક્લરૂપ કહ્યું છે પણ એમાં લક્ષણ તરીકે 'ભાસ્વરરૂપવત્ત્વ' જ જાણવું, 'શુક્લ'પદ નિરર્થક હોવાથી જરૂર નથી.

ભાસ્વરત્વ એ શુક્લત્વવ્યાપ્યજાતિવિશેષ છે.

(૧) શંકા - રૂપ ન દેખાતું હોય ને રૂપવાન્ દ્રવ્ય દેખાતું હોય એ સંભવતું નથી. ઘડાની સાથે ઘડાનું રૂપ પણ દેખાય જ... 'ઘડાનું લાલ-કાળું કોઇ રૂપ દેખાતુ નથી ને છતાં ઘડો દેખાય છે' આવું બની શકે નહીં. એટલે જો અગ્નિનું શુક્લરૂપ અભિભવના કારણે ન દેખાતુ હોય તો એ રૂપનો ધર્મી -(અગ્નિ) પણ દેખાવો ન જ જોઈએ.

---

* બળવાન્ સજાતીય પદાર્થનો સંબધ થવો કે એ સંબંધ થવાના કારણે ગ્રહણ ન થવું એ 'અભિભવ' શબ્દનો અર્થ છે

**સમાધાન** - અમુક વિશેષ પરિસ્થિતિમાં પરકીય રૂપથી પણ દ્રવ્યનું પ્રત્યક્ષ સંભવે છે. દ્રવ્યના ચાક્ષુષ પ્રત્યક્ષ માટે ઉદ્‌ભૂત રૂપ જોઈએ. પછી એ સ્વકીય હોય કે પરકીય હોય... જેમ શંખનું પોતાનું તો પીળું રૂપ હોતું નથી... છતાં કમળાના દર્દીને, શંખના શ્વેતવર્ણનું ગ્રહણ થતું ન હોવા છતાં પીત शङ्खः એમ પ્રત્યક્ષ તો થાય જ છે. [ચક્ષુ સાથે ગયેલા પિત્તની પીળાશ શંખના શ્વેતવર્ણનો અભિભવ કરે છે. માટે શ્વેતવર્ણનું ચાક્ષુષ થતું નથી. પિત્તના પીત વર્ણનું પ્રત્યક્ષ થાય છે ને એના દ્વારા શંખનું પીત शङ्खः એવું પ્રત્યક્ષ થાય છે. ]

[ એમ પ્રસ્તુતમાં પાર્થિવ રૂપથી અગ્નિનું પ્રત્યક્ષ સંભવિત છે. ]

[ શંકા - જો અન્યદીયરૂપથી પણ દ્રવ્ય પ્રત્યક્ષ થતું હોય તો વાયુમાં પાર્થિવભાગ ભળવા પર વાયુનું પણ ચાક્ષુષ પ્રત્યક્ષ થવું જોઈએ ને !

**સમાધાન** - વાયુ મૂળમાં પોતે જ પ્રત્યક્ષને અયોગ્ય છે, માટે પરકીયરૂપથી પણ એનું પ્રત્યક્ષ ન થઈ શકે. ]

બીજાઓનો મત એવો છે કે પાર્થિવરૂપથી વહ્નિનું રૂપ અભિભૂત થયું છે એવું નથી. પણ એ રૂપમાં રહેલ શુક્લત્વ અભિભૂત થયું હોય છે. તેથી ચક્ષુ દ્વારા વહ્નિનું જ રૂપ પ્રત્યક્ષ થતું હોય છે, ને તેથી એ રૂપના ધર્મી તરીકે વહ્નિનું પણ સ્વકીયરૂપથી જ પ્રત્યક્ષ થતું હોય છે. પણ એ રૂપમાં શુક્લત્વ અભિભૂત હોવાથી રક્તત્વાદિ ભાસતા હોય છે.

---

(मु.) नैमित्तिकमिति । सुवर्णादिरूपे तेजसि तत्सत्त्वात् । न च नैमित्तकद्रवत्ववत्त्वं दहनादावव्याप्तं, घृतादावतिव्याप्त चेति वाच्यम्, पृथिव्यवृत्ति-नैमित्तिकद्रवत्ववद्वृत्ति-द्रव्यत्वसाक्षाद्व्याप्यजातिमत्त्वस्य विवक्षितत्वात् । पूर्ववदिति । जलस्येवेत्यर्थ । तथाहि-तद् द्विविधं-नित्यमनित्य च, नित्यं परमाणुरूप, तदन्यदनित्यमवयवि च । तच्च त्रिधा-शरीरेन्द्रियविषयभेदात् । शरीरमयोनिजमेव, तच्च सूर्यलोकादौ प्रसिद्धम् ॥ ४१ ॥

---

(મુ.) નૈમિત્તિક દ્રવત્વ સુવર્ણાદિરૂપ તેજસ્ દ્રવ્યમાં રહ્યું હોવાથી (નૈમિત્તિક દ્રવત્વવત્ત્વ લક્ષણ અસંભવદોષગ્રસ્ત નથી.) "(પણ એ) નૈમિત્તિક દ્રવત્વવત્ત્વ અગ્નિ વગેરેમા ન હોવાથી અવ્યાપ્ત છે અને ઘી વગેરે (લક્ષ્યેતર)માં હોવાથી અતિવ્યાપ્ત છે" એમ ન કહેવું, કારણ કે અહીં પૃથ્વીમાં નહીં રહેલી અને નૈમિત્તિક દ્રવત્વવાન્‌માં રહેલી એવી જે દ્રવ્યત્વસાક્ષાદ્‌વ્યાપ્યજાતિ તદ્‌વત્ત્વની વિવક્ષા છે. તેજસ્ દ્રવ્યના નિત્ય વગેરે ભેદ પૂર્વવદ્ = જળની જેમ જાણવા. તે આ રીતે - તેજસ્‌દ્રવ્ય બે પ્રકારનું છે. નિત્ય અને અનિત્ય. નિત્ય પરમાણુરૂપ છે ને તદ્‌ભિન્ન અનિત્ય છે - તેમ જ અવયવી છે. અનિત્ય તેજસ્ દ્રવ્ય શરીર-ઇન્દ્રિય અને વિષયભેદે ૩ પ્રકારનું છે. તૈજસીય શરીર અયોનિજ જ હોય છે ને એ સૂર્યલોક વગેરેમાં પ્રસિદ્ધ છે. ॥ ૪૧॥

---

(का.) इन्द्रियं नयनं वह्निः स्वर्णादिर्विषयो मतः ।

(मु ) अत्र यो विशेषस्तमाह - इन्द्रियमिति । ननु चक्षुषस्तैजसत्वे कि मानमिति चेत् ? चक्षु· तैजसं, परकीयस्पर्शाद्यव्यञ्जकत्वे सति परकीयरूपव्यञ्जकत्वात्, प्रदीपवत् । प्रदीपस्य स्वीयस्पर्शव्यञ्जकत्वादत्र दृष्टान्तेऽव्याप्तिवारणाय प्रथमं परकीयेति । घटादे. स्वीयरूपव्यञ्जकत्वाद् व्यभिचारवारणाय द्वितीयं परकीयेति । [1]अथवा प्रभाया दृष्टान्तत्वसम्भवादाद्य परकीयेति न देयम् । चक्षु.सन्निकर्षे व्यभिचारवारणाय द्रव्यत्वं देयम् ।

---

## (ચક્ષુમાં તેજસ્ત્વસિદ્ધિ)

**(કા.) તેજસ્ દ્રવ્યની ઇન્દ્રિય નયન છે અને વિષય તરીકે અગ્નિ-સુવર્ણાદિ મનાયા છે.**

(મુ.) તેજસ્ દ્રવ્યમાં જે વિશેષતા છે તે જણાવે છે - ચક્ષુ ઇન્દ્રિય તૈજસ છે.

શંકા - ચક્ષુ તૈજસ હોવામા શુ પ્રમાણ છે ?

**સમાધાન** - (અનુમાન પ્રમાણ છે.) ચક્ષુ તૈજસ છે, કારણ કે પરકીય સ્પર્શાદિની અવ્યંજક હોવા સાથે પરકીયરૂપની વ્યંજક છે, જેમ કે પ્રદીપ. (દૃષ્ટાંતભૂત) પ્રદીપ સ્વકીયસ્પર્શનો વ્યંજક તો છે જ. એટલે (જો પ્રથમ 'પરકીય'પદ ન મૂકે તો હેતુનું વિશેષણ 'સ્પર્શાદિ અવ્યંજકત્વ' એટલું જ થાય જે પ્રદીપમાં ન હોવાથી એની) દષ્ટાતમાં અવ્યાપ્તિ થાય. તેથી એના વારણ માટે એ પ્રથમ 'પરકીય'પદ મૂક્યુ છે. ઘટાદિ (પણ પરકીયસ્પર્શાદિનું પ્રત્યક્ષ કરાવી શકતા ન હોવાથી પરકીયસ્પર્શાદિના અવ્યંજક તો છે જ. વળી) સ્વકીયરૂપના વ્યંજક છે. (તેથી જો બીજું 'પરકીય'પદ મૂકવામા ન આવે તો જે હેતુ થાય કે परकीयस्पर्शाद्यव्यञ्जकत्वे सति रूपाव्यञ्जकत्व તે ઘટાદિમા પણ રહી જાય, જ્યાં તૈજસત્વ નથી.) તેથી વ્યભિચાર આવે. એના વારણ માટે બીજુ 'પરકીય'પદ છે. (ઘટાદિ પરકીયરૂપના વ્યંજક ન હોવાથી હવે એમાં હેતુ જ ન જવાથી વ્યભિચાર નહીં આવે.)

૧અથવા, (પ્રદીપના બદલે) પ્રભાને દૃષ્ટાંત તરીકે લેવી પણ સભવિત હોવાથી પ્રથમ 'પરકીય'પદની જરૂર નથી. ચક્ષુસન્નિકર્ષમાં વ્યભિચાર ન આવે એ માટે (અહીં પણ) 'દ્રવ્યત્વ' વિશેષણ જોડવું.

(વિ.) (૧) પ્રભાને દૃષ્ટાંત તરીકે લેવામાં પ્રથમ પરકીયપદની જરૂર એટલા માટે નથી કે એ ન મૂકવા છતાં એ દૃષ્ટાત હેતુવિકલ બનતું નથી. તે પણ એટલા માટે કે પ્રભા સ્વકીયસ્પર્શની પણ અભિવ્યંજક નથી. પ્રદીપ સ્વકીયસ્પર્શનો વ્યંજક હતો તેથી એ હેતુવિકલ ન બની જાય એ માટે 'પરકીય'પદ મૂકેલુ.

શંકા - જો પ્રથમ 'પરકીય'પદ કાઢી નાખો તો દ્વિતીય 'પરકીય'પદની પણ શી જરૂર છે ? કારણ કે ઘટાદિમાં વ્યભિચારના વારણ માટે એ મૂકેલું. પણ હવે પ્રથમ 'પરકીય'પદ કાઢી નાખવાથી 'स्पर्शाद्यव्यञ्जकत्व' આટલું જ જે હેતુનું વિશેષણ રહે છે તે જ ઘટાદિમાં નથી, કારણ કે ઘટાદિ સ્વકીય સ્પર્શાદિના તો વ્યંજક છે જ. એટલે વિશિષ્ટ હેતુ જ ઘટાદિમાં ન રહેવાથી વ્યભિચાર આવતો જ નથી.

**સમાધાન** - છિદ્રમાથી પ્રવેશતા સૂર્યકિરણમાં જે પાર્થિવ રજકણો દેખાય છે તેનો સ્પર્શ જણાતો નથી, પણ રૂપ દેખાય છે. એટલે કે એનામા સ્વકીયસ્પર્શવ્યંજકત્વ પણ નથી, કિંતુ રૂપવ્યંજકત્વ છે. તેથી જો બીજું 'પરકીય' એવું વિશેષણ પણ ન મૂકીએ તો स्पर्शाद्यव्यञ्जकत्वे सति रूपव्यञ्जकत्व આવો જે હેતુ થાય છે એ તેમાં રહી જવાથી ને તૈજસત્વ ન હોવાથી વ્યભિચાર આવે. એટલે એના વારણ માટે બીજું 'પરકીય'પદ તો આવશ્યક છે જ. આ પાર્થિવ ત્રસરેણુ પરકીયરૂપાદિની વ્યજક ન હોવાથી હેતુ જ એમા ન રહેવાના કારણે હવે વ્યભિચાર નહીં આવે.

परकीयस्पर्शाद्यव्यञ्जकत्वे सति (અથવા स्पर्शाद्यव्यञ्जकत्वे सति) આવું આખુ વિશેષણ ન મૂકે તો परकीयरूपव्यञ्जकत्व એટલો જ હેતુ રહે જે મનમાં હોવાથી વ્યભિચાર આવે. એના વારણ માટે આખું વિશેષણ છે. મન તો સ્પર્શાદિના ત્વાચપ્રત્યક્ષાદિનું પણ કારણ બનતું હોવાથી સ્પર્શાદિવ્યંજક પણ છે. તેથી વ્યભિચાર નહીં આવે.

ચક્ષુમાં પરકીય સંખ્યાદિનું પણ અભિવ્યંજકત્વ છે. એટલે હેતુ સ્વરૂપાસિદ્ધ ન થઈ જાય એ માટે 'પરકીયસ્પર્શાદ્યવ્યંજકત્વ'માં 'સ્પર્શાદિ'નો ઉલ્લેખ છે.

---

(मु.) विषय दर्शयति - वह्निनरिति । ननु सुवर्णस्य तैजसत्वे कि मानम् ? इति चेत् ? न, सुवर्ण तैजस, असति प्रतिबन्धकेऽत्यन्तानलसयोगेऽप्यनुच्छिद्यमान(जन्य)द्रवत्वात्, यन्नैव तन्नैव, यथा पृथिवीति । न चाप्रयोजक, पृथिवीद्रवत्वस्य जन्यजलद्रवत्वस्य चात्यन्तानलसयोगनाश्यत्वात् । १ननु पीतिमगुरुत्वाश्रयस्यापि तदानी द्रुतत्वात्तेन व्यभिचार इति चेत् ? न, जलमध्यस्थमसीक्षोदवत् तस्याद्रुतत्वात् ।

---

## (સુવર્ણમાં તૈજસત્વસિદ્ધિ)

(મુ.) (તૈજસ) વિષય દર્શાવે છે - "સુવર્ણ તૈજસ(દ્રવ્ય) છે એમાં શું પ્રમાણ છે" આવી શંકા યોગ્ય નથી, કારણ કે (એમાં અનુમાન પ્રમાણ છે. તે આ -)

સુવર્ણ તૈજસ છે, કારણ કે પ્રતિબંધક ન હોવા છતાં અને ખૂબ અગ્નિસંયોગ આપવા છતાં પણ અનુચ્છિદ્યમાન (નાશ નહીં પામે એવા) જન્યદ્રવત્વવાળું છે. જે સાધ્યવાન્ (=તૈજસ) નથી હોતું તે હેતુમાન્ (=આવા દ્રવત્વવાળું)પણ નથી હોતું, જેમ કે પૃથિવી. આ અનુમાન અપ્રયોજક પણ નથી, કારણ કે પૃથ્વીનું દ્રવત્વ અને જન્યજળનું દ્રવત્વ અત્યંત અગ્નિસંયોગ આપવા પર નાશ પામી જાય છે. [૧]"પીળાશ અને ગુરુત્વનું આશ્રયભૂત દ્રવ્ય પણ ત્યારે દ્રવી ગયું હોય છે (ને છતાં એનું દ્રવત્વ નાશ પામ્યુ હોતું નથી.) તેથી તેનાથી વ્યભિચાર છે" એવી શકા યોગ્ય નથી, કારણ કે પાણીના મધ્યભાગમા રહેલ મસીચૂર્ણની જેમ એ દ્રવ્યું જ હોતું નથી.

(વિ.) ઘી વગેરે જે પાર્થિવ દ્રવ્યો દ્રવે છે (પીગળે છે) તે, તથા જળ... આ બંને ખૂબ તપાવવામાં આવે તો ઊડી જાય છે... અર્થાત્ તેનું પ્રવાહીપણું જાળવી રાખી શકતા નથી. જ્યારે સુવર્ણને એ પીગળી ગયા બાદ પણ ગમે એટલું ભઠ્ઠા પર તપાવ્યા કરાય, એનું પ્રવાહીપણું ક્યારેય નષ્ટ થતું નથી, એ પ્રવાહીપણું જાળવી જ રાખે છે. એટલે જણાય છે કે સુવર્ણ પૃથ્વી કે જળથી ભિન્ન છે. વળી પ્રવાહીપણું તો પૃથ્વી-જળ અને તેજસ્ આ ત્રણમાં જ છે. એટલે નક્કી થાય છે કે સુવર્ણ તેજસ્દ્રવ્ય છે. આ જ વાતને સુવર્ણં તૈજસ... ઇત્યાદિ અનુમાન પ્રયોગ દ્વારા સિદ્ધ કરી છે.

પાણીમાં રહેલું ઘી ખૂબ તપાવવા છતાં ઊડી જતું નથી. એટલે કે अनुच्छिद्यमानजन्यद्रवत्त्ववाળું તો એ છે જ. તેથી એમાં વ્યભિચાર ન થાય એ માટે असति प्रतिबन्धके લખ્યું છે. (પાણી પ્રતિબંધક હોવાથી ઘીનું દ્રવત્વ ઉચ્છિન્ન થતું નથી.)

સામાન્ય અગ્નિસંયોગથી તો પાણી-ઘી વગેરેનું દ્રવત્વ પણ ઉચ્છિન્ન થતું નથી. એટલે એમાં વ્યભિચાર-વારણાર્થ 'અત્યંતાગ્નિસંયોગ' કહ્યો.

ઉચ્છિદ્યમાનદ્રવત્વ પાણી વગેરેમાં પણ છે. તેથી 'અનુચ્છિદ્યમાન'.

'અનુચ્છિદ્યમાનદ્રવત્વ'નો અર્થ 'અનુચ્છિદ્યમાન દ્રવત્વનું અધિકરણત્વ' એવો કરવો, પણ 'ઉચ્છિદ્યમાનદ્રવત્વનું અનધિકરણત્વ' એવો નહીં, કારણ કે ગગન વગેરેમાં (દ્રવત્વ જ ન હોવાથી) 'ઉચ્છિદ્યમાનદ્રવત્વનું અનધિકરણત્વ' પણ છે જ, જેથી વ્યભિચાર સ્પષ્ટ છે.

જલીયપરમાણુગત દ્રવત્વ નિત્ય હોવાથી અનુચ્છિદ્યમાન છે જ. તેથી એમાં વ્યભિચાર ન આવે એ માટે 'જન્ય' પદ મૂક્યું છે.

જે કોઈમાં આવા અનુચ્છિદ્યમાનજન્યદ્રવત્વ રૂપ હેતુ રહ્યો છે એ બધા જ પક્ષભૂત હોવાથી અન્વયદૃષ્ટાંત મળતું નથી, તેથી વ્યતિરેક દૃષ્ટાંત આપ્યું છે. જે તેજસ્ નથી તે પ્રતિબંધકની ગેરહાજરીમાં અત્યંત અગ્નિસંયોગ મળવા છતાં ઉચ્છિન્ન ન થઈ જાય એવા જન્યદ્રવત્વવાળું પણ નથી હોતું, જેમ કે ઘી વગેરે પૃથ્વીદ્રવ્ય.

આ અનુમાન અપ્રયોજક પણ નથી, કારણ કે ઉપર કહ્યા મુજબ એમાં અનુકૂળતર્ક છે કે પૃથ્વી અને જન્યજળનું દ્રવત્વ તો અત્યંતાગ્નિસંયોગે ઉચ્છિદ્યમાન હોય છે.

(૧) શંકા - પીતવર્ણ ને ગુરુત્વ સુવર્ણમાં જે જણાય છે તે માટે તમારે સુવર્ણમાં પાર્થિવ અંશ ભળેલો પણ માનવો પડે છે. કારણ કે તૈજસ્ના તો આ બે ગુણ નથી. તપાવવામા આવતા આ પાર્થિવભાગ પણ સુવર્ણની સાથે દ્રવી જાય છે. એટલે કે એમાં પણ જન્ય દ્રવત્વ છે. હવે સુવર્ણરસને ગમે એટલો ઉકાળો તો પણ એ પીળો વર્ણ કે ભારેપણું છોડતું નથી, એનો અર્થ કે હજુ પણ પીળાશના ને ગુરુત્વના આધારભૂત જે પાર્થિવ ભાગ છે તે પણ ઊડી ગયો નથી, સુવર્ણની સાથે જ પ્રવાહીરૂપે વિદ્યમાન છે. એટલે એનું જન્યદ્રવત્વ પણ અત્યંતાગ્નિસંયોગ આપવા છતાં અનુચ્છિદ્યમાન જ રહ્યું છે. ને તેમાં તો સાધ્ય તૈજસત્વનો અભાવ છે. એટલે વ્યભિચારદોષ સ્પષ્ટ છે.

**સમાધાન** - પાણીમાં કાળી મેશની રજકણો પડી હોય તો ગમે એટલું તપાવવા છતાં એ મેંશ પીગળતી નથી. એમ સુવર્ણ પીગળી જવા છતાં એમાં રહેલો પીળાશ અને ગુરુત્વના આશ્રયભૂત પાર્થિવભાગ પીગળ્યો હોતો નથી. એટલે એમાં દ્રવત્વ જ નથી, તો અનુચ્છિદ્યમાનદ્રવત્વ તો ક્યાંથી હોય ? એટલે હેતુ જ રહ્યો ન હોવાથી વ્યભિચાર નથી.

[શંકા - પાણીમા મસીચૂર્ણ દ્રવતું નથી એમાં શું પ્રમાણ છે ?

સમાધાન - પાણીને જો ખૂબ તપાવી વરાળ કરી દેવામાં આવે તો પણ એ મસીચૂર્ણ તો પડ્યું જ રહે છે. જો એ દ્રવી ગયુ હોત તો એ પણ ઊડી જવાથી વાસણમાં તળિયે કાળાશ દેખાય નહીં. ]

(मु.) अपरे तु पीतिमाश्रयस्यात्यन्ताग्निसंयोगेऽपि पूर्वरूपापरावृत्तिदर्शनात् तत्प्रतिवन्धक विजातीयद्रवद्रव्य कल्प्यते। तथाहि - अत्यन्ताग्निसयोगी पीतिमगुरुत्वाश्रय विजातीयरूपप्रतिबंधकद्रवद्रव्यसयुक्त., अत्यन्ताग्निसयोगे सत्यपि पूर्वरूपविजातीयरूपानधिकरणपार्थिवत्वात्, जलमध्यस्थपीतपटवत्। तस्य च पृथिवीजलभिन्नस्य तेजस्त्वनियमात्।

(મુ.) બીજા વિદ્વાનો, પીતિમાના આશ્રયમાં અત્યતઅગ્નિસયોગ આપવા છતાં પૂર્વરૂપનું અપરાવર્તન જોવા મળે છે તેથી રૂપપરાવર્તનના પ્રતિબધક વિજાતીયદ્રવ દ્રવ્યની કલ્પના કરે છે. તે આ રીતે - અત્યંતઅગ્નિસંયોગવાળો પીતિમગુરુત્વાશ્રય વિજાતીય-રૂપપ્રતિબંધક દ્રવદ્રવ્ય સયુક્ત હોય છે, કારણ કે અત્યંતાગ્નિસયોગ હોવા છતાં પૂર્વરૂપથી વિજાતીયરૂપનું અનધિકરણ એવું પાર્થિવ દ્રવ્ય છે. જેમ કે જળમધ્યસ્થ પીળુ કપડું. તે (વિજાતીયદ્રવદ્રવ્ય) પૃથિવીજળ ભિન્ન (હોવાથી) તેજસ્ હોવુ આવશ્યક છે.

(વિ.) પાણીમાં રહેલા કપડાંને ગમે એટલું અગ્નિ પર રાખવામાં આવે તો પણ જ્યાં સુધી પાણી વિદ્યમાન છે ત્યા સુધી કપડાનો રંગ બદલાતો નથી. કપડું એ પાર્થિવદ્રવ્ય છે. ખૂબ અગ્નિસંયોગ મળવા પર એના વર્ણનું પરિવર્તન થવું જ જોઈએ. પણ એ નથી થતું એથી જણાય છે કે એનાથી વિજાતીય એવું પ્રવાહી જળદ્રવ્ય એ રૂપપરાવર્તનનું પ્રતિબંધક છે. આ જ રીતે પ્રવાહી બની ગયેલા સુવર્ણને પણ ગમે એટલું તપાવવા છતાં એનો વર્ણ બદલાતો નથી. પીળાશના આશ્રયભૂત દ્રવ્ય તો પાર્થિવ જ છે ને છતા ખૂબ અગ્નિસંયોગ આપવા છતાં પૂર્વરૂપથી વિજાતીયરૂપ ઉત્પન્ન થતું નથી. માટે ત્યાં પણ કોઈ રૂપપરાવર્તનનું પ્રતિબંધક વિજાતીય દ્રવદ્રવ્ય હોવું જોઈએ. એ દ્રવ્ય વિજાતીય છે, માટે પૃથ્વી તો નથી જ. જળ પણ નથી, કારણ કે એ પ્રવાહીદ્રવ્ય તો ખૂબ તપાવવા પર વરાળ બનીને ઊડી જાય છે ને પછી અવશિષ્ટ રહેલ પાર્થિવદ્રવ્યમાં રૂપપરિવર્તન પણ થાય જ છે, કારણ કે પ્રતિબંધક દ્રવ્ય હાજર ન રહ્યું. સુવર્ણમાં આવું નથી થતું. વળી જળમા તો સાંસિદ્ધિક દ્રવત્વ હોય છે, જ્યારે આમાં તો નૈમિત્તિક દ્રવત્વ છે. માટે એ વિજાતીયદ્રવદ્રવ્ય 'જળ' પણ નથી. વાયુ વગેરેમાં તો દ્રવત્વ જ ન હોવાથી એ દ્રવ્ય 'વાયુ' પણ નથી. તેથી એ તેજસ્દ્રવ્ય હોવું સિદ્ધ થાય છે. આ માટે અપાયેલા અનુમાનમાં અત્યંતાગ્નિસંયોગી પીતિમ-ગુરુત્વાશ્રય (સુવર્ણમાં ભળેલ પાર્થિવભાગ) એ પક્ષ છે, વિજાતીય રૂપ પ્રતિબધક દ્રવદ્રવ્યસંયુક્તત્વ એ સાધ્ય છે અને અત્યંતાગ્નિસંયોગ થવા છતાં પણ પૂર્વરૂપથી વિજાતીયરૂપનું અનધિકરણત્વવિશિષ્ટ પાર્થિવત્વ એ હેતુ છે.

આમાં હેતુમાં 'અત્યંતાગ્નિસંયોગ' એવું આખું પદ કે 'અત્યંત' પદ ન મૂકે તો અગ્નિના સંયોગમાં ન આવેલો કે મંદ અગ્નિના સંયોગમાં આવેલો ઘટ, પણ પૂર્વરૂપથી વિજાતીય રૂપનું અનધિકરણ રહેવાથી હેતુમાન્ બને, જેમાં સાધ્ય ન હોવાથી વ્યભિચાર આવે. અત્યંતાગ્નિસંયોગ પામેલા ઘટમાં તો રૂપપરાવર્તન થઈ જ જાય છે.

અત્યંતાગ્નિસંયોગ થવા છતાં જલીય પરમાણુમાં રૂપનું પરિવર્તન થતું નથી. એટલે વ્યભિચાર ટાળવા માટે હેતુમાં 'પાર્થિવ' શબ્દ ઉમેર્યો છે.

[શંકા - આ અનુમાન અપ્રયોજક છે...

**સમાધાન** - ના, આશ્રયનાશાજન્યરૂપનાશ પ્રત્યે પ્રતિબંધકાભાવવિશિષ્ટાગ્નિસંયોગ કારણ હોવાથી આવા કાર્ય-કારણભાવનો ભંગ એ જ અનુકૂળતર્ક છે.]

---

(का.) अपाकजोऽनुष्णाशीतस्पर्शस्तु पवने मतः ॥ ४२ ॥

(मु.) वायुं निरूपयति - अपाकज इति । अनुष्णाशीतस्पर्शस्य पृथिव्यामपि सत्त्वादुक्तमपाकज इति । अपाकजस्पर्शस्य जलादावपि सत्त्वादुक्तमनुष्णाशीतेति । एतेन वायवीयो विजातीय· स्पर्शो दर्शित , तज्जनकतावच्छेदकं वायुत्वमिति भाव ॥ ४२ ॥

---

## (વાયુ નિરૂપણ)

**(કા.) અપાકજ-અનુષ્ણાશીતસ્પર્શ વાયુમાં મનાયો છે.**

(મુ.) ૪૨મી કારિકાના ઉત્તરાર્ધમાં વાયુનું નિરૂપણ કરે છે. ('अनुष्णाशीतस्पर्शवत्त्व' આવુ જે લક્ષણ ફલિત થાય છે એમાં પદકૃત્ય -) અનુષ્ણાશીતસ્પર્શ પૃથ્વીમાં પણ હોય છે તેથી કહ્યું 'અપાકજ.' અપાકજસ્પર્શ જલાદિમાં પણ હોય છે. માટે કહ્યુ અનુષ્ણાશીત. આમ વાયુનો વિજાતીય સ્પર્શ હોય છે એમ જણાવ્યું. એ વિજાતીય સ્પર્શની જનકતાના અવચ્છેદક તરીકે વાયુત્વ સિદ્ધ થાય છે.

(વિ.) પટનો સ્પર્શ પણ અપાકજ અનુષ્ણાશીત હોય છે તેથી અતિવ્યાપ્તિ. તથા, આદ્યક્ષણાવચ્છિન્ન અવયવી રૂપ વાયુમાં અવ્યાપ્તિ... આ બંનેના વારણ માટે જાતિઘટિત લક્ષણ બનાવવું. એટલે કે पाकजस्पर्शवदवृत्ति-अनुष्णाशीतस्पर्शवद्वृत्तिद्रव्यत्वसाक्षाद्व्याप्यजातिमत्त्वं આવું લક્ષણ બનાવવું. પટત્વાદિ આવી જ દ્રવ્યત્વવ્યાપ્ય જાતિ હોવા છતાં દ્રવ્યત્વસાક્ષાદ્વ્યાપ્ય ન હોવાથી અતિ૦નું વારણ જાણવું.

પૃથ્વીમાં અનુષ્ણાશીતસ્પર્શ છે, પણ પાકજ છે.

જળ-તેજમાં ક્રમશઃ શીત ને ઉષ્ણ સ્પર્શ છે.

આ બંનેથી અલગ પ્રકારનો અપાકજઅનુષ્ણાશીતસ્પર્શ વાયુમાં છે. આમાં અપાકજઅનુષ્ણાશીતસ્પર્શત્વ એ સ્પર્શત્વવ્યાપ્ય જાતિવિશેષ (= વિજાતીયસ્પર્શત્વ) જાણવી. એને પણ વ્યાપ્ય જન્યવિજાતીયસ્પર્શત્વ જાતિ છે. તદવચ્છિન્નકાર્યતા નિરૂપિત સમવાયિકારણતાના અવચ્છેદક તરીકે જન્યવાયુત્વની સિદ્ધિ થશે. ને પછી જન્ય-વાયુત્વાવચ્છિન્નકાર્યતાની સમવાયિકારણતાના અવચ્છેદક તરીકે વાયુત્વજાતિની સિદ્ધિ જાણવી.

*શંકા - પટનો સ્પર્શ પણ અપાકજ-અનુષ્ણાશીત છે. એટલે વાયુનો જે વિજાતીય સ્પર્શ કહ્યો એ જ પટમાં પણ છે? જો હા કહેશો, તો એવા વિજાતીય સ્પર્શનું સમવાયિકારણ પટ પણ બની જવાથી એની કારણતાના અવચ્છેદક તરીકે વાયુત્વની સિદ્ધિ નહીં થઈ શકે. એટલે વાયુનો જે અપાકજ-અનુષ્ણાશીત સ્પર્શ છે એ પટીયસ્પર્શ કરતાં પણ વિજાતીય છે એમ માનવું જ પડશે. અને એમ જો માનશો તો, 'વિજાતીયસ્પર્શવત્ત્વ' એટલું જ વાયુનું લક્ષણ કાફી છે.*

*સમાધાન - તમારી વાત સાચી છે. વિજાતીયસ્પર્શવત્ત્વ કે વિજાતીયસ્પર્શવદ્વૃત્તિદ્રવ્યત્વવ્યાપ્ય- જાતિમત્ત્વ આટલું જ લક્ષણ યોગ્ય લાગે છે. 'પાકજસ્પર્શવદવૃત્તિ...' વિશેષણની જરૂર નથી.*

---

(का.) तिर्यग्गमनवानेष ज्ञेयः स्पर्शादिलिङ्गकः ।

(मु.) एष वायु· स्पर्शादिलिङ्गक., वायुर्हि स्पर्श-शब्द-धृति-कम्पैरनुमीयते, [1]विजातीयस्पर्शेन, [2]विलक्षणशब्देन, [3]तृणादीनां धृत्या, [4]शाखादीना कम्पनेन च वायोरनुमानात् । यथा च वायुर्न प्रत्यक्षस्तथाऽग्रे वक्ष्यते ।

(વાયુનાં અનુમાનો)

**(કા.) આ વાયુ તિર્ચ્છી ગતિ કરવાવાળો હોય છે ને સ્પર્શાદિલિંગક છે.**

(મુ.) આ વાયુ સ્પર્શાદિલિંગક છે. વાયુ સ્પર્શ-શબ્દ-ધૃતિ અને કંપથી અનુમાન કરાય છે, કારણ કે [1]વિજાતીયસ્પર્શ, [2]વિલક્ષણશબ્દ, [3]તણખલા વગેરેની ધૃતિ અને [4]શાખા વગેરેનું કંપન... આ બધાથી વાયુનું અનુમાન થાય છે. જે કારણસર 'વાયુ પ્રત્યક્ષ નથી' તે કારણ આગળ કહેવાશે.

(વિ.) પવનનું પ્રત્યક્ષ ન હોવાથી પવન વાય રહ્યો છે - હવા આવી રહી છે આ બધી વાતો અનુમાનથી જણાય છે. એવા ચાર અનુમાન પ્રયોગો જાણવા.

(૧) વાયુનો સ્પર્શ વિજાતીય હોય છે. એ જ્યારે અનુભવાય છે ત્યારે ત્યાં કોઈ રૂપવાન્ દ્રવ્ય તો દેખાતું નથી. એટલે કે એ સ્પર્શ રૂપવાન્ દ્રવ્યમાં સમવેત હોતો નથી. તેથી આવો અનુમાનપ્રયોગ જાણવો —

अय रूपवद्द्रव्याऽसमवेत स्पर्श क्वचिदाश्रित , स्पर्शत्वात् पृथिवीसमवेतस्पर्शवत्

પૃથ્વી વગેરેનો સ્પર્શ તો પૃથ્વીમાં આશ્રિત હોવો સિદ્ધ જ છે. તેથી સિદ્ધસાધન દોષ ન આવે એ માટે 'રૂપવદ્દ્રવ્યાસમવેત' લખ્યું છે. રૂપવદ્દ્રવ્યમાં અસમવેત છે, માટે સિદ્ધ થતું આશ્રયદ્રવ્ય પૃથ્વી-જળ-તેજ તો નથી જ. અને આકાશાદિમાં સ્પર્શ નથી. માટે વાયુની સિદ્ધિ થાય છે.

(૨) જ્યારે વાંસ ફાટે છે ત્યારે અવાજ થાય છે. એમ આ રીતે અવયવોનો વિભાગ ન થતો હોય ત્યારે પણ કોઈક પત્થર જેવા દ્રવ્યના અભિઘાત સંયોગથી પણ અવાજ જતો હોય છે. પણ ક્યારેક આ બેમાંનું એકેય ન હોય ત્યારે પણ પાંદડામાં ખડખડ અવાજ થતો હોય છે જે વાયુનું અનુમાન કરાવે છે. અનુમાનપ્રયોગ આવો જાણવો - असति रूपवद्द्रव्याभिघाते योऽय पर्णादिषु शब्दसन्तान स स्पर्शवद्वेगवद्द्रव्यसयोगजन्यः, अविभज्यमानावयवद्रव्यसम्बन्धिशब्दसन्तानत्वात्, दण्डाभिहतभेरीशब्दसन्तानवत्

અવિભજ્યમાન છે અવયવો જેના એવા દ્રવ્ય સંબંધી શબ્દ સંતાનની હેતુમાં વાત કરી છે તેથી વ્યભિચારનું વારણ થાય છે. નહીંતર ખાલી शब्दसन्तानत्वात् એટલો જ હેતુ મૂકવામાં આવે તો વાંસ ફાટવાના અવાજમાં એ હેતુ છે, પણ स्पर्शवद्... सयोगजन्यत्व એવું સાધ્ય નથી. તેથી વ્યભિચાર આવે.

પત્થર મારવાથી થયેલો અવાજ તાદૃશદ્રવ્યસંયોગજન્ય છે એ સિદ્ધ જ છે. તેથી સિદ્ધ સાધનદોષવારણ માટે असति रूपवद्द्रव्याभिघाते એમ પક્ષમાં વિશેષણ છે.

સાધ્યમાં જે દ્રવ્યના સંયોગની વાત છે તે ગમે તે દ્રવ્ય ન હોય શકે. કારણ કે જે વેગવદ્ ન હોય તેવા દ્રવ્યનો સંયોગ તો શબ્દજનન કરી શકતો નથી. એટલે અહીં વેગવદ્દ્રવ્ય સિદ્ધ થાય છે. એટલે આ દ્રવ્ય આકાશાદિ પાંચમાંનું નથી. વળી પક્ષમાં રૂપવદ્દ્રવ્યના અભિઘાતનો નિષેધ કર્યો છે. તેથી એ પૃથ્વી-અપ્ કે તેજસ્ પણ નથી. એટલે એ દ્રવ્ય વાયુ તરીકે સિદ્ધ થાય છે. આમ, જો કે વાયુની સિદ્ધિ માટે વેગવદ્ વિશેષણથી જ કામ પતી જાય છે, છતાં સ્પર્શવદ્ એવું વિશેષણ, વાયુની સિદ્ધિ સાથે જ એના સ્પર્શની પણ સિદ્ધિ થઈ જાય એ માટે જાણવું.

**શંકા** - પણ એ વ્યર્થ વિશેષણ બનવાથી દોષ નહીં કહેવાય ?

**સમાધાન** - સાધ્યમાં વ્યર્થવિશેષણ એ દોષરૂપ નથી. (ઉપરથી આવા સ્થળે તો એ ગુણરૂપ છે, કારણ કે સ્પર્શની સિદ્ધિ માટે એક અલગ અનુમાન કરવાનું ટળવાથી લાઘવ થાય છે.)

(૩) नभसि तृणादीना धृति स्पर्शवद्वेगवद्द्रव्यसयोगहेतुका, जन्यप्रयत्नाजन्यधृतित्वात्, नौकाधृतिवत्

પાણીમાં તણખલાની ધૃતિમાં સિદ્ધસાધનદોષ વારવા नभसि લખ્યું છે. આપણે જે વસ્તુને પકડી રાખી હોય તેની ધૃતિમાં વ્યભિચારના વારણ માટે 'જન્યપ્રયત્નાજન્ય' એવું વિશેષણ છે. એ ધૃતિ આપણા જન્યપ્રયત્નજન્ય હોય છે.

(૪) रूपवद्द्रव्याभिघातशून्यशाखाकपनं स्पर्शवद्वेगवद्द्रव्याभिघातजन्यं, विजातीयकर्मत्वात्, नदीपूराहतकाशादिकर्मवद्

પથ્થર મારવાથી પણ શાખા કંપે છે એ સિદ્ધ છે. તેથી સિદ્ધસાધનદોષવારણ માટે રૂપવદ્... ઈત્યાદિ. 'ચેષ્ટા'રૂપ ક્રિયામાં વ્યભિચારવારણ માટે 'વિજાતીય' એવું વિશેષણ છે. તેથી ચેષ્ટાભિન્નકર્મત્વાત્ રીતે પણ હેતુ કહી શકાય.

---

(का.) पूर्ववन्नित्यताद्युक्तं देहव्यापि त्वगिन्द्रियम् ॥४३ ॥

(मु.) पूर्ववदिति । वायुर्द्विविध - नित्योऽनित्यश्च, परमाणुरूपो नित्य , तदन्योऽनित्योऽवयवसमवेतश्च, सोऽपि त्रिविध.- शरीरेन्द्रियविषयभेदात् । तत्र शरीरमयोनिज पिशाचादीना, [१]परन्तु जलीय-तैजस-वायवीयशरीराणां पार्थिवभागोपष्टम्भादुपभोगक्षमत्व, [२]जलादीना प्राधान्याज्जलीयत्वादिकमिति । अत्र यो विशेषस्तमाह-देहव्यापीति । शरीरव्यापक स्पर्शग्राहकमिन्द्रिय त्वक्, [३]तच्च वायवीयं, रूपादिषु मध्ये स्पर्शस्यैवाभिव्यञ्जकत्वात्, अङ्गसङ्गिसलिलशैत्याभिव्यञ्जकव्यजनपवनवत् ॥ ४३ ॥

---

(કા.) પૂર્વ (= જળ)વત્ (વાયુ પણ) નિત્યતાદિથી યુક્ત છે. (એની ઈન્દ્રિય તરીકે) દેહવ્યાપી ત્વગિન્દ્રિય (જાણવી.).

(મુ.) વાયુ બે પ્રકારે છે, નિત્ય અને અનિત્ય. પરમાણુરૂપે રહેલ વાયુ નિત્ય છે, તેનાથી ભિન્ન વાયુ અનિત્ય છે અને અવયવોમાં સમવેત હોય છે. તે = અનિત્યવાયુ પણ ત્રિવિધ છે - શરીર, ઈન્દ્રિય અને વિષય. તેમાં વાયુનું શરીર અયોનિજ હોય છે. પિશાચાદિનું (શરીર વાયવીય જાણવું -). [૧]પરંતુ જલીય-તૈજસ-વાયવીયશરીરો પાર્થિવભાગનો ઉપષ્ટભ હોવાથી ઉપભોગ સમર્થ (બને છે.) [૨]જળ વગેરેની પ્રધાનતા હોવાથી (એ શરીર) જલીય વગેરે (કહેવાય છે.) વાયુમાં જે વિશેષતા છે તે કહે છે - શરીરવ્યાપક સ્પર્શગ્રાહક ઈન્દ્રિય ત્વક્ ઈન્દ્રિય છે. [૩]અને તે = ત્વગિન્દ્રિય વાયવીય હોય છે, કારણ કે રૂપાદિમાંથી સ્પર્શની જ અભિવ્યજક હોય છે, જેમ કે શરીર પર રહેલા પાણીની (પરસેવાની) ઠંડકનો અભિવ્યંજક એવો પખાનો પવન.

(વિ.) [શંકા - જો પિશાચાદિનું શરીર વાયુનું બનેલું છે તો હાથ-પગ વગેરે અવયવો અસંભવિત હોવાથી ઉપભોગ શી રીતે કરી શકે ? ]

(૧) સમાધાન - પાર્થિવભાગનો ઉપષ્ટંભ હોવાથી ઉપભોગ શક્ય બને છે. (જલીય વગેરે શરીર અંગે પણ સમાન વાત હોવાથી લાઘવ સમજીને અહીં ભેગી વાત કરી છે.)

[ શંકા - પણ જો પાર્થિવભાગ આવશ્યક છે તો એને પાર્થિવ જ કહો ને ! ]

(૨) સમાધાન - જલીય વગેરે શરીરોમાં જળ વગેરેની પ્રધાનતા હોવાથી જલીય વગેરે કહેવાય છે.

(૩) પંખાનો પવન શરીરને લાગેલા પાણીના માત્ર સ્પર્શનો જ અભિવ્યંજક છે, તો એ જેમ વાયવીય છે, તેમ ત્વગિન્દ્રિય અંગે જાણવું. અહીં પણ સંનિકર્ષમાં વ્યભિચારના વારણ માટે દ્રવ્યત્વે સતિ જોડવું.

---

(का.) प्राणादिस्तु महावायुपर्यन्तो विषयो मतः ।

(मु.) विषय दर्शयति - प्राणादिरिति । यद्यप्यनित्यो वायुश्चतुर्विध , तस्य चतुर्थी विधा प्राणादिरित्युक्तमाकरे, तथापि सक्षेपादेव त्रैविध्यमुक्तम् । [१]प्राणस्त्वेक एव हृदादिनानास्थानवशात् मुखनिर्गमादिनानाक्रियाभेदाच्च नानासंज्ञां लभत इति ।

---

(કા.) પ્રાણાદિથી મહાવાયુ સુધીનો (વાયુનો) વિષય મનાયો છે.

(મુ.) ૪૪મી કારિકાના પૂર્વાર્ધમાં વાયુનો વિષય દર્શાવે છે - જો કે "અનિત્ય વાયુ ચાર પ્રકારનો છે. તેનો ચોથો પ્રકાર પ્રાણાદિ છે" એ પ્રમાણે આકરમાં = પ્રશસ્તપાદ ભાષ્ય વગેરેમાં કહ્યું છે. તો પણ સંક્ષેપથી અહીં ત્રણ પ્રકાર કહ્યા છે. (પ્રાણાદિનો સમાવેશ વિષયમાં જાણવો.) [1]પ્રાણ તો એક જ (છે, છતાં) હૃદય વગેરે જુદા જુદા સ્થાનના કારણે તથા મુખનિર્ગમાદિ જુદી-જુદી ક્રિયાના ભેદના કારણે વિવિધ સંજ્ઞા પામે છે.

(વિ.) हृदि प्राणो गुदेऽपान समानो नाभिसंस्थित. । उदान. कण्ठदेशस्थो व्यान सार्वशरीरग ।

| | | |
|---|---|---|
| માત્ર હૃદયમાં રહેલો - | પ્રાણ - | મુખ-નાસિકામાંથી નિષ્ક્રમણ-પ્રવેશ. |
| ગુદામાં રહેલો - | અપાન - | મળ વગેરેનું અધોનયન કરે. |
| નાભિમાં રહેલો - | સમાન - | પાચન માટે અગ્નિનું ઉદ્દીપન કરે. |
| કંઠમાં રહેલો - | ઉદાન - | રસાદિને ઊંચે લઈ જાય. |
| સર્વશરીરવ્યાપી - | વ્યાન - | નાડી-મુખમાં વિસ્તરે... |

---

(का.) आकाशस्य तु विज्ञेयः शब्दो वैशेषिको गुणः ॥ ४४ ॥

(मु.) आकाश निरूपयति - आकाशस्येति । [1]आकाशकालदिशामेकव्यक्तित्वादाकाशत्वादिक न जातिः, किन्तु आकाशत्वं शब्दाश्रयत्वम् । [2]'वैशेषिक' इति कथनं तु विशेषगुणान्तरव्यवच्छेदाय । एतेन प्रमाणमपि दर्शित, तथाहि - [3]शब्दो विशेषगुण. चक्षुर्ग्रहणायोग्य-बहिरिन्द्रियग्राह्यजातिमत्त्वात्, स्पर्शवत् । [4]शब्दो द्रव्यसमवेत., गुणत्वात्, सयोगवदित्यनुमानेन शब्दस्य द्रव्यसमवेतत्वे सिद्धे, [5]शब्दो न स्पर्शवद्-विशेषगुण', अग्निसंयोगासमवायिकारणकत्वाभावे सति अकारणगुणपूर्वकप्रत्यक्षत्वात्, सुखवत् । पाकजरूपादौ व्यभिचारवारणाय सत्यन्तम् । पटरूपादौ व्यभिचारवारणायाकारणगुणपूर्वकेति । जलपरमाणुरूपादौ व्यभिचारवारणाय प्रत्यक्षेति । [6]शब्दो न दिक्कालमनसा गुण., विशेषगुणत्वात्, रूपवत् । [7]नात्मविशेषगुण , बहिरिन्द्रिययोग्यत्वात्, रूपवत् । इत्थञ्च शब्दाधिकरण नवमं द्रव्य गगनात्मकं सिद्ध्यति ।

---

**(આકાશ નિરૂપણ)**

**(કા.) આકાશનો શબ્દ એ વિશેષગુણ જાણવો.**

(મુ.) ૪૪મી કારિકાના ઉત્તરાર્ધમાં આકાશનું નિરૂપણ કરે છે. [1]આકાશ-કાળ અને દિશા એક-એક વ્યક્તિ હોવાથી આકાશત્વાદિ જાતિ નથી. કિંતુ આકાશત્વ શબ્દાશ્રયત્વરૂપ છે. [2]વૈશેષિક એવું કથન અન્ય વિશેષગુણનો વ્યવચ્છેદ કરવા માટે છે. એનાથી (આકાશમાં) પ્રમાણ પણ દર્શાવ્યુ છે. તે આ રીતે - [3]શબ્દ એ વિશેષ ગુણ છે, કારણ કે ચક્ષુગ્રહણને અયોગ્ય એવો બહિરિન્દ્રિયગ્રાહ્ય જાતિવાળો પદાર્થ છે. જેમ કે સ્પર્શ. [4]શબ્દ દ્રવ્યસમવેત હોય છે, કારણ કે ગુણ છે, જેમ કે સંયોગ. આ અનુમાનથી શબ્દ દ્રવ્યસમવેત હોવો સિદ્ધ થયે (આગળ આ પ્રમાણે અનુમાનો જાણવા -) [5]શબ્દ સ્પર્શવાળા (દ્રવ્ય)નો વિશેષગુણ નથી, કારણ કે એ, અગ્નિસંયોગાસમવાયિકારણકત્વનો અભાવ હોવા સાથે અકારણગુણપૂર્વક પ્રત્યક્ષત્વ વાળો છે, જેમ કે સુખ. પાકજ રૂપ વગેરેમાં વ્યભિચારના વારણ માટે સત્યન્ત (વિશેષણ છે.) પટરૂપ વગેરેમાં એના વારણ માટે અકારણગુણપૂર્વક એવું (વિશેષણ છે.) જલીયપરમાણુનું રૂપ વગેરેમાં એના વારણ માટે પ્રત્યક્ષ એવું પદ છે. [6]શબ્દ દિક્-કાળ-મનનો ગુણ નથી, કારણ કે વિશેષગુણ છે, જેમ કે રૂપ. [7](શબ્દ) આત્માનો વિશેષગુણ નથી, કારણ કે બહિરિન્દ્રિયયોગ્ય છે, જેમ કે રૂપ. આ રીતે શબ્દના અધિકરણભૂત નવમું દ્રવ્ય ગગન સિદ્ધ થાય છે.

(વિ.) (૧) આકાશત્વ, કાલત્વ અને દિક્ત્વ એ જાતિઓ નથી, કારણ કે એના આશ્રયભૂત આકાશ વગેરે એક-એક વ્યક્તિ જ છે. જો કે અહીં, આકાશત્વની જ વાત કરવી જોઈએ, છતાં લાઘવ થતું હોવાથી અગ્રે વક્તવ્ય કાલત્વ અને દિક્ત્વની વાત પણ અહીં ભેગી કરી દીધી છે.

*'आकाशत्वं न जातिः (जातित्वाभाववत्), आकाशस्यैकव्यक्तित्वाद्' આવો અનુમાન પ્રયોગ કરવામાં આવે તો, જાતિત્વાભાવ એવું સાધ્ય આકાશત્વમાં છે જ્યારે એકવ્યકિતત્વ એવો હેતુ આકાશમાં છે, તેથી સાધ્ય-હેતુનું સામાનાધિકરણ્ય ન મળે. તેથી અનુમાન પ્રયોગ આવો જાણવો - आकाशत्वं न जातिः, अनेकसमवेतत्वाभावाद्, घटरूपवत्*

[ जातिभिन्नो धर्म उपाधि.। આકાશત્વ જો જાતિ નથી, તો ઉપાધિ છે. તો એની વ્યાખ્યા લક્ષણ શું ? ] आकाशत्वं शब्दाश्रयत्वम्

(૨) [ગુણનિરૂપણમાં શબ્દને વિશેષગુણ તરીકે જણાવેલ જ છે. તો અહીં મૂળમાં-કારિકાવલીમાં વૈશેષિક શબ્દ ન લખ્યો હોત તો પણ એ ખબર પડી જ જવાની હતી... તો વૈશેષિક શબ્દ શા માટે લખ્યો છે ? -] આકાશમાં શબ્દ સિવાય બીજો કોઈ વિશેષગુણ હોતો નથી એ જણાવવા માટે 'વૈશેષિક' શબ્દ વાપર્યો છે.

આકાશનો શબ્દ એ વિશેષગુણ છે એમ કહેવા દ્વારા 'આકાશ'નું સાધક પ્રમાણ પણ સૂચિત કરેલું જાણવું. [ એ પ્રમાણ આ પ્રમાણે છે -

शब्दः पृथिव्याद्यष्टद्रव्यभिन्नद्रव्याश्रित , अष्टद्रव्यानाश्रितत्वे सति द्रव्याश्रितत्वात्

"આ અનુમાનમાં સ્વરૂપાસિદ્ધિદોષ છે, કારણ કે તમે કહેલો વિશિષ્ટહેતુ શબ્દાત્મક પક્ષમાં રહ્યો નથી." આવી શંકાનું વારણ કરવા માટે હેતુના બંને અંશો - 'દ્રવ્યાશ્રિતત્વ' એવું વિશેષ્ય અને 'અષ્ટદ્રવ્યાનાશ્રિતત્વ' એવું વિશેષણ - આ બંને શબ્દાત્મક પક્ષમાં રહેલા છે એમ સિદ્ધ કરવું જોઈએ. એટલે શબ્દમાં દ્રવ્યાશ્રિતત્વ રહ્યું છે એવું સિદ્ધ કરવા મુક્તાવલીમાં બે અનુમાન પ્રયોગો આપ્યા છે. તથાહિ -]

(૩) (1) शब्दो विशेषगुण॰, चक्षुर्ग्रहणायोग्यबहिरिन्द्रियग्राह्यजातिमत्त्वात्, स्पर्शवत् ચક્ષુથી જાણવાને અયોગ્ય હોવા છતાં બહિરિન્દ્રિયગ્રાહ્ય હોય એવો જે જાતિમાન્ પદાર્થ તે વિશેષગુણ જ હોય, જેમ કે સ્પર્શ.

*જો કે શબ્દમાં દ્રવ્યાશ્રિતત્વ સિદ્ધ કરવા માટે માત્ર 'ગુણત્વ'ની સિદ્ધિ કરી દેવાથી પણ કામ સરી જાય છે, ને વ્યભિચાર વગેરે કોઈ દોષ પણ આવતા નથી, છતાં અહીં 'વિશેષગુણત્વ'ને સાધ્ય તરીકે એટલા માટે જણાવ્યું છે કે આગળ 'અષ્ટદ્રવ્યાનાશ્રિતત્વ' અંશની સિદ્ધિ માટે જે અનુમાન પ્રયોગો આપવાના છે એમાં, એકમાં 'વિશેષ- ગુણત્વ' હેતુ તરીકે લેવાનો છે. એટલે અહીં જો ખાલી 'ગુણત્વ' સિદ્ધ કરવામાં આવે તો ત્યાં પાછું 'વિશેષગુણત્વ' સિદ્ધ કરવાનું ઊભું રહે, જેથી ગૌરવ થાય. વળી વ્યભિચાર વગેરેનું વારક ન હોય એવું પણ વિશેષણ સાધ્યમાં દોષરૂપ નથી એ આગળ આવી ગયું છે.*

આ, અનુમાનમાં, ચક્ષુગ્રહણાયોગ્ય આવું જાતિમાન્નું જે વિશેષણ હેતુમાં મૂકવામાં આવ્યું છે તે ન મૂકવામાં આવે તો, બહિરિન્દ્રિયગ્રાહ્યજાતિમાન્ જે સંયોગ, એ વિશેષગુણ ન હોવાથી વ્યભિચાર આવે. [ જો વિશેષગુણત્વના બદલે ગુણત્વને જ સાધ્ય બનાવ્યું હોય તો સંયોગમાં વ્યભિચાર ન આવે, પણ ઘટાદિમાં આવે તે જાણવું. ]

'બહિરિન્દ્રિયગ્રાહ્ય' લખવામાં ન આવે તો આત્મામાં વ્યભિચાર આવે, કારણ કે એ ચક્ષુગ્રહણાયોગ્ય તો છે જ. બહિરિન્દ્રિય એટલે મનોભિન્ન ઇન્દ્રિય. આત્મા મનોગ્રાહ્ય છે, બહિરિન્દ્રિયગ્રાહ્ય નહીં. 'જાતિમાન્'ના બદલે માત્ર 'ધર્મવાન્' લખવામાં આવે તો 'રસત્વ' વગેરેમાં વ્યભિચાર આવે. કારણ કે એ ચક્ષુગ્રહણાયોગ્ય છે ને બહિરિન્દ્રિયગ્રાહ્ય પણ છે. એમાં રહેલ ધર્મ રસત્વત્વ 'જાતિ' રૂપ ન હોવાથી, 'રસત્વ' 'જાતિમાન્' ન બનવાના કારણે આ વ્યભિચારનું વારણ થાય છે.

*આ અનુમાનમાં ચક્ષુગ્રહણાયોગ્યત્વ અને બહિરિન્દ્રિયગ્રાહ્યત્વ આ બંનેને જાતિમાન્‌ના વિશેષણ તરીકે લઈ ઉપરની વાત જાણવી. એ બેને જાતિના વિશેષણ તરીકે પણ લઈ શકાય. અર્થાત્ આવું અનુમાન પણ કરી શકાય કે શબ્દ વિશેષગુણ છે, કારણ કે ચક્ષુગ્રહણાયોગ્ય અને બહિરિન્દ્રિયગ્રાહ્ય એવી જે જાતિ તદ્વાન્ છે, જેમ કે સ્પર્શ. પણ આ રીતે એ બેને જાતિનું વિશેષણ બનાવવામાં આવે તો ચક્ષુગ્રહણાયોગ્ય એમ જે કહ્યું છે એમાં યોગ્યતા સુધી જવું આવશ્યક ન રહે, ચક્ષુગ્રહણાવિષય એટલું જ કહેવાથી પણ ચાલે.* **વસ્તુતઃ તો,**

ચાક્ષુષપ્રત્યક્ષનો અવિષય એવી જે દ્રવ્યમાં અવૃત્તિ જાતિ, તદ્વત્ત્વ હેતુ પણ શબ્દમાં વિશેષગુણત્વની સિદ્ધિ કરાવી આપવા સમર્થ છે એ જાણવુ.

(૪) (2) शब्द: द्रव्याश्रित: (द्रव्यसमवेत), गुणत्वात्, संयोगवत्

માત્ર ગુણત્વ હેતુથી પણ દ્રવ્યાશ્રિતત્વ સિદ્ધ થઈ શકે છે, તેથી વિશેષગુણત્વને હેતુ તરીકે ન લેવાય, નહીંતર એ વ્યર્થવિશેષણઘટિત થવાથી વ્યાપ્યત્વાસિદ્ધિ દોષ આવે.

આમ, આકાશના પ્રમાણ તરીકે અપાયેલા અનુમાનના હેતુના 'દ્રવ્યાશ્રિતત્વ' એવા વિશેષ્ય અંશની શબ્દાત્મક પક્ષમાં સિદ્ધિ થઈ. હવે 'અષ્ટદ્રવ્યાનાશ્રિતત્વ' એવા વિશેષણઅંશની સિદ્ધિ માટે ગ્રન્થકાર ક્રમશઃ ત્રણ અનુમાનો આપે છે.

(૫) (1) शब्द: न स्पर्शवद्विशेषगुण:, अग्निसंयोगासमवायिकारणकत्वाभावे सति अकारणगुणपूर्वकत्वे सति प्रत्यक्षत्वात्, सुखवत्

અગ્નિસંયોગ જેનું અસમવાયિકારણ ન હોય, જે કારણગુણપૂર્વક ન હોય ને છતાં જે પ્રત્યક્ષ હોય, આવો પદાર્થ સ્પર્શવાન્ દ્રવ્યનો વિશેષગુણ હોતો નથી, જેમ કે સુખ.

પૃથ્વી, જળ, તેજસ્ અને વાયુ આ ચાર સ્પર્શવાળાં દ્રવ્યો છે. એમાં, (પટાદિ) અવયવીના રૂપ વગેરે વિશેષ-ગુણ, પટાદિ અવયવીના કારણભૂત અવયવોના (તંતુ વગેરેના) ગુણોથી જન્ય હોય છે. એટલે કે કારણગુણપૂર્વક હોય છે. ઘટાદિમાં પાકજરૂપ વગેરે જે ઉત્પન્ન થાય છે એ કારણગુણપૂર્વક નથી હોતા, પણ એનું અગ્નિસંયોગ એ અસમવાયિકારણ હોય છે. પાકજરૂપનું ઘટાદિ એ સમવાયિકારણ, ને તેમાં અગ્નિસંયોગ રહ્યો છે જે પાકજ-રૂપાદિનું કારણ છે, માટે અગ્નિસંયોગ એનું અસમવાયિકારણ છે.

તેથી, હેતુનું 'અગ્નિસંયોગા૦' વિશેષણ મૂકવામાં ન આવે તો પાકજરૂપ અકારણગુણપૂર્વક પ્રત્યક્ષ છે, ને છતાં સ્પર્શવદ્ (ઘટાદિ) દ્રવ્યનો વિશેષગુણ છે, તેથી એમાં વ્યભિચાર આવે.

'અકારણગુણપૂર્વકત્વ' વિશેષણ ન મૂકે તો પટાદિના અપાકજ રૂપાદિમાં અગ્નિસંયોગાસમવાયિકારણ-કત્વાભાવ અને પ્રત્યક્ષત્વ બંને હોવાથી વ્યભિચાર આવે. 'પ્રત્યક્ષત્વ' ન લખવામાં આવે તો, જલીયપરમાણુનું રૂપ નિત્ય હોવાથી એમાં વ્યભિચાર આવે. પણ એ પ્રત્યક્ષ ન હોવાથી, પ્રત્યક્ષત્વના પ્રવેશથી એ વ્યભિચારનું વારણ થાય છે.

(૬) (2) शब्द: न दिक्कालमनसां गुण:, विशेषगुणत्वात्, रूपवत्। દિગ્ વગેરેના ગુણો સામાન્યગુણ છે, વિશેષગુણ નહીં.

(૭) (3) शब्द: न आत्मविशेषगुण: (= आत्मविशेषगुणत्वाभाववान्), बहिरिन्द्रिययोग्यत्वात्, रूपवत् । જ્ઞાન-સુખ વગેરે આત્માના વિશેષગુણો શ્રોત્રાદિ બહિરિન્દ્રિયગ્રાહ્ય હોતા નથી, જ્યારે શબ્દ તો શ્રોત્રગ્રાહ્ય છે, માટે એ આત્માનો વિશેષગુણ નથી.

આમ શબ્દ વિશેષગુણ હોવાથી એનો આશ્રય કોઈ દ્રવ્ય તો છે જ, વળી એ દ્રવ્ય પૃથ્વ્યાદિ આઠ દ્રવ્યોથી ભિન્ન છે, તેથી નવમું દ્રવ્ય સિદ્ધ થાય છે જે લાઘવતર્કથી એક અને નિત્ય સિદ્ધ થાય છે. વળી શબ્દ તો આખા વિશ્વમાં ક્યાંય પણ ઉત્પન્ન થઈ શકે છે, માટે એ દ્રવ્ય વિભુ છે. આમ નવમા આકાશદ્રવ્યની સિદ્ધિ થયેલી જાણવી.

(मु) न च वाय्ववयवेषु सूक्ष्मशब्दक्रमेण वायौ कारणगुणपूर्वक: शब्द उत्पद्यतामिति वाच्यम्, अयावद्द्रव्यभावित्वेन वायोर्विशेषगुणत्वाभावात् ॥ ४४ ॥

(મુ.) "વાયુના અવયવોમા સૂક્ષ્મશબ્દ (ઉત્પન્ન થાય છે ને પછી ઉત્તરોત્તર વધતા) ક્રમે વાયુમાં (= વાયુના

મહત્પરિમાણવાળા અવયવીમાં) કારણગુણપૂર્વક (એવો શ્રોત્રગ્રાહ્ય) શબ્દ ઉત્પન્ન થાય છે એમ માનો ને" એવું ન કહેવું, કારણ કે (શબ્દ) અયાવદ્દ્રવ્યભાવી હોવાથી વાયુનો વિશેષગુણ નથી.

**(વિ.) શંકા** - તમે શબ્દઃ ન સ્પર્શવદ્વિશેષગુણઃ... ઈત્યાદિ જે અનુમાન આપ્યું તે બાધ અને સ્વરૂપાસિદ્ધિ દોષગ્રસ્ત છે. કારણ કે શબ્દ સ્પર્શવદ્દ્રવ્ય (વાયુ)નો વિશેષગુણ છે, ને એમાં કારણગુણપૂર્વકત્વ છે, અકારણગુણપૂર્વકત્વ નહીં. તે આ રીતે - વાયુના અવયવોમાં સૂક્ષ્મશબ્દ ઉત્પન્ન થાય છે. પણ એ અવયવોમાં મહત્પરિમાણ ન હોવાથી એ શબ્દ સંભળાતો નથી. છતાં એ જ સૂક્ષ્મશબ્દ ધરાવનાર અવયવોથી બનેલા અવયવીમાં એ સૂક્ષ્મશબ્દક્રમે સ્થૂલશબ્દ પેદા થાય છે જે સંભળાય છે. આમ શબ્દમાં વાયુનું (સ્પર્શવદ્દ્રવ્યનું વિશેષ ગુણત્વ હોવાથી બાધ દોષ છે ને અકારણગુણપૂર્વકત્વ ન હોવાથી સ્વરૂપાસિદ્ધિ દોષ છે.)

**સમાધાન** - તમે શબ્દને વાયુનો ગુણ માની લીધો એટલે આ દોષો આવે છે, વસ્તુતઃ શબ્દ એ વાયુનો વિશેષગુણ નથી.

શબ્દઃ વાયુવિશેષગુણત્વાભાવવાન્, અયાવદ્દ્રવ્યભાવિત્વાત્, જ્ઞાનવત્ 'યાવદ્' શબ્દનો અર્થ 'જેટલું' અને 'જ્યાં સુધી' એવો થાય છે. એટલે જેટલું દ્રવ્ય હોય તે આખામાં વ્યાપીને રહેલ હોય (વ્યાપ્યવૃત્તિ હોય) તે યાવદ્દ્રવ્યભાવી કહેવાય, અને જ્યાં સુધી દ્રવ્ય હોય ત્યાં સુધી રહેનાર (પહેલાં નાશ ન પામી જનાર) યાવદ્દ્રવ્યભાવી કહેવાય છે. વાયુનો વિશેષગુણ સ્પર્શ વ્યાપ્યવૃત્તિ છે ને સ્વાશ્રય (અવયવી) વાયુના નાશે જ નાશ પામનારો છે, એ પૂર્વે નહીં. તેથી,

શબ્દઃ ન વાયુવિશેષગુણ , અયાવદ્દ્રવ્યભાવિત્વાત્ (= અવ્યાપ્યવૃત્તિત્વાત્), જ્ઞાનવત્

શબ્દ· ન વાયુવિશેષગુણ , અયાવદ્દ્રવ્યભાવિત્વાત્ (= સ્વાશ્રયનાશાજન્યનાશપ્રતિયોગિત્વાત્), જ્ઞાનવત્।

શબ્દ તો, પોતાના આશ્રયભૂત દ્રવ્યનો નાશ ન થયો હોવા છતાં નાશ પામી જાય છે, માટે એ સ્વાશ્રયનાશજન્ય નાશનો પ્રતિયોગી નથી, પણ સ્વાશ્રયનાશાજન્યનાશનો પ્રતિયોગી છે, ને તેથી એ વાયુનો વિશેષગુણ નથી.

આ અનુમાનમાં, વાયુવિશેષગુણત્વાભાવના બદલે વાયુગુણત્વાભાવને સાધ્ય બનાવવામાં આવે તો વાયુના સંયોગ, દ્વિત્વ, સંખ્યા વગેરે ગુણોમાં વ્યભિચાર આવે, કારણ કે આ સામાન્યગુણો અયાવદ્દ્રવ્યભાવી છે.

---

**(का.) इन्द्रियन्तु भवेच्छोत्रमेकः सन्नप्युपाधितः ।**

**(मु.)** तत्र च शरीरस्य विषयस्य चाभावादिन्द्रिय दर्शयति - **इन्द्रियमिति** । नन्वाकाशं लाघवादेक सिद्ध, श्रोत्र पुन· पुरुषभेदादभिन्न कथमाकाश स्यात् ? इति **चेत्** ? तत्राह - **एक इति** । आकाश एक सन्नपि उपाधे कर्णशष्कुल्या भेदाद् भिन्नं श्रोत्रात्मकं भवतीत्यर्थ ।

---

**(કા.) (આકાશની) ઈન્દ્રિય શ્રોત્ર છે. (તે) એક હોવા છતાં ઉપાધિના કારણે જુદી છે.**

(મુ.) આકાશ દ્રવ્યમાં શરીર અને વિષયનો અભાવ હોવાથી ઈન્દ્રિય દર્શાવે છે. "આકાશ તો લાઘવ(તર્ક)થી એક હોવું સિદ્ધ થયું છે. શ્રોત્ર તો પુરુષભેદે ભિન્ન (હોય છે. તો તે એક એવા) આકાશ(રૂપ) શી રીતે હોય ?" આવી શંકા અંગે જવાબ આપવા एक सन्... ઈત્યાદિ કહ્યું છે. આકાશ એક હોવા છતાં ઉપાધિભૂત કર્ણશષ્કુલીનો ભેદ હોવાથી ભિન્ન થઈને (= ભેદ પામીને) શ્રોત્રાત્મક બને છે.

**(વિ.) શંકા** - પુરુષે પુરુષે શ્રોત્રેન્દ્રિય અલગ-અલગ હોય છે, જ્યારે આકાશ તો આખું લાઘવતર્કથી એક જ હોવું સિદ્ધ થયું છે. એટલે એક આકાશ અનેક શ્રોત્રેન્દ્રિય રૂપ શી રીતે બની શકે ?

**સમાધાન** - આકાશ સ્વયં એક હોવા છતાં ઉપાધિભેદે = કર્ણશષ્કુલીના ભેદે ભિન્ન ભિન્ન શ્રોત્રેન્દ્રિય રૂપ

બને છે. અર્થાત્ ચૈત્રની કર્ણશષ્કુલીથી અવચ્છિન્ન આકાશ ચૈત્રની શ્રોત્રેન્દ્રિય છે... મૈત્રની કર્ણશષ્કુલીથી અવચ્છિન્ન આકાશ મૈત્રની શ્રોત્રેન્દ્રિય છે વગેરે.

(का.) जन्यानां जनकः कालः जगतामाश्रयो मतः ॥ ४५ ॥

(मु.) काल निरूपयति - जन्यानामिति । तत्र प्रमाण दर्शयितुमाह - जगतामाश्रय इति । (तथा हि) इदानी घट इत्यादिप्रतीति सूर्यपरिस्पन्दादिक यदा विषयीकरोति तदा सूर्यपरिस्पन्दादिना घटादे सम्बन्धो वाच्य , स च सम्बन्ध. संयोगादिर्न संभवतीति काल एव तत्सम्बन्धघटक. कल्प्यते । इत्थ च तस्याश्रयत्वमेव सम्यक् ॥ ४५ ॥

(કાળ નિરૂપણ)

(કા.) જન્ય પદાર્થોનો જનક કાળ જગત્નો આશ્રય મનાયો છે.

(મુ.) ૪૫મી કારિકાના ઉત્તરાર્ધમાં કાળનું નિરૂપણ કરે છે. (કાલિકસંબંધાવચ્છિન્નકાર્યત્વાવચ્છિન્ન કાર્યતાનિરૂપિત જે અધિકરણ તરીકેની નિમિત્તકારણતા તદ્વત્ત્વ એ કાળનુ લક્ષણ જાણવું.) તેમાં (= કાળમાં) પ્રમાણ દર્શાવવા માટે जगतामाश्रय કહ્યું છે. તે (પ્રમાણદર્શન) આ રીતે (જાણવું. -) 'અત્યારે ઘડો છે' વગેરે પ્રતીતિ જ્યારે સૂર્યપરિસ્પન્દાદિને વિષય કરે છે ત્યારે સૂર્યપરિસ્પન્દાદિ સાથે ઘટાદિનો સંબંધ માનવો પડે. અને તે સંબંધ સંયોગાદિ હોવો સભવતો નથી. તેથી કાળ જ એ સંબધના ઘટક તરીકે કલ્પાય છે. આમ તેને આશ્રય માનવો એ જ યોગ્ય છે.

(વિ.) - अय घट इदानीमुत्पन्न , अयं घटस्तदानीमुत्पन्न

આવી પ્રતીતિઓ કાલને વિશ્વમાં ઉત્પન્ન થતા સમસ્ત કાર્યો પ્રત્યે નિમિત્તકારણ તરીકે જણાવે છે.

એમ 'इदानी (= अस्मिन् काले) घटोऽस्ति' વગેરે પ્રતીતિથી કાળ સમસ્ત પદાર્થોનો આશ્રય હોવો જણાય છે. આમાં 'ઈદાનીં' શબ્દ સૂર્યની પરિસ્પન્દક્રિયાનો ઉલ્લેખ કરે છે, જેનો ઘટ સાથે સંબંધ હોવાથી જ 'ઘડો હમણાં છે' એમ કહેવાય છે.

શંકા - પરિસ્પન્દક્રિયા સૂર્યમાં રહી છે જ્યારે ઘડો પૃથ્વી પર રહ્યો છે, આ બે વચ્ચે કયો સંબંધ સંભવે ?

સમાધાન - અહીં સંયોગ સંભવતો નથી, કારણ કે એક સંબધી 'ક્રિયા' છે, જ્યારે સંયોગ તો દ્રવ્ય-દ્રવ્યનો જ હોય છે. પરિસ્પન્દક્રિયાનો સમવાય સૂર્યમાં રહ્યો છે, ઘટમાં નહીં, માટે સમવાય સબંધ પણ સંભવતો નથી. તેથી સ્વાશ્રયતપનસંયોગિસંયોગ એ જ આ બે વચ્ચેનો સંબંધ છે. સ્વ = પરિસ્પન્દ ક્રિયા, એનો આશ્રય તપન (= સૂર્ય), એને સંયુક્ત કોઈ દ્રવ્ય હોવું જોઈએ જે ઘટ સાથે પણ સંયોગ ધરાવે છે. આ દ્રવ્ય એ જ કાળ. લાઘવતર્કથી એ એક અને નિત્ય સિદ્ધ થાય છે. વળી, ઈદાનીં ઘટઃ વગેરે બુદ્ધિ વિશ્વમાં અન્યાન્ય સ્થળે સર્વત્ર થાય છે. એટલે આ દ્રવ્ય પણ સર્વત્ર વ્યાપી વિભુ છે.

(का.) परापरत्वधीहेतुः क्षणादिः स्यादुपाधितः ।

(मु.) प्रमाणान्तर दर्शयति - परापरत्वेति । परत्वापरत्वादिबुद्धेरसाधारण निमित्तं काल एव, परत्वापरत्वयोरसमवायिकारणसयोगाश्रयो लाघवादतिरिक्त. काल कल्प्यत इति भाव. । नन्वेकस्य कालस्य सिद्धौ क्षण-दिन-मास-वर्षादिसमयभेदो न स्यादित्यत आह - क्षणादिः स्यादुपाधित इति । कालस्त्वेकोऽप्युपाधिभेदात्क्षणादिव्यवहारविषय' । उपाधिस्तु [1]स्वजन्यविभागप्रागभावावच्छिन्न कर्म, [2]पूर्वसयोगावच्छिन्नविभागो वा, [3]पूर्वसयोगनाशावच्छिन्नोत्तरसयोगप्रागभावो वा, [4]उत्तरसयोगावच्छिन्न कर्म वा । न चोत्तरसयोगानन्तर क्षणव्यवहारो न स्यादिति वाच्यम्, कर्मान्तरस्यापि सत्त्वादिति । महाप्रलये क्षणादिव्यवहारो यद्यस्ति, तदा ध्वसेनैवोपपादनीय इति । दिनादिव्यवहारस्तु तत्तत्क्षणकूटैरिति ॥

**(કા.) (કાળ) પરાપરત્વબુદ્ધિનો હેતુ છે અને (એના) ક્ષણાદિ (ભેદો) ઉપાધિથી થાય છે.**

(મુ.) (કાળ દ્રવ્યની સિદ્ધિ માટે) બીજું પ્રમાણ દર્શાવે છે. પરત્વ-અપરત્વ વગેરે બુદ્ધિનું અસાધારણ નિમિત્ત કાળ જ છે. પરત્વ-અપરત્વના અસમવાયિકારણ સંયોગના આશ્રય (તરીકે) લાઘવતર્કબળે અતિરિક્ત એવો કાળ જ કલ્પવામાં આવે છે. એવો અભિપ્રાય જાણવો. "લાઘવથી એક જ કાળદ્રવ્ય સિદ્ધ થયે એના ક્ષણ-દિન-માસ-વર્ષ વગેરે સમયોનો ભેદ નહીં રહે" એવી શંકાના સમાધાન માટે 'ક્ષણ વગેરે ઉપાધિથી થાય છે' એમ કહ્યું છે. (અર્થાત્ કાળ એક જ હોવા છતાં ઉપાધિભેદે ક્ષણાદિવ્યવહારનો વિષય બને છે. એમાં ઉપાધિ [૧]સ્વજન્યવિભાગપ્રાગભાવાવચ્છિન્નકર્મ, [૨]પૂર્વસયોગાવચ્છિન્નવિભાગ, [૩]પૂર્વસંયોગનાશાવચ્છિન્નોત્તરસંયોગપ્રાગભાવ કે [૪]ઉત્તરસંયોગાવચ્છિન્ન કર્મ... છે.

"ઉત્તરસંયોગ થયા બાદ ક્ષણવ્યવહાર નહીં થાય" એવી શંકા ન કરવી, કારણ કે એ વખતે બીજી ક્રિયા વિદ્યમાન હોય છે. મહાપ્રલયમાં જો ક્ષણાદિવ્યવહાર હોય તો એની સંગતિ ધ્વંસથી જ કરવી. દિન વગેરેના વ્યવહારની તે તે ક્ષણોના સમૂહથી (સંગતિ કરવી.).

**(વિ.)** આ ઘડો નવો (અપર) છે, આ જૂનો (પર) છે. આવી પરાપરત્વની બુદ્ધિ કાળ દ્રવ્યના કારણે છે. આશય એ છે કે ઘડામાં જે પરત્વ કે અપરત્વ પેદા થાય છે એનું અસમવાયિ કારણ કોણ ? પરત્વ ગુણ હોવાથી સમવાયિકારણ તો ઘટાદિ પિંડ સ્વયં છે. આ પિંડનો કો'ક દ્રવ્ય સાથેનો સંયોગ એ અસમવાયિકારણ છે. આ સંયોગનો એક આશ્રય તો ઘટાદિ પિંડ સ્વયં છે. પણ અન્ય આશ્રયભૂત જે દ્રવ્ય છે તે 'કાળ' છે.

**શંકા** - એ અન્ય આશ્રયભૂત દ્રવ્ય તરીકે આકાશ, દિક્ કે આત્મદ્રવ્યને જ માની લ્યો ને ? એક નવું કાળ દ્રવ્ય માનવાની શી જરૂર છે ?

**સમાધાન** - એ આશ્રય તરીકે આકાશાદિમાંથી કયું દ્રવ્ય માનવું ? એમાં કોઈ વિનિગમક ન હોવાથી એ બધાને માનવા પડે. તેથી અનેક અસમવાયિકારણ માનવાનું ગૌરવ થાય. તેથી એના કરતાં લાઘવાત્ એક અતિરિક્ત કાળદ્રવ્ય માનવું ઉચિત છે.

**શંકા** - આમાં તો તમે પરાપરત્વના અસમવાયિકારણના (ઘટ-કાળ સંયોગના) ઘટક તરીકે કાળદ્રવ્યની સિદ્ધિ કરી. તો મૂળમાં 'પરાપરત્વહેતુઃ' એમ જ કહેવું જોઈએ ને, 'પરાપરત્વધીહેતુઃ' એમ શા માટે કહ્યું ?

**સમાધાન** - (કાલિક) પરત્વ-અપરત્વમાં પ્રમાણ દર્શાવવા માટે એમ કહ્યું છે. એટલે કે આ નવા-જુનાની જે બુદ્ધિ થાય છે એ જ ઘટાદિમાં પરત્વ-અપરત્વની વિદ્યમાનતા જણાવે છે. ને સિદ્ધ થયેલા આ પરત્વાદિ ભાવકાર્યરૂપ હોવાથી એનું અસમવાયિકારણ પણ કો'ક હોવું જ જોઈએ, જેના ઘટક તરીકે 'કાળ'ની સિદ્ધિ થાય છે.

**શંકા** - લાઘવતર્કથી આ કાળદ્રવ્ય જો એક છે, તો ક્ષણ, મુહૂર્ત વગેરે વ્યવહાર શી રીતે થશે ?

**સમાધાન** - આ બધો વ્યવહાર ઉપાધિભેદે થાય છે.

ન્યાયમતે નીચે મુજબ પ્રક્રિયા છે - કોઈપણ પરમાણુ આદિમાં પ્રથમક્ષણે કર્મ (= ક્રિયા) ઉત્પન્ન થાય છે. બીજી ક્ષણે આ ક્રિયાજન્ય વિભાગ ઉત્પન્ન થાય છે. ત્રીજી ક્ષણે આ વિભાગના કારણે પૂર્વસંયોગનાશ (= પૂર્વ દેશ સાથેના સંયોગનો નાશ) થાય છે. આ પૂર્વસંયોગનાશ એ ઉત્તરસંયોગનું કારણ છે. તેથી ચોથી ક્ષણે ઉત્તરસંયોગ (ઉત્તર દેશ સાથે સંયોગ) થાય છે. પાંચમી ક્ષણે કર્મનાશ થાય છે. કારણ કે ઉત્તરસંયોગ કર્મનો નાશક છે.

(૧) આ પ્રક્રિયાનો વિચાર કરીએ તો જણાય છે કે પ્રથમ ક્ષણે ક્રિયા પણ છે ને સ્વ (= એ ક્રિયા) જન્યવિભાગ પેદા થયો ન હોવાથી એ વિભાગનો પ્રાગભાવ પણ છે. આ પ્રાગભાવ અનાદિ હોવાથી એ પ્રથમ ક્ષણની પૂર્વે પણ હતો જ, પણ એ વખતે ક્રિયા નહોતી. (કારણ કે ક્રિયા તો પ્રથમ ક્ષણે ઉત્પન્ન થઈ છે ) વળી ક્રિયા દ્વિતીયાદિ ક્ષણે પણ છે જ, છતાં એ વખતે આ વિભાગનો પ્રાગભાવ નથી રહેતો, (કારણ કે એ વખતે તો વિભાગ ઉત્પન્ન થઈ ગયો છે.) એટલે ક્રિયા પણ હોય ને તજ્જન્ય વિભાગનો પ્રાગભાવ પણ હોય આવું તો માત્ર એક પ્રથમક્ષણ માટે જ મળે

છે. એટલે **સ્વજન્યવિભાગપ્રાગભાવાવચ્છિન્નક્રિયા(કર્મ)** રૂપ ઉપાધિ કાળના જે અંશમાં રહેલ છે એને પ્રથમ ક્ષણ કહેવાય છે.

(૨) દ્વિતીયક્ષણોત્પન્નવિભાગ એ પૂર્વસંયોગનાશનું કારણ છે. તેથી ત્રીજી ક્ષણે પૂર્વસંયોગનાશ થાય છે. એટલે કે બીજી ક્ષણ સુધી પૂર્વસંયોગનાશનો પ્રાગભાવ હતો. પ્રથમક્ષણે પણ આ પ્રાગભાવ હતો, પણ એ વખતે વિભાગ નહોતો. તેથી પૂર્વસંયોગનાશનો પ્રાગભાવ, અને વિભાગ આ બંનેની વિદ્યમાનતા તો માત્ર બીજી ક્ષણમાં જ મળશે. તેથી **પૂર્વસંયોગનાશપ્રાગભાવાવચ્છિન્નવિભાગ** રૂપ ઉપાધિ જે કાળમાં રહી છે તેને દ્વિતીય ક્ષણ કહેવાય છે.

(૩) તૃતીયક્ષણે પૂર્વસંયોગનાશ થાય છે તેમ જ હજુ ઉત્તરસંયોગ ઉત્પન્ન થયો ન હોવાથી એનો પ્રાગભાવ હોય છે. આ નાશ અને આ પ્રાગભાવ માત્ર આ એક જ ક્ષણમાં ભેગા થાય છે. તેથી **પૂર્વસંયોગનાશાવચ્છિન્નઉત્તરસંયોગપ્રાગભાવથી** ઉપલક્ષિત કાળ એ તૃતીયક્ષણ છે.

(૪) ચોથી ક્ષણે ઉત્તરસંયોગ ઉત્પન્ન થાય છે, વળી હજુ સુધી કર્મ તો હાજર છે જ, કારણ કે એનો નાશક ઉત્તરસંયોગ ઠેઠ હવે ઉત્પન્ન થવાથી પાંચમી ક્ષણે કર્મનો નાશ થવાનો છે. એટલે ચોથી ક્ષણ માટે **ઉત્તરસંયોગાવચ્છિન્ન કર્મ** એ ઉપાધિ બને છે.

આમ જુદી જુદી ઉપાધિના કારણે કાળમાં પ્રથમાદિક્ષણોનો ભેદ પડે છે.

**પ્રશ્ન** – આ રીતે ચાર ક્ષણ તો વ્યવહાર થશે, પણ ઉત્તરસંયોગ થયા પછી એ નહીં થાય, કારણ કે કર્મ તો નાશ પામી ગયું...

**ઉત્તર** – પાંચમી ક્ષણે વળી કોઈક પરમાણુ વગેરેમાં અન્ય કર્મ ઉત્પન્ન થઈ ગયુ હોય છે જેના કારણે ક્ષણવ્યવહાર આગળ ચાલે છે.

**શંકા** – છતાં, મહાપ્રલયમાં તો કાર્યમાત્રનો નાશ હોવાથી કર્મ હોતું જ નથી, તો ત્યારે ક્ષણાદિ વ્યવહાર શી રીતે કરવાનો ?

**સમાધાન** – જો એ વખતે ક્ષણાદિવ્યવહાર હોય તો એની સંગતિ ધ્વંસથી જ કરવી. અર્થાત્ ચરમક્ષણે દ્વ્યણુકાદિનો જે ધ્વંસ થયો તે ધ્વંસથી લગાવીને પ્રથમ, દ્વિતીય, તૃતીય વગેરે ક્ષણો કહેવી.

આવી ક્ષણોના સમૂહને લઇને દિનાદિવ્યવહાર જાણવો.

---

(का.) दूरान्तिकादिधीहेतुरेका नित्या दिगुच्यते ॥४६॥
उपाधिभेदादेकाऽपि प्राच्यादिव्यपदेशभाक् ।

(मु) दिश निरूपयति - दूरान्तिकेति । दूरत्वमन्तिकत्व च दैशिकपरत्वमपरत्व वोध्यम् । तद्बुद्धेरसाधारणं बीज दिगेव । [१]दैशिकपरत्वापरत्वयोरसमवायिकारणसयोगाश्रयतया लाघवादेका दिक् सिद्ध्यतीति भाव ॥४६॥ ननु यद्येकैव दिक्, तदा प्राचीप्रतीच्यादिव्यवहार कथमुपपद्यते ? इत्यत आह - उपाधिभेदादिति । यत्पुरुषस्योदयगिरिसन्निहिता या दिक् सा तत्पुरुषस्य प्राची, एवमुदयगिरिव्यवहिता या दिक् सा प्रतीची । एव यत्पुरुषस्य सुमेरुसन्निहिता या दिक् सोदीची, तद्व्यवहिता त्ववाची, 'सर्वेषामेव वर्षाणा मेरुरुत्तरत. स्थित' इति नियमात् ।

---

**(દિક્દ્રવ્યનિરૂપણ)**

(કા.) દૂર - નજીકની બુદ્ધિના કારણ તરીકે એક નિત્ય દિગ્દ્રવ્ય કહેવાય છે. એ એક હોવા છતાં ઉપાધિભેદે પૂર્વ વગેરે ઉલ્લેખ પામે છે.

(મુ.) હવે દિક્દ્રવ્યનું નિરૂપણ કરે છે. દૂરત્વ એટલે દૈશિકપરત્વ, અન્તિકત્વ = નજીકપણું એટલે દૈશિકઅપરત્વ. ('આ દૂર છે' 'આ નજીક છે' એવી) તેની (= દૈશિક પરત્વ અને અપરત્વની) બુદ્ધિનું અસાધારણકારણ દિક્દ્રવ્ય જ છે. [૧]દૈશિકપરત્વ-અપરત્વના અસમવાયિકારણભૂત સંયોગના આશ્રય તરીકે લાઘવથી એક દિક્દ્રવ્ય સિદ્ધ થાય છે. **શંકા :** જો દિશા એક જ છે તો પૂર્વ-પશ્ચિમ વગેરે વ્યવહાર કેવી રીતે સગત થશે ? **સમાધાન :** ઉપાધિભેદે એ સંગત થાય છે. જે પુરુષને ઉદયાચળ તરફ જે દિશા હોય તે દિશા તે પુરુષ માટે પૂર્વદિશા કહેવાય છે. એમ ઉદગગિરિથી દૂરની જે દિશા હોય તે પશ્ચિમ કહેવાય છે. એમ જે પુરુષને સુમેરુ તરફ જે દિશા હોય તે દિશા તે પુરુષ માટે ઉત્તરદિશા કહેવાય છે ને તેની સામેની દિશા દક્ષિણ કહેવાય છે. કારણ કે 'મેરુપર્વત દરેક ક્ષેત્રોની ઉત્તરમાં રહ્યો છે' એવો નિયમ છે.

(વિ.)(૧) 'આ દૂર છે', 'આ નજીક છે' એવી બુદ્ધિ જ તે તે વસ્તુમાં પરત્વ-અપરત્વ ઉત્પન્ન થયેલા છે એની પ્રતીતિ છે. તે તે વસ્તુ આ પરત્વ-અપરત્વનું સમવાયિકારણ છે. અને તે તે વસ્તુમાં રહેલો કો'ક દ્રવ્યનો સંયોગ એ અસમવાયિકારણ છે. આ દ્રવ્ય તરીકે પૃથ્વી વગેરે અવિભુદ્રવ્ય સંભવી શકતું નથી, કારણ કે પરત્વાદિના આશ્રય ઘટ-પટાદિ બધાં દ્રવ્યો સાથે એનો સંયોગ સંભવિત નથી. અનંતા જીવાત્માઓમાંથી કયા જીવાત્માને કે આકાશ અને કાળમાંથી કોને આ દ્રવ્ય તરીકે માનવું એમાં કોઈ વિનિગમક ન હોવાથી બધાને માનવાનું ગૌરવ થાય. એટલે એ દ્રવ્ય તરીકે લાઘવથી એક સ્વતંત્ર નિત્ય-વિભુ દિગ્દ્રવ્ય કલ્પવામાં આવે છે.

---

(का.) आत्मेन्द्रियाद्यधिष्ठाता करणं हि सकर्तृकम् ॥४७॥

(मु.) आत्मान निरूपयति - **आत्मेन्द्रियाद्यधिष्ठातेति** । [१]आत्मत्वजातिस्तु सुखदु.खादि-समवायिकारणतावच्छेदकतया सिद्ध्यति । [२]ईश्वरेऽपि सा जातिरस्त्येव, अदृष्टादिरूपकारणाभावान्न सुखदु खाद्युत्पत्ति , नित्यस्य स्वरूपयोग्यस्य फलावश्यम्भावनियम इत्यस्याऽप्रयोजकत्वात् । [३]परे तु ईश्वरे सा जातिर्नास्त्येव, प्रमाणाभावात् । न च दशमद्रव्यत्वापत्ति , ज्ञानवत्त्वेन विभजनादित्याहुः ।

---

## (આત્મનિરૂપણ)

### (કા.) આત્મા ઇન્દ્રિય વગેરેનો અધિષ્ઠાતા છે. કરણ સકર્તૃક જ હોય છે.

(મુ.) ૪૭મી કારિકાના ઉત્તરાર્ધથી આત્માનું નિરૂપણ કરે છે. [૧]આત્મત્વજાતિ સુખ-દુ:ખ વગેરેની સમવાયિ-કારણતાના અવચ્છેદક તરીકે સિદ્ધ થાય છે. [૨]ઈશ્વરમાં પણ તે જાતિ છે જ, પણ અદૃષ્ટ વગેરે રૂપ (અન્ય) કારણ ન હોવાથી સુખ-દુઃખ વગેરેની ઉત્પત્તિ થતી નથી. "નિત્ય અને સ્વરૂપયોગ્ય હોય એ કારણ અવશ્ય ફળોત્પાદક બને જ" એવો નિયમ અપ્રયોજક છે. [૩]બીજાઓ તો એમ કહે છે કે ઈશ્વરમા તે (= આત્મત્વ) જાતિ નથી જ, કેમ કે એમાં કોઈ પ્રમાણ નથી "(તો પછી ઈશ્વરને) દશમું દ્રવ્ય માનવાની આપત્તિ આવશે" (એમ ન કહેવુ), કારણ કે (જીવાત્માઓ અને ઈશ્વર આ બધાનું દ્રવ્યના એક જ વિભાગ તરીકે આત્મત્વેન નહીં પણ) જ્ઞાનવત્ત્વેન વિભાજન કરવામા આવ્યુ છે.

(વિ.) (૧) આત્મત્વજાતિમાં ઉપલક્ષણથી આ અનુમાન પ્રમાણ પણ જાણવું —

आत्मपदवाच्यता किञ्चिद्धर्मावच्छिन्ना वाच्यतात्वात् 'घट'पदवाच्यतावत्

(૨) [ **શંકા** - ઈશ્વરમાં સુખ-દુઃખ ઉત્પન્ન થતા નથી. અર્થાત્ ઈશ્વરમાં સુખદુઃખની સમવાયિકારણતા નથી. અને તેથી માનવુ પડશે કે એ કારણતાના અવચ્છેદકરૂપ 'આત્મત્વ' જાતિ ઈશ્વરમા નથી. ]

**સમાધાન :** ઈશ્વરમાં આત્મત્વ જાતિ છે જ. (અને તેથી સુખાદિની સમવાયિકારણતા પણ છે જ.)

[ **શંકા :** પણ તો પછી ઈશ્વરમાં સુખાદિ કેમ ઉત્પન્ન થતા નથી ? ]

**સમાધાન :** એટલા માટે કે સુખાદિના નિમિત્તકારણભૂત અદૃષ્ટ વગેરે ત્યાં છે નહીં.

[ **શંકા :** જે નિત્ય હોય ને સ્વરૂપયોગ્ય હોય એ ક્યારેક તો અવશ્ય ફળોપધાયક બને જ એવો નિયમ છે. એટલે જો

નિત્ય એવા ઈશ્વરમાં સુખની સ્વરૂપયોગ્યતા રૂપ કારણતાવચ્છેદક આત્મત્વ છે, તો ક્યારેક તો એમાં સુખાદિ ઉત્પન્ન થવા જ જોઈએ ને ! ]

**સમાધાન :** એ નિયમ અપ્રયોજક છે. (કારણ કે જલીય પરમાણુમાં સ્નેહની સ્વરૂપયોગ્યતા હોવા છતાં ક્યારેય સ્નેહોત્પત્તિ થતી નથી.)

(૩) પણ કેટલાક નૈયાયિકો ઉક્તનિયમ માને છે. વળી, ઈશ્વરમાં સુખાદિની ઉત્પત્તિ તો કયારેય થતી નથી. તેથી (સુખાદિની સ્વરૂપયોગ્યતા = કારણતાવચ્છેદક) આત્મત્વજાતિ ઈશ્વરમાં છે જ નહીં એમ તેઓ કહે છે.

જો ઈશ્વરમાં આત્મત્વ નથી, તો આત્મત્વધર્મને આગળ કરીને દ્રવ્યનો આઠમો જે વિભાગ 'આત્મા' છે તેમાં ઈશ્વરનો સમાવેશ નહીં થાય. (વળી ઈશ્વર દ્રવ્ય તો છે જ, કારણ કે એમાં જ્ઞાનાદિગુણો રહેલા છે.) એટલે એને દશમા દ્રવ્ય તરીકે માનવાની આપત્તિ આવશે. પણ આ મતવાળા નૈયાયિકો, આ આપત્તિનું વારણ એ રીતે કરે છે કે આઠમા દ્રવ્યનું વિભાજન અમે આત્મત્વધર્મને આગળ કરીને નહીં, કિન્તુ જ્ઞાનવત્ત્વધર્મને આગળ કરીને કરીએ છીએ. અર્થાત્ દ્રવ્યત્વના સાક્ષાદ્વ્યાપ્ય પૃથ્વીત્વ વગેરે ધર્મો જેમ પૃથ્વી વગેરેને એક-એક વિભાગરૂપે સિદ્ધ કરે છે એમ આત્મત્વેન આત્માનો વિભાગ નથી, પણ જ્ઞાનવત્ત્વેન જે કોઈ જ્ઞાનવાન્ હોય એ બધાનો એક (આઠમો) વિભાગ છે. (ટૂંકમાં આઠમું દ્રવ્ય 'આત્મા' નથી, પણ 'જ્ઞાનવાન્' છે.)

[ इत्याहु કહીને ગ્રંથકારે અસ્વરસ પ્રગટ કર્યો છે. એનું કારણ એ છે કે આઠમા દ્રવ્યને જો 'જ્ઞાનવાન્' કહેવાનું હોય તો વેદમાં જ્યાં જ્યાં 'આત્મા' શબ્દ છે ત્યાં ત્યાં એની 'જ્ઞાનવાન્'માં લક્ષણા કરવાનું ગૌરવ ઊભું થાય. ]

---

(मु.) [१]इन्द्रियाद्यधिष्ठाता = इन्द्रियाणा शरीरस्य च परम्परया चैतन्यसम्पादक । [२]यद्यप्यात्मनि 'अहं सुखी' 'अह दु खी' इत्यादिप्रत्यक्षविषयत्वमस्त्येव, तथापि विप्रतिपन्नं प्रति प्रथमत एव 'शरीरादि-भिन्नस्तत्प्रतीतिगोचर' इति प्रतिपादयितु न शक्यते, इत्यत प्रमाणान्तरं दर्शयति - करणमिति । वास्यादीना छिदादिकरणानां कर्तारमन्तरेण फलानुपधान दृष्टम्, एव चक्षुरादीना ज्ञानकरणानामपि फलोपधान कर्तारमन्तरेण नोपपद्यत इत्यतिरिक्त' कर्ता कल्प्यते ॥४७॥

---

(મુ.) [૧]ઇન્દ્રિયાદિનો અધિષ્ઠાતા છે એટલે.... ઇન્દ્રિયો અને શરીરમાં પરંપરાએ ચૈતન્યનો સંપાદક છે. [૨]જો કે આત્મા 'હુ સુખી છું' 'હું દુ:ખી છુ' ઇત્યાદિ (માનસ) પ્રત્યક્ષનો વિષય છે જ, તો પણ વિપ્રતિપન્નને પહેલેથી જ શરીરાદિથી ભિન્ન કોઈક પદાર્થ તે (પ્રત્યક્ષાત્મક) પ્રતીતિનો વિષય છે એમ સમજાવી શકાતું નથી, એટલે (એવા પદાર્થની પહેલા સિદ્ધિ કરી લેવા માટે) અન્ય પ્રમાણ દર્શાવે છે. - करणमिति  છેદાદિ ક્રિયાના કરણભૂત વાસી વગેરે કર્તા વગર (છેદાદિ- ક્રિયારૂપ) ફળોત્પત્તિ કરી શકતા નથી એ જોયુ છે. એમ જ્ઞાનના કરણભૂત ચક્ષુ વગેરે ઇન્દ્રિયો કર્તા (= જ્ઞાતા આત્મા) વગર જ્ઞાનાત્મક ફળોત્પત્તિ કરી શકે નહીં. એટલે અતિરિક્ત કર્તાનું અનુમાન થાય છે.

(વિ.) (૧) ઇન્દ્રિયો જ્ઞાનની જનક છે. તેથી જનકતા સંબંધથી જ્ઞાન ઇન્દ્રિયમાં આવ્યું. એમ શરીર જ્ઞાનનો અવચ્છેદક છે. તેથી અવચ્છેદકતા સંબંધથી જ્ઞાન શરીરમાં આવ્યું. પણ આ જનકતા કે અવચ્છેદકતા સંબંધથી પણ જ્ઞાન ઇન્દ્રિય કે શરીરમાં તો જ આવે છે જો આત્મા જ્ઞાન કરે. માટે આત્મા ઇન્દ્રિય અને શરીરમાં આવા સંબંધથી જ્ઞાનનો -ચૈતન્યનો સંપાદક છે.

(૨) જ્ઞાન-સુખ વગેરેના આશ્રયરૂપે આત્માનું માનસપ્રત્યક્ષ થાય જ છે. અને એમાં જે 'હું' તરીકે પ્રતીત થાય છે તે શરીર છે એવું માની શકાતું નથી, કારણ કે 'बाल्येऽह एतदज्ञातवान्' 'यौवनेऽह अमुक ज्ञातवान्' 'स्थाविरेऽह इद जानामि' ઇત્યાદિ ત્રૈકાલિક પ્રતીતિઓમાં 'अह'નો વિષય એક જ ભાસતો હોવાથી એને શરીર ન મનાય, કારણ કે શરીર તો પ્રતિક્ષણ પરિવર્તનશીલ છે. એટલે 'હું'ની ત્રૈકાલિક પ્રતીતિના વિષય તરીકે આત્માનું જ પ્રત્યક્ષ થાય છે. પણ આત્માને ન માનનાર નાસ્તિકને આ સમજાવી શકાતું ન હોવાથી અનુમાન પ્રમાણ અપાય છે. અનુમાનપ્રયોગ આવો જાણવો -

इन्द्रियाणि कर्त्रधिष्ठितानि, करणत्वात्, वास्यादिवत्

**(का.) शरीरस्य न चैतन्यं मृतेषु व्यभिचारतः ।**

**(मु.)** ननु शरीरस्य कर्तृत्वमस्त्वत आह - **शरीरस्येति** । **ननु** चैतन्यं ज्ञानादिकमेव, मुक्तात्मनां त्वन्मत इव मृतशरीराणामपि तदभावे का क्षति. ? प्राणाभावेन ज्ञानाभवस्य सिद्धेरिति चेत् ? न, शरीरस्य चैतन्ये बाल्ये विलोकितस्य स्थाविरे स्मरणानुपपत्ते , शरीराणामवयवोपचयापचयैरुत्पादविनाशशालित्वात् । न च पूर्वशरीरोत्पन्नसस्कारेण द्वितीयशरीरे सस्कार उत्पाद्यत इति वाच्यम्, अनन्तसस्कारकल्पने गौरवात् ।

**(ચાર્વાકમત મંડન-ખંડન)**

**(કા.) શરીરમાં ચૈતન્ય નથી, કારણ કે મૃતશરીરોમાં વ્યભિચાર છે.**

**(મુ.) શંકા** : શરીરમાં જ (જ્ઞાનાદિનું) કર્તૃત્વ માનો.

[**સમાધાન** : ના, કારણ કે મૃતશરીરમાં વ્યભિચાર છે.]

**શંકા** : ચૈતન્ય એટલે જ્ઞાનાદિ જ. તારા મતે મુક્તાત્માઓની જેમ (મારા - નાસ્તિકના મતે) મૃતશરીરમાં તેનો (જ્ઞાનાદિનો) અભાવ હોય તો શું વાંધો છે ? પ્રાણાભાવથી જ્ઞાનાભાવ સિદ્ધ થઈ શકે છે.

**સમાધાન** : ના, શરીરમાં ચૈતન્ય માનવામાં આવે તો બાલ્યવયમા જોયેલ વસ્તુનું સ્થાવિરવયમા જે સ્મરણ થાય છે તે અસંગત ઠરી જાય, કારણ કે શરીરો અવયવના ઉપચય - અપચય (થયા કરવાના કારણે) ઉત્પાદવિનાશશીલ હોય છે. (એટલે સ્મર્તા શરીર સાવ નવું હોવાના કારણે સંસ્કારશૂન્ય હોવાથી સ્મરણ શી રીતે થઈ શકે ?)

**શંકા** : પૂર્વ (પૂર્વના) શરીરમાં ઉત્પન્ન થયેલા સંસ્કારથી દ્વિતીયશરીરમાં (ઉત્તરોત્તર શરીરમાં) સંસ્કાર ઉત્પન્ન કરાય છે. (ને તેથી એ સંસ્કાર દ્વારા સ્મરણ થાય છે.)

**સમાધાન** : (આ રીતે અનંતશરીરમા) અનત સંસ્કારની કલ્પના કરવામાં ગૌરવ હોવાથી એવું માનવું યોગ્ય નથી.

**(વિ.) ચાર્વાક** : તમે समवायेन ज्ञानकार्यं प्रति तादात्म्येन आत्मा कारणं ઇત્યાદિ જે કાર્ય-કારણ ભાવ માનો છો એના બદલે समवायेन ज्ञानं प्रति तादात्म्येन शरीर कारणम् એવો કા૦કા૦ ભાવ માનવો જોઈએ. તેથી એક અદૃશ્ય એવા આત્મદ્રવ્યની કલ્પના કરવાની ન રહેવાથી લાઘવ થાય છે.

**નૈયાયિક** : મૃતશરીર પણ શરીર તો છે જ. છતાં એમાં જ્ઞાન ઉત્પન્ન થતું નથી. એટલે શરીરને જો કારણ માનવામાં આવે તો એમાં અન્વયવ્યભિચાર આવે.

**ચાર્વાક** : એમ તો મુક્તાત્મા પણ આત્મા તો છે જ. તમારા મતે એમાં પણ જ્ઞાન ઉત્પન્ન થતું નથી. એટલે આત્માને કારણ માનવામાં પણ વ્યભિચાર આવે છે.

**નૈયાયિક** : મુક્તાત્મામાં જ્ઞાન ઉત્પન્ન નથી થતું એ તો એટલા માટે કે ઇન્દ્રિયાત્મક કરણ (નિમિત્તકારણ) હાજર નથી.

**ચાર્વાક** : એમ તો અમારા મતે પણ પ્રાણાત્મક જ્ઞાનકરણ મૃતશરીરમાં ન હોવાથી એમાં જ્ઞાનોત્પત્તિ થતી નથી. એટલે શરીરને જ્ઞાનનું સમવાયિકારણ માનવામાં કોઈ દોષ રહેતો નથી.

**નૈયાયિક** : અનુભવ દ્વારા જેમાં સંસ્કાર ઊભા થયા હોય એ જ કાલાન્તરે સ્મરણ કરી શકે છે. વળી એક અવયવ પણ ઓછોવત્તો થાય એટલે અવયવી બદલાઈ જાય છે. શરીરમાં તો પ્રતિક્ષણ ચયાપચય હોવાથી પરિવર્તન ચાલુ જ છે. તો બાલ્યવયમાં અનુભૂત કંદુકક્રીડા વગેરેનું સ્થવિરાવસ્થામાં સ્મરણ શી રીતે થઈ શકશે ?

કારણ કે ત્યારનું શરીર નવું ઉત્પન્ન થયું હોવાથી સંસ્કારશૂન્ય હોય છે. (અમારા મતે તો તે તે અનુભવજન્ય સંસ્કાર નિત્ય એવા આત્મામાં જળવાઈ રહે છે જેના કારણે કાળાન્તરે સ્મરણ થાય છે.)

**ચાર્વાક :** પૂર્વ-પૂર્વ શરીર નષ્ટ થાય ત્યારે ઉત્પન્ન થતા ઉત્તરોત્તર શરીરને પોતાના સંસ્કારનો વારસો આપતા જાય છે. એટલે નવું શરીર પણ સંસ્કાર ધરાવતું હોવાથી स्वजन्यसस्कारप्रयोज्यसस्कारवत्त्वसम्बन्धेन बाल्यशरीरसमवेतानुभवयुक्त હોવાના કારણે સ્મરણની અસંગતિ નથી.

**નૈયાયિક :** આ રીતે તો અનંત સંસ્કારની કલ્પના કરવી પડશે જે ગૌરવરૂપ છે. આશય એ છે કે શરીર તો પ્રતિક્ષણ બદલાય છે. એટલે દરેક શરીરમાં જુદા જુદા સંસ્કારો માનવા પડવાથી અનંતસંસ્કારો માનવાનું ગૌરવ થાય છે. માટે એ યોગ્ય નથી.

[ **ચાર્વાક :** જ્ઞાનાદિનું સમવાયિકારણ કોને માનવું ? શરીરને કે આત્માને ? આ વિચારણામાં શરીર તો સિદ્ધ પદાર્થ હોવાથી ને આત્માની નવી કલ્પના કરવી પડતી હોવાથી લાઘવથી શરીર જ કારણ તરીકે નિશ્ચિત થઈ જાય છે. આ નિશ્ચય કર્યા પછી હવે સ્મરણની સંગતિ કરવા માટે અનંત સંસ્કાર માનવાનું જે ગૌરવ ઉપસ્થિત થાય છે તે ફળમુખગૌરવ રૂપ હોવાથી દોષ રૂપ નથી. ] ચાર્વાકની આવી દલીલનો જવાબ આપતા ગ્રંથકાર કહે છે.

---

(मु.) [1]एवं शरीरस्य चैतन्ये वालकस्य स्तन्यपाने प्रवृत्तिर्न स्यात्, इष्टसाधनताज्ञानस्य तद्धेतुत्वात्, तदानीमिष्टसाधनतास्मारकाभावात्। [2]मन्मते तु जन्मान्तरानुभूतेष्टसाधनत्वस्य तदानी स्मरणादेव प्रवृत्ति । न च जन्मान्तरानुभूतमन्यदपि स्मर्यतामिति वाच्यम्, उद्‌बोधकाभावात्। अत्र त्वनायत्या जीवनादृष्ट-मेवोद्‌बोधक कल्प्यते । इत्थञ्च ससारस्यानादितयाऽऽत्मनोऽनादित्वसिद्धावनादिभावस्य नाशा-सम्भवान्नित्यत्व सिद्ध्यतीति बोध्यम्।

---

(મુ.) [1]એમ શરીરમાં ચૈતન્ય માનવામાં બાળકની સ્તનપાનમા પ્રવૃત્તિ નહીં થાય, કારણ કે ઈષ્ટસાધનતાજ્ઞાન તેનો (= પ્રવૃત્તિનો) હેતુ છે (જે ત્યારે હોતુ નથી, તે પણ એટલા માટે કે) ત્યારે ઈષ્ટસાધનતાના સ્મારકનો (આ મારા ઈષ્ટનું સાધન છે એવુ સ્મરણ કરાવનાર સસ્કારનો) અભાવ હોય છે. [2]મારા મતે તો જન્માન્તરમા અનુભવ કરેલ ઈષ્ટસાધનતાનુ ત્યારે સ્મરણ થવાથી જ પ્રવૃત્તિ (થવી શક્ય બને છે ) "તો પછી જન્માન્તરમાં અનુભૂત બીજી ચીજોનુ પણ સ્મરણ થવા દો" એવી શંકા ન કરવી, કારણ કે એ બધાનો ઉદ્‌બોધક હોતો નથી. આ (સ્તનપાન) અગે તો અગત્યા જીવનાદૃષ્ટને જ ઉદ્‌બોધક તરીકે કલ્પવામાં આવે છે. આમ, સસાર અનાદિ હોવાના કારણે આત્મા અનાદિ હોવો સિદ્ધ થવા પર (અને) અનાદિ ભાવપદાર્થનો નાશ અસભવિત હોવાથી (આત્મામા) નિત્યત્વ સિદ્ધ થાય છે તે જાણવું.

(વિ.) (૧) કોઈપણ પ્રવૃત્તિમાં 'આ મારા ઈષ્ટનું સાધન છે' એવું જ્ઞાન એ કારણ છે. એટલે બાળક સ્તનપાનની પ્રવૃત્તિ કરે એમા 'इद दुग्धपान मदिष्टस्य जीवनस्य साधनम्' એવું ઈષ્ટસાધનતાજ્ઞાન હોવું જ જોઈએ. બાળકને પ્રત્યક્ષાદિ અનુભવાત્મક આવું જ્ઞાન સંભવિત ન હોવાથી સ્મરણાત્મક જ્ઞાન જ માનવું પડે છે. હવે સ્મરણ તો એને જ થાય જેણે પૂર્વે અનુભવ કર્યો હોય. બાળક સૌ પ્રથમ સ્તનપાન જે કરે છે એ પૂર્વે તો એના શરીરે એનો કોઈ અનુભવ કર્યો હોતો નથી, તો એને સ્મરણ શી રીતે થાય ? ને સ્મરણ ન હોય તો એ પ્રવૃત્તિ શી રીતે થાય ?

[શંકા : આત્મામાં જ્ઞાન માનનાર તમારા મતમા પણ પ્રથમ સ્તનપાન અંગે આવો પ્રશ્ન તો ઊભો થવાનો જ છે. ]

(૨) **સમાધાન :** મારા (આત્મવાદીના) મતે તો (આ ભવમાં શરીરની જેમ આત્મા કાંઈ સાવ નવો પેદા નથી થયો. એ તો પૂર્વભવમાંથી આવ્યો છે. એટલે પૂર્વભવમાં = ) જન્માન્તરમાં એણે ઈષ્ટસાધનતાનો અનુભવ જે કર્યો હોય છે એના પ્રભાવે આ ભવમાં એનું સ્મરણ થઈને પ્રવૃત્તિ સંભવિત બને છે.

**શંકા :** જો આ રીતે પૂર્વભવના અનુભવોનું સ્મરણ થાય છે તો પૂર્વભવમાં કરેલા બીજા પણ અનુભવોનું સ્મરણ થવું જોઈએ... ને તેથી દરેકને જાતિસ્મરણ જ્ઞાન માનવું જોઈએ.

**સમાધાન :** અનુભવો થયો હોવા માત્રથી સ્મરણ નથી થઈ જતું. જે અનુભવજન્ય સંસ્કારોને ઉદ્બોધક મળે એનું જ સ્મરણ થાય છે. અન્ય બાબતોનો ઉદ્બોધક ન હોવાથી સ્મરણ થતું નથી.

[ **શંકા :** તો પછી સ્તનપાન અંગે કયો ઉદ્બોધક મળી ગયો ?]

**સમાધાન :** પ્રવૃત્તિ થઈ છે માટે સ્મરણ માનવું જ પડે છે. ને સ્મરણ થયું છે માટે કોઈપણ ઉદ્બોધક માનવો તો પડશે જ. તેથી અગત્યા જીવનાદૃષ્ટને ઉદ્બોધક માનવામાં આવે છે. [શરીરમાં પ્રાણની સ્થિતિ રહેવી તે જીવન. તેમાં કારણભૂત અદૃષ્ટ એ જીવનાદૃષ્ટ. ]

આમ જન્માન્તર સિદ્ધ થવા પર આત્મા અનાદિ હોવો પણ સિદ્ધ થાય છે. કારણ કે પૂર્વભવની પ્રથમ સ્તનપાનપ્રવૃત્તિ માટે એની પણ પૂર્વનો ભવ માનવો પડે. એમ પૂર્વ-પૂર્વ ભવ માનતાં માનતાં સંસાર અનાદિ હોવાથી આત્માને પણ અનાદિ માનવો પડે છે.

અનાદિ એવો પ્રાગભાવ નાશ પામે છે. પણ અનાદિ એવો ભાવ પદાર્થ ક્યારેય નાશ પામતો નથી. તેથી આત્માનો નાશ પણ ન હોવાથી એ નિત્ય સિદ્ધ થાય છે.

---

(का.) तथात्वं चेदिन्द्रियाणामुपघाते कथं स्मृतिः ? ॥४८॥

(मु.) ननु चक्षुरादीनामेव ज्ञानादिकं प्रति करणत्वं कर्तृत्व चास्तु, [१]विरोधे साधकाभावाद्, अत आह - **तथात्वमिति** । तथात्वं = चैतन्यम् । उपघाते = नाशे सति, [२]अर्थाच्चक्षुरादीनामेव, कथं स्मृति ? पूर्वं चक्षुषा ऽनुभूताना चक्षुरभावे स्मरण न स्यात्, अनुभवितुरभावात्, अन्येनानुभूतस्यान्येन स्मरणासम्भवात्, अनुभव-स्मरणयो सामानाधिकरण्येन कार्यकारणभावादिति भाव ॥४८॥

---

**(ઇન્દ્રિયઆત્મવાદ)**

**(કા.) ઇન્દ્રિયોમાં તથાત્વ=ચૈતન્ય છે એવી શંકા છે ? (તો એનું સમાધાન-) (ઇન્દ્રિયોનો) ઉપઘાત થવા પર સ્મૃતિ શી રીતે થાય ?**

(મુ.) **શંકા :** ચક્ષુ વગેરે ઇન્દ્રિયોમા જ જ્ઞાનાદિ પ્રત્યેનું કરણત્વ અને કર્તૃત્વ છે એમ માનો ને ! [૧]કારણ કે એ બન્ને વચ્ચે વિરોધ હોવામાં કોઈ સાધક નથી.

સમાધાન : જો (ઇન્દ્રિયો જ જ્ઞાનકર્તા હોવાથી) ઇન્દ્રિયોમા જ ચૈતન્ય=જ્ઞાન માનવામાં આવે તો ચક્ષુ વગેરેનો ઉપઘાત= નાશ થવા પર સ્મરણ શી રીતે થઈ શકે ? જેને પૂર્વે આંખે અનુભવ્યું હોય એનુ ચક્ષુના અભાવમાં સ્મરણ ન થઈ શકે. કારણ કે અનુભવ કરનાર (ચક્ષુ)નો અભાવ થઈ ગયો છે... (ચક્ષુનો ભલે અભાવ થયો, અન્ય ઇન્દ્રિય સ્મરણ કરશે... આવુ સભવી શકતુ નથી,) કારણ કે અન્ય (=ચક્ષુ) વડે અનુભૂતનું અન્યને સ્મરણ સંભવતું નથી. (તે પણ એટલા માટે કે) અનુભવ અને સ્મરણનો સામાનાધિકરણ્યેન કાર્ય-કારણભાવ છે. (અર્થાત્ જ્યાં સમવાયસંબંધથી અનુભવ રહ્યો હોય ત્યાં જ સમવાય સંબંધથી સ્મરણ ઉત્પન્ન થાય છે.)

(વિ.) (૧) [ ઇન્દ્રિયો જ્ઞાનપ્રત્યે કરણ તો છે જ. હવે જો એને જ આત્મા તરીકે સ્વીકારવામાં આવે તો એ જ્ઞાનનો કર્તા પણ બને. પણ કર્તૃત્વ ને કરણત્વ એક જ સ્થળે શી રીતે રહે ? કારણ કે એ બે વચ્ચે વિરોધ છે... આવી શંકાનો જવાબ આપવા પૂર્વપક્ષી કહે છે કે ]

કરણત્વ અને કર્તૃત્વ એકત્ર રહી ન શકે આવો વિરોધ સાધી આપનાર કોઈ પ્રમાણ નથી. સર્પ आत्मानमात्मना वेष्टयति ઇત્યાદિમાં જે કર્તા છે એ જ કરણ પણ છે.

(૨) કારિકામાં तथात्व इन्द्रियाणा चेत् ? આટલો પૂર્વપક્ષ છે ને उपघाते कथं स्मृति ? આ ઉત્તરપક્ષ છે. એટલે ઉત્તરપક્ષના વાક્યમાં કોનો ઉપઘાત ? એનો ઉલ્લેખ નથી. તેથી મુક્તાવલીમાં उपघाते =नाशे सति આટલું જણાવ્યા બાદ 'આ નાશ કોનો ?' એ જણાવવા અર્થાત્ ઇત્યાદિ કહ્યું છે. (તેથી इन्द्रियाणा પદનો અન્વય ઉભયત્ર જાણવો.)

(का.) मनोऽपि न तथा, ज्ञानाद्यनध्यक्षं तदा भवेत् ।

(मु.) ननु चक्षुरादीना चेतन्य माऽस्तु, मनसस्तु नित्यस्य चैतन्य स्यादत आह मनोऽपीति । न तथा= न चेतनम् । ज्ञानाद्यनध्यक्षं तदा भवेत्, मनसोऽणुत्वात्, प्रत्यक्षे महत्त्वस्य हेतुत्वात्, मनसि ज्ञानसुखादिसत्त्वे तत्प्रत्यक्षानुपपत्तिरित्यर्थ । यथा च मनसोऽणुत्व तथाऽग्रे वक्ष्यते ।

## (મન-આત્મવાદ)

**(કા.) મન પણ તથા=ચેતન નથી, કારણ કે તદા=એવું માનીએ તો જ્ઞાનાદિ અપ્રત્યક્ષ બની જાય.**

(મુ.) શંકા : [ચક્ષુ વગેરેનો ઉપઘાત થવા પર સ્મરણ અસગત બનતું હોવાથી ] ચક્ષુ વગેરેમાં ભલે ચૈતન્ય ન માનો, નિત્ય એવા મનમાં ચૈતન્ય સંભવી શકે છે. (મન તો નિત્ય હોવાથી ઉપઘાતનો પ્રશ્ન જ ન હોવાથી સ્મરણની અનુપપત્તિ પણ નહીં થાય.)

સમાધાન : મન અણુ હોવાથી અને પ્રત્યક્ષ પ્રત્યે મહત્ત્વ કારણ હોવાથી જો જ્ઞાન-સુખ વગેરે (મહત્પરિમાણશૂન્ય એવા) મનમાં રહ્યા હોય તો એ બધાનું પ્રત્યક્ષ અસંગત ઠરી જાય. મન જે કારણે અણુ મનાયું છે તે આગળ કહેવાશે.

(વિ.) જ્ઞાનગુણના આશ્રયભૂત જે દ્રવ્ય છે તેનું પરિમાણ કેવું છે ? આ વિચારીએ. જો એ અણુપરિમાણ હોય તો જ્ઞાનાદિ અપ્રત્યક્ષ બની જવાની આપત્તિ આવે છે. જો એ મધ્યમ પરિમાણ હોય તો એનો અર્થ એ થાય કે એ અવયવી છે. ને તેથી એને અનિત્ય માનવાની આપત્તિ આવે. (તથા એના નાશ બાદ સ્મરણાદિની અનુપપત્તિ વગેરે દોષ ઊભા થાય.) તેથી એને ઉત્કૃષ્ટ=પરમમહત્ પરિમાણવાળું દ્રવ્ય માનવું પડે છે. હવે આ વિભુદ્રવ્યનો તો હંમેશા બધી ઇન્દ્રિય સાથે સંબંધ હોવાથી એકી સાથે અનેક જ્ઞાન થવાની આપત્તિ આવે એ ન આવે એ માટે એક બીજું કરણ માનવું આવશ્યક બને છે. એનો જેની સાથે સંયોગ, એ ઇન્દ્રિયદ્વારા જ્ઞાન થાય. આ કરણ જો સાવયવ હોય તો એના ઉત્પત્તિ - વિનાશ-કારણો-પ્રાગભાવ વગેરે માનવાનું ગૌરવ થાય. માટે એને નિરવયવ-અણુ માનવામાં આવેલ છે.

(मु.) नन्वस्तु विज्ञानमेवात्मा, [१]तस्य स्वत प्रकाशरूपत्वाच्चेतनत्वम् । [२]ज्ञानसुखादिकन्तु तस्यैवाकारविशेष । [३]तस्यापि भावत्वादेव क्षणिकत्वं, [४]पूर्वपूर्वविज्ञानस्योत्तरोत्तरविज्ञाने हेतुत्वात् [५]सुषुप्त्यवस्थायामप्यालयविज्ञानधारा निराबाधैव, [६]मृगमदवासनावासितवसन इव पूर्वपूर्वविज्ञानजनित-संस्काराणामुत्तरोत्तरविज्ञाने हेतुत्वान्नानुपपत्ति स्मरणादेरिति चेत् ?

## (ક્ષણિક વિજ્ઞાનવાદી બૌદ્ધમત)

(મુ.) પૂર્વપક્ષ : વિજ્ઞાનને જ આત્મા માની લ્યો. [૧]તે સ્વત. પ્રકાશરૂપ હોવાથી ચેતન છે. [૨]જ્ઞાન-સુખ વગેરે તેના જ આકારવિશેષ છે. [૩]તે પણ 'ભાવ' હોવાથી ક્ષણિક છે. [૪]પૂર્વપૂર્વ વિજ્ઞાન ઉત્તર-ઉત્તર વિજ્ઞાનનું કારણ હોવાથી (ઉત્તરવિજ્ઞાન પૂર્વવિજ્ઞાનને સદૃશ હોય છે.) [૫]સુષુપ્તિ અવસ્થામાં પણ આલયવિજ્ઞાનધારા નિરાબાધ જ હોય છે. [૬]કસ્તુરીની વાસનાથી વાસિત વસ્ત્રની જેમ પૂર્વપૂર્વ વિજ્ઞાનજનિત સંસ્કારો ઉત્તરોત્તરવિજ્ઞાનમાં કારણ હોવાથી સ્મરણાદિની અસગતિ થતી નથી.

(વિ.) [ બૌદ્ધના મુખ્ય ૪ મત છે. સર્વશૂન્યવાદી **માધ્યમિક**, ક્ષણિક વિજ્ઞાનવાદી **યોગાચાર**, અનુમેય એવા ઘટપટાદિ બાહ્યપદાર્થોને પણ માનનાર **સૌત્રાન્તિક** અને પ્રત્યક્ષ એવા ઘટપટાદિ બાહ્યપદાર્થોને પણ માનનાર **વૈભાષિક**.

આમાંનો ક્ષણિક વિજ્ઞાનવાદી યોગાચાર પૂર્વપક્ષ કરે છે – ]

**બૌદ્ધ :** ક્ષણિક વિજ્ઞાન જ આત્મા છે. [જો કે બૌદ્ધ મતે વિજ્ઞાનત્વ એ પ્રમેયત્વને વ્યાપક છે. અર્થાત્ જે કોઈ પ્રમેય છે તે બધા વિજ્ઞાનસ્વરૂપ છે એવું બૌદ્ધો કહે છે. (નૈયાયિક આવી વ્યાપકતાને નિષેધે છે.) છતાં પ્રસ્તુતમાં આત્માનું નિરૂપણ ચાલતું હોવાથી આત્માને ક્ષણિક વિજ્ઞાનરૂપે માનવાનો પૂર્વપક્ષ ઉઠાવાઈ રહ્યો છે. વિજ્ઞાન પણ બે પ્રકારનું છે. 'अयं घट' વગેરે આકારવાળું સવિષયક જ્ઞાન એ **પ્રવૃત્તિવિજ્ઞાન** છે. ને 'અહં'-'અહં' આવું જે ઘટાદિ વિષયશૂન્યજ્ઞાન હોય છે તે **આલયવિજ્ઞાન** કહેવાય છે. આ બન્ને વિજ્ઞાનાત્મક આત્મા છે. ]

[ **નૈયાયિક :** વિજ્ઞાન એટલે બુદ્ધિ... એ તો જડ છે. તો એમાં ચૈતન્ય શી રીતે ? વળી તમારા મતે द्वितीयक्षणवृत्तिध्वसप्रतियोगित्वं क्षणिकत्व હોવાથી એ બીજી જ ક્ષણે નાશ પામી જતું હોવાના કારણે એના જ્ઞાન-સુખાદિ ગુણોનું પ્રત્યક્ષ પણ વિનશ્યદ્‌ઘટની જેમ નહીં થઈ શકે. ]

(૧) **બૌદ્ધ :** વિજ્ઞાન સ્વતઃ પ્રકાશ રૂપ છે. એટલે કે સ્વ-પરવ્યવહારમાં એને બીજા જ્ઞાનની અપેક્ષા નથી.... એટલે એ જડ નથી. પણ ચેતન છે. વળી જે પરપ્રકાશી હોય એના પ્રત્યક્ષ માટે ક્ષણવિલંબ થાય છે. પણ જે સ્વપ્રકાશી હોય તેના પ્રત્યક્ષ માટે ક્ષણવિલંબ હોતો નથી જેમ કે દીવો.

[ **નૈયાયિક :** ઘટોત્પત્તિ બાદ બીજી ક્ષણે એમાં રૂપ વગેરે ગુણો ઉત્પન્ન થાય છે. એમ આ વિજ્ઞાનને પણ એમાં જ્ઞાનસુખાદિ ગુણો ઉત્પન્ન થાય એ માટે બીજી ક્ષણે તો ટકવું જોઈએ ને ? ]

(૨) **બૌદ્ધ :** જેમ ઘડાનો આકાર તો ઘટની સાથે જ ઉત્પન્ન થઈ જાય છે, એમ જ્ઞાન-સુખાદિ પણ આ ક્ષણિક વિજ્ઞાનના આકારવિશેષરૂપ જ હોવાથી એની સાથે જ ઉત્પન્ન થઈ જાય છે. (અર્થાત્ એવા આકારવાળું જ વિજ્ઞાન ઉત્પન્ન થાય છે.) [ તેથી બીજી ક્ષણ રહેવાની જરૂર પડતી નથી.]

[ **નૈયાયિક :** જ્ઞાન-સુખાદિ જો વિજ્ઞાનના જ આકારો છે તો વિજ્ઞાનાત્મક આત્માના આ વિકારો-પરિણામો થવાથી એ અનિત્ય બની જશે. ]

(૩) **બૌદ્ધ :** એ અમને ઈષ્ટ જ છે.

ज्ञानसुखादय क्षणिका भावत्वात्, दीपशिखावत् ।

[ **નૈયાયિક :** अह સુખી વગેરે આકારોનો અનુભવ દીર્ઘકાળ ચાલતો જણાય છે. જો એ ક્ષણિક હોય તો એવું કેમ બને ? ]

(૪) **બૌદ્ધ :** પૂર્વપૂર્વનું વિજ્ઞાન ઉત્તરોત્તર વિજ્ઞાનનું કારણ છે ને એ સ્વસદૃશ આકાર વાળા ઉત્તરવિજ્ઞાનને ઉત્પન્ન કરે છે, તેથી એક સરખો આકાર અનુભવાય છે. દીવાની જ્યોત ક્ષણે ક્ષણે ભિન્ન હોવા છતાં સાદૃશ્યના કારણે જેમ તદેવ એવી પ્રતીતિ થાય છે એમ આમાં પણ સમજવું.

[ **નૈયાયિક :** પૂર્વ પૂર્વ વિજ્ઞાન ઉત્તર ઉત્તર વિજ્ઞાનનું કારણ શી રીતે બની શકે ? કારણ કે ઉત્તર વિજ્ઞાનકાળે પૂર્વવિજ્ઞાનનું તો નામનિશાન ન હોવાથી કાર્ય-કારણનો એકાધિકરણ નિયમ જળવાતો નથી.

**બૌદ્ધ :** અમારા મતે કાર્ય-કારણનો એકાધિકરણ નિયમ નથી. કારણ અવ્યવહિત પૂર્વવર્તી જોઈએ એટલો જ નિયમ છે. ઘટોત્પત્તિની અવ્યવહિત પૂર્વવર્તી ક્ષણ એ ઉપાદાન ક્ષણ. પછી ઘટની સંતતિ ચાલે એમાં ઉત્તર-ઉત્તર ક્ષણના ઘટ માટે પૂર્વ-પૂર્વ ક્ષણનો ઘટ એ જ ઉપાદાન....]

[ નૈયાયિક : સુષુપ્તિમાં તો अयं घट: વગેરે કોઈ આકારવાળા જ્ઞાનનો અનુભવ ન હોવાથી એ વખતે આત્માનો અભાવ માનવો પડશે... ]

(૫) બૌદ્ધ : એ વખતે પ્રવૃત્તિ વિજ્ઞાનધારા ન હોવા છતાં, અર્થાત્ આકારો લય પામી ગયા હોવા છતાં, 'अहं' 'अहं' એવી આલયવિજ્ઞાનધારા હોય જ છે જે આત્મા છે. ઉંઘમાં પણ અનુભવ છે માટે તો કહેવાય છે કે 'આજે મને બહુ સારી ઉંઘ આવી.' એટલે અહંત્વાકાર તો ઊભો જ રહે છે. આ આલયવિજ્ઞાનધારા હોવાથી બીજા આકારો અવ્યક્તપણે અંદર પડેલા હોય છે જે જાગ્રત અવસ્થામાં વ્યક્ત થાય છે.

[ નૈયાયિક : વિજ્ઞાનજન્ય સંસ્કારોને જો તમે અક્ષણિક માનો તો તમારી यत् सत् तत् क्षणिकम् એવી વ્યાપ્તિનો ભંગ થઈ જાય. એટલે તમારે એને પણ વિજ્ઞાનની જેમ ક્ષણિક જ માનવા પડશે. ને એ જો ક્ષણિક છે તો ઉત્તરવિજ્ઞાનક્ષણને સંસ્કારો ન મળવાથી સ્મરણ નહીં થઈ શકે. ]

(૬) બૌદ્ધ : કપડાંના અનેક પડ કરી નીચે કસ્તુરી મૂકો તો ધીમે ધીમે ઠેઠ ઉપલા પડ સુધી એની વાસ પહોંચી જાય છે. ત્યાં જેમ વાસનાનું સંક્રમણ થાય છે એમ અહીં પણ પૂર્વપૂર્વ વિજ્ઞાનમાં રહેલા સંસ્કારનું ઉત્તરઉત્તર વિજ્ઞાનમાં સંક્રમણ થાય છે. ને તેથી સ્મરણાદિની અનુપપત્તિ નથી.

---

(મુ.) न, [1]तस्य जगद्विषयकत्वे सर्वज्ञत्वापत्तिः, यत्किञ्चिद्विषयकत्वे विनिगमनाविरहः, [2]सुषुप्तावपि विषयावभासप्रसङ्गाच्च, ज्ञानस्य सविषयत्वात्। [3]तदानीं निराकारा चित्सन्ततिरनुवर्तत इति चेत् ? न, [4]तस्याः प्रकाशत्वे प्रमाणाभावात्, अन्यथा घटादीनामपि ज्ञानत्वापत्तिः। [5]न चेष्टापत्तिः, विज्ञान-व्यतिरिक्त-वस्तुनोऽभावादिति वाच्यम् [6]घटादेरनुभूयमानस्यापलपितुमशक्यत्वात्। [7]आकारविशेष एवायं विज्ञानस्येति चेत् ? न, [8]किमयमाकारोऽतिरिच्यते विज्ञानात् ? तर्हि समायातं विज्ञानव्यतिरिक्तेन। नातिरिच्यते चेत् ? तर्हि समूहालम्बने नीलाकारोऽपि पीताकारः स्यात्, स्वरूपतो विज्ञानस्याविशेषात्।

---

**(નૈયાયિકનો ઉત્તરપક્ષ)**

(મુ.) ક્ષણિકવિજ્ઞાનને આત્મા માનવાનો બૌદ્ધમત બરાબર નથી, કારણ કે [1]તે (= વિજ્ઞાન સ્વરૂપ આત્મા) જગદ્વિષયક હશે તો સર્વજ્ઞ બની જવાની આપત્તિ, યત્કિંચિદ્વિષયક હોવામાં (किंविषयक હોય ? એ બાબતમાં) વિગિમનાવિરહ થશે. [2]વળી સુષુપ્તિમાં પણ વિષયનો અવભાસ થવાની આપત્તિ આવશે, કારણ કે જ્ઞાન સવિષયક હોય છે. [3]"ત્યારે નિરાકાર ચિત્સતતિ હોય છે." એવો બચાવ પણ યોગ્ય નથી, [4]કારણ કે તે પ્રકાશસ્વરૂપ હોવામાં કોઈ પ્રમાણ નથી, અન્યથા ઘટાદિને પણ જ્ઞાનસ્વરૂપ માનવા પડશે. [5]"એ તો અમને ઇષ્ટ જ છે, કારણ કે વિજ્ઞાનથી ભિન્ન કોઈ વસ્તુ આ વિશ્વમાં છે જ નહીં" એમ ન કહેવું, [6]કારણ કે અનુભૂયમાન એવા ઘટાદિનો અપલાપ કરી શકાતો નથી. [7]"એ તો વિજ્ઞાનના જ આકારવિશેષ છે" એવું કહેવું પણ બરાબર નથી, [8]કારણ કે એ આકાર શું વિજ્ઞાનથી ભિન્ન છે ? જો હા, તો વિજ્ઞાનભિન્ન વસ્તુ સિદ્ધ થઇ જ ગઇ. ને જો અભિન્ન છે ? તો સમૂહાલંબનજ્ઞાનમાં નીલાકાર પણ પીતાકાર થઇ જશે, કારણ કે સ્વરૂપે વિજ્ઞાન એક જ છે.

(વિ.)(૧) નૈયાયિક - જે વિજ્ઞાન હોય તે સવિષયક જ હોય છે. એટલે તમારું આત્મા તરીકે મનાયેલું જે ક્ષણિક વિજ્ઞાન છે તે જગદ્વિષયક છે કે યત્કિંચિદ્વિષયક છે ? જો એને જગદ્વિષયક માનશો તો આત્મા સર્વજ્ઞ બની જવાની આપત્તિ આવશે. તેથી જો એને यत्किञ्चिद्विषयक માનશો તો ઘટવિષયક માનવું કે પટવિષયક કે કટવિષયક ? આમાં વિનિગમનાવિરહ રહેશે.

[ બૌદ્ધ - ના, વિનિગમનાવિરહની આપત્તિ નથી. અનંતકાળ સુધી એક જ આત્મા રહે છે એવું અમે માનતા નથી કે જેથી કોઈ એક વિષય એનો નિશ્ચિત કરવો પડે ને એમાં વિનિગમકાભાવની આપત્તિ આવે. અમે તો ક્ષણે-ક્ષણે આત્માને જુદો માનીએ છીએ. એટલે જ્યારે ઘટનો અનુભવ હોય ત્યારે એ ઘટવિષયક છે, જ્યારે પટનો અનુભવ હોય ત્યારે પટવિષયક છે... ]

(૨) **નૈયાયિક** - એમ ? તો પછી સુષુપ્તિઅવસ્થામાં પણ વિજ્ઞાનસ્વરૂપ આત્મા વિદ્યમાન હોવાથી એના ઘટ-પટાદિ કો'ક વિષયનો અવભાસ પણ માનવો જ પડશે, કારણ કે જ્ઞાન સવિષયક હોય છે.

(૩) **બૌદ્ધ** - જેમ તમે નિર્વિકલ્પકજ્ઞાન માન્યું છે તેમ અમે નિરાકારચિત્સંતતિ માની છે. અર્થાત્ સુષુપ્તિઅવસ્થામાં નિરાકારચિત્સંતતિ ચાલતી હોવાથી કોઈ વિષયનો અવભાસ થવાની આપત્તિ નથી.

**નૈયાયિક** - [ તમે જે આ નિરાકાર ચિત્સન્તતિ કહો છો તે સવિષયક છે કે નિર્વિષયક ? જો એ સવિષયક છે તો એનો વિષય આખું જગત્ છે કે જગત્માં રહેલો કોઈ એક પદાર્થ ? પ્રથમવિકલ્પમાં સર્વજ્ઞત્વાપત્તિ ને બીજા વિકલ્પમાં વિનિગમના વિરહ. અહીં, કોઈ વિષય ભાસતો ન હોવાથી જે ભાસતો હોય તે એનો વિષય એ રીતે કહી શકાતું નથી. આમ ઉભયપક્ષે આપત્તિ હોવાથી એને સવિષયક ન માની શકાય. તેથી એને નિર્વિષયક જ માનવાનું બાકી રહે છે.

અહીં એ ખ્યાલમાં લેવા જેવું છે કે નૈયાયિકના મતે વિકલ્પ અને વિષય અલગ અલગ છે. વિકલ્પ એ જ્ઞાનનો આકાર છે, અને બાહ્ય ઘટાદિ પદાર્થ એનો વિષય છે. 'अय घट' વગેરે આકારવાળું જ્ઞાન એ સવિકલ્પકજ્ઞાન છે. આવા જ્ઞાન પૂર્વે જે ઘટ-ઘટત્વનું નિરાકાર જ્ઞાન થાય છે તે નિર્વિકલ્પકજ્ઞાન છે. છતાં એ નિર્વિકલ્પક જ્ઞાનનાં પણ ઘટ-ઘટત્વાદિ વિષય હોવાથી એ સવિષયક તો હોય જ છે. બૌદ્ધે આકાર અને વિષયને એક જ માનેલા છે. એટલે એનું નિરાકારજ્ઞાન નિર્વિષયક જ હોય છે, તેથી એની સામે નૈયાયિક કહે છે -]

(૪) **નૈયાયિક** - સુષુપ્તિઅવસ્થામાં તમે માનેલી આ નિરાકાર ચિત્સંતતિ નિર્વિષયક હોવા છતાં જ્ઞાનમય હોય એવું માનવામાં કોઈ પ્રમાણ નથી. (કારણ કે જે જ્ઞાન હોય તે સવિષયક જ હોય એવી વ્યાપ્તિ છે.) અન્યથા = નિર્વિષયક હોવા છતાં જો એ જ્ઞાનસ્વરૂપ હોય તો તો ઘટાદિ પણ (ભલે ને નિર્વિષયક હોય,) જ્ઞાનસ્વરૂપ બની જશે.

(૫) **બૌદ્ધ** - અમને તો આ ઇષ્ટાપત્તિ જ છે, કારણ કે જગત્મા જે કાંઈ છે તે બધું વિજ્ઞાનસ્વરૂપ જ છે. વિજ્ઞાનભિન્ન કોઈ વસ્તુ નથી. इद सर्वं विज्ञानात्मक, प्रतीयमानत्वात्, स्वप्नदृष्टपदार्थवत् સ્વપ્નમાં જે ભાસે છે તે માત્ર સ્વાપનીક જ્ઞાન જ હોય છે, બીજું કશું નહીં, તેમ જાગ્રતદશામા જે કાંઈ દેખાય છે તે પણ બધું જ્ઞાન જ ભાસે છે, અન્ય કાંઈ નહીં.

(૬) **નૈયાયિક** - જ્ઞાન એ અનુભવ છે, ને ઘટાદિ અનુભૂયમાન (= અનુભવના વિષય) છે. આવા બાહ્યપદાર્થ તરીકે અનુભૂયમાન ઘટાદિનો અપલાપ કરી શકાતો નથી.

(૭) **બૌદ્ધ** - બાહ્યપદાર્થ તરીકે જે અનુભવાય છે તે વસ્તુતઃ કોઈ બાહ્ય ચીજ નથી હોતી, પણ વિજ્ઞાનના આકારવિશેષ જ હોય છે. પણ સંવૃત્તિ (= અવિદ્યા)ના કારણે તમે એને બાહ્યસ્વરૂપ આપી દો છો.

(૮) **નૈયાયિક** - વિજ્ઞાનના આ આકાર વિજ્ઞાનથી ભિન્ન છે કે અભિન્ન ? જો ભિન્ન કહેશો તો એ જ વસ્તુ વિજ્ઞાનભિન્ન વસ્તુ તરીકે સિદ્ધ થઈ જવાથી વિજ્ઞાનભિન્ન કોઈ વસ્તુ આ વિશ્વમાં નથી એવો તમારો સિદ્ધાંત ઊડી જશે. આકારને જો વિજ્ઞાનથી અભિન્ન માનશો તો, (इद नील, इद पीत) इमे नीलपीते આવા સમૂહાલંબન-વિજ્ઞાનમાં ભાસતા નીલાકાર અને પીતાકાર એક જ થઈ જવાની આપત્તિ આવશે. કારણ કે ઈમે નીલપીતે આ એક જ જ્ઞાન છે જેનાથી એના સ્વરૂપભૂત નીલાકાર-પીતાકાર બંને અભિન્ન છે.

---

(मु) [१]अपोहरूपो नीलत्वादिर्विज्ञानधर्म इति चेत् ? [२]न, नीलत्वादीना विरुद्धानामेकस्मिन्नसमावेशात्, इतरथा विरोधावधारणस्यैव दुरुपपादत्वात् । [३]न च वासनासङ्क्रम· सभवति, [४]मातृपुत्रयोरपि वासनासङ्क्रमप्रसङ्गात् । [५]न चोपादानोपादेयभावो नियामक इति वाच्यम्, वासनाया सङ्क्रमासभवात् । [६]उत्तरस्मिन्नुत्पत्तिरेव सङ्क्रम इति चेत् । न, तदुत्पादकाभावात्, चितामेवोत्पादकत्वे सस्कारानन्त्यप्रसङ्ग· । [७]क्षणिकविज्ञानेष्वतिशयविशेष कल्प्यत इति चेत् ? न, [८]मानाभावात् [९]कल्पनागौरवात् ।

(મુ.) [૧]અપોહરૂપ નીલત્વ વગેરે વિજ્ઞાનધર્મ છે એવો જવાબ ન આપવો, [૨]કારણ કે નીલત્વ વગેરે વિરુદ્ધ ધર્મો એક (વિજ્ઞાનમાં) રહી શકતા નથી, ઇતરથા (જો એ એકત્ર રહી જતા હોય તો) વિરોધનું અવધારણ જ દુરુપપાદ થઇ જશે. [૩]વળી વાસનાનો સંક્રમ પણ સંભવતો નથી, [૪]કારણ કે માતા-પુત્રમાં પણ વાસનાનો સંક્રમ થવાની આપત્તિ આવે છે. [૫]"ઉપાદાનોપાદેયભાવ એમાં નિયામક છે, (અર્થાત્ ઉપાદાનની વાસના જ) ઉપાદેયમાં સંક્રમી શકે એવો નિયમ ઉક્ત આપત્તિ નહીં આવવા દે" એમ ન કહેવું, કારણ કે વાસનાનો સંક્રમ સંભવતો નથી. [૬]"ઉત્તરવિજ્ઞાનમાં ઉત્પત્તિ એ જ સંક્રમ છે" એવી માન્યતા પણ યોગ્ય નથી, કારણ કે તેનો કોઈ ઉત્પાદક નથી. વિજ્ઞાનક્ષણોને જ ઉત્પાદક માનવામાં અનંતસંસ્કાર માનવાનું ગૌરવ થાય છે. [૭]"ક્ષણિકવિજ્ઞાનોમાં અતિશયવિશેષ કલ્પવામાં આવે છે" એવી શંકા પણ યોગ્ય નથી, [૮]કારણ કે એવા અતિશયવિશેષમાં કોઈ પ્રમાણ નથી, [૯]તથા કલ્પનાનું ગૌરવ છે.

(વિ.) (૧) બૌદ્ધ - [ પ્રથમક્ષણના વિજ્ઞાનનો સ્વભાવ છે પ્રથમક્ષણીયત્વ
બીજી ક્ષણના વિજ્ઞાનનો સ્વભાવ છે દ્વિતીયક્ષણીયત્વ

एकत्र विरुद्धस्वभावयोरनवस्थानम्... બે વિરુદ્ધ સ્વભાવ એક વસ્તુમાં રહી શકતા નથી. તેથી સ્વભાવભેદાત વસ્તુભેદ ... એટલે અમે પ્રથમવિજ્ઞાનક્ષણ કરતાં દ્વિતીયવિજ્ઞાનક્ષણને અલગ માનીએ છીએ ને તેથી તે તે દરેક ક્ષણ એક ક્ષણ જ રહેતી હોવાથી ક્ષણિકવાદ સ્વીકારીએ છીએ.

પણ, એક જ જગ્યાએ બે વિરુદ્ધ સ્વભાવ ન રહે એ જે વાત છે તે ભાવાત્મક સ્વભાવદ્વય માટે છે... અભાવાત્મક સ્વભાવદ્વય માટે એવો નિયમ નથી. તેથી નીલત્વ-પીતત્વ વગેરેને ભાવાત્મક માનીએ તો એ બે એક વિજ્ઞાનમાં ન રહી શકે એ બરાબર... પણ એ જો અભાવાત્મક હોય તો એક વિજ્ઞાનમાં ખુશીથી રહી શકે છે. એમાં કોઈ દોષ નથી. એટલે ]

અમે નીલવિજ્ઞાનમાં રહેલ નીલત્વને અનીલવ્યાવૃત્તિ = નીલાપોહ સ્વરૂપ માનીએ છીએ. એમ પીતત્વ = પીતાપોહ = અપીતવ્યાવૃત્તિ. આ નીલાપોહ અને પીતાપોહ અભાવાત્મક હોવાથી એક જ સમૂહાલંબનજ્ઞાનમાં રહેવામાં કોઈ વાંધો નથી.

[ 'અનીલવ્યાવૃત્તિ' શબ્દને સમજી લઈએ. અનીલ = નીલભિન્ન, વ્યાવૃત્તિ = ભેદ. તેથી અનીલવ્યાવૃત્તિ = નીલભિન્નનો ભેદ. નીલભિન્ન છે પીત વગેરે... એ બધાનો ભેદ નીલમાત્રમાં છે. વળી નીલત્વ પણ નીલમાત્રમાં છે. એટલે, જ્યાં જ્યાં નીલત્વ છે ત્યાં ત્યાં નીલભિન્નભેદ છે...

ને જ્યાં જ્યાં નીલભિન્નભેદ છે ત્યાં ત્યાં નીલત્વ છે.

તેથી નીલત્વ = નીલભિન્નનો ભેદ = અનીલવ્યાવૃત્તિ= નીલાપોહ.]

(૨) નૈયાયિક - જ્યાં इदं नीलं બુદ્ધિ થાય છે ત્યાં इदं पीतं બુદ્ધિ થતી નથી, એમ,
જ્યાં इदं पीतं બુદ્ધિ થાય છે ત્યાં इदं नीलं બુદ્ધિ થતી નથી. આ અનુભવ જણાવે છે કે

નીલત્વ અને પીતત્વ એ બંને પરસ્પર વિરુદ્ધ છે. અને તેથી એ બંનેનો એકત્ર સમાવેશ થઈ શકે જ નહીં. પરસ્પર વિરુદ્ધ ધર્મોનો પણ જો એકત્ર સમાવેશ થઈ શકતો હોય તો તો વિરોધ જેવી ચીજ જ દુનિયામાં ન રહે. અર્થાત્ જળથી અગ્નિ વિરુદ્ધ છે એમ કહી શકાશે નહીં. પણ વિરુદ્ધ તો છે જ. તેથી પરસ્પર વિરુદ્ધ ધર્મો એકત્ર રહી શકતા ન હોવાથી એક વિજ્ઞાનમાં પરસ્પર વિરુદ્ધ એવા નીલત્વ-પીતત્વાદિ ધર્મો રહેલા માની શકાતા નથી. [ વળી એ ખ્યાલમાં રાખવું કે અગ્નિ-જળનો પરસ્પર વિરોધ વિષય તરીકે નથી, પણ વસ્તુ તરીકે છે. તેથી અગ્નિ-જળ એક જ્ઞાનના વિષય બની શકે છે પણ એ બંને એક જ વિજ્ઞાન બની જાય એવું બની શકતું નથી. એમ નીલ-પીત વગેરે એક (સમૂહાલંબન) વિજ્ઞાનના વિષય બની શકે છે, પણ એક જ વિજ્ઞાનના અભિન્ન આકાર બની શકતા નથી. એટલે...

(1) નીલત્વાદિ ધર્મવાળા પદાર્થોને વિજ્ઞાનથી ભિન્ન એવા વિષય માનવા જોઈએ.

(2) જ્ઞાનને સવિષયક માનવું જોઈએ, અને તેથી સુષુપ્તિ અવસ્થામાં વિષય ન હોવાથી વિજ્ઞાનસ્વરૂપ આત્મા સંભવી શકે નહીં...

(3) માટે વિજ્ઞાનાતિરિક્ત આત્મા માનવો જોઈએ. ]

[ "સમૂહાલંબનમાં અમે નીલાકાર કે પીતાકાર એકે નહીં માનીએ, એક સ્વતંત્ર ચિત્રાકાર જ માનીશું, તેથી વિરોધ વગેરેનો કોઈ પ્રશ્ન ઊભો નહીં થાય..." બૌદ્ધ આવો બચાવ કરી શકે છે. એટલે હવે નૈયાયિક, સ્મરણની સંગતિ માટે બૌદ્ધ જે વાસનાસંક્રમની વાત કરે છે એને જ મુખ્યતયા દૂષિત ઠેરવે છે... ]

(૩) **નૈયાયિક** - ક્ષણિકવિજ્ઞાનમતમાં વાસનાનો સંક્રમ સંભવતો નથી. તમે આપેલું, કસ્તુરીની વાસનાના કપડાંના પડોમાં થતા સંક્રમનું દૃષ્ટાંત અહીં બંધબેસતું નથી. કારણ કે કસ્તુરી હોય તો તો એની વાસના (= સુગંધ)નો સંક્રમ થાય, પણ કસ્તુરી જ ન હોય તો ? પૂર્વનું વિજ્ઞાન ઉત્તરક્ષણે વાસનાસહિત તદ્દન નષ્ટભ્રષ્ટ છે તો એ, એ (ઉત્તર) ક્ષણે ઉત્પન્ન થતા વિજ્ઞાનમાં વાસનાને સંક્રમાવી શી રીતે શકે ?

[ **બૌદ્ધ** - જુઓ, ક્ષણિક વિજ્ઞાન વાસનાને શી રીતે સંક્રમાવે છે... એ રીતની પંચાતમાં નહીં પડવાનું... એણે જે રીતે સંક્રમાવવું હોય એ રીતે સંક્રમાવે... પણ સંક્રમાવે છે એ વાત ચોક્કસ, કારણ કે કાળાંતરે સ્મરણ થાય છે. વળી વિજ્ઞાન દીર્ઘકાળ ઊભું રહીને એ કેમ ન સંક્રમાવે ? એમ કહી શકાતું નથી, કારણ કે स्वभावभेदात् वस्तुभेदः હોવાથી પ્રથમક્ષણીય ને દ્વિતીયક્ષણીય વસ્તુ અલગ-અલગ હોવાના કારણે ક્ષણિકત્વ માનવું જ પડે છે. તેથી પૂર્વક્ષણ-ઉત્તરક્ષણ વચ્ચે કા૦કા૦ ભાવ છે અને તેથી પૂર્વક્ષણની વાસના ઉત્તરક્ષણમાં સંક્રમે છે એમ માનવું જ પડે છે. ]

(૪) **નૈયાયિક** - તો તો પછી માતાની વાસનાનો પુત્રમાં સંક્રમ માનવો પડશે. કારણ કે માતૃવિજ્ઞાન પુત્રવિજ્ઞાનનું કારણ છે. અને તો પછી ધર્મિષ્ઠમાતાનો પુત્ર અધર્મી હોય એવું દુનિયામા જોવા મળવું ન જોઈએ.. ને માતાએ કરેલા અનુભવોનું પુત્રને સ્મરણ થતું હોય એવું જોવા મળવું જોઈએ.

(૫) **બૌદ્ધ :** અરે ભગાભાઈ ! અમારું કહેવાનું તો સમજો. ગમે તે કારણની વાસના કાર્યમાં સંક્રમે એવું અમે કહેતાં જ નથી. અમે તો કહીએ છીએ કે ઉપાદાનકારણની વાસના ઉપાદેયમાં સંક્રમે છે. માતા કાંઈ પુત્રવિજ્ઞાનનું ઉપાદાન કારણ નથી કે જેથી તમે કહેલી આપત્તિઓ આવે.

**નૈયાયિક** - (ઉપાદાનની) વાસનાનો (ઉપાદેયમાં) સંક્રમ (પણ) સંભવતો નથી. કારણ કે વાસના (= સંસ્કાર) એ ગુણ છે. ગુણ નિષ્ક્રિય હોવાથી બીજે જવાની ક્રિયા કરી શકતો નથી. વળી વિજ્ઞાનની જેમ વાસના પણ ક્ષણિક હોવાથી એ ક્ષણાંતરમાં રહી જ નથી, તો જાય શી રીતે ?

(૬) **બૌદ્ધ :** અરે ! વાસનાનો સંક્રમ એટલે વાસનાને એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવાનું એવું અમે કહેતાં જ નથી કે જેથી એ સંક્રમ અસંભવિત બને. પૂર્વ વિજ્ઞાનના સંસ્કાર ઉત્તર વિજ્ઞાનમાં ઉત્પન્ન થઈ જવા એ જ એનો સંક્રમ છે.

**નૈયાયિક :** એમ એ ઉત્પન્ન થઈ શકતા નથી, કારણ કે એનો કોઈ ઉત્પાદક નથી. (તે પણ એટલા માટે કે સંસ્કાર પ્રતિ સંસ્કાર હેતુ બની શકતા નથી. ને બીજું કોઈ ઉત્પાદક કારણ છે નહીં.)

[ **બૌદ્ધ :** અરે, ક્ષણિકવિજ્ઞાન તાદૃશસંસ્કારવિશિષ્ટ ઉત્તરવિજ્ઞાનને ઉત્પન્ન કરતું હોવાથી સંસ્કારનું ઉત્પાદક પણ એ જ છે. ]

**નૈયાયિક :** જ્ઞાન તો પ્રતિક્ષણ ભિન્ન હોઈ અનંત છે. તેથી સંસ્કારો પણ અનંત માનવાનું મહાગૌરવ થશે.

[ **બૌદ્ધ :** વચલી ક્ષણોમાં સંસ્કાર ઉત્પન્ન જ થતા નથી. એટલે અનંત માનવા પડતા નથી...

નૈયાયિક : તો પછી ભાવી કોઈ વિજ્ઞાનક્ષણમાં સ્મરણ શી રીતે થઈ શકશે ? ]

(૭) બૌદ્ધ : જે વિજ્ઞાનક્ષણમાં સ્મરણ થયું તેની પૂર્વવિજ્ઞાનક્ષણમાં એક (કુર્વદ્રૂપત્વ નામનો) વિશેષ પ્રકારનો અતિશય માનીએ છીએ. અર્થાત્ આ ઉપાન્ત્યવિજ્ઞાન ક્ષણ, એ પૂર્વની વિજ્ઞાનક્ષણો કરતાં વિશિષ્ટ કાર્યજનનની શક્તિરૂપ) કંઈક એવી વિશેષતા ધરાવે છે કે જેથી પોતાના પછીની વિજ્ઞાનક્ષણમાં સ્મરણ થઈ શકે.

[ નૈયાયિક : આવું કુર્વદ્રૂપત્વ તો કોઈપણ ક્ષણમાં ઉત્પન્ન થઈને પછીની ક્ષણમાં સ્મરણ પેદા કરી દેશે....

બૌદ્ધ : ધારો કે ૧૦૦મી વિજ્ઞાનક્ષણમાં સ્મરણ થયું. તો એનું કુર્વદ્રૂપત્વ ધરાવનાર વિજ્ઞાનક્ષણ માત્ર ૯૯મી ક્ષણ જ છે. એટલે ૯૯મી વિજ્ઞાનક્ષણ પણ પૂર્વની ૯૮ ક્ષણો કરતાં વિશિષ્ટ જ છે. એને આવી વિશિષ્ટ ઉત્પન્ન કરવાનું કુર્વદ્રૂપત્વ માત્ર ૯૮મી ક્ષણમાં જ છે, પૂર્વની ૯૭મી ક્ષણોમાં નહીં... એમ પૂર્વ-પૂર્વની ક્ષણોમાં જાણવું.આમ સ્મરણોત્પાદક કુર્વદ્રૂપત્વ માત્ર ૯૯મી ક્ષણમાં જ ઉત્પન્ન થતું હોઈ પૂર્વની જે તે ક્ષણમા તે ઉત્પન્ન થવાની આપત્તિ નથી. તેમ જ એ દરેક ક્ષણોમાં સ્મરણોત્પાદક સામગ્રીના બંડલો લઈને ચાલવાની આપત્તિ નથી. ]

(૮) નૈયાયિક : અમુક ક્ષણમાં જ કુર્વદ્રૂપત્વ ઉત્પન્ન થાય ને અન્ય ક્ષણોમાં નહીં એવું માનવમાં કોઈ પ્રમાણ નથી.

[ બૌદ્ધ : कार्योत्पत्तिरेव प्रमाणम् . कार्यदर्शनात्कारण कल्प्यते . ૧૦૦મી ક્ષણે જ સ્મરણ થયું એ જ જણાવે છે કે ૯૯મી ક્ષણમાં જ કુર્વદ્રૂપત્વ હોવું જોઈએ. ક્ષેત્રપતિત બીજની ઉત્તરક્ષણમાં અંકુરોત્પત્તિરૂપ કાર્યદર્શન છે એનાથી એ ક્ષેત્રપતિત બીજમાં કુર્વદ્રૂપત્વ ધર્મ સિદ્ધ થઈ જાય છે. જે કુશુલસ્થ બીજમાં નથી.]

(૯) નૈયાયિક : આમાં કલ્પનાગૌરવ છે. દૃશ્યકારણોથી કાર્યોત્પત્તિનુ ઉપપાદન થઈ શકે છે તો વધારામા (કુર્વદ્રૂપત્વ નામનું) અદૃશ્યકારણ માનવું એમાં ગૌરવ સ્પષ્ટ છે. આશય એ છે કે ક્ષેત્રપતિતબીજથી અંકુરોત્પત્તિ થાય છે, કુશુલસ્થબીજથી એ થતી નથી. આની સંગતિ કરવા માટે તમે ક્ષેત્રપતિતબીજમાં કુર્વદ્રૂપત્વ છે ને કુશુલસ્થબીજમાં તે નથી એવી કલ્પના કરો છો. પણ આવી કલ્પના વગર પણ આ સંગતિ તો થઈ શકે છે. જેને સહકારીનું સમવધાન હોય એનાથી કાર્યોત્પત્તિ થાય અને જેને સહકારીનું સમવધાન ન હોય એનાથી કાર્યોત્પત્તિ ન થાય. ક્ષેત્રપતિતબીજને ધરણી-સલિલાદિ સહકારીનુ સમવધાન હોવાથી અંકુરોત્પત્તિ થાય છે, કુશુલસ્થબીજને ધરણી-સલિલાદિ સહકારીનું સમવધાન ન હોવાથી અંકુરોત્પત્તિ થતી નથી. તો પછી અતીન્દ્રિય એવું કુર્વદ્રૂપત્વ કલ્પવાની શી જરૂર છે ? અનન્યથાસિદ્ધ-અવશ્યક્લૃપ્ત કારણ માટે આ નિયમ છે કે इतरसकलसामग्रीसत्त्वेऽपि तद्विलम्बे कार्यविलम्ब कुर्वद्रूपत्वना विलंबे કાર્યવિલંબ કાંઈ દેખાતો નથી કે જેથી એને કારણ માનવું પડે. ઊલટું, કુર્વદ્રૂપત્વ હોવા છતાં ધરણિ-સલિલાદિ ઇતરસામગ્રી ન હોય તો કાર્યવિલંબ દેખાય છે, માટે ધરણિ-સલિલાદિ ઇતરસામગ્રી જ કારણ છે, કુર્વદ્રૂપત્વ નહીં

બૌદ્ધ : જ્યા ધરણિ-સલિલાદિ નથી ત્યાં અમે કુર્વદ્રૂપત્વ હોવું માનતા જ નથી. અને એ ન હોવાથી જ કાર્ય થતું નથી.

નૈયાયિક : એટલે એનો અર્થ એ થયો કે જ્યા ઇતરસામગ્રી હોય ત્યા કુર્વદ્રૂપત્વ આવે ને એનાથી કાર્ય થાય. જ્યાં ઇતરસામગ્રી ન હોય ત્યાં કુર્વદ્રૂપત્વ ન આવે ને તેથી કાર્ય ન થાય. આવો તમારો મત છે, વળી, પ્રત્યક્ષથી તો કુર્વદ્રૂપત્વ હોવું-ન હોવું દેખાતુ નથી. પ્રત્યક્ષથી તો ઇતરસામગ્રી છે-કાર્ય થયું.... નથી - તો કાર્ય ન થયુ.... આટલું જ દેખાય છે. ને એટલાથી જ સંગતિ થઈ જાય છે. તો પછી કુર્વદ્રૂપત્વ નામના ફોગટીયા-વચેટીયાને માનવાની જરૂર જ શી છે ? નાહકનું ગૌરવ કરવુ ..

(मु) एतेन क्षणिकशरीरेष्वेव चैतन्य प्रत्युक्तं, गोरवात्, अतिशये मानाभावाच्च । बीजादावपि सहकारिसमवधानासमवधानाभ्यामेवोपपत्ते कुर्वद्रूपत्वाकल्पनात् ।

(મુ.) [બૌદ્ધમાં એક મત એવો છે કે ક્ષણિક આત્મવિજ્ઞાન માનવામાં આવા પ્રશ્નો ખડા થતા હોવાથી ક્ષણિકશરીરવિજ્ઞાન જ માનવું જોઈએ, એ જ ચૈતન્યવાન્ છે. તેથી અતીન્દ્રિય આત્માની કલ્પના પણ ન કરવી પડે. જ્યારે શરીર તો દેખાય છે. વળી શરીર તો ક્ષણેક્ષણે બદલાતું રહે છે. તેથી ક્ષણિકતા પણ અખંડ રહેશે. ] एतेन= વાસનાસંક્રમની અનુપપત્તિ વગેરે જે દોષો કહ્યા તેનાથી જ ક્ષણિકશરીરોમાં જ ચૈતન્ય માનવાની વાત નિરસ્ત જાણવી. વળી તેમાં પણ સંસ્કારાનન્ત્ય માનવાનું ગૌરવ થાય છે. તથા પૂર્વક્ષણમા જ કોઈ અતિશય માનવામાં કોઈ પ્રમાણ નથી. બીજાદિથી (અંકુરોત્પત્તિ થવા - ન થવામાં) પણ સહકારીના સમવધાન-અસમવધાનથી સંગતિ થઈ શકતી હોવાથી કુર્વદ્રૂપત્વની કલ્પના કરાતી નથી.

---

(मु.) अस्तु तर्हि क्षणिकविज्ञाने गौरवात् नित्यविज्ञानमेवात्मा, अविनाशी वाऽरेऽयमात्मा(बृह ५/१४), 'सत्य ज्ञानमनन्तम्ब्रह्म (तैत्ति आ व अनु १). इत्यादिश्रुतेरिति चेत् ? न, तस्य विषयासम्भवस्य दर्शितत्वात्, निर्विषयस्य ज्ञानत्वे मानाभावात्, सविषयत्वस्याप्यननुभवात् । अतो ज्ञानादिभिन्नो नित्य आत्मेति सिद्धम् ।

---

## (વેદાંતમત)

(મુ.) આમ ક્ષણિકવિજ્ઞાન માનવામાં (અદૃશ્ય એવા કુર્વદ્રૂપત્વની વધારાની કલ્પના વગેરે) ગૌરવ હોવાથી — નિત્યવિજ્ઞાનને જ આત્મા માનો ,વળી 'अविनाशी वाऽरेऽयमात्मा, सत्य ज्ञानमनन्त ब्रह्म' ઇત્યાદિ શ્રુતિથી પણ એ સિદ્ધ થાય છે — આવો વેદાંતીનો મત પણ બરાબર નથી, કારણ કે તે વિજ્ઞાન) સવિષયક હોવું સંભવતું નથી તે આગળ દર્શાવી ગયા છીએ. તે નિર્વિષય હોય તો જ્ઞાનસ્વરૂપ હોવામાં કોઈ પ્રમાણ નથી. વળી સવિષયક હોવાનો અનુભવ પણ થતો નથી. તેથી વિજ્ઞાનાદિથી ભિન્ન નિત્ય આત્મા સિદ્ધ થાય છે.

(વિ.) સ્મરણની અનુપપત્તિ-સંસ્કારાનન્ત્ય-કુર્વદ્રૂપત્વની નિરર્થક કલ્પના આ બધા દોષો વિજ્ઞાનને ક્ષણિક માનવાના કારણે આવે છે. નિત્યવિજ્ઞાન માની લેવામાં આમાંનો એક પણ દોષ રહેતો ન હોવાથી એને જ આત્મા માનવો યોગ્ય છે. વળી એવું માનવામાં 'अविनाशी .' ઇત્યાદિ શ્રુતિ-આગમપ્રમાણ પણ છે જ. આવા વેદાંતીના મતને ગ્રન્થકાર નકારે છે. ગ્રન્થકાર કહે છે કે આત્મા અવિનાશી છે એ વાત તો બરાબર છે. પણ એ જ્ઞાનવાળો છે, જ્ઞાનમય-જ્ઞાનસ્વરૂપ નથી.* કારણ કે જો એ જ્ઞાનસ્વરૂપ હોય તો સવિષયક છે કે નિર્વિષયક ?

**વેદાંતી :** જ્ઞાનસ્વરૂપ આત્મા સવિષયક છે.

**નૈયાયિક :** તો એ જગદ્વિષયક છે કે યત્કિંચિદ્વિષયક ? પ્રથમવિકલ્પમાં સર્વજ્ઞત્વાપત્તિ ને બીજા વિકલ્પમાં વિનિગમનાવિરહ છે. આમ इतो व्याघ्रस्ततो नदी નો ઘાટ થતો હોવાથી એને નિર્વિષયક માનશો તો એ જ્ઞાનસ્વરૂપ હોવામાં કોઈ પ્રમાણ નથી...(કારણ કે જે કાંઈ જ્ઞાન અનુભવાય છે તે સવિષયક જ અનુભવાય છે.)

[ **વેદાંતી :** જ્ઞાનસ્વરૂપ જીવાત્માનો વિષય આખું જગત્ નથી, પણ જગત્માં રહેલો કોઈક પદાર્થ જ છે. કયો પદાર્થ ? એમાં પણ કોઈ વિનિગમનાવિરહ દોષ નથી. કારણ કે જ્યારે જે જીવાત્માને જે વિષયનો અનુભવ હોય ત્યારે તે તદ્વિષયક હોય છે એમ નિર્ણય થઈ શકે છે.]

**નૈયાયિક :** 'घटस्य ज्ञानम्' વગેરે રીતે જ્ઞાનાદિનો સવિષયકત્વેન જેવો અનુભવ થાય છે એવો 'घटस्य आत्मा .' 'घटस्य अह. . એવો સવિષયકત્વેન અનુભવ થતો નથી. માટે એને સવિષયક માની શકાય નહીં. વળી સુષુપ્તિ કાળે તથા મુક્તાત્મામાં કોઈ જ્ઞાન ન હોવાથી ત્યાં પણ વિજ્ઞાનસ્વરૂપ આત્મા માની શકાતો નથી. તેથી વિજ્ઞાનાદિથી ભિન્ન નિત્ય આત્મા સિદ્ધ થાય છે.

---

*જૈનમતે જ્ઞાનનો આત્મા સાથે ભેદાભેદ સબંધ છે. ભેદ સબધ એટલે આત્મા જ્ઞાનવાળો છે ને અભેદ સંબંધ એટલે આત્મા જ્ઞાનસ્વરૂપ છે. જો આત્માને માત્ર જ્ઞાનવાળો જ માનીએ, ને જ્ઞાનસ્વરૂપ ન માનીએ તો આત્માનું પોતાનુ કોઈ સ્વરૂપ ન રહેવાથી એ નિ સ્વરૂપ બની જાય વળી જે વખતે જ્ઞાન ન હોય તે વખતે આત્મામાં ને જડમાં ફેર શું રહે ? માટે આત્માને જ્ઞાનસ્વરૂપ પણ માનવો જ પડે.

(मु.) सत्य ज्ञान-इति तु ब्रह्मपरं, जीवे तु नोपयुज्यते, ज्ञानाज्ञानसुखि(त्वदुःखि)त्वादिभिर्जीवाना भेद-सिद्धौ सुतरामीश्वरभेद सिद्धयति। अन्यथा बन्ध-मोक्षव्यवस्थाऽनुपपत्ते । योऽपीश्वराभेदबोधको वेद. सोऽपि तदभेदेन तदीयत्वं प्रतिपादयँस्तोति, अभेदभावनयेव यतितव्यमिति वदति । अत एव 'सर्वे आत्मान. समर्पिता ' इति श्रूयते।

---

(મુ.) સત્યં જ્ઞાનં... ઇત્યાદિ શ્રુતિવાક્ય બ્રહ્મપરક છે, જીવ અંગે એનો કોઈ ઉપયોગ નથી. જ્ઞાન-અજ્ઞાન, સુખિત્વ-દુ.ખિત્વ વગેરેથી જીવોનો ભેદ સિદ્ધ થયે સુતરાં=નિર્વિવાદપણે ઈશ્વરનો ભેદ સિદ્ધ થઈ જાય છે. નહીંતર બન્ધ મોક્ષની વ્યવસ્થા અસંગત થઈ જાય. જે ઈશ્વરનો અભેદ દર્શાવનાર વેદવાક્ય છે તે પણ તેનો અભેદ જણાવવા દ્વારા તદીયત્વનુ પ્રતિપાદન કરવા સાથે સ્તવના કરે છે, તથા અભેદભાવનાથી જ પ્રવર્તવું એમ જણાવે છે. તેથી જ બધા આત્માઓ સમર્પિત છે વગેરે વાતો સભળાય છે.

(વિ.) [ વેદાંતી : તમે વેદને માનો છો. વેદમા કહ્યું છે કે सत्य ज्ञान  આત્મા જ્ઞાન સ્વરૂપ છે....]

નૈયાયિક : આ શ્રુતિ તો બ્રહ્મપરક છે. અર્થાત્ બ્રહ્મનું વર્ણન કરે છે. જીવાત્માનું નહીં. માટે જીવાત્માના સ્વરૂપની વિચારણામાં એનો કોઈ ઉપયોગ નથી.

[ વેદાંતી : एकमद्वितीय ब्रह्म... કહ્યું છે તેનુ શું ?

નૈયાયિક : એનાથી એક બ્રહ્મસદૃશ અપરબ્રહ્મનો નિષેધ થાય છે. પણ બ્રહ્મથી ભિન્ન કોઈ જીવાત્મા પણ નથી એવો નિષેધ થતો નથી. તે પણ એટલા માટે કે, જીવાત્માઓ કરતાં ઈશ્વરનો ભેદ સિદ્ધ થઈ જાય છે. તે આ રીતે- ]

વિશ્વમાં કોઈક જ્ઞાની-કોઈક અજ્ઞાની, કોઈક સુખી- કોઈક દુ:ખી વગેરે જુદા જુદા પ્રકારના જીવો જોવા મળે છે. એનાથી જીવાત્માઓ પરસ્પર જુદા જુદા છે એ સિદ્ધ થાય છે. અને એ સિદ્ધ થવા પર, આવા અનંતા જીવાત્માઓ સાથે એક ઈશ્વરનો અભેદ ઘટતો ન હોવાથી (એકનો અનેક સાથે અભેદ ન સંભવે) ભેદ હોવો પણ સિદ્ધ થઈ જાય છે.

જો ઈશ્વરાત્માનો જીવાત્માઓ જોડે અને જીવાત્માઓનો પરસ્પર ભેદ ન માનો તો બંધ-મોક્ષની વ્યવસ્થા જ ખોરવાઈ જશે. તે આ રીતે-

જો ઈશ્વરાત્મા અનાદિશુદ્ધ-મુક્ત છે તો બધા જીવાત્માઓ અનાદિશુદ્ધ-મુક્ત થઈ જાય. ને તો પછી એ કયારેય બદ્ધ જ ન હોવાથી મુક્ત પણ ન કહેવાય. (બદ્ધ હોય તે મુક્ત થાય.) અને બ્રહ્મ જો બદ્ધ હોય તો એને અનાદિશુદ્ધ નહીં કહેવાય. તથા એ બદ્ધ બ્રહ્મ કયારેય મુક્ત નહીં થાય, કારણ કે જે અનેક જીવાત્માઓ સાથે એ અભેદ ધરાવે છે એમાંના કેટલાક મુક્ત થવા છતાં કેટલાક તો બદ્ધ હોય છે જ. આમ બન્ધ-મોક્ષની વ્યવસ્થા અસંગત થઈ જાય છે

એટલે બ્રહ્મ તો સદાનો શુદ્ધ-બુદ્ધ-મુક્ત છે. જીવાત્મા બદ્ધ છે. તથા બદ્ધ જીવાત્માની મુક્તિ માટે રચાયેલાં શાસ્ત્રો પરથી પણ ઈશ્વરાત્માથી જીવાત્મા જુદો છે એ સિદ્ધ થઈ જાય છે.

[ વેદાંતી : આ શાસ્ત્રો તો જીવાત્માને બ્રહ્મનું સ્વરૂપ સમજાવવા માટે છે.

નૈયાયિક : આવું શાસ્ત્રજ્ઞાન કરે કોણ ? તમારા મતે જીવાત્મા તો કોઈ છે નહીં, ને બ્રહ્મને સ્વયં શુદ્ધ હોવાથી આવા શાસ્ત્રજ્ઞાનની જરૂર નથી...

વેદાંતી : 'तत्त्वमसि' 'अह ब्रह्माऽस्मि' વગેરે વેદવાકયો જીવાત્મા અને બ્રહ્મના અભેદને જણાવે છે તેનું શું ?]

નૈયાયિક - આ વેદપંક્તિઓ પણ 'तदभेदेन तत् त्वम्' એવુ જણાવવા માટે નથી, પણ 'तदीय त्वम्' એમ જણાવવા દ્વારા સ્તુતિ કરવા માટે છે. આશય એ છે કે આ સ્તુતિવાક્ય છે, આવા વાકયો વસ્તુસ્થિતિ નથી બતાવતા, પણ નિંદા-પ્રશંસાદિ કરીને વિધિ-નિષેધનું સૂચન કરનારા હોય છે. જેમ કે

(1) જે માણસ ભ્રષ્ટાચારી છે તે ચંડાળ છે...

(2) જે માણસ સદાચારી છે તે દેવ છે...

(1) આ વાક્ય ભ્રષ્ટાચારી માણસ ખરેખર ચંડાળ છે એમ નથી જણાવતું, પણ 'ચંડાળ જેવો છે' એમ જણાવી-નિંદા સૂચવી ભ્રષ્ટાચારનો નિષેધ કરે છે. (2) આ વાક્ય સદાચારી માનવીને ખરેખર દેવ હોવો જણાવતું નથી, પણ દેવ જેવો કહી સ્તુતિ કરે છે ને એ દ્વારા સદાચારનું વિધાન કરે છે.

એમ 'तत्त्वमसि' એ વાક્ય તે પરમબ્રહ્મ એ જ તું છે એવી વાસ્તવિકતા નથી દર્શાવતું, પણ એ પરમબ્રહ્મસદૃશ તું છે એમ સ્તવના કરે છે. અર્થાત્ જીવાત્મામાં રહેલા બ્રહ્માભેદને નહીં પણ બ્રહ્મસાદશ્યને જણાવે છે.

**વેદાંતી :** જીવાત્મામાં બ્રહ્મસાદશ્ય રહ્યું છે એવું જણાવવાનું પ્રયોજન શું ?

**નૈયાયિક :** चैतन्यत्वेन त्व परमेश्वरसमानोऽसि तस्मात् मोक्षार्थं यत्न कुरु આ પ્રયોજન છે.

જીવ જેમ જેમ વધુ સમર્પણ કરતો જાય તેમ તેમ વધુ ભક્તિ થાય છે. એમ સમર્પણ કરતાં કરતાં છેવટે હું મારી જાતનું સમર્પણ કરું છું એવો ભાવ પ્રગટે છે. ને ત્યારબાદ એમાં પણ આગળ વધતાં હું તું જ છું એવી ઉત્કૃષ્ટ ભાવના પ્રગટે છે. પણ આ અભેદની પણ 'अभेदभावनयैव च यतित्वव्यम्' ઇત્યાદિ દ્વારા ભાવના જ કરવાની કહી છે, વાસ્તવિકતા માનવાની નહીં. આ અભેદની ભાવનાથી માયાનાં બધનો છૂટવા માંડે છે અને આત્મા મુક્ત થવાથી બ્રહ્મમાં લય પામે છે-એટલે કે સર્વસાદૃશ્યથી મળી જાય છે. (ઈશ્વરથી ભેદ-જુદાઈ-દૂરાઈના કારણે માયાનાં બંધનો છે.)

અભેદ એ વાસ્તવિકતા નથી, માટે જ 'બધા આત્માઓ સમર્પિત થયા છે' એ વાત સંગત ઠરે... ભેદ હોય ત્યાં જ સમર્પણ સંભવે, અભેદમાં નહીં.

---

(मु ) मोक्षदशायामज्ञाननिवृत्तावभेदो जायत इत्यपि न, भेदस्य नित्यत्वेन नाशासम्भवात्, भेदनाशेऽपि व्यक्तिद्वय स्थास्यत्येव । न च द्वित्वमपि नश्यतीति वाच्यं, तव निर्धर्मके ब्रह्मणि सत्यत्वाभावेऽपि सत्यस्वरूप तदितिवत् द्वित्वाभावेऽपि व्यक्तिद्वयात्मकौ ताविति सुवचत्वात् । मिथ्यात्वाभावोऽधिकरणात्मकस्तत्र सत्यत्वमिति चेत् ? एकत्वाभावो व्यक्तिद्वयात्मको द्वित्वमित्यप्युच्यताम्, प्रत्येकमेकत्वेऽपि पृथिवीजलयोर्न गन्ध इतिवदुभय नैकमित्यस्य सर्वजनसिद्धत्वात् ।

---

(મુ.) વેદાંતી : મોક્ષદશામા અજ્ઞાનનિવૃત્ત થવાથી અભેદ થઈ જાય છે.

નૈયા : એવું પણ નથી, કારણ કે ભેદ નિત્ય હોવાથી એનો નાશ સંભવતો નથી. (કદાચ) ભેદનાશ થાય તો પણ બે વ્યક્તિ તો ઊભી જ રહે છે.

વેદાંતી : એ વખતે દ્વિત્વ પણ નાશ પામે છે.

નૈયાયિક : તારા નિર્ધર્મક (=નિર્ગુણ) બ્રહ્મમા સત્યત્વનો અભાવ હોવા છતાં જેમ 'એ સત્યસ્વરૂપ છે' એમ કહેવાય છે તેમ દ્વિત્વનો અભાવ હોવા છતાં 'તે બે, બે વ્યક્તિ સ્વરૂપ છે' એમ કહી શકાય છે.

વેદાંતી : બ્રહ્મમા અધિકરણાત્મક જે મિથ્યાત્વાભાવ છે એ જ સત્યત્વ છે...

નૈયાયિક : વ્યક્તિદ્વયાત્મક જે એકત્વાભાવ છે એને જ દ્વિત્વ પણ કહો ને...

બે વ્યક્તિ બન્ને એક-એક હોવા છતા, જેમ 'પૃથ્વી-જળ બન્નેમા ગન્ધ નથી' એવુ કહી શકાય છે તેમ 'એ બન્ને એક નથી' એમ કહી શકાય છે એ સર્વજનસિદ્ધ છે. (આ જ એમા રહેલ એકત્વાભાવ છે.)

**(વિ.) વેદાંતી :** સંસારદશામાં જ્ઞાન-અજ્ઞાન, સુખ-દુ.ખ વગેરેના કારણે ભલે ભેદ રહ્યો... મોક્ષમાં એ ન હોવાથી ભલે ને અભેદ થઈ જાય...

નૈયાયિક : જીવાત્માનો સંસારદશામાં જે ભેદ છે તે નિત્ય હોવાથી મુક્ત અવસ્થામાં પણ નાશ પામી શકતો નથી.

[ વેદાંતી : જીવાત્મામાં રહેલો ભેદ અન્યોન્યાભાવરૂપ નથી પણ પૃથક્ત્વગુણરૂપ છે, જે નિત્ય ન હોવાથી નાશ પામી શકે છે. ]

નૈયાયિક : એ રીતે ભેદ નાશ પામે તો પણ બે વ્યક્તિ તો ઊભી જ રહે છે. અર્થાત્ પહેલાં જો બે વ્યક્તિ હતી તો પછી પણ બે વ્યક્તિ તો રહેવાની જ.

વેદાંતી : મુક્તિમાં બુદ્ધિ વગેરે ગુણોનો નાશ મનાયો છે તો સાથે દ્વિત્વરૂપ સંખ્યા કે જે ગુણ છે તે પણ નાશ પામી જવા દો ને... ને તેથી બ્રહ્મ સાથે ઐક્ય થઈ જશે.

નૈયાયિક : તમે બ્રહ્મને નિર્ધર્મક માન્યો છે. તેથી એમાં સત્યત્વધર્મ પણ નથી. (निर्धर्मके ब्रह्मणि . માં નિર્ધર્મક એવું વિશેષણ સત્યત્વાભાવને જણાવવાના હેતુ તરીકે વપરાયેલું છે એ જાણવું) અને છતાં તમે सत्य ज्ञानमनन्त ब्रह्म.... વગેરે દ્વારા તે બ્રહ્મ સત્યસ્વરૂપ છે એમ કહો છો.. તેમ દ્વિત્વનો અભાવ હોવા છતાં તે બે વ્યક્તિદ્વયાત્મક છે એમ કહી જ શકાય છે.

વેદાંતી : બ્રહ્મમાં જે મિથ્યાત્વાભાવ છે એ જ સત્યત્વ છે. ને તેથી બ્રહ્મને સત્યસ્વરૂપ કહેવાય છે.

[ નૈયાયિક : પણ નિર્ધર્મકબ્રહ્મમાં મિથ્યાત્વાભાવ જો રહે તો એ પણ એક ધર્મ જ હોવાથી નિર્ધર્મકત્વની હાનિ થશે ને...]

વેદાંતી : મિથ્યાત્વાભાવ અધિકરણાત્મક છે. અર્થાત્ બ્રહ્મમાં રહેલો મિથ્યાત્વાભાવ બ્રહ્મસ્વરૂપ જ છે ને એ જ એને સત્યસ્વરૂપે ઓળખાવે છે.

નૈયાયિક : તો પછી દ્વિત્વ ન હોવા છતાં, એકત્વાભાવ જે છે તે જ વ્યક્તિદ્વયાત્મક છે ને દ્વિત્વ કહેવાય છે એમ પણ માનો ને... ને તેથી મોક્ષાવસ્થામાં પણ બે વ્યક્તિ તો રહેશે જ.

[ વેદાંતી : દરેક વ્યક્તિ એક-એક તો હોય જ છે. એટલે કે એમાં એકત્વ તો હોય જ. તો એકત્વાભાવ જ ન હોવાથી એને 'દ્વિત્વ' તરીકે કહેવાની વાત જ ક્યાં આવે ? બ્રહ્મમાં મિથ્યાત્વાભાવ તો છે જેને સત્યસ્વરૂપ કહી શકાય છે. ]

નૈયાયિક : પૃથ્વીમા ગન્ધ હોવા છતાં, પૃથ્વી-જળ ઉભયમાં ગંધ છે ? એમ પ્રશ્ન કરાય તો જવાબમાં 'ના' જ કહેવાય છે. એમ ઈશ્વરાત્મા અને જીવાત્મા એ પ્રત્યેકમાં (એક-એકમાં) એકત્વ હોવા છતાં એ બન્ને એક છે ?' એવા પ્રશ્નના જવાબમાં 'ના' જ પાડવી પડે-એટલે કે એકત્વનો નિષેધ કરવો પડે છે-આ વાત સર્વજન સિદ્ધ છે. આ જે એકત્વાભાવ સિદ્ધ થાય છે એ જ દ્વિત્વ કહેવાય છે ને વ્યક્તિ બે રહે છે એમ કહેવાવામાં કારણ બને છે.

---

(मु.) [1]योऽपि तदानीमभेदप्रतिपादको वेद सोऽपि निर्दुःखत्वादिना साम्यं प्रतिपादयति, [2]सम्पदाधिक्ये पुरोहितोऽय राजा सवृत्त इतिवत् । [3]अत एव 'निरञ्जन परम साम्यमुपैति' इति श्रूयते । [4]ईश्वरोऽपि न ज्ञानसुखात्मा, किन्तु ज्ञानाद्याश्रय , नित्य विज्ञानमानन्दं ब्रह्म (बृहदा. ५/९/७) इत्यादौ विज्ञानपदेन ज्ञानाश्रय एवोक्त , य सर्वज्ञ स सर्ववित् (मु १/९) इत्यनुरोधात् । 'आनन्दम्' इत्यस्याप्यानन्दवदित्यर्थ , अर्शआदित्वान्मत्वर्थीयोऽच्प्रत्यय , अन्यथा पुँल्लिङ्गत्वापत्ते । [5]आनन्दोऽपि दु खाभावे उपचर्यते, भाराद्यपगमे 'सुखी संवृत्तोऽहम्' इतिवत् । [6]अस्तु वा तस्मिन्नानन्द., न त्वसावानन्द. 'असुखम्' (बृहदा ५/८/८) इति श्रुते । न विद्यते सुखं यस्येति कुतो नार्थ ? इति चेत् ? न, [7]क्लिष्टकल्पनापत्ते, [8]प्रकरणविरोधात्, आनन्दमित्यत्र मत्वर्थीयाच्प्रत्ययविरोधाच्चेति सङ्क्षेप ।

(મુ.) [1]તદાનીં = મોક્ષાવસ્થામા અભેદને જણાવનાર જે વેદવચન છે તે પણ નિર્દુ:ખત્વાદિ રૂપે સામ્યને જણાવે છે [2]જેમ કે સંપત્તિ વધી જાય તો આ પુરોહિત રાજા બન્યો' એમ કહેવાય છે. [3]તેથી જ 'નિરંજન પરમ સામ્યને પામે છે" વગેરે સાંભળવા મળે છે. [4]ઈશ્વર પણ જ્ઞાનાત્મક કે સુખાત્મક નથી, પણ જ્ઞાનાદિનો આશ્રય છે. "नित्य विज्ञानमानन्द ब्रह्म" ઇત્યાદિમાં પણ 'વિજ્ઞાન' શબ્દથી જ્ઞાનનો આશ્રય જ કહ્યો છે, (જ્ઞાનસ્વરૂપ નહીં). આ વાત 'જે સર્વજ્ઞ છે તે સર્વવિદ્ છે' ઇત્યાદિ વચનને અનુસરીને છે. आनन्द એવું જે કહ્યું છે એનો 'આનંદવાન્' એવો અર્થ છે. अर्श આદિમાં સમાવિષ્ટ હોવાથી મત્વર્થીય अच् પ્રત્યય લાગ્યો છે. અન્યથા आनन्द શબ્દ પુલ્લિગમા આવત. [5]બ્રહ્મમાં આનંદ જે કહેવાય છે તે પણ (વાસ્તવિક નથી હોતો, પણ) દુ:ખાભાવમાં ઉપચારથી કહેવાય છે. જેમ ભાર લઈ લેવાતા 'હું સુખી થયો' એવો અનુભવ થાય છે તેમ. [6]અથવા તેમા ભલે આનદ હોય પણ તે પોતે આનંદ નથી, કારણ કે 'असुखम्' એ રીતે શ્રુતિ છે. "એ શ્રુતિનો જેમાં સુખ નથી તે અસુખમ્ એવો અર્થ શા માટે ન કરવો ?" એવી દલીલ યોગ્ય નથી. [7]કારણ કે એમાં બહુવ્રીહિસમાસ કરવાની ક્લિષ્ટ કલ્પના કરવી પડે છે, [8]પ્રકરણનો વિરોધ થાય છે, અને आनन्दम्માં मत्वर्थीय अच् प्रत्ययનો વિરોધ થાય છે. આ પ્રમાણે વેદાતમતના નિરાકરણનો સક્ષેપ જાણવો.

(વિ.) [ **વેદાંતી :** ब्रह्मविद् ब्रह्मैव भवति વગેરે પંક્તિ મોક્ષદશામાં અભેદને જણાવે છે તેનું શું ?]

(૧) **નૈયાયિક :** જેમ બ્રહ્મમાં દુ:ખ નથી એમ હવે મુક્ત થયેલા જીવાત્મામાં પણ દુ:ખ નથી હોતું વગેરે રૂપે સામ્યને જણાવવા માટે જ એ પક્તિ છે.

[ **વેદાંતી :** જો સામ્ય દર્શાવવું હોય તો 'ब्रह्म इव' કહેત, 'ब्रह्म एव' નહીં. ]

(૨) **નૈયાયિક :** ઉત્કટ સામ્ય હોય ત્યારે અભેદનું પ્રતિપાદન પણ કરાય છે. પુરોહિત પણ ખૂબ વૈભવ-સમૃદ્ધિ પામી ગયો હોય તો 'જો આ પુરોહિત રાજા બની ગયો..'

[ **વેદાંતી :** તમારે દ્વૈતવાદ માનવો છે એટલે જે જે અદ્વૈતસૂચક પંક્તિ આવે એનો મન ફાવે તેમ અર્થ કરો છો. બાકી આ પક્તિ અદ્વૈતને જ જણાવે છે.]

(૩) **નૈયાયિક :** તમારો રોષ - આક્ષેપ બરાબર નથી, અમારે येन केन प्रकारेण द्वैत સિદ્ધ કરવું છે માટે અમે અર્થ બદલી નાખીએ છીએ એવું નથી, પણ મુક્તાત્મા અને બ્રહ્મ વચ્ચે અભેદ થઈ જતો નથી માત્ર ઉત્કટ સામ્ય થાય છે એ વસ્તુસ્થિતિ છે, માટે જ આવો અર્થ કરીએ છીએ. એટલે જ તો આવી પણ વેદપંક્તિ મળે છે કે- निरञ्जन परम साम्यमुपैति આમા અવિદ્યાના લેપ વિનાનો નિરંજન બનેલો મુક્તાત્મા બ્રહ્મ સાથે પરમસામ્ય પામે છે. આવુ જણાવ્યું છે, 'બ્રહ્મ સાથે અભેદ પામે છે' એવું નહીં... [વળી ગુરુ-શિષ્ય, જ્ઞાન-અજ્ઞાન, જ્ઞાતા-જ્ઞેય... આ બધી તત્ત્વવ્યવસ્થા પણ દ્વૈતવાદમાં જ સભવે છે, અદ્વૈતવાદમાં નહીં. 'બ્રહ્મવિદ્ બ્રહ્મ જ બની જાય છે' આવું જે કાંઈ શાસ્ત્રમાં લખાયું છે તે જીવાત્માને મોક્ષાર્થ પ્રવૃત્તિ કરવામાં પ્રોત્સાહન મળે એ માટે છે. ]

[ **વેદાંતી :** જીવાત્મા ભલે નિત્યવિજ્ઞાનસ્વરૂપ નથી... પણ नित्य विज्ञानम्. ઈત્યાદિ દ્વારા ઈશ્વરાત્મા તો નિત્યવિજ્ઞાન-આનંદ સ્વરૂપ હોવો જણાય જ છે ને... ]

(૪) **નૈયાયિક :** નહીં, એમાં પણ 'વિજ્ઞાન' શબ્દનો અર્થ જ્ઞાનાશ્રય કરવો ઉચિત છે. કેમ કે તો જ 'य सर्वज्ञ स सर्ववित्' આ પંક્તિનો અર્થ સંગત ઠરે. આમાં ઈશ્વરાત્માને સર્વના જાણકાર (=સર્વના જ્ઞાનવાળા) કહ્યા છે. પણ સર્વજ્ઞાનમય નહીં. [જે સર્વવિષયક વિશેષજ્ઞાનવાન્ છે તે સર્વવિષયક સામાન્યજ્ઞાનવાન્ છે- આવો એ પક્તિનો અર્થ છે. ] એટલે આ પંક્તિથી ઈશ્વર જ્ઞાનવાન્ સિદ્ધ થતો હોવાથી नित्य विज्ञानम् વગેરે પંક્તિમાં પણ વિજ્ઞાન શબ્દનો અર્થ જ્ઞાનવાન્ (જ્ઞાનાશ્રય) કરવો જ યોગ્ય છે. તેથી ઈશ્વર જ્ઞાનાત્મક નથી. એમ आनन्दम् જે કહ્યું છે એનો અર્થ પણ आनन्दवान् કરવો પડે છે. કારણ કે મૂળ आनन्द શબ્દ તો પુલ્લિંગ છે, એ નપુંસકલિંગમાં આવે નહીં. પણ अर्शआदिभ्योऽच् એ પાણિનીય સૂત્રાનુસારે એને મત્વર્થીય अ પ્રત્યય લાગ્યો છે ને તેથી એ

વિશેષણ બનવાથી વિશેષ્યવાચક ब्रह्म પદને અનુસરીને નપુંસકલિંગમાં આવ્યો છે. માટે એ પણ ઈશ્વરને સુખાત્મક નહીં, પણ સુખવાન્ જણાવે છે.

[ વેદાંતી : પણ આ રીતે તમે ઈશ્વરમાં સુખ માનો છો ?]

(૫) નૈયાયિક : આ સુખ પણ જે કહેવાય છે તે વાસ્તવિક સુખ નથી, પણ દુઃખાભાવમાં ઉપચરિત છે. જેમ ભાર હઠાવી લેવા પર હા... આ.. શ એમ સુખનો અનુભવ થાય છે એ કાંઈ વાસ્તવિક સુખ નથી હોતું, પણ ભારના દુઃખનો અભાવ જ હોય છે તેમ.

[ વેદાંતી : તો તો ઘટમાં રહેલા દુઃખાભાવનો પણ સુખ તરીકે ઉપચાર કરો ને ! વળી આનંદ તરીકે દુઃખાભાવ સમજવામાં લક્ષણા કરવાનું ગૌરવ પણ છે. ]

(૬) નૈયાયિક : તો ભલે ઈશ્વરાત્મામાં આનંદ હોવો સિદ્ધ થતો, પણ એ સ્વયં તો આનંદ સ્વરૂપ નથી જ. કારણ કે બ્રહ્મનું સ્વરૂપ વર્ણવતાં-अनणु अगहत् अह्रस्व अदीर्घं अशरीर अस्थूल असुख, अदु ख... કહ્યું છે. આમાં 'असुख' કહ્યું છે એ જ જણાવે છે કે એ સુખસ્વરૂપ નથી.

વેદાંતી : न सुख इति असुखम् એવો नञ्तत्पुरुष ન કરતાં न विद्यते सुख यस्य .. એવો બહુવ્રીહિ સમાસ કરવો જોઈએ. જેથી એનું સુખ નથી, પણ એ સુખ છે એવો અર્થ થઈ શકશે.

(૭) નૈયાયિક : તત્પુરુષને બદલે બહુવ્રીહિ સમાસ કરવામાં ક્લિષ્ટ કલ્પના છે.

[ વેદાંતી : બહુવ્રીહિ અન્યપદપ્રધાન હોવાથી એમાં લક્ષણા કરવી પડે છે જેને તમે ક્લિષ્ટકલ્પના કહો છો. પણ એ દોષ તો નञ् તત્પુરુષમાં પણ છે જ. કેમ કે એમાં પણ નञ્ની અભાવવાન્માં લક્ષણા કરવી પડે છે. તે પણ એટલા માટે કે असुख ब्रह्म વગેરેના સામાનાધિકરણ્યનો નિર્વાહ કરવા માટે सुखाभाववद् ब्रह्म એવો અર્થ કાઢવા નञ् નો અર્થ અભાવવાન્ કરવો આવશ્યક બને છે. ]

(૮) નૈયાયિક : असुख જેમાં આવે છે એમા અન્ય જે अशरीर વગેરે શબ્દો છે એ બધામાં નञ् તત્પુરુષ છે. એટલે આમાં એકમાં જ જો બહુવ્રીહિ માનીએ તો પ્રકરણનો વિરોધ થાય છે. વળી બહુવ્રીહિ કરીએ એટલે એનો અર્થ થાય 'સુખવિનાના...' તો તો પછી 'આનંદવાળા' એવો અર્થ વિરુદ્ધ થઈ જવાથી आनन्दम् શબ્દમાં જે મત્વર્થીય अच् प्रत्यय લાગ્યો છે તે અસંગત જ થઈ જાય.. માટે ઈશ્વરાત્માને પણ જ્ઞાનમય સુખમય માની શકાતો નથી એ જાણવું.

---

(मु.)* एतेन - १प्रकृति कर्त्री, पुरुषस्तु पुष्करपलाशवन्निर्लेप , किन्तु चेतन , २कार्य-कारणयोरभेदात्कार्यनाशे सति कार्यरूपतया तन्नाशोऽपि न स्यादित्यकारणत्व तस्य, ३बुद्धिगतचैतन्याभिमानान्यथाऽनुपपत्त्या तत्कल्पनम् । ४बुद्धिश्च प्रकृते परिणाम , सैव महत्तत्त्वमन्त.करणमित्युच्यते, तत्सत्त्वासत्त्वाभ्यां पुरुषस्य ससारापवर्गो, ५तस्या एवेन्द्रियप्रणालिकया परिणतिर्ज्ञानरूपा घटादिना सम्बन्ध ६पुरुषे कर्तृत्वाभिमानो बुद्धौ चैतन्याभिमानश्च भेदाग्रहात् ।

---

**(સાંખ્યમત)**

(મુ.) एतेन = પુરુષને જ્ઞાનવાન્ સિદ્ધ કર્યો એનાથી (તથા આગળ પણ જે દલીલ આપશે એનાથી) સાંખ્યનો નિમ્નોક્ત મત અપાસ્ત જાણવો.

સાંખ્ય : ૧પ્રકૃતિ કર્તા છે પુરુષ તો પુષ્કર કમળના પત્રની જેમ નિર્લેપ છે, પણ ચેતન છે. ૨કાર્ય-કારણનો અભેદ હોવાથી કાર્યનાશે એનો પણ કાર્યરૂપે નાશ ન થઈ જાય એ માટે એને અકારણ મનાયો છે. ૩બુદ્ધિમાં જે ચૈતન્યનું અભિમાન થાય છે તે અન્યથા અસંગત રહેતુ હોવાથી પુરુષની કલ્પના કરવામા આવે છે. ૪બુદ્ધિ એ પ્રકૃતિનો પરિણામ છે. તે જ

---

* एतेन નો અન્વય પૃષ્ઠાંક ( ૧૯૮ ) પર આવેલા अपास्तम् સાથે જાણવો.

श्री जैन श्वे. खरतरगच्छ ज्ञान भंडार



મહત્તત્ત્વ-અંતઃકરણ કહેવાય છે. તેની=બુદ્ધિની વિદ્યમાનતા-અવિદ્યમાનતા પર પુરુષના સંસાર-મોક્ષ થાય છે. [5]તેની = બુદ્ધિની જ ઇન્દ્રિયપ્રણાલિકા દ્વારા થતી (વિષયાકાર) જ્ઞાનરૂપ પરિણતિ એ ઘટાદિ સાથેનો સંબંધ છે. [6]પુરુષમાં કર્તૃત્વનું અભિમાન અને બુદ્ધિમાં ચૈતન્યનું અભિમાન ભેદઅગ્રહના કારણે થાય છે.

(વિ.) પૂર્વે આત્મા જ્ઞાનવાન્ સિદ્ધ કર્યો, એટલે એનાથી જ આત્માને જ્ઞાનશૂન્ય માનનાર સાંખ્યમતનું ખંડન થઈ જાય છે એ સ્પષ્ટ છે. સાંખ્યમત નીચે મુજબ છે.

(૧) **સાંખ્ય :** પ્રકૃતિ કર્ત્રી છે. એટલે કે આખા જગત્નું ઉપાદાન કારણ છે. (પ્રકૃતિનો પરિણામ બુદ્ધિ કર્તા છે.) પુરુષ કમળપત્રવત્ નિર્લેપ છે. અર્થાત્ એમાં કર્તૃત્વ-જ્ઞાતૃત્વ વગેરે ધર્મો નથી. ધર્મ નથી માટે ધર્મનું પરિવર્તન નથી. (પરિવર્તન થાય અને નિત્ય હોય તે પરિમાણી નિત્ય કહેવાય.) પુરુષ અપરિણામી છે. માટે કૂટસ્થનિત્ય છે. એ ચેતન છે, અકારણ છે.

[ **પ્રશ્ન :** પુરુષ કેમ (કર્તારૂપ) કારણ નથી ? ]

(૨) **ઉત્તર :** સાંખ્યમતે ઉપાદાન અને કાર્યનો અભેદ છે. અર્થાત્ મૃત્પિંડાદિ ઉપાદાન પોતે જ ઘટાદિ કાર્યરૂપે પરિણમે છે. એટલે પુરુષ જો કારણ બનતો હોય તો એનો કાર્ય સાથે અભેદ થવાથી કાર્યનો નાશ થવામાં પુરુષનો પણ એ રૂપે નાશ થઈ જાય... ને તો પછી એનું કૂટસ્થનિત્યપણું ન રહે. માટે એને અકારણ મનાયો છે.

[ **પ્રશ્ન :** જે પુરુષમાં કર્તૃત્વ-જ્ઞાન વગેરે કશું નથી એવા કશું ન કરનારા પુરુષને માનવાની જરૂર શી છે ? ]

(૩) **ઉત્તર :** પ્રકૃતિમાંથી જે બુદ્ધિ ઉત્પન્ન થાય છે એને ચેતનોऽहं करोमि વગેરે ભ્રમ થાય છે. આમાં अहं करोमि=कर्तृत्ववान् આટલો અંશ તો બુદ્ધિનો પોતાનો છે. પણ એમાં ભેગું ચૈતન્ય જે ભાસે છે તે એનું પોતાનું તો નથી.... છતાં એ ભાસે છે એટલે કોઈકનું હોવું તો જોઈએ જ. તેથી તેના આશ્રય તરીકે પુરુષની કલ્પના કરાય છે.

[ **પ્રશ્ન :** જ્ઞાન-ઈચ્છા ને કૃતિને જેમ બુદ્ધિના માન્યા છે તેમ ચૈતન્યને પણ બુદ્ધિનું જ માની લ્યો ને ! ]

**ઉત્તર :** જ્ઞાનેચ્છાકૃતિ તો નાશ પામે તો પાછા ઉત્પન્ન થઈ શકે છે. ચૈતન્ય જો નાશ પામે તો પાછું ઉત્પન્ન થઈ શકતું નથી. એટલે એને અનિત્ય એવી બુદ્ધિનો પરિણામ ન માનતા કૂટસ્થનિત્ય એવા પુરુષનું જ માનવું પડે છે. આ પુરુષના ચૈતન્યનો બુદ્ધિમાં આરોપ થાય છે. બુદ્ધિ દર્પણ જેવી છે. એમાં ચૈતન્યનું પ્રતિબિંબ પડે છે. અને તેથી ચૈતન્ય બુદ્ધિમાં રહ્યું હોય એવો આરોપ થાય છે. એટલે વસ્તુતઃ એ ચૈતન્યાભિમાન ભ્રમ જ હોય છે. છતાં એની સંગતિ માટે ચૈતન્યના આશ્રય તરીકે પુરુષની કલ્પના કરવી પડે છે.

[ **પ્રશ્ન :** તો પછી બુદ્ધિ શું છે ? ]

(૪) **ઉત્તર :** પ્રકૃતિ સામ્યાવસ્થાપન્ન સત્ત્વ-રજસ્-તમોગુણમય છે. એ જ્યારે વિષમાવસ્થાપન્ન થાય છે ત્યારે બુદ્ધિરૂપ બને છે. આમ બુદ્ધિ એ પ્રકૃતિનો પરિણામ છે. તે મહત્તત્ત્વ કે અન્તઃકરણ એવા નામે પણ ઓળખાય છે. એનો ચેતન સાથે સંયોગ એ જ ચેતનનો સસારપર્યાય છે ને એનો સંયોગ છૂટી જવો એ જ ચેતનનો મોક્ષ છે. અર્થાત્ નિત્યશુદ્ધ-બુદ્ધ-મુક્તસ્વભાવવાળા પણ પુરુષનો બુદ્ધિના ઉપરાગથી સંસારપર્યાય થાય છે. જેમ સ્વચ્છ એવા પણ સ્ફટિકનો કુસુમોપરાગકૃત રક્તપર્યાય થાય છે. ને કુસુમ ખસી જવા પર એની શુભ્રતા એ એનો સ્વાભાવિક પર્યાય થાય છે. એમ બુદ્ધિનો ઉપરાગ ગયે પુરુષની સ્વાભાવિક અવસ્થા-મોક્ષપર્યાય થાય છે.

[ **પ્રશ્ન :** તો પછી જ્ઞાન શુ છે ? ]

(૫) **ઉત્તર :** પ્રવાહી જેવી બુદ્ધિ ઇન્દ્રિય રૂપ નાલિકા દ્વારા બહાર નીકળીને ઘટાદિ વિષયાકાર રૂપે જે પરિણામ પામે છે તે જ 'જ્ઞાન' કહેવાય છે.

[ **પ્રશ્ન :** પણ પુરુષને अह करोमि એ રીતે કર્તૃત્વનો ને 'बुद्धिश्चेतना' એ રીતે બુદ્ધિમાં ચૈતન્યનો ભાસ થાય છે એનું શું ? ]

(૬) ઉત્તર : બુદ્ધિ અને પુરુષ વચ્ચેના ભેદનું જ્ઞાન ન હોવાના આ બધા તોફાનો છે. प्रकृतेरहं पृथक् આવું ભેદ જ્ઞાન નથી. અનાદિકાળથી આ ભેદાગ્રહ ચાલ્યો આવ્યો છે. આ ભેદાગ્રહ પર જ સંસાર છે. એ જો છૂટી જાય-ભેદ જ્ઞાન થઈ જાય તો સંસારનો નાશ થઈ જાય.

(मु.) ममेद कर्तव्यमिति मदश पुरुषोपरागो बुद्धे स्वच्छतया तत्प्रतिबिम्बादतात्त्विकः, दर्पणस्येव मुखोपराग, इदमिति विषयोपरागः, इन्द्रियप्रणालिकया परिणतिभेदस्तात्त्विक., नि श्वासाभिहतदर्पणस्येव मलिनिमा, कर्तव्यमिति व्यापाराश, तेनाशत्रयवती बुद्धि, तत्परिणामेन ज्ञानेन पुरुषस्यातात्त्विक सम्बन्धः दर्पणस्य मलिनिम्नेव मुखस्योपलब्धिरुच्यते । ज्ञानवत्सुखदु.खेच्छाद्वेषधर्माऽधर्मा अपि बुद्धेरेव, कृतिसामानाधिकरण्येन प्रतीते । न च बुद्धिश्चेतना, परिणामित्वात्, इति मतमपास्तम् ।

(મુ.) 'આ મારુ કર્તવ્ય છે' એમાં મદશ એ પુરુષનો ઉપરાગ (=સબંધ) છે. બુદ્ધિ સ્વચ્છ હોવાના કારણે એમાં પુરુષનુ પ્રતિબિંબ=પુરુષના તાદાત્મ્યનો ભ્રમ થવાથી એ સંબધ ભાસતો હોવાના કારણે એ અતાત્ત્વિક છે. જેમ કે દર્પણને મુખનો સબધ. इद(=આ) એ વિષયોપરાગ છે. ઇન્દ્રિયરૂપ નાલિકા દ્વારા બહાર નીકળીને બુદ્ધિનો अय घट. ઇત્યાદિ જ્ઞાનરૂપ જે પરિણામ વિશેષ થાય છે એ જ એનો વિષય સાથેનો સંબંધ છે, ને એ તાત્ત્વિક છે. જેમ કે દર્પણ પર શ્વાસના કારણે થયેલી મલિનતા વાસ્તવિક છે. कर्तव्यम् (ઘટનિષ્ઠક્રિયારૂપ વ્યાપારાશ છે. [ घट. कर्तव्य એવી બુદ્ધિની પરિણિત એજ એની સાથેનો વાસ્તવિક સંબંધ છે. ] તેથી બુદ્ધિ આવા ત્રણ અશથી યુક્ત હોય છે. બુદ્ધિના પરિણામ જ્ઞાનની સાથે પુરુષનો, દર્પણની મલિનતાનો મુખ સાથે ભાસતા સબધ જેવો જે અતાત્ત્વિક સબધ તે ઉપલબ્ધિ કહેવાય છે. જ્ઞાનની જેમ સુખ-દુઃખ-ઇચ્છા-દ્વેષ-ધર્મ-અધર્મ પણ બુદ્ધિના જ છે, કારણ કે કૃતિને સમાનાધિકરણ ભાસે છે. બુદ્ધિ ચેતના નથી, કારણ કે પરિણામી છે. — આવો સાંખ્યમત અપાસ્ત જાણવો.

(वि.) [ बुद्धिरुपलब्धिर्ज्ञानमित्यनर्थान्तरम् (ન્યા૦૧-૧-૧૫) સૂત્રાનુસારે નૈયાયિક બુદ્ધિ અને ઉપલબ્ધિનો ભેદ નથી માનતો, તેથી એ સ્પષ્ટ કરવા બુદ્ધિના ત્રણ અંશ જણાવે છે-સત્ત્વનો ઉદ્રેક એ બુદ્ધિની સ્વચ્છતા છે. ]

मम એમ ષષ્ઠી દ્વારા પુરુષનો સંબંધ ભાસે છે. એ અતાત્ત્વિક છે. इद શબ્દ વિષયને જણાવતો હોવાથી એ વિષયોપરાગ છે. એ વાસ્તવિક છે. આ પુરુષોપરાગ અને વિષયોપરાગથી કર્તવ્ય ઘટાદિનો અવભાસ થાય છે. તેથી આ 'कर्तव्यम्' એવો નિશ્ચયાત્મક અધ્યવસાય એ વ્યાપારાંશ છે.

આમ બુદ્ધિનો 'ममेद कर्तव्यम्' આવો આકાર હોવાથી એ પુરુષસમ્બન્ધ, વિષયસમ્બન્ધ અને વ્યાપાર-સંબધ એવા ત્રણ અંશવાળી છે. દર્પણમાં રહેલો ડાઘ મુખ પર ભાસે છે. મુખ સાથેનો એનો આ અતાત્ત્વિક સંબંધ હોય છે. વસ્તુતઃ કાંઈ મુખ પર ડાઘ હોતો નથી એમ પુરુષનો, બુદ્ધિની પરિણતિ રૂપ (अय घट વગેરે) જ્ઞાન સાથે વાસ્તવિક સબધ નથી. છતાં 'चेतनोऽह (घट) जानामि' આ રીતે પુરુષ સાથે જ્ઞાનના સંબંધનો આરોપ થાય છે. પુરુષનો જ્ઞાન સાથેનો આ અતાત્ત્વિક સંબધ એ ઉપલબ્ધિ છે. (નહીં કે બુદ્ધિ સ્વય ઉપલબ્ધિ છે .)

બુદ્ધિ કર્તા હોવાથી કૃતિ તો બુદ્ધિનો જ ધર્મ છે. વળી 'ज्ञाताऽह कर्ता' એવી પ્રતીતિ જ્ઞાન અને કૃતિનુ સામાનાધિકરણ્ય દર્શાવે છે. માટે જ્ઞાન પણ બુદ્ધિનો જ ધર્મ છે. એ જ રીતે 'सुख्यह कर्ता' વગેરે પ્રતીતિઓ સુખ-દુઃખ-ઇચ્છા-દ્વેષ-ધર્મ અને અધર્મ ને પણ કૃતિસમાનાધિકરણ હોવા જણાવે છે. માટે એ પણ બુદ્ધિના જ છે. (અદૃષ્ટ અતીન્દ્રિય હોવાથી એની સીધી પ્રત્યક્ષાત્મક પ્રતીતિ ન થાય, પણ 'धार्मिकोऽह करोमि' વગેરે ઉપનીત-કભાનરૂપ પ્રતીતિ જાણવી )

[ **પ્રશ્ન :** જેમ ज्ञाताऽह करोमि વગેરે પ્રતીતિબલાત્ જ્ઞાનને બુદ્ધિનો ધર્મ માનો છો તેમ 'चेतनोऽहं करोमि' એવી પ્રતીતિબલાત્ ચેતનાને પણ બુદ્ધિનો ધર્મ માનો ને ! ]

**ઉત્તર :** બુદ્ધિમા ચેતના (ચૈતન્ય) માની શકાય નહીં, કારણ કે બુદ્ધિ પરિણામી છે, ચૈતન્ય અપારિણામી છે.

[ આમ સાંખ્યમતનો પૂર્વપક્ષ પૂર્ણ થયો. इति मतमपास्तम् કહીને ગ્રન્થકારે એનું નિરાકરણ સૂચવ્યું છે. ]

(मु.) कृत्यदृष्टभोगानामिव चैतन्यस्यापि सामानाधिकरण्यप्रतीते , तद्भिन्ने मानाभावाच्च । 'चेतनोऽहं करोमि' इति प्रतीतिश्चैतन्याशे भ्रम इति चेत् ? कृत्यशेऽपि किं नेष्यते ? अन्यथा बुद्धेर्नित्यत्वे मोक्षाभाव., अनित्यत्वे तत्पूर्वमसंसारापत्ति. । नन्वचेतनाया प्रकृतेः कार्यत्वात् बुद्धेरचेतनत्व, कार्यकारणयोस्तादात्म्यादिति चेत् ? न, असिद्धेः, [१]कर्तुर्जन्यत्वे मानाभावात्, वीतरागजन्मादर्शनादनादित्वं, अनादेर्नाशासम्भवान्नित्यत्वम्, तत् किं प्रकृत्यादिकल्पनेन ? न च –

प्रकृते. क्रियमाणानि गुणै कर्माणि सर्वश ।

अहकारविमूढात्मा कर्ताऽहमिति मन्यते ॥ (भगवद्गीता ३-२७) इत्यनेन विरोध इति वाच्यं, [२]प्रकृतेः अदृष्टस्य गुणैः = अदृष्टजन्यैरिच्छादिभिः, कर्ताऽहमिति-कर्ताऽहमेवेत्यस्य तदर्थत्वात्, [३]'तत्रैव सति कर्तारमात्मानं केवलं तु य" (भगवद्गीता) इत्यादि वदता भगवता प्रकटीकृतोऽयमुपरिष्टादाशय इति सङ्क्षेप ।

---

**(સાંખ્યમતખંડન)**

(મુ.) (સાંખ્યમત અપાસ્ત જાણવો, કારણ કે) કૃતિ-અદૃષ્ટ અને ભોગની જેમ ચૈતન્યના પણ સામાનાધિકરણ્યની પ્રતીતિ થતી હોવાથી (એ પણ કર્તાનો જ ધર્મ છે.) વળી તદ્ભિન્ન=કર્તૃભિન્ન ચેતન હોવામાં કોઈ પ્રમાણ પણ નથી. 'चेतनोऽह करोमि' એવી પ્રતીતિ ચૈતન્યઅંશમા ભ્રમ છે.' એમ જો કહો છો તો કૃતિઅંશમાં પણ એને ભ્રમ કેમ નથી માનતા ? અન્યથા (=કર્તા અને ચેતનને ભિન્ન માનો તો) (કર્તા એવી) બુદ્ધિ નિત્ય હશે તો મોક્ષાભાવ થશે અને અનિત્ય હશે તો બુદ્ધિની ઉત્પત્તિ પૂર્વે અસંસાર હોવાની આપત્તિ આવશે. 'અચેતન એવી પ્રકૃતિનું કાર્ય હોવાથી બુદ્ધિ અચેતન છે, કારણ કે કાર્ય-કારણનુ તાદાત્મ્ય હોય છે.' એવી શકા યોગ્ય નથી, કારણ કે (કર્તા એવી) બુદ્ધિ પ્રકૃતિજન્ય છે એવો હેતુ અસિદ્ધ છે, [૧]તે પણ એટલા માટે કે કર્તા જન્ય હોવામાં કોઈ પ્રમાણ નથી. વીતરાગનો જન્મ દેખાતો નથી. (તેથી કર્તા) અનાદિ હોય છે. ને અનાદિ (ભાવ) નો નાશ અસંભવિત હોવાથી એ નિત્ય છે. તેથી પ્રકૃતિ વગેરેની કલ્પનાથી સર્યું

**સાંખ્ય :** ભગવદ્ગીતામા કહ્યું છે કે - "પ્રકૃતિના (=માયાના) ગુણોથી (=સત્ત્વ-રજસ્-તમોગુણ વડે) બધા કર્મો કરાય છે. (પણ) અહંકાર વિમૂઢાત્મા હું આ બધાનો કર્તા છું. એમ માને છે." જો પ્રકૃતિ વગેરે નહીં માનો અને પુરુષને કર્તા માનશો તો આ વચનનો વિરોધ થશે તેનું શુ ?

[૨]**નૈયાયિક :** (તમે આ શ્લોકનો અર્થ બરાબર કર્યો નથી, માટે વિરોધ ભાસે છે. એનો અર્થ આવો છે — ) પ્રકૃતિ=અદૃષ્ટ એના ગુણ= અદૃષ્ટજન્ય ઇચ્છા વગેરે. તથા એ શ્લોકમા कर्ताऽहम् એવુ જે કહ્યુ છે એનો અર્થ कर्ताऽहमेव એવો છે. [૩]'તેમાં આવું હોવા છતાં જે માત્ર પોતાની જાતને કર્તા માને છે....' ઇત્યાદિ કહેતા ભગવાને આગળ આવો અભિપ્રાય પ્રકટ કર્યો છે. આ પ્રમાણે સાંખ્યમતના નિરાકરણનો સક્ષેપ જાણવો.

(વિ.) **નૈયાયિક :** કૃતિ સમવાયસંબંધથી જ્યાં રહી હોય ત્યાં જ અદૃષ્ટ ઉત્પન્ન કરે છે, ને અદૃષ્ટ સમવાયસંબંધથી જ્યાં રહ્યું હોય ત્યાં જ ભોગ ઉત્પન્ન કરે છે. (આમાં ભોગ=સુખ-દુઃખનો સાક્ષાત્કાર) આમ કૃતિ-અદૃષ્ટ-ભોગનું સામાનાધિકરણ્ય તો છે જ. चेतनोऽह करोमि' એવી પ્રતીતિ ચૈતન્યનું પણ સામાનાધિકરણ્ય જણાવે છે. માટે જે કર્તા છે એ જ ચેતન પુરુષ છે એમ માનવું આવશ્યક છે. વળી, चेतनोऽहं करोमि, चेतनोऽह जानामि આવી બધી પ્રતીતિઓ જ ચેતન તત્ત્વમાં પ્રમાણભૂત છે.આ બધીને ચૈતન્યાંશમાં ભ્રમાત્મક કહી દેશો તો, 'કર્તાથી ભિન્ન હું ચેતન છું' એવી તો કોઈ પ્રતીતિ, કર્તૃભિન્ન ચેતનને જણાવવા માટે પ્રમાણરૂપ છે નહીં. માટે चेतनोऽहं करोमि પ્રતીતિને અનુસરીને ચેતનને જ કર્તા માનવો જોઈએ.

**સાંખ્ય :** એ પ્રતીતિ તો, 'कर्तृत्वाश्रय न चेतन , जन्यधर्माश्रयत्वात्, घटवद्, એવા અનુમાનથી બાધિત હોવાથી ચૈતન્યાંશમાં ભ્રમરૂપ છે.

**નૈયાયિક :** એના કરતાં बुद्धि कर्तृत्वाभाववती, जन्यधर्माश्रयत्वात्, घटवद् એવા અનુમાનથી બાધિત માનીને એ પ્રતીતિને કૃતિઅંશમા ભ્રમરૂપ કેમ નથી માનતા ?

એટલે વસ્તુતઃ એ પ્રતીતિ બેમાંથી એકે અંશમાં ભ્રમરૂપ ન હોવાથી જે કર્તા છે એ જ ચેતન છે એ સ્પષ્ટ છે. છતાં, તમારે બુદ્ધિને જ કર્તા માનવી હોય તો અમારો પ્રશ્ન છે કે આ બુદ્ધિ નિત્ય છે કે અનિત્ય ?

જો નિત્ય હશે તો પુરુષનો ક્યારેય મોક્ષ નહીં થાય. (કારણ કે તમારા મતે બુદ્ધિની હાજરીથી જ પુરુષનો સંસાર છે.) જો અનિત્ય હશે તો (બુદ્ધિને જન્ય માનવાની હોવાથી એની ઉત્પત્તિ) પૂર્વે પુરુષનો સંસાર હતો નહીં એમ માનવું પડશે. (ને તો પછી, ક્યારેય પુરુષનો સંસાર માની શકાશે નહીં, કારણ કે એવા શુદ્ધ જીવને-મુક્તજીવની જેમ ક્યારેય બુદ્ધિ વગેરે ઉત્પન્ન થઈ શકતા નથી.)

**સાંખ્ય :** बुद्धि अचेतना, अचेतनप्रकृतिजन्यत्वात्, घटवद् આ અનુમાન જણાવે છે કે કર્તા.એવી બુદ્ધિમાં ચૈતન્ય સંભવે નહીં.

**નૈયાયિક :** આ અનુમાનનો હેતુ અસિદ્ધ છે.

[ **સાંખ્ય :** અમે એ હેતુ સિદ્ધ કરી આપીએ.

बुद्धि जन्या कृत्यादिपरिणामवत्त्वात् કૃતિ વગેરે પરિણામો જન્ય છે, માટે બુદ્ધિ પણ જન્ય છે. હવે જો એ જન્ય છે તો એનું કોઇ કાયમી કારણ જોઈએ. જે પ્રકૃતિ છે. એટલે બુદ્ધિમાં પ્રકૃતિજન્યત્વ હેતુ સિદ્ધ થઈ ગયો. ]

(૧) **નૈયાયિક :** જો બુદ્ધિ કર્તા હોય તો એને જન્ય માની જ ન શકાય. કારણ કે કર્તા જન્ય હોવામાં કોઈ પ્રમાણ નથી. (ઉપરથી કર્તાને અનાદિ સિદ્ધ કરી આપે એવો તર્ક છે. તે આ રીતે) वीतरागजन्मादर्शनाद् આ ન્યાયસૂત્ર છે. એનો અર્થ છે સરાગનો જ જન્મ થાય છે. (આત્માને કૃતિ વગેરે પરિણામ થવા પર રાગ થાય છે, રાગના કારણે અદૃષ્ટ પેદા થાય છે, અદૃષ્ટના કારણે જન્મ મળે છે. માટે જન્મ સરાગનો જ હોય છે, વીતરાગનો નહીં.) સરાગજીવ સ્તનપાનની પ્રવૃત્તિ કરે છે એની સંગતિ માટે પૂર્વે જણાવી ગયા મુજબ ઇષ્ટસાધનતાના સ્મરણ-સસ્કાર-પૂર્વઅનુભવ... આ બધા માટે અનાદિકાલીન જન્મપરંપરા માનવી પડે છે. આમ કર્તા અનાદિ હોવો સિદ્ધ થાય છે. વળી અનાદિ ભાવનો નાશ હોતો નથી, તેથી એ અનંત સિદ્ધ થવાથી નિત્ય સિદ્ધ થાય છે. તેથી કર્તૃત્વ નિત્ય એવા આત્મામાં જ માની શકાય, જન્ય એવી બુદ્ધિમાં નહીં. તેથી પ્રકૃતિ વગેરેની કલ્પના નકામી છે.

**સાંખ્ય :** પણ તો પછી, "પ્રકૃતિના ગુણોથી કર્મો કરાય છે, પણ અહંકાર વિમૂઢાત્મા 'હું કર્તા છું' એમ માને છે." આવુ ભગવદ્ગીતામાં જે કહ્યું છે તેનો વિરોધ થશે તેનું શું ?

(૨) **નૈયાયિક :** એ શ્લોકનો વાસ્તવિકાર્થ આવો છે-અદૃષ્ટના (સ્વજન્ય) ઇચ્છા વગેરે ગુણોથી કર્મો કરાય છે. પણ અહંકારવિમૂઢાત્મા 'હું જ આ બધાનોકર્તા છું.' એમ માને છે. અર્થાત્ 'હું કર્તા છું' એવું માનવામાં મૂઢતા નથી, પણ 'હું જ કર્તા છું.' એવું માનવામાં મૂઢતા છે.

[ **સાંખ્ય :** એ શ્લોકમાં તો एव કાર છે નહીં, તમે ક્યાંથી ઉપાડી લાવ્યા ? ]

**નૈયાયિક :** एव કાર છે નહીં, પણ છતાં આવું જ જણાવવાનો ભગવાન્‌નો આશય છે. આ આશય ભગવાને આગળ સ્વયં પ્રકટ કર્યો છે.

अधिष्ठानन्तथा कर्ता कारणञ्च पृथगविधम् ।

विविधाश्च पृथक् चेष्टा दैव चैवात्र पञ्चमम् ॥ भगवद्गीता ॥

(૩) આ પ્રમાણે પાંચ કારણો બતાવી પછી કહ્યું છે કે 'આવું હોવા છતાં જે માત્ર પોતાને કર્તા...' વગેરે. એટલે આત્માના કર્તૃત્વનો નિષેધ અભિપ્રેત નથી. પણ માત્ર આત્માનું કર્તૃત્વ માનવાનો નિષેધ જ અભિપ્રેત છે એ સ્પષ્ટ છે. માટે પુરુષ જ કર્તા-જ્ઞાતા-ચેતન હોવાથી સાંખ્યમત બરાબર નથી.

(का.) धर्माधर्माश्रयोऽध्यक्षो विशेषगुणयोगतः ॥ ४९ ॥

(मु.) धर्माधर्मेति । आत्मेत्यनुषज्यते । शरीरस्य तदाश्रयत्वे देहान्तरकृतकर्मणां देहान्तरेण भोगानुपपत्ते । विशेषेति । योग्यविशेषगुणस्य ज्ञानसुखादे सम्बन्धेनात्मन. प्रत्यक्षत्व सम्भवति, न त्वन्यथा, अह जानेऽह करोमीत्यादिप्रतीते ॥ ४९॥

(સામાન્યથી આત્મસિદ્ધિ)

**(કા.) આત્મા ધર્મ-અધર્મનો આશ્રય છે. વિશેષગુણના યોગે પ્રત્યક્ષ છે.**

(મુ.) આત્મા એમ સબંધ જોડવો. (એટલે કે આત્મા ધર્મ-અધર્મનો આશ્રય છે.) શરીરને તેનો આશ્રય માનવામાં આવે તો અન્ય શરીરથી=પૂર્વજન્મના શરીરથી કરેલા કર્મોને અન્યશરીરથી=આ ભવના શરીરથી ભોગવવા અશક્ય બની જાય. (કારણ કે પૂર્વશરીરના નાશ સાથે જ તત્સમવેત અદૃષ્ટનો નાશ થઈ ગયો હોય છે.) જ્ઞાન-સુખ વગેરે યોગ્યવિશેષગુણના સબંધથી આત્માનું પ્રત્યક્ષ થઈ શકે છે, એ વગર નહીં, કારણ કે 'હું જાણું છુ' 'હું કરું છું' એવી પ્રતીતિઓ થાય છે, માત્ર 'હું' એવી પ્રતીતિ નહીં. ॥૪૯॥

(का.) प्रवृत्त्याद्यनुमेयोऽयं रथगत्येव सारथिः ।
अहंकारस्याश्रयोऽय मनोमात्रस्य गोचरः ॥५०॥
विभुर्बुद्ध्यादिगुणवान् बुद्धिस्तु द्विविधा मता ।

(मु.) प्रवृत्त्येति । अयमात्मा परदेहादौ प्रवृत्त्यादिनाऽनुमीयते । प्रवृत्तिरत्र चेष्टा, ज्ञानेच्छाप्रयत्नादीना देहेऽभावस्योक्तप्रायत्वात्, चेष्टायाश्च प्रयत्नसाध्यत्वात् चेष्टया प्रयत्नवानात्माऽनुमीयत इति भाव । अत्र दृष्टान्तमाह-**रथेति** । यद्यपि रथकर्म चेष्टा न भवति, तथापि तेन कर्मणा सारथिर्यथाऽनुमीयते, तथा चेष्टाऽऽत्मकेन कर्मणा परात्माऽनुमीयते इति भाव । **अहंकारस्येति** अहंकार =अहमिति प्रत्यय , तस्याश्रय =विषय आत्मा, न शरीरादिरिति । मन इति । मनोभिन्नेन्द्रियजन्यप्रत्यक्षाविषय , मानसप्रत्यक्षविषयश्चेत्यर्थ., रूपाद्यभावेनेन्द्रियान्तरायोग्यत्वात् ॥५०॥ **विभुरिति** । विभुत्व=परममहत्परिमाणवत्त्व, तच्च पूर्वमुक्तमपि स्पष्टार्थमुक्तम् । **बुद्ध्यादिगुणवानिति** । बुद्धि-सुख-दु खेच्छादयश्चतुर्दश गुणा. पूर्वमुक्ता वेदितव्या ।

**(કા.) આ આત્મા પ્રવૃત્તિ વગેરેથી અનુમેય છે, જેમ કે રથગતિથી સારથિ. આ આત્મા અહંકારનો આશ્રય= વિષય છે અને મનોમાત્રનો વિષય છે, તથા વિભુ છે, બુદ્ધિ વગેરે ગુણોવાળો છે. એમાં બુદ્ધિ બે પ્રકારે કહેવાઈ છે.**

(મુ.) આ આત્મા પરશરીરાદિમા પ્રવૃત્તિ વગેરે હેતુથી અનુમાન કરાય છે. 'પ્રવૃત્તિ' અહીં ચેષ્ટા લેવી, કારણ કે જ્ઞાન-ઇચ્છા-પ્રયત્ન વગેરેનો શરીરમા અભાવ હોય છે એ વાત પૂર્વે (ચાર્વાકમત ખંડન વખતે) લગભગ કહેવાઈ ગઈ છે. (એટલે પ્રવૃત્તિનો અર્થ પ્રયત્ન જ લઈએ તો હેતુ સ્વરૂપાસિદ્ધ થાય ) ચેષ્ટા તો શરીરમા રહી છે. એનાથી આત્મા શી રીતે સિદ્ધ થાય ? આ રીતે-) ચેષ્ટા પ્રયત્નજન્ય છે તેથી ચેષ્ટાથી (એના કારણભૂત) પ્રયત્નનો આશ્રય એવો આત્મા અનુમાન કરાય છે. (परशरीर आत्माधिष्ठित, चेष्टादिमत्त्वात्, मच्छरीरवत् આવો અનુમાન પ્રયોગ જાણવો.)

આ અનુમાનમાં દૃષ્ટાન્ત આપ્યુ છે રથગતિ.... ઇત્યાદિ. જો કે રથની ક્રિયા એ ચેષ્ટા નથી, છતા, તે ક્રિયાથી જેમ (રથમા અધિષ્ઠિત) સારથિનુ અનુમાન કરાય છે તેમ ચેષ્ટાત્મક ક્રિયાથી પરાત્માનુ અનુમાન થાય છે. (સારથિનું

અનુમાન આવું જાણવું-गच्छन् रथ सारथ्यधिष्ठित., गतिमत्त्वात्)

अहकार. = अह એવી પ્રતીતિ, એનો આશ્રય= વિષય. અર્થાત્ 'अह' એવી પ્રતીતિનો વિષય આત્મા છે, નહીં કે શરીરાદિ. (વળી એ મનોમાત્રનો વિષય છે એટલે કે) મનોભિન્ન ઇન્દ્રિયજન્ય પ્રત્યક્ષનો અવિષય છે અને માનસપ્રત્યક્ષનો વિષય છે, કારણ કે (આત્મામાં) રૂપ વગેરેનો અભાવ હોવાથી એ અન્ય (ચક્ષુ વગેરે) ઇન્દ્રિયને અયોગ્ય છે. ॥૫૦॥ આત્મા વિભુ છે એટલે કે પરમમહત્પરિમાણવાળો છે. આ વાત પૂર્વે કહેવાઈ ગઈ હોવા છતાં સ્પષ્ટતા માટે અહીં કહી છે. બુદ્ધિ વગેરે ગુણોવાળો છે. 'બુદ્ધિ વગેરે' એટલે બુદ્ધિ-સુખ-દુ:ખ - ઇચ્છા વગેરે પૂર્વે કહેલા ૧૪ ગુણો જાણવા.

---

(का.) अनुभूतिः स्मृतिश्च स्यादनुभूतिश्चतुर्विधा ॥ ५१॥
प्रत्यक्षमप्यनुमितिस्तथोपमितिशब्दजे ।

(मु.) अत्रैव प्रसङ्गात्कतिपय वुद्धे प्रपञ्चं दर्शयति-बुद्धिस्त्विति । द्वैविध्यं व्युत्पादयति-अनुभूतिरिति । एतासा चतसृणा करणानि चत्वारि 'प्रत्यक्षानुमानोपमानशब्दा प्रमाणानि' (१-१-३) इति सूत्रोक्तानि वेदितव्यानि । [१]इन्द्रियजन्य ज्ञानं प्रत्यक्षम् । यद्यपि मनोरूपेन्द्रियजन्यं सर्वमेव ज्ञानं, तथाऽपीन्द्रियत्वेन रूपेणेन्द्रियाणा यत्र ज्ञाने करणत्व तत्प्रत्यक्षमिति विवक्षितम् । ईश्वरप्रत्यक्षं तु न लक्ष्यम् 'इन्द्रियार्थसन्निकर्षोत्पन्न ज्ञानमव्यपदेश्यमव्यभिचारि व्यवसायात्मक प्रत्यक्षम्' (न्यायसूत्र-१-१-४) इति सूत्रे तथैवोक्तत्वात् । [२]अथवा ज्ञानाकरणकं ज्ञानं प्रत्यक्षम् । अनुमितौ व्याप्तिज्ञानस्य, उपमितौ सादृश्यज्ञानस्य, शाव्दवोधे पदज्ञानस्य, स्मृतावनुभवस्य करणत्वात्तत्र तत्र नातिव्याप्ति । इद लक्षणमीश्वरप्रत्यक्षसाधारणम् ।

---

### (બુદ્ધિનું નિરૂપણ)

**(કા.) (બુદ્ધિના બે પ્રકાર) અનુભૂતિ અને સ્મૃતિ છે. અનુભૂતિ ચાર પ્રકારે છે. પ્રત્યક્ષ, અનુમિતિ, ઉપમિતિ અને શાબ્દબોધ.**

(મુ.) અહીં જ પ્રસગવશાત્ બુદ્ધિનું કંઈક નિરૂપણ કરે છે. બુદ્ધિની દ્વિવિધતા દર્શાવે છે-અનુભૂતિ અને સ્મૃતિ, એમાં અનુભૂતિના જે ચાર પ્રકાર છે એના ચાર કરણો 'પ્રત્યક્ષ-અનુમાન-ઉપમાન અને શબ્દ પ્રમાણ છે. એ સૂત્રમાં કહેલાં (પ્રત્યક્ષ વગેરે પ્રમાણો) જાણવા. [૧]ઇન્દ્રિયજન્યજ્ઞાન પ્રત્યક્ષ છે. જો કે બધું જ્ઞાન મનોરૂપ ઇન્દ્રિયજન્ય હોય છે, તો પણ ઇન્દ્રિયરૂપે ઇન્દ્રિયો જે જ્ઞાનમાં કરણ બની હોય તે પ્રત્યક્ષ.. એવી વિવક્ષા જાણવી. ઈશ્વરપ્રત્યક્ષ આ લક્ષણનું લક્ષ્ય નથી. કારણ કે 'ઇન્દ્રિયાર્થ...' ઇત્યાદિ સૂત્રમાં પણ એ રીતે જ (ઈશ્વરપ્રત્યક્ષભિન્ન પ્રત્યક્ષનું જ) લક્ષણ કહ્યું છે. [૨]અથવા 'જ્ઞાનાકરણક જ્ઞાન પ્રત્યક્ષ' આવુ લક્ષણ જાણવું. અનુમિતિમાં વ્યાપ્તિજ્ઞાન, ઉપમિતિમા સાદૃશ્યજ્ઞાન, શાબ્દબોધમાં પદજ્ઞાન અને સ્મૃતિમાં અનુભવ કરણ હોવાથી તે બધામાં અતિવ્યાપ્તિ નથી. આ લક્ષણ ઈશ્વરપ્રત્યક્ષને પણ આવરી લે છે.

(વિ.) [ આત્મનિરૂપણ પૂર્ણ થયા પછી મનનું નિરૂપણ કરવું જોઈએ. છતાં આત્માના બુદ્ધિ વગેરે ગુણો કહ્યા એટલે બુદ્ધિનું સ્મરણ થયું. તેથી स्मृतस्योपेक्षाऽनर्हत्वं प्रसङ्गत्वम्' આવા પ્રસંગવશાત્ બુદ્ધિનુ કંઈક (બધું નહીં, કારણ કે આગળ પણ થોડું કરવાના છે.) નિરૂપણ કરે છે. ભિન્ન-ભિન્ન દર્શનકારો અનુભૂતિના અલગ-અલગ પ્રકારો માને છે.

ચાર્વાક — પ્રત્યક્ષ

વૈશેષિક, બૌદ્ધ — પ્રત્યક્ષ + અનુમિતિ

નૈયાયિક (એકદેશીય) — પ્રત્યક્ષ + અનુમિતિ + ઉપમિતિ.

નૈયાયિક — પ્રત્યક્ષ+ અનુમિતિ + ઉપમિતિ + શાબ્દબોધ.

પ્રભાકર—પ્રત્યક્ષ+ અનુમિતિ + ઉપમિતિ + શાબ્દબોધ + અર્થાપત્તિ

**વેદાંતી-ભાટ્ટ** —ઉપરોક્ત પાંચ+અનુપલબ્ધિ

**પૌરાણિક** — ઉપરોક્ત છ + સંભવ + ઐતિહ્ય

*હૃષ્ટપુષ્ટ દેવદત્ત દિવસે ખાતો નથી' એવું જાણવા પર એની હૃષ્ટપુષ્ટતાની ઉપપત્તિ કરવા માટે જે કલ્પના કરાય કે 'એ રાત્રે ખાય છે' આ **અર્થાપત્તિ** છે.

* પ્રતિયોગી ન જણાતો હોવાથી એના અભાવનો જે બોધ કરવામાં આવે તે **અનુપલબ્ધિ**.

* 'આની પાસે ૧૦૦ રૂ. છે' એવું જાણવા પર 'એની પાસે ૫૦ રૂ. તો છે જ' આવું જે જણાય છે તે **સંભવ**.

* 'આ વડલામાં ભૂત વસે છે' વગેરે અજ્ઞાતમૂળવક્તાવાળી કિંવદન્તીઓ એ **ઐતિહ્ય**.

નૈયાયિક આમાંથી પ્રત્યક્ષાદિ ૪ જ માને છે. શેષનો આ ચારમાં જ અન્તર્ભાવ જાણી લેવો. ]

**(પ્રત્યક્ષનું લક્ષણ)**

(૧) ઇન્દ્રિયજન્ય જ્ઞાન એ પ્રત્યક્ષ છે. [પદકૃત્ય ભૂમિકામાંથી (પૃ. ૪૦) જોઈ લેવું. ]

**શંકા :** અનુમિતિ વગેરે જ્ઞાન પણ મન ઇન્દ્રિયથી જન્ય છે. કારણ કે કોઈપણ જ્ઞાન આત્મમનઃ સંયોગ વિના આત્મામાં પેદા થઇ શકતું નથી. તેથી આ લક્ષણ અનુમિતિ વગેરેમાં અતિવ્યાપ્ત છે.

**સમાધાન :** ઈન્દ્રિય જેમાં ઇન્દ્રિયત્વેન રૂપેણ કરણ બને.... અર્થાત્ इन्द्रियत्वावच्छिन्नकरणता હોય એ પ્રત્યક્ષ કહેવાય આવી વિવક્ષા છે. એટલે કે લક્ષણ આવું જાણવું.... इन्द्रियत्वावच्छिन्नकरणतानिरूपित जन्यतावत् ज्ञान प्रत्यक्षम् . ज्ञानत्वावच्छिन्नज्ञान (બધાં જ્ઞાન) પ્રત્યે મન મનસ્ત્વેન કારણ છે, ઇન્દ્રિયત્વેન નહીં. માત્ર પ્રત્યક્ષ પ્રત્યે જ તે ઇન્દ્રિયત્વેન કરણ છે.

[ **પ્રશ્ન :** ઇશ્વરપ્રત્યક્ષ નિત્ય હોવાથી એમાં આ લક્ષણની અવ્યાપ્તિ થશે. ]

**ઉત્તર :** એ આ લક્ષણનું લક્ષ્ય જ નથી. (જીવાત્માઓનું જન્યપ્રત્યક્ષ જ લક્ષ્ય છે.) માટે અવ્યાપ્તિ નથી. ન્યાયસૂત્રમાં પણ इन्द्रियार्थसन्निकर्षोत्पन्नं.... એમ કહીને જન્યજ્ઞાનને જ લક્ષ્ય બનાવ્યું છે.

એ સૂત્રમાં, ઇન્દ્રિય અને અર્થના સન્નિકર્ષથી ઉત્પન્ન થયેલું અવ્યભિચારિજ્ઞાન પ્રત્યક્ષ છે આટલું લક્ષણ જાણવું. ભ્રમાત્મક જ્ઞાન પ્રત્યક્ષપ્રમાણ ન કહેવાય માટે 'અવ્યભિચારિ' પદ મૂક્યું છે.

અવ્યપદેશ્યં (=નિર્વિકલ્પક) અને વ્યવસાયાત્મકં(=સવિકલ્પક) આ બે શબ્દો પ્રત્યક્ષના બે પ્રકાર દર્શાવે છે એ જાણવું.

(૨) જીવેશ્વરસાધારણ એવું પ્રત્યક્ષનું લક્ષણ —

જ્ઞાન જેનું કરણ નથી એવું જ્ઞાન તે પ્રત્યક્ષ. અનુમિતિ વગેરે જ્ઞાનોમાં ક્રમશઃ વ્યાપ્તિજ્ઞાન, સાદૃશ્યજ્ઞાન, પદજ્ઞાન, અનુભવજ્ઞાન એ કરણભૂત હોવાથી એ સિવાયનું જ્ઞાન 'પ્રત્યક્ષ' તરીકે મળી જાય છે.

---

(मु.) परामर्शजन्य ज्ञानमनुमिति । यद्यपि परामर्शप्रत्यक्षादिकं परामर्शजन्यं, तथाऽपि परामर्श-जन्य हेत्वविषयक यत् ज्ञान तदेवानुमिति. । न च कादाचित्कहेतुविषयकानुमितावव्याप्तिरिति वाच्यम्, तादृशज्ञानवृत्त्यनुभवत्वव्याप्यजातिमत्त्वस्य विवक्षितत्वात् ।

---

**(અનુમિતિનું લક્ષણ)**

(મુ.) પરામર્શજન્યજ્ઞાન અનુમિતિ છે. જો કે પરામર્શપ્રત્યક્ષાદિ પરામર્શજન્ય છે, તો પણ પરામર્શજન્ય અને હેતુ-અવિષયક જે જ્ઞાન તે જ અનુમિતિ આવું લક્ષણ જાણવું.

**શંકા :** ક્યારેક હેતુ પણ વિષયરૂપે અનુમિતિમાં પ્રવિષ્ટ હોય છે. એમાં આની અવ્યાપ્તિ થશે.

**સમાધાન :** તાદૃશજ્ઞાનમા રહેલ અનુભવત્વવ્યાપ્યજાતિમત્ત્વ.... આવુ જાતિઘટિતલક્ષણ કરવાથી એ અવ્યાપ્તિ નહીં રહે

**(વિ.)** [ ન્યાયસૂત્રમાં પ્રત્યક્ષના લક્ષણમાં ઇન્દ્રિયોત્પન્ન ન કહેતાં ઇન્દ્રિયસંનિકર્ષોત્પન્ન કહ્યું છે. અર્થાત્ કરણજન્ય ન કહેતા વ્યાપારજન્ય કહ્યું છે જેની ઉત્તરમાં તરત કાર્ય થાય. માટે અહીં અનુમિતિના લક્ષણમાં વ્યાપ્તિજ્ઞાન-કરણને છોડીને વ્યાપાર-પરામર્શથી જન્યત્વનો ઉલ્લેખ કર્યો છે. ]

વ્યાપ્તિવિશિષ્ટપક્ષધર્મતાનું જ્ઞાન એ પરામર્શ છે. (જેમ કે वह्निव्याप्यधूमवान् पर्वत ..... આમાં વહ્નિવ્યાપ્યધૂમ કહ્યો છે એનાથી વહ્નિવ્યાપ્તિવિશિષ્ટ ધૂમ છે એ જણાય છે. ધૂમવાન્ પર્વતઃ એ અંશથી ધૂમ એ પક્ષનો ધર્મ છે, અને તેથી ધૂમમાં પક્ષની ધર્મતા છે એ જણાય છે. તેથી આ વ્યાપ્તિવિશિષ્ટ પક્ષધર્મતાનું જ્ઞાન છે.) આવા **પરામર્શથી જન્યજ્ઞાન એ અનુમિતિ છે.** હવે પદકૃત્ય —

परामर्शजन्या अनुमिति આટલું જ કહે તો પરામર્શધ્વસ પણ પરામર્શજન્ય હોવાથી અતિવ્યાપ્તિ. તેથી જ્ઞાન પદ મૂક્યું.

પરામર્શ ન લખે તો પ્રત્યક્ષાદિ પણ જન્યજ્ઞાન હોવાથી અતિવ્યાપ્તિ આવે.

**પ્રશ્ન :** 'वह्निव्याप्यधूमवान् पर्वत ' આવો પરામર્શ થયા પછી એનું 'वह्निव्याप्यधूमवान् पर्वत -इति ज्ञानवानहम्' એવું જે અનુવ્યવસાયાત્મક પ્રત્યક્ષજ્ઞાન થાય છે એ પણ પરામર્શજન્ય હોવાથી એમાં અતિવ્યાપ્તિ આવશે. (જેમ ઘડો વિષયવિધયા ઘડાના પ્રત્યક્ષ પ્રત્યે કારણ છે, એમ પરામર્શ પણ વિષયવિધયા સ્વવિષયક આ અનુવ્યવસાયાત્મક પ્રત્યક્ષ પ્રત્યે કારણ છે જ. માટે એ પરામર્શજન્ય છે જ.)

**ઉત્તર :** તો અમે લક્ષણમાં પરિષ્કાર કરીશું. [ પરામર્શથી બે જ્ઞાન ઉત્પન્ન થાય છે એક તો અનુમિતિ અને એક આ અનુવ્યવસાયાત્મક પ્રત્યક્ષ. આ બેમાના તફાવતને પકડીને એવું વિશેષણ લગાડવુ જોઈએ કે જેથી પ્રત્યક્ષનો વ્યવચ્છેદ થઈ જાય. એ તફાવત આ છે-અનુમિતિમાં હેતુ એ વિષય નથી હોતો જ્યારે અનુવ્યસાયમાં એ વિષય હોય છે. 'साध्यव्याप्यहेतुमान् पक्ष -इतिज्ञानवानहम्' આવો અનુવ્યવસાય હોય છે જેમાં હેતુ વિષય હોવો સ્પષ્ટ જણાય છે. જ્યારે અનુમિતિનો આકાર 'साध्यवान् पक्ष ' આવો હોય છે જેમા હેતુ એ વિષય નથી. તેથી ]

हेत्वविषयक परामर्शजन्य ज्ञानमनुमिति આવું લક્ષણ કરવાથી હવે એ પરામર્શજન્ય પ્રત્યક્ષમાં અતિવ્યાપ્તિ નહીં આવે.

**પ્રશ્ન :** કોઈક અનુમાતા ક્યારેક धूमवान् पर्वतो वह्निमान् આવી હેતુઘટિત અનુમિતિ પણ કરે છે. એ હેતુ-વિષયક હોવાથી એમાં અવ્યાપ્તિ થશે..

**ઉત્તર :** બધી જ અનુમિતિઓ આવી નથી હોતી. એટલે જે અનુમિતિ હેતુઅવિષયક હોય એમાં રહેલ અનુભવત્વવ્યાપ્ય જે જાતિ તદ્વત્ત્વ... લક્ષણ કરવાથી આ અવ્યાપ્તિનું વારણ થઈ જશે. કારણ કે અનુભવત્વ વ્યાપ્યજાતિઓ પ્રત્યક્ષત્વ, અનુમિતિત્વ, ઉપમિતિત્વ અને શાબ્દબોધત્વ છે. ઉક્તજાતિ તરીકે માત્ર અનુમિતિત્વ આવવાથી લક્ષણ સમન્વય થઈ જશે. એટલે લક્ષણ-परामर्शजन्यहेत्वविषयकज्ञानवृत्ति-अनुभवत्त्व-व्याप्यजातिमत्त्वमनुमितित्वम् (તાદૃશજ્ઞાનવૃત્તિ જાતિ તો જ્ઞાનત્વ-ગુણત્વ વગેરે પણ છે જે પ્રત્યક્ષાદિમાં પણ હોવાથી અતિવ્યાપ્તિ થાય. તેથી એના વારણ માટે अनुभवत्त्वव्याप्य લખ્યું. અહીં પણ व्याप्यत्व न्यूनवृत्तित्त्वम् લેવું, નહીંતર અનુભવત્વવ્યાપ્ય જાતિ તરીકે અનુભવત્વ પણ આવવાથી પ્રત્યક્ષાદિમાં અતિ० થાય.)

---

(मु) अथवा व्याप्तिज्ञानकरणक ज्ञानमनुमिति ।
एव सादृश्यज्ञानकरणक ज्ञानमुपमिति ।
पदज्ञानकरणक ज्ञान शाब्दबोध ।

(મુ.) અથવા વ્યાપ્તિજ્ઞાન છે કરણ જેનું એવુ જ્ઞાન તે અનુમિતિ,
સાદૃશ્ય જ્ઞાન છે કરણ જેનું એવું જ્ઞાન તે ઉપમિતિ,
પદ જ્ઞાન છે કરણ જેનું એવું જ્ઞાન તે શાબ્દબોધ.

(વિ.) [ પરામર્શ એટલે વ્યાપ્તિવિશિષ્ટપક્ષધર્મતાજ્ઞાન... એટલે પરામર્શના પેટમાં વ્યાપ્તિ તો છે જ, વધારામાં પક્ષધર્મતા પણ છે. તેથી જો પક્ષધર્મતાને લક્ષણમાંથી બાકાત કરી માત્ર વ્યાપ્તિઘટિત લક્ષણ બનાવાય તો લાઘવ થાય. તેથી લક્ષણ બદલે છે ] व्याप्तिज्ञानकरणक ज्ञानमनुमिति

[ શંકા : વ્યાપ્તિજ્ઞાનથી સંસ્કાર દ્વારા કાલાન્તરે સ્મરણ થયું. તેથી સ્મરણ પણ વ્યાપ્તિજ્ઞાનકરણક જ્ઞાન થવાથી અતિવ્યાપ્તિ આવશે.

**સમાધાન :** સ્મરણમાં વ્યાપ્ત્યનુભવત્વેન વ્યાપ્તિજ્ઞાન એ કરણ છે, જ્યારે અનુમિતિમાં એ વ્યાપ્તિ-જ્ઞાનત્વેન કરણ છે. તેથી અમારું લક્ષણ व्याप्तिज्ञानत्वावच्छिन्नकरणतानिरूपितकार्यतावज्ज्ञानमनुमिति આવું હોવાથી સ્મરણમાં અતિવ્યાપ્તિ નહીં આવે. ]

**પદકૃત્ય:** વ્યાપ્તિથી વ્યાપ્તિજ્ઞાન થાય છે, ને એ જ્ઞાનથી એનો અનુવ્યવસાય થાય છે. એટલે એ અનુવ્યવસાયાત્મક પ્રત્યક્ષ વ્યાપ્તિકરણક જ્ઞાન છે. તેથી એમાં અતિ૦ના વારણ માટે પ્રથમ જ્ઞાન પદ મૂક્યું. એ વ્યાપ્તિકરણક જ્ઞાન છે, પણ વ્યાપ્તિજ્ઞાનકરણક જ્ઞાન નથી. (એ અનુવ્યવસાયમાં વિષયવિધયા વ્યાપ્તિજ્ઞાન કારણ છે, પણ કરણ તો નથી જ. જેની અને કાર્યની વચમાં એક વ્યાપાર હોય તે કરણ કહેવાય.) એટલે આ અનુવ્યવસાય વ્યાપ્તિજ્ઞાનકારણકજ્ઞાન (અથવા વ્યાપિતજ્ઞાનજન્યજ્ઞાન) છે. તેથી એમાં અતિ૦ ન આવે એ માટે જ વ્યાપ્તિજ્ઞાનજન્યજ્ઞાન ન લખતાં વ્યાપ્તિજ્ઞાનકરણકજ્ઞાન લખ્યું.

પરામર્શજન્યસંસ્કારમાં લક્ષણ ન જાય એ માટે બીજું 'જ્ઞાન' પદ છે. વ્યાપ્તિજ્ઞાનથી પરામર્શ ને પરામર્શથી (એના) સંસ્કાર. એટલે સંસ્કારને કાર્ય તરીકે લઈએ તો એની અને વ્યાપ્તિજ્ઞાનની વચમાં પરામર્શ હોવાથી વ્યાપ્તિજ્ઞાનને એનું કરણ કહી શકાય. એટલે પરામર્શના સંસ્કાર વ્યાપ્તિજ્ઞાનકરણક થયા. છતાં એ 'જ્ઞાન' ન હોવાથી અતિ૦ નથી.

આ જ રીતે ઉપમિતિ અને શાબ્દબોધના લક્ષણનું પદકૃત્ય જાણવું.

---

(मु.) वस्तुतो या काञ्चिदनुमितिव्यक्तिमादाय तद्व्यक्तिवृत्तित्त्वे सति या काञ्चित्प्रत्यक्ष-व्यक्तिमादाय तदवृत्तिजातिमत्त्वमनुमितित्वम् । एव यत्किञ्चित् प्रत्यक्षादिकमादाय तद्व्यक्ति-वृत्ति-अनुमित्यवृत्तिजातिमत्त्व प्रत्यक्षत्वादिक वाच्यमिति ।

---

(મુ.) વસ્તુતઃ કોઇ એક અનુમિતિ લઇને તેમાં રહેવા સાથે જે, કોઈ એક પ્રત્યક્ષ લઈને તેમાં નહીં રહેલી જાતિ, તદ્વત્ત્વ અનુમિતિત્વં એવુ લક્ષણ બનાવવું. એમ કોઈ એક પ્રત્યક્ષાદિ લઈ તેમાં રહેલી અને અનુમિતિમાં નહીં રહેલી એવી જે જાતિ તદ્વત્ત્વ પ્રત્યક્ષત્વ.... વગેરે લક્ષણ જાણવા.

(વિ.) [શંકા : વ્યાપ્તિત્વેન વ્યાપ્તિ એ કોઈ અનુગતચીજ નથી. કારણ કે એ સાધ્યાભાવવદવૃત્તિત્વ-રૂપ હોવાથી હેતુએ હેતુએ જુદી છે. તેથી એમાંથી કોઈ એક વ્યાપ્તિ લઈને तज्ज्ञानकरणकज्ञान अनुमिति એવું લક્ષણ જો કરવામાં આવે તો અન્ય અનુમિતિમાં અવ્યાપ્તિ આવશે. દા.ત. वह्न्यभाववदवृत्तित्त्व(=व्याप्ति) - ज्ञानकरणक ज्ञानमनुमिति આવું લક્ષણ બનાવવામાં આવે તો क्षित्यङ्कुरादिक सकर्तृक इत्यादि અનુમિતિમાં અવ્યાપ્તિ સ્પષ્ટ છે.

**સમાધાન :** વહ્ન્યભાવ... ઇત્યાદિ વૈયક્તિક લક્ષણ લઈ એને જાતિઘટિત કરવાથી એનું વારણ થઈ જશે. અર્થાત્ वह्न्यभाववदवृत्तित्वज्ञानकरणकज्ञानवृत्ति-अनुभवत्वव्याप्यजातिमत्त्वम् આવું લક્ષણ કરવાથી બધે લક્ષણ જશે.

**શંકા :** છતાં અસંભવદોષ છે. કારણ કે કેટલાકના મતે પરોક્ષજ્ઞાન પ્રત્યે જ્ઞાનત્વેન કે મનસ્ત્વેન કરણતા છે. એટલે વ્યાપ્તિજ્ઞાનકરણકત્વ કોઈ અનુમિતિમાં ન હોવાથી અસંભવ... ]

**સમાધાન :** વસ્તુતઃ पर्वतो वह्निमान् એવી એક અનુમિતિ વ્યક્તિ લો. તેમાં રહેનારી અને पर्वतो धूमवान् એવી એક પ્રત્યક્ષવ્યક્તિમાં ન રહેનારી જાતિ કહો. એ માત્ર અનુમિતિત્વ જ આવશે. એ બધી અનુમિતિમાં રહી છે. માટે લક્ષણ अनुमितिव्यक्तिवृत्ति-प्रत्यक्षावृत्तिजातिमत्त्वमनुमितित्वम्

[ **શંકા :** જેઓ પરોક્ષજ્ઞાન પ્રત્યે મનસ્ત્વેન મનને કરણ માને છે તેમના મતે તો અનુમિતિ પણ જ્ઞાનાકરણક જ્ઞાન જ થવાથી પ્રત્યક્ષના લક્ષણની એમાં અતિવ્યાપ્તિ થશે. ]

**સમાધાન :** અહીં પણ લક્ષણ બદલશું. प्रत्यक्षव्यक्तिवृत्ति-अनुमित्यवृत्ति-जातिमत्त्वं प्रत्यक्षत्वम्... આ જ રીતે ઉપમિતિ વગેરેમાં જાણવું.

---

(का.) घ्राणजादिप्रभेदेन प्रत्यक्षं षड्विधं मतम् ।। ५२।।
घ्राणस्य गोचरो गन्धो गन्धत्वादिरपि स्मृतः ।
तथा रसो रसज्ञायाः तथा शब्दोऽपि च श्रुतेः ।। ५३।।
उद्भूतरूपं नयनस्य गोचरो द्रव्याणि तद्वन्ति पृथक्त्वसङ्ख्ये ।
विभागसंयोगपरापरत्वस्नेहद्रवत्वं परिमाणयुक्तम् ।। ५४।।
क्रिया जातिर्योग्यवृत्तिः समवायश्च तादृशः ।
गृह्णाति चक्षुःसम्बन्धादालोकोद्भूतरूपयोः ।। ५५।।

(मु) जन्यप्रत्यक्ष विभजते-घ्राणजादीति । घ्राणजं, रासन,चाक्षुष, स्पार्शन, श्रौत्र मानसमिति षड्विध प्रत्यक्षम् । न चेश्वरप्रत्यक्षस्याऽविभजनान्न्यूनत्व, जन्यप्रत्यक्षस्यैव निरूपणीयत्वात्, उक्तसूत्रानुसारात् ॥५१॥ ५२॥ **गोचर इति** । ग्राह्य इत्यर्थ । [१]गन्धत्वादिरित्यादिपदात्सुरभित्वादिपरिग्रह । गन्धस्य प्रत्यक्षत्वात्तद्वृत्तिजातिरपि प्रत्यक्षा, गन्धाश्रयग्रहणे तु घ्राणस्यासामर्थ्यमिति बोध्यम् । **तथा रस इति** । रसत्वादिसहित इत्यर्थ । तथा शब्दोऽपि, शब्दत्वादिसहित । गन्धो रसश्चोद्भूतो बोध्य ॥ ५३ ॥

---

### (જન્યપ્રત્યક્ષ નિરૂપણ)

**(કા.) ઘ્રાણજ વગેરે પ્રભેદે પ્રત્યક્ષ ષડ્વિધ મનાયું છે. ઘ્રાણનો વિષય ગન્ધ અને ગન્ધત્વાદિ પણ કહેવાયો છે. તથા રસજ્ઞાનો રસ અને શ્રુતિ(શ્રોત્ર)નો શબ્દ (વિષય છે.) આંખનો વિષય ઉદ્ભૂતરૂપ, તદ્વાન્ દ્રવ્યો, પૃથક્ત્વ-સંખ્યા- વિભાગ-સંયોગ-પરત્વ-અપરત્વ-સ્નેહ-દ્રવત્વ-પરિમાણ-ક્રિયા-જાતિ... આ બધું યોગ્યવૃત્તિ જોઈએ. તથા તાદૃશ (=યોગ્યવૃત્તિ) સમવાય. આ બધાનું આંખ આલોક અને ઉદ્ભૂતરૂપના સંબંધથી ગ્રહણ કરે છે.**

(મુ.) જન્યપ્રત્યક્ષનું વિભાજન કરે છે-(લૌકિકસનિકર્ષજન્ય) પ્રત્યક્ષ ષડ્વિધ છે. ઘ્રાણજ, રાસન, ચાક્ષુષ, સ્પાર્શન, શ્રૌત્ર અને માનસ. "ઈશ્વરપ્રત્યક્ષનો વિભાગ ન દર્શાવ્યો હોવાથી એટલી ન્યૂનતા કહેવાય" એવી શંકા ન કરવી, કારણ કે જન્યપ્રત્યક્ષનું જ નિરૂપણ અહીં કરવાનું છે. તે પણ એટલા માટે કે इन्द्रियार्थ.... ઇત્યાદિ સૂત્રને અનુસરીને આ નિરૂપણ છે.

ઘ્રાણેન્દ્રિયનો ગોચર= વિષય એટલે કે ગ્રાહ્ય. ગન્ધત્વાદિ... [1]આમાં 'આદિ' પદથી સુરભિત્વ વગેરેનો સમાવેશ જાણવો. ગન્ધ પ્રત્યક્ષ હોવાથી તેમાં રહેલી જાતિ પણ પ્રત્યક્ષ જાણવી. ગન્ધના આશ્રયભૂત દ્રવ્યનું ગ્રહણ કરવામાં ઘ્રાણનું સામર્થ્ય નથી એ જાણવું. રસનેન્દ્રિયનો વિષય રસ છે. તે પણ રસત્વાદિ સહિત જાણવો. તથા શ્રોત્રેન્દ્રિયનો વિષય શબ્દ પણ શબ્દત્વાદિ સહિત જાણવો. ગન્ધ અને રસ આ બન્ને ઉદ્‌ભૂત જાણવા.

**(વિ.) (૧) ઘ્રાણેન્દ્રિયનો વિષય :** ગન્ધ, ગન્ધત્વ, ગન્ધાભાવ, સુરભિત્વ, અસુરભિત્વ, સુરભિત્વાભાવ... વગેરે. જે ઇન્દ્રિય જેનું પ્રત્યક્ષ કરે તેમાં રહેલી જાતિ અને તેના અભાવનું પણ તે ઇન્દ્રિય પ્રત્યક્ષ કરે છે.

ઘ્રાણેન્દ્રિય ગન્ધના આશ્રયનું પ્રત્યક્ષ કરતી નથી.

**પ્રશ્ન :** ઘ્રાણેન્દ્રિયથી 'આ ગુલાબ છે' એવું જણાય તો છે... આ ગન્ધાશ્રય-દ્રવ્યનું જ પ્રત્યક્ષ છે ને...

**ઉત્તર :** એ પ્રત્યક્ષ નથી હોતું, પણ સુગંધ પરથી કરેલું ગુલાબનું અનુમાન હોય છે.

**પ્રશ્ન :** આવું શાના પરથી કહો છો ?

**ઉત્તર :** પ્રત્યક્ષથી જે જણાય તે વિશેષ રીતે સ્પષ્ટ જણાય છે જ્યારે અનુમાનાદિ પરોક્ષજ્ઞાનથી જે જણાય તે સામાન્ય રીતે જણાય છે. પ્રત્યક્ષદૃષ્ટ અગ્નિની જ્વાલાનો રંગ વગેરે ઘણું જણાય છે, ધૂમથી પર્વત પર કરેલા અગ્નિના અનુમાનમાં એવું કશું જણાતું નથી. પ્રસ્તુતમાં પણ ગુલાબનો એની આકાર-રંગ-સાઇઝ વગેરે વિશેષતાઓ વિના સામાન્યબોધ થાય છે, માટે એ પરોક્ષજ્ઞાન છે, પ્રત્યક્ષ નહીં.

**રસનેન્દ્રિયવિષય :** રસ, રસત્વ, મધુરત્વ કટુત્વ, રસત્વાભાવ, મધુરત્વાભાવ

**શ્રોત્રેન્દ્રિયવિષય :** શબ્દ, ક, ખ, શબ્દત્વ, કત્વ, ખત્વ, શબ્દાભાવ વગેરે....

ઘ્રાણેન્દ્રિય અને રસનેન્દ્રિય ઉદ્‌ભૂત ગન્ધ અને રસનું જ ગ્રહણ કરે છે, અનુદ્‌ભૂત ગન્ધાદિનું નહીં તે જાણવું.

---

(મુ) उद्भूतरूपमिति । ग्रीष्मोष्मादावनुद्भूत रूपमिति न तत्प्रत्यक्षम् । तद्वन्ति=उद्भूतरूपवन्ति । योग्येति । पृथक्त्वादिकमपि योग्यव्यक्तिवृत्तितया बोध्यम् । तादृश = योग्यव्यक्तिवृत्तिरित्यर्थ । चक्षुर्योग्यत्वमेव कथम् ? तदाह - गृह्णातीति । आलोकसयोग उद्भूतरूपं च चाक्षुषप्रत्यक्षे कारणम् । तत्र [1]द्रव्यचाक्षुष प्रति तयो समवायसम्बन्धेन कारणत्व, [2]द्रव्यसमवेतरूपादिप्रत्यक्षे स्वाश्रयसमवायसम्बन्धेन, [3]द्रव्यसमवेतसमवेतस्य रूपत्वादे प्रत्यक्षे स्वाश्रयसमवेतसमवायसम्बन्धेनेति ॥ ५४॥५५॥

---

(મુ.) ગ્રીષ્મોષ્માદિમાં અનુદ્‌ભૂત રૂપ હોય છે, માટે એનું પ્રત્યક્ષ થતું નથી. તદ્વન્તિ=ઉદ્‌ભૂતરૂપવાળાં (દ્રવ્યો પણ ચક્ષુના વિષય છે.) પૃથક્ત્વવગેરે પણ યોગ્ય વ્યક્તિવૃત્તિ હોવા રૂપે વિષય જાણવા. તાદૃશ= યોગ્યવ્યક્તિમાં રહેલ (સમવાયને આંખ જાણે છે.) (પૃથક્ત્વ વગેરે) ચક્ષુયોગ્ય(=ચક્ષુગ્રાહ્ય) શી રીતે બને છે ? તો કે-આલોકસંયોગ અને ઉદ્‌ભૂત રૂપ ચાક્ષુષપ્રત્યક્ષમા કારણ છે. તેમા [1]દ્રવ્યચાક્ષુષ પ્રત્યે તે બે સમવાયસંબધથી, [2]દ્રવ્યસમવેત રૂપાદિના પ્રત્યક્ષ પ્રત્યે સ્વાશ્રયસમવાયસબંધથી અને [3]દ્રવ્યસમવેતસમવેત રૂપત્વાદિના પ્રત્યક્ષ પ્રત્યે સ્વાશ્રયસમવેતસમવાય સંબધથી કારણ બને છે.

**(વિ.) ચક્ષુના વિષયો :** (1) ઉદ્‌ભૂતરૂપ, ઉદ્‌ભૂત શુક્લ, રૂપત્વ, શુક્લત્વ, રૂપાભાવ, શુક્લાભાવ, રૂપત્વાભાવ, શુક્લત્વાભાવ.... વગેરે

(2) ઉદ્‌ભૂતરૂપવાળાં દ્રવ્યો...

(3) પૃથક્ત્વ, સંખ્યા, વિભાગ, સંયોગ, પરત્વાપરત્વ, સ્નેહ, દ્રવત્વ, પરિમાણ, ક્રિયા, સમવાય, પૃથક્ત્વાદિ જાતિઓ અને તેના અભાવ. આ બધાનું ચક્ષુઇન્દ્રિયથી ત્યારે જ પ્રત્યક્ષ થાય છે જ્યારે એ બધા એવા

આશ્રયમા રહ્યા હોય જે આશ્રયનું ચક્ષુથી પ્રત્યક્ષ થઈ શકતું હોય. અર્થાત્ આ બધા યોગ્યવૃત્તિ હોય તો જ એનું પ્રત્યક્ષ થઈ શકે છે. તેથી ઘટમા રહેલા પૃથક્ત્વાદિનું આંખથી પ્રત્યક્ષ થઈ શકે છે, પણ પરમાણુમાં રહેલા તેનું પ્રત્યક્ષ થતું નથી. વળી ચાક્ષુષ પ્રત્યક્ષ પ્રત્યે ઉદ્ભૂતરૂપ અને આલોકસંયોગ પણ કારણ છે. તેથી ચક્ષુથી તેનું જ પ્રત્યક્ષ થાય છે જે ચીજ

(1) યોગ્ય (ઘટ) હોય કે યોગ્યવૃત્તિ (પૃથક્ત્વાદિ) હોય...

(2) સાક્ષાત્ કે પરંપરાએ આલોકસયોગવાળી હોય...

(3) ઉદ્ભૂતરૂપવાળી હોય....

(1) પરમાણુ અને પરમાણુગત પૃથક્ત્વાદિ આલોકસંયોગ અને ઉદ્ભૂતરૂપ હોવા છતાં તે બે ક્રમશઃ યોગ્ય અને યોગ્યવૃત્તિ ન હોવાથી પ્રત્યક્ષ થતા નથી.

(2) અંધકારમાં રહેલો ઘડો અને એ ઘડામાં રહેલા રૂપ વગેરે ગુણો આદિ આલોકસંયોગવાળા ન હોવાથી પ્રત્યક્ષ નહીં

(3) ગ્રીષ્મોષ્માદિ યોગ્ય અને આલોકસંયોગવાળા હોવા છતાં ઉદ્ભૂતરૂપ ન હોવાથી ચાક્ષુષ પ્રત્યક્ષનો વિષય બનતા નથી.

હવે, ઉદ્ભૂતરૂપ અને આલોકસંયોગને ચાક્ષુષપ્રત્યક્ષ પ્રત્યે કારણ કહ્યા. તો કાર્ય-કારણભાવ શી રીતે બને છે એ વિચારવું જોઈએ.

કાર્ય અને કારણ બન્ને એકાધિકરણમાં રહેવા જોઈએ. કાર્ય તો સર્વત્ર ચાક્ષુષપ્રત્યક્ષ છે. એ પોતાના વિષયમાં વિષયતા સંબંધથી રહે છે.

[ ઘટ એવું પ્રત્યક્ષ થયું. એને એના વિષય ઘડામા લઈ જવું છે. તેથી રહેનાર જ્ઞાન માટે રાખનાર ઘડો શું છે? વિષય છે. તેથી વિષયતા સંબધથી પ્રત્યક્ષાત્મકકાર્ય વિષયમાં રહેશે. કાર્યકારણભાવ બનાવવા માટે સર્વત્ર તે તે વિષયમાં આલોકસંયોગ અને ઉદ્ભૂતરૂપ લાવવા જોઈએ. તો વિષયનિષ્ઠ પ્રત્યાસત્તિથી કા૦કા૦ભાવ નિશ્ચિત થાય. ]

(૧ ) ઘટ-પટાદિ દ્રવ્યના પ્રત્યક્ષમાં એ દ્રવ્ય વિષય છે ને એમાં આલોકસંયોગ તથા રૂપ સમવાય-સંબંધથી રહ્યા છે.

તેથી विषयतासम्वनधेन द्रव्यचाक्षुष प्रति समवायसम्वन्धेन आलोकसयोग. कारणम्

એમ विषयतासम्वन्धेन द्रव्यचाक्षुष प्रति समवायसम्वन्धेन उद्भूतरूप कारणम्

(૨) દ્રવ્યસમવેત રૂપ વગેરે ગુણો, ગમનાદિ ક્રિયા, દ્રવ્યત્વાદિ જાતિઓ... આ બધાના ચાક્ષુષમાં આ રૂપાદિ વિષય છે, તેથી વિષયતાસબંધથી એમાં ચાક્ષુષ પ્રત્યક્ષ રહ્યું છે, એટલે એ રૂપાદિમાં, કારણ-આલોકસંયોગ લઈ જવો જોઈએ. સ્વ=આલોકસંયોગ. એનો આશ્રય ઘટાદિદ્રવ્ય... એમાં સમવેત રૂપાદિ. તેથી સ્વાશ્રયસમવેતત્વ (=સ્વાશ્રયસમવાય) સંબંધ મળશે. એટલે द्रव्यसमवेतचाक्षुष प्रति स्वाश्रयसमवायसम्वन्धेन आलोकसयोग-उद्भूतरूपयो कारणत्वम् ।

(૩) દ્રવ્યસમવેતસમવેત એવા રૂપત્વાદિના પ્રત્યક્ષમા રૂપત્વાદિ વિષય છે. તેથી એમાં આલોકસંયોગાદિને લઈ જવા જોઈએ.

સ્વ= આલોકસંયોગ, એનો આશ્રય ઘટાદિ દ્રવ્ય.... એમાં સમવેત રૂપાદિ. એમાં સમવેત રૂપત્વાદિ.

તેથી સ્વાશ્રયસમવેતસમવેતત્વ (=સ્વાશ્રયસમવેતસમવાય) સંબંધથી આલોકસંયોગ અને ઉદ્‌ભૂતરૂપ એ રૂપત્વાદિમાં રહેશે. એટલે,

द्रव्यसमवेतसमवेतचाक्षुष प्रति स्वाश्रयसमवेतसमवायसंबन्धेन आलोकसयोग-उद्‌भूतरूपयो· कारणत्वम्

(का.) उद्‌भूतस्पर्शवद् द्रव्यं गोचरः सोऽपि च त्वचः ।
रूपान्यच्चक्षुषो योग्यं रूपमत्रापि कारणम् ॥ ५६॥

(मु ) उद्‌भूतेति । उद्‌भूतस्पर्शवद्‌द्रव्य त्वचो गोचर । सोऽपि = उद्‌भूतस्पर्शोऽपि स्पर्शत्वादिसहित । रूपान्यदिति । रूपभिन्नं रूपत्वादिभिन्न यच्चक्षुषो योग्य, तत् त्वगिन्द्रियस्यापि ग्राह्यम् । तथा च पृथक्त्वसङ्ख्यादयो ये चक्षुर्ग्राह्या उक्ता, एव क्रियाजा(तिप्रभृ)तयो योग्यवृत्तयस्त्वचो ग्राह्या इत्यर्थ· । अत्रापि-त्वगिन्द्रियजन्यद्रव्यप्रत्यक्षेपि रूपं कारणम् । तथा च बहिरिन्द्रियजन्यद्रव्यप्रत्यक्षे रूपं कारणम् ।

**(સ્પર્શનેન્દ્રિયના વિષયો)**

**(કા.) ઉદ્‌ભૂતસ્પર્શવાળું દ્રવ્ય, सोऽपि च = ઉદ્‌ભૂતસ્પર્શ પણ ત્વગિન્દ્રિયનો વિષય છે. ચક્ષુને જે યોગ્ય હતા રૂપ સિવાયના તે બધા પણ એના વિષય છે. અહીં પણ રૂપ કારણ છે.**

(મુ.) ઉદ્‌ભૂતસ્પર્શવાળું દ્રવ્ય સ્પર્શનેન્દ્રિયનો વિષય છે. તે પણ=સ્પર્શત્વાદિસહિત ઉદ્‌ભૂતસ્પર્શ પણ એનો વિષય છે. રૂપ અને રૂપત્વાદિ સિવાયના જે ચક્ષુને યોગ્ય હતા તે ત્વગિન્દ્રિયના પણ વિષય જાણવા. તેથી, પૃથક્ત્વ-સંખ્યા વગેરે જે ચક્ષુગ્રાહ્ય કહ્યા હતા, એમ યોગ્યવૃત્તિ ક્રિયા-જાતિ વગેરે... આ બધા ત્વચાગ્રાહ્ય છે. અહીં પણ=ત્વગિન્દ્રિય-જન્યદ્રવ્યપ્રત્યક્ષ પ્રત્યે રૂપ કારણ છે. આમ બહિરિન્દ્રિયજન્યદ્રવ્યપ્રત્યક્ષ પ્રત્યે રૂપ કારણ છે

**(વિ.) સ્પર્શનેન્દ્રિયનો વિષયઃ** ઉદ્‌ભૂતસ્પર્શવાળું દ્રવ્ય, ઉદ્‌ભૂતસ્પર્શ, સ્પર્શત્વ, ઉદ્‌ભૂત-સ્પર્શાભાવાદિ, યોગ્યવૃત્તિ પૃથક્ત્વાદિ...

ચક્ષુજન્યદ્રવ્યપ્રત્યક્ષ પ્રત્યે જેમ રૂપ કારણ છે, તેમ સ્પર્શનેન્દ્રિયજન્ય દ્રવ્યપ્રત્યક્ષ પ્રત્યે પણ રૂપ કારણ છે. આ બે સિવાયની કોઈ બહિરિન્દ્રિયથી દ્રવ્યપ્રત્યક્ષ થતું નથી. તેથી ટૂંકમાં એમ કહેવાય કે બહિરિન્દ્રિયજન્ય દ્રવ્યપ્રત્યક્ષ પ્રત્યે રૂપ કારણ છે.

(मु.) नवीनास्तु बहिरिन्द्रियजन्यद्रव्यप्रत्यक्षमात्रे न रूप कारणं, प्रमाणाभावात्, किन्तु चाक्षुषप्रत्यक्षे रूपं, स्पार्शनप्रत्यक्षे स्पर्श कारण, अन्वयव्यतिरेकात् । बहिरिन्द्रियजन्यद्रव्यप्रत्यक्षमात्रे कि कारणमिति चेत् ? न किञ्चित् आत्माऽवृत्ति-शब्दभिन्नविशेषगुणवत्त्व वा प्रयोजकमस्तु । रूपस्य कारणत्वे लाघवमिति चेत् ? न, वायोस्त्वगिन्द्रियेणाग्रहणप्रसङ्गात् । इष्टापत्तिरिति चेत् ? उद्‌भूतस्पर्श एव लाघवात्कारणमस्तु । प्रभाया अप्रत्यक्षत्वे त्विष्टापत्तिरेव कि नेष्यते ? तस्मात् प्रभा पश्यामीतिवत् वायुं स्पृशामीति प्रत्ययस्य सत्त्वाद् वायोरपि प्रत्यक्षत्व सम्भवत्येव । बहिरिन्द्रियजन्यद्रव्यप्रत्यक्षमात्रे न रूपस्य न वा स्पर्शस्य हेतुत्त्वम् । वायुप्रभयोरेकत्व गृह्यत एव, क्वचित् द्वित्वादिकमपि, क्वचित्सङ्ख्यापरिमाणाद्यग्रहो दोषादित्याहु· ॥ ५४॥

**(વાયુપ્રત્યક્ષ અંગે પ્રાચીન – નવીન ચર્ચા)**

(મુ.) નવીનો કહે છે કે - બહિરિન્દ્રિયજન્યદ્રવ્યપ્રત્યક્ષમાત્રમા રૂપ કારણ નથી , કારણ કે એમા કોઈ પ્રમાણ નથી. પણ ચાક્ષુષ પ્રત્યક્ષમાં રૂપ ને સ્પાર્શનપ્રત્યક્ષમા સ્પર્શ કારણ છે, કારણ કે એવા જ અન્વયવ્યતિરેક મળે છે.

પ્રાચીન : બહિરિન્દ્રિયજન્યદ્રવ્યપ્રત્યક્ષમાત્ર પ્રત્યે શુ કારણ છે ?

નવીન : કશું જ નહીં. અથવા આત્મામાં નહીં રહેલ જે શબ્દભિન્ન વિશેષ ગુણ તદ્વત્ત્વને પ્રયોજક માનો.

પ્રાચીન : રૂપને કારણ માનવમા લાઘવ થશે.

નવીન : તો પછી વાયુનુ ત્વગિન્દ્રિયથી પ્રત્યક્ષ નહીં થવાની આપત્તિ આવશે.

પ્રાચીન : આ તો ઇષ્ટાપત્તિ છે.

નવીન : ઉદ્ભૂતસ્પર્શને જ લાઘવથી કારણ માનો ને ! પ્રભાના અપ્રત્યક્ષની જે આપત્તિ આવે એને ઇષ્ટાપત્તિ જ કેમ નથી માનતા ? તેથી 'પ્રભાને જોઉ છુ' એની જેમ 'વાયુને સ્પર્શું છું' એવી પ્રતીતિ પણ વિદ્યમાન હોવાથી વાયુનું પ્રત્યક્ષ પણ સંભવે જ છે. માટે બહિરિન્દ્રિયજન્યદ્રવ્ય પ્રત્યક્ષમાત્રમાં ન રૂપ કે ન સ્પર્શ કારણ છે. વાયુ અને પ્રભાના એકત્વનું ગ્રહણ થાય જ છે. ક્યારેક દ્વિત્વાદિનું પણ થાય છે. ક્યારેક સંખ્યા-પરિમાણાદિનું ગ્રહણ જે નથી થતું તે દોષના કારણે જાણવું... આ પ્રમાણે નવ્યો કહે છે.

(વિ.) પ્રાચીનો વાયુના સ્પર્શનું પ્રત્યક્ષ માને છે, પણ વાયુનું પ્રત્યક્ષ માનતા નથી, જ્યારે નવ્યનૈયાયિકો વાયુનું પણ પ્રત્યક્ષ માને છે જેમાં રૂપ છે નહીં. એટલે બહિરિન્દ્રિયજન્ય દ્રવ્યપ્રત્યક્ષમાત્ર પ્રત્યે તેઓ રૂપને કારણ માની શકતા નથી. માટે આ ચર્ચા આવી છે.

નવ્ય : रूपसत्त्वे चाक्षुपप्रत्यक्ष, रूपाभावे चाक्षुपप्रत्यक्षाभाव

स्पर्शसत्त्वे स्पार्शनप्रत्यक्ष, स्पर्शाभावे स्पार्शनप्रत्यक्षाभाव

આવા અન્વયવ્યતિરેક હોવાથી ચાક્ષુષ પ્રત્યે રૂપ ને સ્પર્શાનપ્રત્યે સ્પર્શને કારણ માનવો એ ઉચિત છે. કોઈપણ બહિરિન્દ્રિયથી જન્યદ્રવ્યપ્રત્યક્ષ પ્રત્યે કોઈ એક સમાન કારણ માનવું જ જોઈએ એવી જરૂર નથી. અને છતાં એ માનવું હોય તો એટલે કે દ્રવ્યના ચાક્ષુષ અને ત્વાચ બન્ને પ્રત્યક્ષ પ્રત્યે કોઈ અનુગત કારણ માનવું હોય તો आत्मावृत्तिशब्दभिन्नविशेषगुणवत्त्व માનો... (આવા ગુણ તરીકે રૂપ અને સ્પર્શ બન્ને આવી શકે છે....)

પ્રાચીન : પણ એના કરતાં રૂપને એવું કારણ માનવમાં શરીરકૃત લાઘવ છે ને...

નવ્ય : તો પછી વાયુમાં રૂપ ન હોવાથી એનું ત્વાચપ્રત્યક્ષ નહીં થઈ શકે....

પ્રાચીન : ઇષ્ટાપત્તિ.... વાયુ પ્રત્યક્ષ છે જ નહીં, અનુમેય છે.

નવ્ય : લાઘવ કરવા રૂપને અનુગત કારણ માનો છો તો એના કરતાં સ્પર્શને જ કારણ માનો ને.... એમાં પણ લાઘવ તો છે જ... ને વાયુનું પ્રત્યક્ષ પણ અસંગત નહીં રહે...

પ્રાચીન : પણ તો પછી પ્રભાનું ચાક્ષુપપ્રત્યક્ષ પણ નહીં થાય.... કારણ કે એમાં ઉદ્ભૂતસ્પર્શ નથી.

નવ્ય : વાયુના અપ્રત્યક્ષને ઇષ્ટાપત્તિ માનો છો આના અપ્રત્યક્ષને પણ ઇષ્ટાપત્તિ જ માનો ને !

પ્રાચીન : પ્રમા પશ્યામિ એવી પ્રતીતિ થાય છે તેનું શું ?

નવ્ય : એમ તો વાયુ સ્પૃશામિ એવી પ્રતીતિ પણ થાય જ છે. એટલે બન્નેનું પ્રત્યક્ષ થતું હોવાથી રૂપ કે સ્પર્શ બેમાંથી એકેયને બહિરિન્દ્રિયજન્યદ્રવ્યપ્રત્યક્ષ પ્રત્યે અનુગત કારણ તરીકે માની શકાય નહીં.

વળી વાયુનું પણ પ્રત્યક્ષ થાય છે એ જણાવનાર બીજી પણ એક યુક્તિ છે- જેમ, 'આ એક (સૂર્યની) પ્રભા છે' એવું પ્રભાગત એકત્વનું પ્રત્યક્ષ થાય છે, એમ 'આ એક (પશ્ચિમનો) વાયુ છે. એવું વાયુગત એકત્વનું પણ પ્રત્યક્ષ થાય છે. એટલે પ્રભાના પ્રત્યક્ષની જેમ વાયુનું પ્રત્યક્ષ પણ માનવું જોઈએ.

પ્રાચીન : તો પછી વાયુગત દ્વિત્વાદિનું પ્રત્યક્ષ કેમ નથી થતું ?

નવ્ય : ક્યારેક એ પણ થાય છે જ.

પ્રાચીન : મોટે ભાગે તો એ થતું જણાતું નથી.

નવ્ય : બે જુદા જુદા વાયુ વાતા હોવા છતાં વિલક્ષણસંયોગથી એક જેવા થઈને સ્પર્શતા હોવાથી એવું પ્રત્યક્ષ થઈ શકતું નથી. અર્થાત્ આ વિલક્ષણસંયોગ રૂપ દોષના કારણે એનું તથા વાયુના પરિમાણાદિનું પ્રત્યક્ષ થતું નથી એ જાણવું.

[ મુક્તાવલીકારે आहु કહીને નવ્યોના મતમાં અસ્વરસ વ્યક્ત કરવા દ્વારા દ્રવ્યના બન્ને પ્રત્યક્ષ પ્રત્યે અનુગત કારણ તરીકે રૂપને માનવાનો પોતાનો અભિપ્રાય સૂચિત કર્યો છે. ] ॥ ૫૪॥

(का.) द्रव्याध्यक्षे त्वचो योगो मनसा ज्ञानकारणम् ।

(मु.) त्वचो योग इति । त्वङ्मन सयोगो ज्ञानसामान्ये कारणमित्यर्थ । किन्तत्र प्रमाणम् ? सुषुप्तिकाले त्वच त्यक्त्वा पुरीतति वर्तमानेन मनसा ज्ञानाजननमिति । ननु सुषुप्तिकाले कि ज्ञानं भविष्यति ? अनुभवरूपं स्मरणरूप वा ? नाऽऽद्य , अनुभवसामग्र्यभावात्, तथाहि-चाक्षुषादिप्रत्यक्षे चक्षुरादिना सह मन सयोगस्य हेतुत्वात् तदभावादेव न चाक्षुषादिप्रत्यक्षम् । ज्ञानादेरभावादेव न मानसं प्रत्यक्षम्, ज्ञानाद्यभावे च आत्मनोऽपि न प्रत्यक्षमिति । व्याप्तिज्ञानाभावादेव नानुमिति , सादृश्यज्ञानाभावान्नोपमिति , पदज्ञानाभावान्न शाब्दबोध , इत्यनुभवसामग्र्यभावान्नानुभवः । उब्दोधकाभावाच्च न स्मरणम् ।

### (જ્ઞાનસામાન્યનું કારણ)

**(કા.) ત્વગ્ઇન્દ્રિયનો મન સાથે સંયોગ એ જ્ઞાન સામાન્યનું કારણ છે.**

(મુ.) [ द्रव्याध्यक्षे આનો અન્વય પૂર્વની કારિકામાં रूपमत्रापि कारणम् સાથે થઈ ગયો છે. ] જન્યજ્ઞાન સામાન્ય પ્રત્યે त्वङ्मन सयोग એ કારણ છે.

પ્રશ્ન : એવું માનવામાં શું પ્રમાણ છે ?

ઉત્તર : સુષુપ્તિકાળમાં ત્વગિન્દ્રિયને છોડીને પુરીતતિ નાડીમાં ગયેલા મનથી કોઈપણ પ્રકારનું જ્ઞાન થતું નથી એ જ એમાં પ્રમાણ છે. [ त्वङ्मन सयोगનો અભાવ થયો ને જ્ઞાનાભાવ થયો. માટે त्वङ्मन सयोग જ્ઞાનસામાન્યનું કારણ છે. ]

શંકા : સુષુપ્તિકાળે જ્ઞાન થાય તો કયું જ્ઞાન થઈ શકે ? અનુભવરૂપ કે સ્મરણરૂપ ? આદ્ય=અનુભવરૂપ તો નહીં થઈ શકે, કારણ કે અનુભવની સામગ્રીનો અભાવ હોય છે. તે આ રીતે-ચાક્ષુષાદિ પ્રત્યક્ષ પ્રત્યે ચક્ષુ વગેરે ઇન્દ્રિય સાથે મનનો સયોગ એ કારણ છે, અને સુષુપ્તિકાળમા એનો જ અભાવ હોવાથી ચાક્ષુષપ્રત્યક્ષ નહીં થાય, (પુરીતતિનાડીમાં રહેલા મનને જેમ ચક્ષુ સાથે સંબધ નથી એમ સ્પર્શનેન્દ્રિય વગેરે કોઈની સાથે નથી, માટે સ્પાર્શન વગેરે પ્રત્યક્ષ પણ નહીં થાય.) વળી જ્ઞાન વગેરે નથી એટલે જ એ આત્મગુણોનું માનસપ્રત્યક્ષ નહીં થાય, અને એટલે જ આત્માનું પણ માનસપ્રત્યક્ષ નહીં થાય (કારણ કે આત્મવિશેષગુણો હોય તો જ એના યોગે આત્માનું પ્રત્યક્ષ થાય.) તથા, વ્યાપ્તિજ્ઞાન નથી, માટે અનુમિતિ નહીં થાય, સાદૃશ્યજ્ઞાન નથી માટે ઉપમિતિ નહીં થાય, પદજ્ઞાન નથી માટે શાબ્દબોધ નહીં થાય. આમ અનુભવની સામગ્રીનો અભાવ હોવાથી અનુભવ નહીં થાય. વળી ઉદ્બોધકનો અભાવ છે. તેથી સ્મરણ પણ નહીં થાય.

(વિ.) સુષુપ્તિકાળે કોઈપણ જ્ઞાન નથી થતું-અર્થાત્ જ્ઞાનસામાન્યાભાવ હોય છે. એની સંગતિ માટે કેટલાક વિદ્વાન્ જ્ઞાનસામાન્યનું કારણ त्वङ्मन सयोग કહી, એના અભાવે જ્ઞાનાભાવ કહે છે. એની સામે શંકાકારનો આશય એ છે કે તે તે જ્ઞાનવિશેષની સામગ્રીનો અભાવ હોવાથી જ્ઞાનવિશેષાભાવકૂટ થાય છે જે જ્ઞાનસામાન્યાભાવની સંગતિ કરી આપે છે. એટલે જ્ઞાનસામાન્યપ્રત્યે त्वङ्मन.सयोगને કારણ માનવાની જરૂર નથી. (બાકીનું મુ.વત્ જાણી લેવું)

(मु.) मैवम् सुषुप्तिप्राक्कालोत्पन्नेच्छादिव्यक्तेस्तत्सम्बन्धेनात्मनश्च प्रत्यक्षत्वप्रसङ्गात्, तदतीन्द्रियत्वे मानाभावात्, सुषुप्तिप्राक्काले निर्विकल्पकमेव नियमेन जायते इत्यत्रापि प्रमाणाभावात् । अथ ज्ञानमात्रे त्वङ्मन सयोगस्य यदि कारणत्व, तदा रासन-चाक्षुषादिप्रत्यक्षकाले त्वाचप्रत्यक्ष स्यात्, विषयत्वक्संयोगस्य त्वङ्मन.संयोगस्य च (तत्र) सत्त्वात्, परस्परप्रतिबन्धादेकमपि वा न स्यादिति ।

(मु.) સમાધાન-આવી શકા ઉચિત નથી. કારણ કે સુષુપ્તિની પૂર્વક્ષણે ઉત્પન્ન ઇચ્છાદિ વ્યકિતનું અને તેના સંબંધથી આત્માનું પ્રત્યક્ષ થવાની આપત્તિ આવશે. તે અતીન્દ્રિય જ હોય એવું માનવામાં કોઈ પ્રમાણ નથી. સુષુપ્તિની પૂર્વક્ષણમા અવશ્ય નિર્વિકલ્પક જ ઉત્પન્ન થાય છે એમાં પણ કોઈ પ્રમાણ નથી.

શંકા : જો જ્ઞાનમાત્ર પ્રત્યે त्वङ्मन સયોગ એ કારણ છે તો રાસન-ચાક્ષુષ વગેરે પ્રત્યક્ષકાળે ત્વાચપ્રત્યક્ષ થશે, કારણ કે વિષયત્વક્સંયોગ અને त्वङ्मन. સયોગ ત્યાં હાજર છે.અથવા પરસ્પર પ્રતિબન્ધ થાય તો બે માંથી એક પણ નહીં થાય.

(વિ.) સમાધાન : જ્ઞાનસામાન્ય પ્રત્યે त्वङ्मन સયોગને કારણ ન માનવાની આ ગંકા ઉચિત નથી. કારણ કે તો પછી સુષુપ્તિકાળની અવ્યવહિત પૂર્વક્ષણે જે જ્ઞાન થયું હશે તેનું અને તેના યોગે 'घटज्ञानवानहम्' ઇત્યાદિ રૂપે આત્માનું માનસપ્રત્યક્ષ થવાની આપત્તિ આવશે, કારણ કે એ જ્ઞાન પણ દ્વિક્ષણસ્થાયી હોવાથી સુષુપ્તિપ્રથમક્ષણે પણ વિદ્યમાન હોય જ છે.

જ્ઞાનસામાન્યપ્રત્યે त्वङ्मन સયોગને કારણ માનવમા આ આપત્તિ આવતી નથી, કારણ કે સુષુપ્તિ કાળે મન પુરીતતિનાડીમાં ગયું હોવાથી એ સંયોગ જ હોતો નથી. (ઇચ્છાની આદિમાં જ્ઞાન હોય છે માટે इच्छादि શબ્દનો અર્થ જ્ઞાન કરવો.)

શંકા : સુષુપ્તિની પૂર્વક્ષણે થતું જ્ઞાન અતીન્દ્રિય હોવાથી એનું પ્રત્યક્ષ થવાની આપત્તિ આવશે નહીં

સમાધાન : એ અતીન્દ્રિય જ હોય એમાં કોઈ પ્રમાણ નથી.

શંકા : એ જ્ઞાન નિર્વિકલ્પક જ હોવાથી એના પ્રત્યક્ષાદિની આપત્તિ નથી.

સમાધાન : એમાં પણ કોઈ પ્રમાણ નથી.

શંકા : જ્યારે આમ્રના મધુર સ્વાદનું રાસન પ્રત્યક્ષ થાય છે ત્યારે જીભનો એ સ્વાદ સાથે સંનિકર્ષ હોય છે એમ ત્વચાનો આમ્ર સાથે પણ સંયોગ હોય જ છે. વળી ત્વગ્મનઃ સંયોગને તમે જ્ઞાન સામાન્ય પ્રત્યે કારણ માન્યું એટલે એ પણ ત્યારે હાજર હોય જ છે. તેથી આમ્રના ત્વાચપ્રત્યક્ષની સામગ્રી પણ હાજર છે જ. તો એ થવું જ જોઈએ. એમ આમ્રના રૂપનું ચાક્ષુપપ્રત્યક્ષ થાય ત્યારે પણ ત્વચા આમ્રસંયોગ અને ત્વગ્મનઃસંયોગ આ સામગ્રી વિદ્યમાન હોવાથી આમ્રનું ત્વાચપ્રત્યક્ષ થવું જોઈએ. એટલે રાસન ને ત્વાચ કે ચાક્ષુષ ને ત્વાચ આ બબ્બે પ્રત્યક્ષ સાથે થવા જોઈએ. અથવા તો પરસ્પર પ્રતિબન્ધ થવાથી બેમાંથી એકેય પ્રત્યક્ષ થવું ન જોઈએ.

(मु.) अत्र केचित् - पूर्वोक्तयुक्त्या त्वङ्मन सयोगस्य ज्ञानहेतुत्वे सिद्धे चाक्षुषादिसामग्र्याः स्पार्शनादिप्रतिबन्धकत्वमनुभवानुरोधात् कल्प्यत इति । अन्ये तु सुषुप्त्यनुरोधेन चर्ममन संयोगस्य ज्ञानहेतुत्व कल्प्यते, चाक्षुषादिप्रत्यक्षकाले त्वङ्मन सयोगाभावान्न त्वाचप्रत्यक्षमिति वदन्ति ।

(मु ) ઉક્ત શંકા અગે કેટલાક વિદ્વાનો સમાધાન આપે છે-પૂર્વોક્તયુક્તિથી ત્વગ્મન' સંયોગ જ્ઞાનના કારણ તરીકે સિદ્ધ થયે ચાક્ષુષાદિની સામગ્રીને સ્પાર્શનાદિની પ્રતિબંધક તરીકે અનુભવબળે કલ્પવામા આવે છે. બીજાઓ એવુ કહે છે કે સુષુપ્તિને નજરમા લઈને ચર્મમનઃસયોગને જ્ઞાનનું કારણ કલ્પવામા આવે છે. ચાક્ષુષાદિ પ્રત્યક્ષકાળે ત્વગ્મન'સંયોગાભાવ હોવાથી ત્વાચપ્રત્યક્ષ થતું નથી.

(વિ.) સમાધાન : કેટલાક વિદ્વાનોનું કહેવું છે કે સુષુપ્તિકાળે જ્ઞાનાદિનું કે આત્માનું માનસપ્રત્યક્ષ હોતું નથી એનાથી ત્વગ્મનઃસંયોગ જ્ઞાનસામાન્ય પ્રત્યે કારણ તરીકે સિદ્ધ તો થઈ જ જાય છે. હવે ચાક્ષુષાદિ પ્રત્યક્ષ વખતે (ત્વાચપ્રત્યક્ષની સામગ્રી હોવા છતાં) ત્વાચપ્રત્યક્ષ થતું નથી એ બધાનો અનુભવ છે. તેથી ચાક્ષુષાદિની સામગ્રી ત્વાચપ્રત્યક્ષની પ્રતિબંધક છે એમ કહેવામાં આવે છે, અને તેથી ચાક્ષુષાદિની સામગ્રી હોય ત્યારે ચાક્ષુષાદિ પ્રત્યક્ષ જ થાય છે ત્વાચ નહીં.

બીજા કેટલાક નૈયાયિકો જુદી રીતે સમાધાન કરે છે. તેમનું કહેવું છે કે સુષુપ્તિકાળે ત્વગ્મનઃ સંયોગ જેમ હોતો નથી તેમ ચર્મમનઃ સંયોગ પણ હોતો નથી. જ્ઞાનસામાન્યપ્રત્યે ચર્મમનઃસંયોગ હેતુ છે જે સુષુપ્તિકાળે ન હોવાથી કોઈ જ્ઞાન થતું નથી. રાસનાદિપ્રત્યક્ષકાળે જ્ઞાનસામાન્યના કારણ તરીકે ચર્મમનઃ સંયોગ હોય છે, પણ ત્વગ્મનઃ સંયોગ હોતો નથી, તેથી ત્વાચપ્રત્યક્ષની આપત્તિ નથી.

[ મુક્તાવલીકારે વદન્તિ એમ કહીને અસ્વરસ સૂચવ્યો છે. ચાક્ષુષાદિની સામગ્રીને ત્વાચપ્રત્યક્ષ પ્રત્યે પ્રતિબંધક માનવાની કલ્પનામાં ગૌરવ છે. એમ એકપણ ઇન્દ્રિયજન્યપ્રત્યક્ષ પ્રત્યે જે વિશેષ સામગ્રીરૂપ નથી તેવા ચર્મમનઃ સંયોગને જ્ઞાનસામાન્ય પ્રત્યે કારણ માનવમાં પણ ગૌરવ છે. એટલે ત્વગ્મનઃ સંયોગને કે ચર્મમનઃ સંયોગને - બેમાંથી એકેને જ્ઞાનસામાન્ય પ્રત્યે કારણ માનવું ન જોઈએ. પણ પૂરીતતિબહિર્દેશાવચ્છિન્નઆત્મ-મનઃ સંયોગને જ જ્ઞાનસામાન્ય પ્રત્યે કારણ માની લેવાથી કોઈ પ્રશ્ન રહેતો નથી. કારણ કે સુષુપ્તિકાળે મન પુરીતતિનાડીમાં ચાલી ગયું હોવાથી તેવો સંયોગ ન હોવાના કારણે જ્ઞાનાભાવની સંગતિ થઈ જાય છે. ]

---

(का.) मनोग्राह्यं सुखं दु.खमिच्छा द्वेषो मतिः कृति ॥५७॥

(मु ) मनोग्राह्यमिति । मनोजन्यप्रत्यक्षविषय इत्यर्थ । मति = ज्ञानम् । कृति =प्रयत्नः । एवं सुखत्व-दु.खत्वादिकमपि मनोग्राह्यम् । एवमात्माऽपि मनोग्राह्य , किन्तु 'मनोमात्रस्य गोचर ' इत्यनेन पूर्वमुक्तत्वादत्र नोक्त ॥५७॥

---

(કા.) સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, મતિ, કૃતિ... આ બધું મનોગ્રાહ્ય છે.

(મુ.) મનોગ્રાહ્ય એટલે મનોજન્યપ્રત્યક્ષ (= માનસપ્રત્યક્ષ)ના વિષય. મતિ = જ્ઞાન. કૃતિ = પ્રયત્ન. એમ સુખત્વ-દુ:ખત્વ વગેરે પણ મનોગ્રાહ્ય છે. એમ આત્મા પણ મનોગ્રાહ્ય છે. પણ પૂર્વે 'મનોમાત્રસ્ય ગોચરઃ' એમ કહેવા દ્વારા કહેવાઈ ગયુ હોવાથી અહીં કહ્યું નથી.

---

(का.) ज्ञानं यन्निर्विकल्पाख्यं तदतीन्द्रियमिष्यते ।

(मु ) चक्षु.संयोगाद्यनन्तर घट इत्याकारक घटत्वादिविशिष्टविषयक ज्ञान न सम्भवति, पूर्व विशेषणस्य घटत्वादेर्ज्ञानाभावात्, विशिष्टवुद्धौ विशेषणज्ञानस्य कारणत्वात् । तथा च प्रथमतो घटघट-त्वयोर्वैशिष्ट्यानवगाह्येव ज्ञान जायते । तदेव निर्विकल्पकम् । तच्च न प्रत्यक्षम् । तथाहि-वैशिष्ट्या-नवगाहिज्ञानस्य प्रत्यक्ष न भवति, घटमह जानामीति प्रत्ययात्, तत्रात्मनि ज्ञान प्रकारीभूय भासते, ज्ञाने घट , तत्र घटत्व, य प्रकार स एव विशेषणमित्युच्यते, विशेषणे यद्विशेषणं तद्विशेषणतावच्छेदकमित्युच्यते, विशेषणतावच्छेदकप्रकारक ज्ञान विशिष्टवैशिष्ट्यज्ञाने कारण, निर्विकल्पके च घटत्वादिकं न प्रकार., तेन घटत्वादिविशिष्टघटादिवैशिष्ट्यभान ज्ञाने न सम्भवति, घटत्वाद्यप्रकारकं च घटादिविशिष्टज्ञान न सम्भवति, जात्यखण्डोपाध्यतिरिक्तपदार्थज्ञानस्य किञ्चिद्धर्मप्रकारकत्वनियमात् ।

---

## (નિર્વિકલ્પક પ્રત્યક્ષ)

(કા.) જે નિર્વિકલ્પક નામનું જ્ઞાન છે તે અતીન્દ્રિય મનાયું છે.

(મુ.) ચક્ષુઃ સંયોગાદિ થયા પછી તરત 'ઘટઃ' એવું ઘટત્વાદિવિશિષ્ટ વિષયક જ્ઞાન સંભવતું નથી, કારણ કે એની પૂર્વક્ષણે વિશેષણભૂત ઘટત્વાદિનું જ્ઞાન હોતું નથી. વિશિષ્ટ બુદ્ધિમાં વિશેષણજ્ઞાન કારણ છે. એટલે પહેલાં ઘટ-ઘટત્વના વૈશિષ્ટ્યનું (=સંબંધનું) અનવગાહી(=અવિષયક) જ જ્ઞાન ઉત્પન્ન થાય છે. એ જ નિર્વિકલ્પક છે. એ પ્રત્યક્ષ હોતું નથી. તે આ રીતે- વૈશિષ્ટ્ય અનવગાહી જ્ઞાનનું પ્રત્યક્ષ સભવતું નથી, કારણે કે 'ઘટમહં જાનામિ' એવી પ્રતીતિ થાય છે. તેમાં આત્મામાં જ્ઞાન પ્રકાર બનીને ભાસે છે. જ્ઞાનમાં ઘટ અને ઘટમાં ઘટત્વ (પ્રકાર તરીકે ભાસે છે). જે પ્રકાર હોય છે તે જ વિશેષણ કહેવાય છે. વિશેષણમાં જે વિશેષણ હોય છે તે વિશેષણતાવચ્છેદક કહેવાય છે. વિશેષણતાવચ્છેદક પ્રકારક જ્ઞાન વિશિષ્ટવૈશિષ્ટ્યજ્ઞાનમાં કારણ છે. અને નિર્વિકલ્પકમાં ઘટત્વાદિ પ્રકાર હોતા નથી. તેથી ઘટત્વાદિવિશિષ્ટ ઘટાદિ-વૈશિષ્ટ્યભાન જ્ઞાનમાં સંભવતું નથી. ઘટત્વાદિ જેમાં પ્રકારરૂપે ન હોય એવું ઘટાદિનું વિશિષ્ટ જ્ઞાન સંભવતું નથી, કારણ કે જાતિ અને અખણ્ડોપાધિથી ભિન્ન પદાર્થનું જ્ઞાન કિંચિદ્ધર્મ-પ્રકારક જ હોય એવો નિયમ છે.

(વિ.) પ્રત્યક્ષના બે પ્રકાર છે. નિર્વિકલ્પક અને સવિકલ્પક... જેમાં કોઈ વિષય વિશેષણ, વિશેષ્ય કે સંસર્ગરૂપે વિષય ન બનતો હોય તે નિર્વિકલ્પક જ્ઞાન કહેવાય છે. આવું જ્ઞાન અતીન્દ્રિય હોવાથી અનુમાન દ્વારા એની સિદ્ધિ કરાય છે. ન્યાયભૂમિકા પૃ. (૪૨) પરથી એ જોઈ લેવી.

નિર્વિકલ્પકજ્ઞાન અતીન્દ્રિય છે એની સિદ્ધિ — જ્ઞાનનું જે કાંઈ જ્ઞાન થાય છે તે સવિકલ્પકનું જ થાય છે એમ સિદ્ધ કરવામાં આવે તો નિર્વિકલ્પકજ્ઞાન અતીન્દ્રિય હોવું સિદ્ધ થઈ જાય. એટલે એ રીતે એ સિદ્ધિ કરાય છે.

ઘડાનું જ્ઞાન જુદી જુદી રીતે થઈ શકે છે- જેમ કે (1) अयं घट (2) इयं पृथ्वी (3) इदं द्रव्यम् . (1) આમાં ઘટત્વ પ્રકાર છે, ( 2) આમાં પૃથ્વીત્વ ને (3) આમા द्रव्यत्व . આ જ રીતે ઘડાનું નિર્વિકલ્પક પ્રત્યક્ષ થાય છે જેમાં કોઈ પ્રકાર હોતો નથી. અને તેથી ઘડાનો કોઈ રીતે ઉલ્લેખ પણ હોતો નથી. આ જ્ઞાનોનું જે જ્ઞાન થાય તે અનુવ્યવસાય કહેવાય છે. એ અંગે આપણો એવો અનુભવ છે કે (1) જ્ઞાન માટે, घटज्ञानवानहम्, ज्ञातो मया घट , मयि घटज्ञानम् વગેરે રીતે જ અનુવ્યવસાય થાય છે. એ જ રીતે (2) અને (3) માટે पृथ्वीज्ञानवानहम् વગેરે ને द्रव्यज्ञानवानहम् વગેરે જ્ઞાન થાય છે. પણ ઘડાનો કોઈ જ ધર્મને આગળ કરીને ઉલ્લેખ થયો ન હોય ને છતાં ઘડાના જ જ્ઞાનને (=નિર્વિકલ્પકજ્ઞાનને ) જણાવે એ રીતે ખાલી "ज्ञानवानहम्" આવો અનુવ્યવસાય આપણને ક્યારેય થતો નથી. એટલે નિશ્ચિત થાય છે કે જે જ્ઞાનમાં ઘડો ઘટત્વ વગેરે કોઈ જ ધર્મને પ્રકાર બનાવ્યા વિના ભાસ્યો છે એ નિર્વિકલ્પક જ્ઞાનનો અનુવ્યવસાય (=જ્ઞાનનું જ્ઞાન) થતો નથી. તેથી સિદ્ધ થાય છે કે નિર્વિકલ્પકજ્ઞાન અતીન્દ્રિય હોય છે.

હવે घटज्ञानवानहम् એવા અનુવ્યવસાયનો વિચાર કરીએ. આમાં હું(=આત્મા) વિશેષ્ય છે. એમાં જ્ઞાન એ વિશેષણ છે. જ્ઞાનમાં ઘડો વિશેષણ છે. ને ઘડામાં ઘટત્વ વિશેષણ છે. જે વિશેષણ હોય છે એ જ પ્રકાર કહેવાય છે. આમા જે જ્ઞાનભાસી રહ્યું છે તે 'अयं घट ' એવા આકારવાળું છે જે ઘટત્વવિશિષ્ટઘટને જણાવતું હોવાથી વિશિષ્ટ-જ્ઞાન કહેવાય છે. એનું વૈશિષ્ટ્ય આત્મામાં રહ્યું છે. એટલે घटज्ञानवानहम् એવા અનુવ્યવસાયને વિશિષ્ટ-વૈશિષ્ટ્યાવગાહી જ્ઞાન કહે છે. એમાં अयं घट વગેરે રૂપ વિશેષણતાવચ્છેદક પ્રકારક (=વિશેષણતાવચ્છેદક છે પ્રકાર જેમાં એવું) જ્ઞાન કારણરૂપ છે. જે વિશેષણનું વિશેષણ હોય તે વિશેષણતાવચ્છેદક બને. अयं घट. એવા જ્ઞાનનું ઘટ એ વિશેષણ છે ને ઘટત્વ એનું (ઘટનું) વિશેષણ છે. તેથી ઘટત્વ એ વિશેષણતાવચ્છેદક છે. ને એ જ अयं घट.માં પ્રકાર છે. માટે अयं घट. એવુ જ્ઞાન વિશેષણતાવચ્છેદક પ્રકારક હોવાથી घटज्ञानवानहम् એવા અનુવ્યવસાયનું કારણ હોવાથી એને ઉત્પન્ન કરી શકે છે.

પણ નિર્વિકલ્પકજ્ઞાનમાં ઘટત્વાદિ કોઈ ધર્મ પ્રકાર રૂપે ભાસતો હોતો નથી. (તેથી એ જ્ઞાન વિશેષણતા-વચ્છેદકપ્રકારક ન હોવાથી અનુવ્યવસાયને પેદા કરી શકતું નથી.) તેથી નિર્વિકલ્પકમાં ઘટત્વવિશિષ્ટ તરીકે ઘટ જ ભાસતો ન હોવાથી જ્ઞાનમાં ઘટત્વવિશિષ્ટઘટના વૈશિષ્ટ્યનું ભાન પણ સંભવતું નથી.

અને જેમાં ઘટત્વાદિ કોઈ પ્રકાર ન હોય એવું તો ઘટાદિવિશિષ્ટજ્ઞાન સંભવતું નથી, કારણ કે જાતિ અને અખંડોપાધિથી ભિન્ન પદાર્થનું જ્ઞાન કો'ક ને કો'ક ધર્મને પ્રકાર કરીને જ થતું હોય છે.

આમ ટૂંકમાં, અનુવ્યવસાય થવા માટે ઘટાદિનું વિશિષ્ટજ્ઞાન જ જોઈએ. એ વિશિષ્ટજ્ઞાન માટે કો'ક ધર્મ તો પ્રકાર બનવો જ જોઈએ.

નિર્વિકલ્પકમાં કોઈ ધર્મ પ્રકાર બનતો ન હોવાથી વિશિષ્ટજ્ઞાન ન હોવાના કારણે અનુવ્યવસાય થતો નથી. માટે નિર્વિકલ્પક જ્ઞાન અતીન્દ્રિય હોય છે.

---

(का.) महत्त्वं षड्विधे हेतुः इन्द्रियं करणं मतम् ॥ ५८॥

(मु.) महत्त्वमिति । द्रव्यप्रत्यक्षे महत्त्वं समवायसम्बन्धेन कारणम् । द्रव्यसमवेतानां गुणकर्म-सामान्यानां प्रत्यक्षे स्वाश्रयसमवायसम्बन्धेन, द्रव्यसमवेतसमवेतानां गुणत्व-कर्मत्वादीनां प्रत्यक्षे स्वाश्रय-समवेतसमवायसम्बन्धेन कारणमिति ।

---

**(કા.) ષડ્વિધ પ્રત્યક્ષમાં મહત્ત્વ કારણ છે અને ઇન્દ્રિય કરણ મનાયેલી છે.**

(મુ.) દ્રવ્યના પ્રત્યક્ષમાં મહત્ત્વ સમવાય સબંધથી કારણ છે. દ્રવ્યસમવેત એવા ગુણ-કર્મ-સામાન્યના પ્રત્યક્ષમાં સ્વાશ્રયસમવાયસબંધથી અને દ્રવ્યસમવેતસમવેત એવા ગુણત્વ-કર્મત્વ વગેરેના પ્રત્યક્ષમાં સ્વાશ્રયસમવેતસમવાય સંબંધથી એ કારણ છે.

(વિ.) પરમાણુનું પ્રત્યક્ષ થતું નથી. માટે દ્રવ્યગત મહત્ત્વ(=મહત્પરિમાણ)ને પ્રત્યક્ષનું કારણ મનાયું છે. સર્વત્ર વિષયનિષ્ઠપ્રત્યાસત્તિથી કારણતાનો વિચાર છે. એટલે દ્રવ્યપ્રત્યક્ષમાં 'દ્રવ્ય' એ વિષય છે જેમાં સમવાય સંબંધથી મહત્પરિમાણ રહ્યું છે. શેષ બે માટે આલોકસંયોગની જેમ સ્વાશ્રયસમવાય અને સ્વાશ્રયસમવેત - સમવાય સંબંધ વિચારી લેવા.

---

(मु.) इन्द्रियमिति । अत्रापि षड्विधे इत्यनुषज्यते । इन्द्रियत्वं न जातिः, [१]पृथिवीत्वादिना साङ्कर्यात्, किन्तु शब्देतरोद्भूतविशेषगुणानाश्रयत्वे सति ज्ञानकारणमन सयोगाश्रयत्वमिन्द्रियत्वम् । [२]आत्मादिवारणाय सत्यन्तम् । [३]उद्भूतविशेषगुणस्य शब्दस्य श्रोत्रे सत्त्वाच्छब्देतरेति । [४]विशेषगुणस्य रूपादे-श्चक्षुरादावपि सत्त्वादुद्भूतेति ।

---

**(ઇન્દ્રિયનું લક્ષણ)**

(મુ.) અહીં પણ 'ષડ્વિધ' શબ્દનો સંબંધ જાણવો. (અર્થાત્ ઇન્દ્રિય ષડ્વિધ પ્રત્યક્ષમાં કરણ છે.) છએ ઇન્દ્રિયોમાં રહેલ ઇન્દ્રિયત્વ એ જાતિ નથી, કારણ કે [૧]પૃથ્વીત્વાદિ સાથે સાકર્ય થાય છે. કિન્તુ **શબ્દભિન્ન જે ઉદ્ભૂતવિશેષગુણ તેનો અનાશ્રય હોવા સાથે જે જ્ઞાનકારણીભૂત મનઃ સંયોગનો આશ્રય હોય તે ઇન્દ્રિય** આવું ઇન્દ્રિયનું લક્ષણ જાણવું. [૨]આત્મા વગેરેમાં લક્ષણ ચાલ્યું ન જાય એ માટે સત્યન્ત દલ છે. [૩]ઉદ્ભૂતવિશેષગુણ શ્રોત્રમાં હોવાથી શબ્દેતર કહ્યું છે. [૪]વિશેષગુણ એવા રૂપ વગેરે ચક્ષુવગેરેમા પણ હોવાથી 'ઉદ્ભૂત' કહ્યું છે.

(વિ.) (૧) રસનામાં ઇન્દ્રિયત્વ છે, પૃથ્વીત્વ નથી; ઘડામાં પૃથ્વીત્વ છે, ઇન્દ્રિયત્વ નથી; ને ઘ્રાણેન્દ્રિયમાં ઇન્દ્રિયત્વ-પૃથ્વીત્વ બન્ને છે. માટે, પૃથ્વીત્વ સાથે સાંકર્ય હોવાથી ઇન્દ્રિયત્વ એ જાતિ નથી.

શબ્દભિન્ન જે ઉદ્ભૂતવિશેષગુણો (રૂપ-રસ-જ્ઞાનાદિ) તેનો જે અનાશ્રય હોય અને જ્ઞાનકારણીભૂત મનઃસંયોગનો જે આશ્રય હોય તે ઇન્દ્રિય કહેવાય. (ઇન્દ્રિયોમાં રૂપ વગેરે વિશેષગુણો છે પણ તે અનુદ્ભૂત છે.)

**પદકૃત્ય :** (૨) 'શબ્દેતરોદ્ભૂતવિશેષગુણાનાશ્રયત્વ' આટલું વિશેષણ ન મૂકે તો જ્ઞાનકારણીભૂતમનઃ સંયોગનો આશ્રય તો આત્મા પણ હોવાથી એમાં અતિ૦ પણ આત્મા શબ્દેતરોદ્ભૂતવિશેષગુણ એવા જ્ઞાનાદિનો

આશ્રય છે, અનાશ્રય નહીં.

(૩) વિશેષણમાં 'શબ્દેતર' ન કહે તો ઉદ્‌ભૂત વિશેષગુણાનાશ્રયત્વ શ્રોત્રમાં ન હોવાથી અવ્યાપ્તિ થાય. કારણ કે શ્રોત્રમાં ઉદ્‌ભૂતવિશેષગુણ 'શબ્દ' રહેલો છે.

(૪) ઉદ્‌ભૂત' ન લખે તો શબ્દેતરવિશેષગુણ એવા રૂપાદિ ચક્ષુ વગેરેમાં હોવાથી એમાં અવ્યાપ્તિ ચક્ષુ વગેરેમાં ઉદ્‌ભૂત રૂપ વગેરે હોતા નથી.

---

(मु) [1]उद्‌भूतत्वं न जातिः, शुक्लत्वादिना साङ्कर्यात्। [2]न च शुक्लत्वादिव्याप्यं नानैवोद्‌भूतत्वमिति वाच्यम्, [3]उद्‌भूतरूपत्वादिना चाक्षुषादौ जनकत्वानुपपत्तेः, [4]किन्तु शुक्लत्वादिव्याप्यं नानैवानुद्‌भूतत्वं, तदभावकूटश्चोद्‌भूतत्वम्। तच्च संयोगादावप्यस्ति, तथा च शब्देतरोद्‌भूतगुणः संयोगादिश्चक्षुरादावप्यस्त्यतो विशेषेति। [5]कालादिवारणाय विशेष्यदलम्। [6]इन्द्रियावयवविषयसंयोगस्यापि प्राचां मते प्रत्यक्षजनकत्वादिन्द्रियावयववारणाय, [7]नवीनमते कालादौ रूपाभावप्रत्यक्षे सन्निकर्षघटकतया कारणीभूतचक्षुःसंयोगाश्रयस्य कालादेर्वारणाय मन पदम्। [8]ज्ञानकारणमित्यपि तद्वारणायैव। करणमिति। असाधारणं कारणं करणम्। असाधारणत्वं व्यापारवत्त्वम्॥ ५८॥

---

(મુ.) [1]ઉદ્‌ભૂતત્વ એ જાતિ નથી. કારણ કે શુક્લત્વાદિ સાથે સાંકર્ય છે. [2]શુક્લત્વાદિને વ્યાપ્ય અનેક ઉદ્‌ભૂતત્વ જાતિઓ છે.. [3]આવું પણ કહી શકાતું નથી, કારણ કે તો પછી ઉદ્‌ભૂતત્વેન ચાક્ષુષપ્રત્યક્ષ પ્રત્યેની કારણતા અસંગત બની જાય. [તો પછી ઉદ્‌ભૂતત્વ શું છે?] [4]કિન્તુ શુક્લત્વાદિવ્યાપ્ય અનેક અનુદ્‌ભૂતત્વ છે. અને તેના અભાવોનો સમૂહ એ ઉદ્‌ભૂતત્વ છે. અને તે= આવુ ઉદ્‌ભૂતત્વ તો સંયોગાદિમાં પણ છે. તેથી શબ્દેતરોદ્‌ભૂતગુણ તરીકે સંયોગાદિ પણ મળે જે ચક્ષુવગેરેમાં હોવાથી તેનુ આશ્રયત્વ જ આવે, અનાશ્રયત્વ નહીં, તેથી વિશેષ શબ્દ દ્વારા વિશેષગુણ લેવાનુ કહ્યું. [5]કાલાદિમાં લક્ષણ ચાલ્યું ન જાય એ માટે ज्ञानकारणमन संयोगाश्रयत्व એવું વિશેષ્યદલ છે [6]ઇન્દ્રિયાવયવ અને વિષયનો સંયોગ પણ પ્રાચીનમતે પ્રત્યક્ષજનક હોવાથી એના વારણ માટે (મનઃ પદ છે અને) [7]નવીનમતે કાલાદિમા રૂપાભાવના થતા પ્રત્યક્ષમાં સંનિકર્ષ ઘટકતયા કારણીભૂત જે ચક્ષુ:સંયોગ તેના આશ્રયભૂત કાલાદિમાં લક્ષણ ન ચાલ્યું જાય એ માટે મનઃપદ છે. [8]'ज्ञानकारण આ પણ એના જ વારણ માટે છે. અસાધારણકારણને કરણ કહેવાય છે. અસાધારણત્વ એટલે વ્યાપારવત્ત્વ.

(વિ.) ['વિશેષ' પદનું પદકૃત્ય દર્શાવવા ઉદ્‌ભૂતત્વ શુ છે? એની ચર્ચા ઉપાડી છે.

જો 'વિશેષ' પદ ન મૂકે તો શબ્દેતરોદ્‌ભૂતગુણાનાશ્રયત્વ આટલું વિશેષણ થાય. શબ્દેતરોદ્‌ભૂતગુણ તરીકે જો 'સંયોગ' પકડી શકાય તો એનું અનાશ્રયત્વ ચક્ષુ વગેરેમાં ન હોવાથી દોષ ઊભો થાય. હવે વિચારવાનું રહ્યું કે સંયોગ ઉદ્‌ભૂત હોય કે નહીં? અર્થાત્ સંયોગમાં ઉદ્‌ભૂતત્વ છે કે નહીં? તેથી વિચારવું પડે કે ઉદ્‌ભૂતત્વ શું છે? જો એ જાતિ હોય તો તો સંયોગમાં એ રહી છે એવું માનવામાં કોઈ પ્રમાણ ન હોવાથી ઉદ્‌ભૂતગુણ તરીકે 'સંયોગ' પકડી જ શકાતો ન હોવાથી 'વિશેષ' પદ આવશ્યક ન રહે પણ ઉદ્‌ભૂતત્વ એ જાતિ નથી, કિંતુ ઉપાધિ છે... ને તેથી 'વિશેષ' પદ આવશ્યક છે... એ વાત આ અધિકારમાં સિદ્ધ કરે છે.]

(૧) ઉદ્‌ભૂતશ્યામરૂપમાં ઉદ્‌ભૂતત્વ છે - શુક્લત્વ નથી, અનુદ્‌ભૂત શુક્લરૂપમાં શુક્લત્વ છે, ઉદ્‌ભૂતત્વ નથી. ને ઉદ્‌ભૂત શુક્લ રૂપમાં બન્ને છે. માટે શુક્લત્વ સાથે સાંકર્ય હોવાથી ઉદ્‌ભૂતત્વ એ જાતિ નથી.

(૨) શંકા - જે ઉદ્‌ભૂતત્વ શુક્લમાં છે એ જ શ્યામમાં છે એવું માનવાથી સાંકર્ય આવે છે. પણ વસ્તુતઃ એવું નથી, શુક્લનું ઉદ્‌ભૂતત્વ જુદું છે ને શ્યામનું જુદું છે. આમ શુક્લાદિ તે તે રૂપમાં રહેલ ઉદ્‌ભૂતત્વ જુદા જુદા હોઈ સાંકર્ય આવશે નહીં, ને એ બધા ઉદ્‌ભૂતત્વ જુદી જુદી જાતિઓ છે. અર્થાત્ શુક્લમાં રહેલ ઉદ્‌ભૂતત્વ એ શુક્લત્વવ્યાપ્ય એક જાતિ છે. એમ શ્યામમાં રહેલ ઉદ્‌ભૂતત્વ એ શ્યામત્વવ્યાપ્ય એક અલગ જાતિ છે. એમ અનેક જાતિ છે.

(૩) **સમાધાન** - આવું માની શકાતું નથી, કારણ કે કોઈ પણ ચાક્ષુષ પ્રત્યક્ષ પ્રત્યે ઉદ્દ્ભૂતરૂપત્વ નામના એક ધર્મથી ઉદ્દ્ભૂતરૂપને જે કારણ માન્યું છે તે અસંગત ઠરી જાય છે (કારણ કે હવે કોઈ એક ઉદ્દ્ભૂતરૂપત્વ ધર્મ જ ન રહ્યો.)

[**શંકા** - તો પછી હવે ઉદ્દ્ભૂતશુક્લત્વેન રૂપેણ કારણતા માનીશું...

**સમાધાન** - ના, એ પણ નહીં મનાય, કારણ કે એનો અર્થ એ થાય કે ઉદ્દ્ભૂતશુક્લ જ ચાક્ષુષ પ્રત્યક્ષનું કારણ છે. એટલે એ જ્યાં નથી એવા પણ શ્યામઘટાદિનું ચાક્ષુષ થતું હોવાથી વ્યતિરેક વ્યભિચાર આવે.

**શંકા** - છતાં ત્યાં ઉદ્દ્ભૂતશ્યામત્વ તો છે જ. એટલે એમ માનીશું કે આવા શુક્લીયઉદ્દ્ભૂતત્વ, શ્યામીય-ઉદ્દ્ભૂતત્વ વગેરેનો કૂટ જ્યાં રહ્યો હોય તે કારણ બને...

**સમાધાન** - આવો કૂટ તો ક્યાંય રહેવો સંભવિત નથી. માટે કોઈ એક ઉદ્દ્ભૂતત્વ જાતિ કે શુક્લત્વાદિવ્યાપ્ય નાના ઉદ્દ્ભૂતત્વ જાતિઓ માની શકાતી નથી.

**પ્રશ્ન** - તો પછી ઉદ્દ્ભૂતત્વ શું છે ? ]

(૪) **ઉત્તર** - અનુદ્દ્ભૂતશુક્લાદિમાં રહેલી શુક્લત્વાદિવ્યાપ્ય નાના અનુદ્દ્ભૂતત્વ જાતિઓ છે. આ જાતિઓના અભાવોનો કૂટ હોવો એ જ ઉદ્દ્ભૂતત્વ છે. તેથી, સંયોગાદિમાં પણ કોઈ જ પ્રકારનું અનુદ્દ્ભૂતત્વ ન હોવાથી તદભાવકૂટ રૂપ ઉદ્દ્ભૂતત્વ રહી જશે. તેથી શબ્દેતરોદ્દ્ભૂતગુણ તરીકે સંયોગાદિ પકડી શકાવાથી ને એનું અનાશ્રયત્વ ચક્ષુ વગેરેમા ન હોવાથી એમાં લક્ષણ ન જાય. આ આપત્તિના વારણ માટે વિશેષગુણ લેવાનું કહ્યું છે. સંયોગ એ વિશેષગુણ નથી.

(૫) કાલાદિમાં કોઈ જ વિશેષગુણ ન હોવાથી તાદૃશવિશેષગુણાનાશ્રયત્વ છે જ. તેથી એમાં અતિ૦ના વારણ માટે આખું વિશેષ્યદળ છે.

(૬) હવે મનઃ પદનું પદકૃત્ય - **પ્રાચીનોનો મત** - ઇન્દ્રિય જેમ વિષયસંયોગ દ્વારા જ્ઞાનજનન કરે છે એમ ઇન્દ્રિયના અવયવો પણ એ કરે છે. તેથી જ્ઞાનકારણીભૂતસંયોગનો આશ્રય એ અવયવો પણ બની ગયા. પણ અવયવો એ ઇન્દ્રિય નથી. તેથી એમાં અતિ૦ના વારણ માટે મનઃ પદ મૂક્યું છે. મનનો સંયોગ ઇન્દ્રિય સાથે જ છે, અવયવો સાથે નહીં, તેથી અતિ૦નું વારણ થશે.

(૭) **નવ્યમત** - કાલમાં રૂપ નથી, તેથી कालो रूपाभाववान् આવું જે પ્રત્યક્ષ થાય છે, એમાં, ચક્ષુ:સંયુક્તકાળ છે. ને કાળમાં રૂપાભાવ એ વિશેષણ છે. એટલે સ્વસંયુક્ત વિશેષણતા સનિકર્ષથી રૂપાભાવનું ચાક્ષુષ પ્રત્યક્ષ થાય છે. આ સંનિકર્ષમાં ઘટક સ્વ (= ચક્ષુ) સંયોગ પણ આ પ્રત્યક્ષમાં ભાગ ભજવતો હોવાથી જ્ઞાનકારણીભૂત છે ને એનો બીજો આશ્રય છે કાળ. માટે એમાં અતિ૦ मन પદ મૂકવાથી એનું વારણ થાય છે. કારણ કે આમાં કાળ જ્ઞાનકારણીભૂત ચક્ષુ સંયોગનો આશ્રય બન્યો છે પણ જ્ઞાનકારણીભૂત મનઃસંયોગનો નહીં.

(૮) જ્ઞાનકારણ પદ ન મૂકે તો પણ કાળમાં જ અતિ૦ કારણ કે मन सयोगाश्रयत्व આટલું જ વિશેષ્યદલ રહેશે જે કાળમાં તો છે જ.તે પણ એટલા માટે કે કાળ વિભુદ્રવ્ય છે. જ્ઞાનકારણીભૂત મનઃસંયોગ તરીકે તો ઇન્દ્રિયને મનનો સંયોગ, તથા મન ને આત્માનો સંયોગ જ આવે છે જેના આશ્રય માત્ર ઇન્દ્રિય ને આત્મા જ છે, કાળ નથી.

વ્યાપારવાળુ કારણ અસાધારણ કારણ કહેવાય છે ને એ જ કરણ બને છે. ॥ ૫૮ ॥

---

(का.) विषयेन्द्रियसम्बन्धो व्यापारः सोऽपि षड्विधः ।
द्रव्यग्रहस्तु संयोगात् संयुक्तसमवायत. ॥ ५९ ॥
द्रव्येषु समवेतानां तथा तत्समवायतः ।
तत्रापि समवेतानां शब्दस्य समवायतः ॥ ६० ॥

तद्वृत्तीनां समवेतसमवायेन तु ग्रहः ।
प्रत्यक्षं समवायस्य विशेषणतया भवेत् ॥ ६१ ॥
विशेषणतया तद्वदभावानां ग्रहो भवेत् ।

(मु) विषयेन्द्रियसंबंध इति । व्यापारः = सनिकर्षः । षड्विध सन्निकर्षमुदाहरणद्वारा प्रदर्शयति - द्रव्यग्रह इति । द्रव्यप्रत्यक्षमिन्द्रियसयोगजन्यम् । द्रव्यसमवेतप्रत्यक्षमिन्द्रियसयुक्तसमवायजन्यम् । एवमग्रेऽपि । वस्तुतस्तु द्रव्यचाक्षुषं प्रति चक्षु सयोग कारण, द्रव्यसमवेतचाक्षुष प्रति चक्षु संयुक्तसमवायः कारण, द्रव्यसमवेतसमवेतचाक्षुष प्रति चक्षुःसयुक्तसमवेतसमवाय , एवमन्यत्रापि विशिष्यैव कार्य-कारणभावः ।

**(સંનિકર્ષ નિરૂપણ)**

**(કા.) વિષય અને ઇન્દ્રિયનો સંબંધ એ વ્યાપાર છે. એ પણ ષડ્વિધ છે. દ્રવ્યનું ગ્રહણ સંયોગથી, દ્રવ્યમાં સમવેત (રૂપાદિનું) સંયુક્તસમવાયથી, તથા તેના = દ્રવ્યમાં સમવેતના સમવાયસંબંધથી તેમાં = દ્રવ્યસમવેતમાં પણ સમવેત (રૂપત્વાદિ) પદાર્થોનું, એમ શબ્દનું સમવાયથી, તદ્વૃત્તિ = શબ્દવૃત્તિશબ્દત્વાદિનું સમવેતસમવાયથી પ્રત્યક્ષ થાય છે. સમવાયનું પ્રત્યક્ષ વિશેષણતાથી થાય છે. તેની જેમ અભાવોનું પ્રત્યક્ષ પણ વિશેષણતા સંનિકર્ષથી થાય છે.**

(મુ) વ્યાપાર = સંનિકર્ષ. છ પ્રકારના સનિકર્ષને ઉદાહરણ દ્વારા દેખાડે છે. દ્રવ્યનું પ્રત્યક્ષ ઇન્દ્રિયસંયોગજન્ય હોય છે. એમ દ્રવ્યસમવેતનું પ્રત્યક્ષ ઇન્દ્રિય સયુક્તસમવાયજન્ય હોય છે. એમ આગળ પણ જાણવું. વસ્તુતઃ દ્રવ્યચાક્ષુષ પ્રત્યે ચક્ષુસંયોગ એ કારણ છે. દ્રવ્યસમવેતના ચાક્ષુષ પ્રત્યે ચક્ષુસયુક્તસમવાય એ કારણ છે દ્રવ્યસમવેતમાં સમવેત પદાર્થના ચાક્ષુષ પ્રત્યે ચક્ષુસંયુક્તસમવેતસમવાય એ કારણ છે. એમ અન્ય પ્રત્યક્ષોમા પણ વિશેષ કા.કા. ભાવ જાણવો.

(વિ.) ઘટાદિ દ્રવ્ય સાથે ચક્ષુ વગેરે ઇન્દ્રિયનો સંયોગ સંબંધ થાય છે... તેથી દ્રવ્યપ્રત્યક્ષ માટે સંયોગ-સંનિકર્ષ હોય છે. ઘટાદિ દ્રવ્યમાં સમવેત રૂપાદિ ગુણ વગેરેની સાથે ઇન્દ્રિયનો સ્વસંયુક્તસમવાય (સ્વ = ઇન્દ્રિય, એને સંયુક્ત ઘટાદિદ્રવ્ય, એમાં સમવેત રૂપાદિ ગુણ વગેરે...) સંનિકર્ષ હોય છે. એમ એ રૂપાદિમાં પણ સમવેત જે રૂપત્વાદિ... એની સાથે ઇન્દ્રિયનો સ્વસયુક્તસમવેતસમવાય સંનિકર્ષ હોય છે. શ્રોત્રેન્દ્રિય આકાશમય છે, એમાં શબ્દ સમવાયસંબંધથી રહે છે. તેથી શબ્દપ્રત્યક્ષમાં સમવાય સંનિકર્ષ હોય છે. શબ્દમાં સમવેત શબ્દત્વાદિ માટે સમવેતસમવાય (કાનમાં સમવેત શબ્દ, એમાં સમવેત શબ્દત્વાદિ) સંનિકર્ષ હોય છે. સમવાય અને અભાવના પ્રત્યક્ષ માટે વિશેષણતા સંનિકર્ષ હોય છે. (એ અનેકવિધ છે એ વાત આગળ આવશે.)

દ્રવ્યપ્રત્યક્ષમાં ઇન્દ્રિયસંયોગ એ કારણ છે. આ કા.કા. ભાવ આ રીતે લખી શકાય. - विषयतासम्बन्धेन यत्र द्रव्यप्रत्यक्षं तत्र समवायसम्बन्धेन इन्द्रियसयोग कारणम्

[ શંકા - જ્યારે સુક્તિમાં इदं रजतम् જ્ઞાન થાય છે ત્યારે ત્યાં રજત તો હોતું નથી. તેથી રજત સાથે ઇન્દ્રિયસંયોગ પણ હોતો નથી, ને છતાં વિષયતા સંબંધથી એમાં પ્રત્યક્ષ કાર્ય તો રહ્યું છે. તેથી વ્યતિરેક વ્યભિચાર આવશે...

સમાધાન - लौकिकविषयतासम्बन्धेन यत्र द्रव्यप्रत्यक्षं... આ પ્રમાણે કાર્યતાવચ્છેદક સંબંધમાં લૌકિક એવું વિશેષણ જોડી દેવાથી આ આપત્તિનું વારણ થઈ જશે. ભ્રમાત્મક જ્ઞાન રજતાદિ અંશમાં અલૌકિક હોય છે એ વાત આગળ આવશે. ]

[ શંકા - છતાં અન્વયવ્યભિચાર ઊભો છે. સવારે જાગ્યા ત્યારે પ્રભા થઈ ગઈ છે, આંખ નથી ખોલી. એ વખતે પ્રભા સાથે (સ્પર્શન) ઇન્દ્રિયનો સંયોગ છે ને છતાં એનું પ્રત્યક્ષ નથી થતું. ]

**સમાધાન** - વસ્તુતસ્તુ... તે તે ઇન્દ્રિયથી જન્ય પ્રત્યક્ષ પ્રત્યે તે તે ઇન્દ્રિયના સંનિકર્ષને કારણ માનવા રૂપે વિશેષ કા૦કા૦ ભાવ માનવાથી આ આપત્તિનું વારણ થઈ જશે. અર્થાત્ દ્રવ્યના ચાક્ષુષપ્રત્યક્ષ પ્રત્યે ચક્ષુસંયોગ અને સ્પાર્શનપ્રત્યક્ષ પ્રત્યે ત્વક્સંયોગ કારણ છે. એમ દ્રવ્યસમવેતના ચાક્ષુષ પ્રત્યે ચક્ષુસંયુક્તસમવાય, રાસનપ્રત્યક્ષ પ્રત્યે રસનાસંયુક્ત સમવાય... એમ સંનિકર્ષ માનવા.

---

(મુ.) [१]परन्तु पृथिवीपरमाणुनीले नीलत्वं, पृथिवीपरमाणौ पृथिवीत्वं च चक्षुषा कथ न गृह्यते ? तत्र परम्परयोद्भूतरूपसम्बन्धस्य महत्त्वसम्बन्धस्य च सत्त्वात् । तथाहि - नीलत्वजातिरेकैव घटनीले परमाणुनीले च वर्तते, तथा च महत्त्वसम्बन्धो घटनीलमादाय वर्तते, उद्भूतरूपसम्बन्धस्तूभयमादायैव वर्तते । [२]एव पृथिवीत्वेऽपि घटादिकमादाय महत्त्वसम्बन्धो वोध्य । एव [३]वायौ [४]तदीयस्पर्शादौ च सत्तायाश्चाक्षुषप्रत्यक्ष स्यात् । [५]तस्मादुद्भूतरूपावच्छिन्न - महत्त्वावच्छिन्न - चक्षु सयुक्तसमवायस्य द्रव्यसमवेतचाक्षुषे, [६]तादृश-चक्षु संयुक्तसमवेतसमवायस्य द्रव्यसमवेतसमवेतचाक्षुषे कारणत्व वाच्यम् । [७]इत्थ च परमाणुनीलादौ न नीलत्वादिग्रह॰, परमाणौ चक्षु सयोगस्य महत्त्वावच्छिन्नत्वाभावात् । [८]एव वाय्वादौ न सत्तादिचाक्षुष, तत्र चक्षु सयोगस्य रूपावच्छिन्नत्वाभावात् । [९]एवं यत्र घटस्य पृष्ठावच्छेदेनालोकसंयोगश्चक्षु संयोगस्त्वग्रावच्छेदेन तत्र घटप्रत्यक्षाभावादालोकसयोगावच्छिन्नत्व चक्षु सयोगे विशेषणं देयम् ।

---

(મુ.) [૧]પરતુ પૃથ્વીપરમાણુના નીલવર્ણમા રહેલ નીલત્વનું અને પૃથ્વી પરમાણુમા રહેલ પૃથ્વીત્વનું ચક્ષુથી પ્રત્યક્ષ કેમ નથી થતું ? કારણ કે એ બંનેમાં પરંપરાએ ઉદ્ભૂતરૂપનો અને મહત્ત્વનો પણ સંબંધ રહેલો જ છે. તે આ રીતે - નીલત્વજાતિ ઘટનીલ અને પરમાણુનીલ એ બનેમાં એક જ છે. એટલે મહત્ત્વનો સબંધ ઘટનીલને લઇને અને ઉદ્ભૂતરૂપનો સબંધ બંનેને લઇને નીલત્વમાં આવી ગયો. [૨]એમ પૃથ્વીત્વમાં પણ ઘટાદિને લઇને મહત્ત્વનો સંબંધ જાણવો. [૩]એમ વાયુમાં અને એના [૪]સ્પર્શાદિમા રહેલી સત્તાનું ચાક્ષુષ પ્રત્યક્ષ થશે. (આ બધી આપત્તિઓના વારણ માટે) [૫]ઉદ્ભૂતરૂપાવચ્છિન્નમહત્ત્વાવચ્છિન્ન ચક્ષુસયુક્તસમવાય દ્રવ્યસમવેતના ચાક્ષુષપ્રત્યક્ષમાં અને [૬]તાદૃશ (= ઉદ્ભૂતરૂપા- વચ્છિન્ન-મહત્ત્વાવચ્છિન્ન) ચક્ષુસયુક્તસમવેત સમવાય દ્રવ્યસમવેતસમવેતના ચાક્ષુષ પ્રત્યક્ષમાં કારણ છે એમ માનવુ જોઈએ. [૭]આમ કરવાથી પરમાણુનીલાદિમા નીલત્વનું પ્રત્યક્ષ થવાની આપત્તિ આવશે નહીં, કારણ કે પરમાણુમાં રહેલ ચક્ષુસંયોગ મહત્ત્વાવચ્છિન્ન છે નહીં. [૮]એમ વાયુ વગેરેમાં સત્તાદિનું ચાક્ષુષ નહીં થાય, કારણ કે એમાં ચક્ષુસંયોગ રૂપાવચ્છિન્ન નથી. [૯]એમ જ્યા ઘડાને પાછલા ભાગમા આલોકસયોગ છે ને આગલા ભાગમાં ચક્ષુસંયોગ છે, ત્યાં ઘડાનું પ્રત્યક્ષ થતું ન હોવાથી 'આલોકસયોગાવચ્છિન્નત્વ' એવું વિશેષણ 'ચક્ષુસંયોગ'મા લગાવવું.

(વિ.) (૧) નીલત્વ એ દ્રવ્યસમવેતસમવેત પદાર્થ છે. એના પ્રત્યક્ષ માટે ઉદ્ભૂતરૂપ અને મહત્ત્વ સ્વાશ્રયસમવેતસમવાય સંબંધથી કારણ છે. ઘડામા જે મહત્ત્વ છે એ આ સંબંધથી, ઘટનીલગત નીલત્વમાં છે જ. હવે આ નીલત્વ ને પરમાણુનીલગતનીલત્વ કાંઇ જુદા નથી... એક જ છે. એટલે (ઘટનું) મહત્ત્વ સ્વાશ્રયસમવેત-સમવાય સંબંધથી પરમાણુનીલગત નીલત્વમાં પણ છે જ. એમ ઘટમાં રહેલું કે પરમાણુમાં રહેલું ઉદ્ભૂતરૂપ પણ, સ્વાશ્રયસમવેતસમવાય સંબંધથી નીલત્વમાં છે જ. તેથી પરમાણુનીલગત નીલત્વમાં પણ આ બંને કારણ હાજર થવાથી ચાક્ષુષપ્રત્યક્ષ થવાની આપત્તિ આવે છે.

(૨) પૃથ્વીત્વ એ દ્રવ્યસમવેત પદાર્થ છે. એના પ્રત્યક્ષ માટે ઉદ્ભૂતરૂપ અને મહત્ત્વ સ્વાશ્રયસમવાય સંબંધથી કારણ છે. ઘડામા રહેલ ઉદ્ભૂતરૂપ અને મહત્ત્વ સ્વાશ્રયસમવાય સંબંધથી ઘડામાં રહેલ પૃથ્વીત્વમાં છે જ. આ જ પૃથ્વીત્વ પાર્થિવપરમાણુમાં છે. માટે પરમાણુગતપૃથ્વીમાં પણ આ બનેનો સંબંધ હોવાથી એના પ્રત્યક્ષની આપત્તિ આવે એ સ્પષ્ટ છે.

(૩) વાયુમાં રહેલી સત્તા એ દ્રવ્યસમવેત પદાર્થ છે. એના પ્રત્યક્ષ માટે ઉદ્ભૂતરૂપ અને મહત્ત્વ સ્વાશ્રયસમવાયસબંધથી કારણ છે. અલબત્ વાયુમાં રૂપ નથી. છતા ઘટમાં રહેલું રૂપ ઘટીયસત્તામાં સ્વાશ્રય-

સમવાયસંબંધથી રહેલું જ છે. ને એ જ સત્તા વાયુમાં હોવાથી એમાં પણ એ સંબંધથી રૂપ આવી જવાના કારણે પ્રત્યક્ષત્વાપત્તિ છે.

(૪) વાયુના સ્પર્શ વગેરે ગુણમાં રહેલી સત્તા દ્રવ્યસમવેતસમવેત પદાર્થ છે. એના પ્રત્યક્ષ માટે ઉદ્ભૂતરૂપ સ્વાશ્રયસમવેતસમવાય સંબંધથી કારણ છે. આ સંબધથી ઘટીયરૂપ ઘટરૂપગત સત્તામાં છે. ને એ જ સત્તા વાયુગતસ્પર્શમાં છે. માટે વાયુસ્પર્શગતસત્તામાં પણ રૂપ આવી જવાથી પ્રત્યક્ષત્વાપત્તિ સ્પષ્ટ છે.

(૫) આ ચારમાંથી બીજી અને ત્રીજી આપત્તિ દ્રવ્યસમવેતપદાર્થ અંગે છે. એના વારણ માટે ગ્રંથકાર કહે છે કે ઉદ્ભૂતરૂપ અને મહત્ત્વને સ્વતંત્ર કારણ ન માનતા એનો જે ચક્ષુ.સંયુક્તસમવાય સંનિકર્ષ છે એના વિશેષણ તરીકે પ્રવેશ કરાવી કારણ માનવા જોઈએ અર્થાત્ ઉદ્ભૂતરૂપાવચ્છિન્ન-મહત્ત્વાવચ્છિન્ન ચક્ષુ:સંયુકતસમવાય એ સંનિકર્ષ છે. એટલે કે જ્યાં ઉદ્ભૂતરૂપ હોય અને મહત્ત્વ હોય એવા પદાર્થમાં ચક્ષુસંયોગ હોવો જોઈએ. આવા ચક્ષુસંયોગથી ઘટિત ચક્ષુસંયુક્તસમવાય સંનિકર્ષ બને.

(૬) એમ પહેલી અને ચોથી આપત્તિ દ્રવ્યસમવેતસમવેત પદાર્થ અંગે છે. એના વારણ માટે પણ, એનો ચક્ષુ.સયુક્તસમવેતસમવાય એવો જે સંનિકર્ષ છે એના ઘટક ચક્ષુસંયોગને ઉદ્ભૂતરૂપાવચ્છિન્ન ને મહત્ત્વાવચ્છિન્ન લેવો.

(૭) પરમાણુમાં મહત્ત્વ ન હોવાથી, એમાં થતો ચક્ષુસંયોગ મહત્ત્વાવચ્છિન્ન ન બનવાના કારણે પરમાણુનીલગત નીલત્વ માટેનો કે પરમાણુગત પૃથ્વીત્વ માટેનો સનિકર્ષ સંપન્ન થતો નથી. તેથી એ બેનું પ્રત્યક્ષ થવાની આપત્તિ રહેતી નથી.

(૮) વાયુમાં રૂપ ન હોવાથી, એમાં થતો ચક્ષુસંયોગ ઉદ્ભૂતરૂપાવચ્છિન્ન ન બનવાના કારણે વાયુગતસત્તા કે વાયુસ્પર્શગતસત્તા માટેનો સનિકર્ષ સપન્ન ન થવાના કારણે પ્રત્યક્ષત્વાપત્તિ રહેતી નથી.

(૯) આ જ રીતે આલોકસંયોગને પણ સંનિકર્ષઘટક ચક્ષુસંયોગના વિશેષણ તરીકે પ્રવિષ્ટ કરી દેવાથી... (અર્થાત્ જ્યાં પ્રકાશ પડતો હોય ત્યાં જ ચક્ષુસંયોગ હોવો જોઇએ... એટલે કે આલોકસંયોગાવચ્છિન્ન ચક્ષુસંયોગ જોઇએ એમ વિશેષણ જોડવાથી) અંધકારવાળા ભાગમાં ચક્ષુસંયોગ હોવા છતા બીજી બાજુ પ્રકાશિત ઘડો પ્રત્યક્ષ થવાની આપત્તિ આવતી નથી.

---

(मु) एवं द्रव्यस्पार्शनप्रत्यक्षे त्वक्सयोग कारणम्, द्रव्यसमवेतस्पार्शनप्रत्यक्षे त्वक्सयुक्तसमवाय., द्रव्यसमवेतसमवेतस्पार्शनप्रत्यक्षे त्वक्सयुक्तसमवेतसमवाय । अत्रापि महत्त्वावच्छिन्नत्वमुद्भूत-स्पर्शावच्छिन्नत्व च पूर्ववदेव बोध्यम्।

---

(મુ.) (જેમ ચક્ષુજન્ય પ્રત્યક્ષ અગે વિવિધ સંનિકર્ષ કહ્યા એમ ત્વગિન્દ્રિય જન્ય પ્રત્યક્ષ અગે પણ આ રીતે જાણવા -) દ્રવ્યસ્પાર્શનપ્રત્યક્ષમા ત્વક્સંયોગ કારણ (= સંનિકર્ષ) છે. દ્રવ્યસમવેત (સ્પર્શાદિ)ના સ્પાર્શનપ્રત્યક્ષમાં ત્વક્સંયુક્તસમવાય અને દ્રવ્યસમવેતસમવેત (સ્પર્શત્વાદિ)ના સ્પાર્શનપ્રત્યક્ષમાં ત્વક્સંયુક્તસમવેતસમવાય એ કારણ છે. અહીં પણ [પરમાણુમાં રહેલ પૃથ્વીત્વ વગેરેનુ સ્પાર્શનપ્રત્યક્ષ વારવા માટે ] મહત્ત્વાવચ્છિન્નત્વ અને ઉદ્ભૂત-સ્પર્શાવચ્છિન્નત્વ એવા બે વિશેષણો સંનિકર્ષઘટક ત્વક્સયોગના પૂર્વવત્ જાણવા. (સ્પાર્શનપ્રત્યક્ષમાં આલોકસંયોગ એ કારણ ન હોવાથી આલોકસંયોગાવચ્છિન્નત્વ વિશેષણની જરૂર નથી )

---

(मु) एवं गन्धप्रत्यक्षे घ्राणसयुक्तसमवाय , गन्धसमवेतस्य घ्राणजप्रत्यक्षे घ्राणसयुक्तसमवेतसमवाय । रासनप्रत्यक्षे रसनासयुक्तसमवाय , रससमवेतरासनप्रत्यक्षे रसनासंयुक्तसमवेतसमवाय कारणम् ।

शब्दप्रत्यक्षे श्रोत्रावच्छिन्नसमवाय , शब्दसमवेतश्रावणप्रत्यक्षे श्रोत्रावच्छिन्नसमवेतसमवाय कारणम् । अत्र सर्वं प्रत्यक्ष लौकिक बोध्यम् । वक्ष्यमाणमलौकिकप्रत्यक्षमिन्द्रियसंयोगादिक विनापि सम्भवति । एवमात्मप्रत्यक्षे मन संयोग , आत्मसमवेतमानसप्रत्यक्षे मन संयुक्तसमवाय , आत्मसमवेतसमवेतमानसप्रत्यक्षे मन सयुक्तसमवेतसमवाय. कारणम् ।

(મુ.) એમ ગંધપ્રત્યક્ષમાં ઘ્રાણસંયુક્તસમવાય અને ગંધસમવેત (ગંધત્વાદિના) પ્રત્યક્ષમાં ઘ્રાણસંયુક્તસમવેતસમવાય એ સનિકર્ષ છે. રાસનપ્રત્યક્ષમાં રસનાસંયુક્તસમવાય અને રસસમવેત (રસત્વાદિના) પ્રત્યક્ષમાં રસનાસંયુક્તસમવેતસમવાય એ કારણ છે. (આ બંનેથી દ્રવ્યપ્રત્યક્ષ થતું નથી. માટે માત્ર ઘ્રાણસંયોગ કે રસનાસંયોગ એવો સંનિકર્ષ નથી.) શબ્દપ્રત્યક્ષમાં શ્રોત્રાવચ્છિન્નસમવાય અને શબ્દસમવેત (શબ્દત્વાદિ)ના પ્રત્યક્ષમાં શ્રોત્રાવચ્છિન્નસમવેતસમવાય એ કારણ છે. [આકાશાત્મક શ્રોત્રેન્દ્રિયમાં શબ્દ (ગુણ હોવાથી) સમવાયસંબંધથી ઉત્પન્ન થાય છે. સંપૂર્ણ આકાશમા ઉત્પન્ન થતા બધા જ શબ્દોનુ પ્રત્યક્ષ ન થઈ જાય એ માટે શ્રોત્રાવચ્છિન્નસમવાય એમ કહ્યું છે. ]

ઇન્દ્રિયસયોગ વગેરે જે સનિકર્ષ કહ્યા તજ્જન્ય બધું પ્રત્યક્ષ લૌકિક જાણવુ. આગળ કહેવાનારા અલૌકિકપ્રત્યક્ષ તો ઇન્દ્રિયસંયોગાદિ વિના પણ થાય છે.

એમ આત્માના માનસપ્રત્યક્ષમા મનસંયોગ, આત્મસમવેત(જ્ઞાનાદિ)ના પ્રત્યક્ષમાં મનસયુક્તસમવાય અને આત્મસમવેતસમવેત (જ્ઞાનત્વાદિ)ના પ્રત્યક્ષમાં મનસંયુક્તસમવેતસમવાય એ કારણ છે.

(मु.) अभावप्रत्यक्षे समवायप्रत्यक्षे चेन्द्रियसम्बद्धविशेषणता हेतु । [१]वैशेषिकमते तु समवायो न प्रत्यक्ष । [२]अत्र यद्यपि विशेषणता नानाविधा, तथाहि - [३]भूतलादौ घटाद्यभाव सयुक्तविशेषणतया गृह्यते । सङ्ख्यादौ रूपाद्यभाव संयुक्तसमवेतविशेषणतया, सङ्ख्यात्वादौ रूपाद्यभाव सयुक्तसमवेतसमवेतविशेषणतया, शब्दाभाव केवलश्रोत्रावच्छिन्नविशेषणतया, कादौ खत्वाद्यभाव श्रोत्रावच्छिन्नसमवेतविशेषणतया, एव कत्वाद्यवच्छिन्नाभावे गत्वाभावादिक श्रोत्रावच्छिन्नविशेषणविशेषणतया, घटाभावादौ पटाभावश्चक्षु-संयुक्तविशेषणविशेषणतया, एवमन्यत्राप्यूह्यं, तथापि विशेषणतात्वेन एकैव सा गण्यते, अन्यथा षोढा सन्निकर्ष इति प्राचा प्रवादो व्याहन्येतेति ।

(મુ.) અભાવપ્રત્યક્ષમા અને સમવાયપ્રત્યક્ષમાં ઇન્દ્રિયસંબદ્ધવિશેષણતા હેતુ છે. [૧]વૈશેષિકમતે સમવાય પ્રત્યક્ષ નથી. [૨]અહીં જો કે વિશેષણતા (સંનિકર્ષ) અનેકવિધ છે... તે આ રીતે - [૩]ભૂતલાદિ પર ઘટાદિઅભાવ સંયુક્તવિશેષણતા (સનિકર્ષ)થી પ્રત્યક્ષ થાય છે. સંખ્યાદિમા રૂપાદિનો અભાવ સંયુક્તસમવેતવિશેષણતાથી, સખ્યાત્વાદિમા રૂપાદિનો અભાવ સયુક્તસમવેતસમવેતવિશેષણતાથી, શબ્દાભાવ કેવલશ્રોત્રાચ્છિન્નવિશેષણતાથી, કાદિમાં ખત્વાભાવાદિ શ્રોત્રાવચ્છિન્નસમવેતવિશેષણતાથી, એમ કત્વાદિઅવચ્છિન્ન અભાવમાં ગત્વાભાવાદિ શ્રોત્રાવચ્છિન્નવિશેષણવિશેષણતાથી, ઘટાભાવાદિમાં પટાભાવ ચક્ષુસંયુક્તવિશેષણવિશેષણતાથી પ્રત્યક્ષ થાય છે. તો પણ વિશેષણતાત્વેન (આ બધી વિશેષણતાઓ) એક જ ગણાય છે. અન્યથા (જો એને જુદી જુદી ગણવામાં આવે તો) 'ષોઢા સંનિકર્ષ' એવો પ્રાચીનોનો પ્રવાદ હણાઈ જાય.

(વિ.) (૧) વૈશેષિકો એવું માને છે કે સંબંધના જેટલા આશ્રય હોય એ બધાનું પ્રત્યક્ષ હોય તો જ સંબંધનું પ્રત્યક્ષ થાય. સમવાય તો એક-નિત્ય સંબંધ હોવાથી એના બધા આશ્રયમાં ભૂત-ભાવી પદાર્થો તેમ જ પરમાણુ વગેરે પણ આવે જેનું પ્રત્યક્ષ અસંભવિત હોવાથી સમવાયનું પણ પ્રત્યક્ષ થઈ શકતું નથી. નૈયાયિકો એવું માને છે કે સંયોગના પ્રત્યક્ષ માટે યાવદાશ્રયનું પ્રત્યક્ષ એ કારણ છે, પણ સમવાયના પ્રત્યક્ષ માટે એ કારણ નથી. તેથી યાવદાશ્રયનું પ્રત્યક્ષ ન હોવા છતાં સમવાયનું પ્રત્યક્ષ થઈ શકે છે.

(૨) अत्र यद्यपि... વગેરેનો અન્વય तथापि विशेषणतात्वेन... ઇત્યાદિ સાથે જાણવો. તેથી અર્થ આવો થાય છે - અહીં જો કે વિશેષણતા અનેકવિધ છે તો પણ વિશેષણતાત્વેન તે બધી એક જ ગણાય છે...

(1) घटाभाववद् भूतलम्... આમાં અભાવનું અધિકરણ ભૂતલ ચક્ષુસંયુક્ત છે, ને ઘટાભાવ એનું વિશેષણ છે. માટે (ચક્ષુ) સંયુક્તવિશેષણતા એ સંનિકર્ષ બનશે.

(2) रूपाभाववती सङ्ख्या... આમાં અભાવનું અધિકરણ સંખ્યા છે જે ઇન્દ્રિયસંયુક્તઘટાદિમાં સમવેત છે ને એનું વિશેષણ છે રૂપાભાવ. તેથી સંયુક્તસમવેતવિશેષણતા એ સંનિકર્ષ બનશે. (સંખ્યામાં રહેલ રૂપાભાવનું પ્રત્યક્ષ કરવા માટે ચક્ષુને રૂપાભાવમાં લઇ જવી પડે. તેથી ચક્ષુ માટે રૂપાભાવ શું છે ? એ પ્રશ્ન પૂછતાં, સ્વ(= ચક્ષુ) સંયુક્ત(ઘટાદિ)સમવેત(સંખ્યા)નું વિશેષણ છે. તેથી સ્વસંયુક્તસમવેતવિશેષણતા સંબંધથી ચક્ષુ વિષયભૂત રૂપાભાવમાં રહેવાથી સ્વસંયુક્તસમવેતવિશેષણતા એ સંનિકર્ષ બને છે. વળી घटाभाववद् भूतलम् અને रूपाभाववती सङ्ख्या... આ બંનેમા જે અધિકરણ છે ભૂતલ અને સંખ્યા, તેનું જો પ્રત્યક્ષ કરવું હોય તો ક્રમશઃ સંયોગ અને સંયુક્તસમવાય એ સંનિકર્ષ છે. તેમાં રહેલા ઘટાભાવ અને રૂપાભાવનું પ્રત્યક્ષ કરવા માટે સંયુક્તવિશેષણતા અને સંયુક્તસમવેતવિશેષણતા એ સંનિકર્ષ છે. એટલે સ્પષ્ટ છે કે જે અભાવનો સંનિકર્ષ શોધવો હોય તેના અધિકરણનો સંનિકર્ષ શોધી એને 'વિશેષણતા' જોડી દેવું... આ જ વાત આગળ પણ સર્વત્ર જોવા મળશે.

(3) रूपाभाववत् सङ्ख्यात्वम्... અહીં સંખ્યાત્વ એ અધિકરણ છે જે ચક્ષુ માટે સ્વસંયુક્તસમવેતસમવેત છે. તેથી એનું વિશેષણ એવા રૂપાભાવ માટે સ્વસંયુક્તસમવેતસમવેતવિશેષણતા એ સંનિકર્ષ બનશે.

(4) શ્રોત્રાવચ્છિન્ન આકાશમાં શબ્દ ન હોય ત્યારે शब्दाभाववान् आकाश. એવું પ્રત્યક્ષ થાય છે. એટલે શબ્દાભાવ, શ્રોત્રાવચ્છિન્ન આકાશનું વિશેષણ હોવાથી શ્રોત્રાવચ્છિન્નવિશેષણતા એ સનિકર્ષ બનશે.

(5) खत्वाभाववान् क આમાં અધિકરણભૂત क શબ્દ શ્રોત્રાવચ્છિન્ન (આકાશ)માં સમવેત છે ને ખત્વાભાવ એનુ વિશેષણ છે. તેથી શ્રોત્રાવચ્છિન્નસમવેતવિશેષણતા એ સંનિકર્ષ...

(6) गत्वाभाववान् 'क'अभाव ... આમાં અધિકરણ 'क'અભાવ એ શ્રોત્રાવચ્છિન્ન (આકાશ)નું વિશેષણ છે ને ગત્વાભાવ એનુ વિશેષણ છે. તેથી શ્રોત્રાવચ્છિન્નવિશેષણવિશેષણતા એ સંનિકર્ષ.

(7) पटाभाववान् घटाभाव ... ચક્ષુસંયુક્તભૂતલનુ ઘટાભાવ એ વિશેષણ છે ને એનું પટાભાવ એ વિશેષણ છે. તેથી ચક્ષુસંયુક્તવિશેષણવિશેષણતા એ સંનિકર્ષ...

---

(का.) यदि स्यादुपलभ्येतेत्येवं यत्र प्रसज्यते ॥ ६२ ॥

(मु) अत्राभावप्रत्यक्षे योग्यानुपलब्धि. कारणम्, तथाहि - [१]भूतलादौ घटादिज्ञाने जाते घटाभावादिकं न ज्ञायते, तेनाभावोपलम्भे प्रतियोग्युपलम्भाभाव कारणम् । [२]तत्र योग्यताऽप्यपेक्षिता, सा च प्रतियोगिसत्त्वप्रसञ्जनप्रसञ्जितप्रतियोगिकत्वरूपा, [३]तदर्थश्च प्रतियोगिनो घटादे' सत्त्वप्रसक्त्या प्रसञ्जित उपलम्भरूप प्रतियोगी यस्य सोऽभावप्रत्यक्षे हेतु., तथाहि - [४]यत्रालोकसंयोगादिक वर्तते तत्र 'यद्यत्र घट स्यात्तर्हि उपलभ्येत' इत्यापादयितु शक्यते, तत्र घटाभावादे प्रत्यक्षं भवति, अन्धकारे तु नापादयितु शक्यते, तेन घटाभावादेरन्धकारे न चाक्षुषप्रत्यक्ष, स्पार्शनप्रत्यक्षन्तु भवत्येव, आलोकसयोगादिक विनापि स्पार्शनप्रत्यक्षस्यापादयितु शक्यत्वात् । [५]गुरुत्वादिक यदयोग्य तदभावस्तु न योग्य , तत्र गुरुत्वादिप्रत्यक्षस्यापादयितुमशक्यत्वात् । [६]वायावुद्भूतरूपाभाव , आत्मनि सुखाद्यभाव , पाषाणे सौरभाभाव , गुडे तिक्ताभाव , वह्नावनुष्णत्वाभाव , श्रोत्रे शब्दाभाव , एवमादयस्तत्तदिन्द्रियैर्गृह्यन्ते, तत्तत्प्रत्यक्षस्यापादयितुं शक्यत्वात् । [७]संसर्गाभावप्रत्यक्षे प्रतियोगिनो योग्यता, अन्योन्याभावप्रत्यक्षेऽधिकरणयोग्यताऽपेक्षिता, अत. स्तम्भादौ पिशाचादिभेदोऽपि चक्षुषा गृह्यते ॥ ६२ ॥

## (યોગ્યા અનુપલબ્ધિ)

**(કા.) જો (પ્રતિયોગી) હોત તો જણાત આવું જ્યાં કહી શકાતું હોય (તે અભાવનું પ્રત્યક્ષ થાય છે.)**

(મુ.) અભાવપ્રત્યક્ષમાં યોગ્યઅનુપલબ્ધિ કારણ છે. તે આ રીતે - [૧]ભૂતલાદિ પર ઘટાદિ જણાય તો ઘટાભાવાદિ જણાતા નથી. તેથી અભાવના પ્રત્યક્ષમાં પ્રતિયોગીની ઉપલબ્ધિનો અભાવ એ કારણ છે. [૨]તેમા = ઉપલબ્ધિના અભાવમાં યોગ્યતા પણ અપેક્ષિત છે. તે (= યોગ્યતા) પ્રતિયોગિસત્ત્વપ્રસંજનપ્રસજિતપ્રતિયોગિકત્વ રૂપ છે. તેનો અર્થ આ પ્રમાણે છે - [૩](જે અભાવનું પ્રત્યક્ષ વિવક્ષિત છે તેના) પ્રતિયોગી ઘટાદિના સત્ત્વની (= વિદ્યમાનતાની) પ્રસક્તિથી (= આરોપથી = સંભાવનાથી 'જો અહીં ઘટાદિ હોત તો...' આને પ્રતિયોગીના સત્ત્વની પ્રસક્તિ કહેવાય) પ્રસંજિત (= આરોપિત=સંભાવિત) છે ઉપલંભરૂપ પ્રતિયોગી જેનો (= જે અનુપલંભનો) તે (અનુપલંભ) અભાવના પ્રત્યક્ષમાં હેતુ છે. તે આ રીતે - [૪]જ્યાં આલોકસયોગાદિ છે ત્યાં, 'જો અહીં ઘડો હોત તો એનો ઉપલભ થાત' આવું કહી શકાય છે, આવા સ્થળે ઘટાભાવાદિનું પ્રત્યક્ષ થાય છે. અંધકારમાં 'જો અહીં ઘડો હોત તો દેખાત' એમ કહી શકાતું નથી. તેથી ઘટાભાવાદિનનુ અંધકારમા ચાક્ષુષ પ્રત્યક્ષ થઇ શકતું નથી. સ્પાર્શનપ્રત્યક્ષ તો થાય જ છે, કારણ કે આલોકસંયોગાદિ વિના પણ સ્પાર્શનપ્રત્યક્ષનું આપાદન ('જો અહીં ઘડો હોત તો સ્પર્શ થાત' એવી સંભાવના) શક્ય છે. [૫]ગુરુત્વ વગેરે જે પ્રત્યક્ષને અયોગ્ય છે તેનો અભાવ પણ યોગ્ય હોતો નથી, કારણ કે ગુરુત્વ વગેરેના પ્રત્યક્ષનું આપાદન શક્ય નથી. [૬]પણ વાયુમાં ઉદ્ભૂતરૂપાભાવ, પાષાણમાં સૌરભાભાવ, ગોળમા તિક્તાભાવ,, અગ્નિમાં અનુષ્ણત્વાભાવ, શ્રોત્રમાં શબ્દાભાવ, આત્મામા સુખાભાવાદિ... આવા બધા અભાવોનું તે તે ઇન્દ્રિય વડે પ્રત્યક્ષ થાય છે, કેમ કે તે તે ઉદ્ભૂતરૂપ વગેરેના પ્રત્યક્ષનુ આપાદન થઈ શકે છે. [૭]સંસર્ગાભાવના પ્રત્યક્ષમાં પ્રતિયોગીની યોગ્યતા અને અન્યોન્યાભાવના પ્રત્યક્ષમાં અધિકરણની યોગ્યતા અપેક્ષિત છે. તેથી સ્તંભાદિમાં પિશાચાદિનો ભેદ પણ ચક્ષુથી જાણી શકાય છે.

(વિ.) (૧) ઘટની ઉપલબ્ધિ (પ્રત્યક્ષ) હોય તો ઘટાભાવનું પ્રત્યક્ષ થતું નથી. આ અનુભવસિદ્ધ હકીકત જણાવે છે કે ઘટની ઉપલબ્ધિ ઘટાભાવના પ્રત્યક્ષમાં પ્રતિબંધક છે. વળી કોઇપણ કાર્ય પ્રત્યે પ્રતિબંધકાભાવને કારણ મનાયો છે. તેથી ઘટના પ્રત્યક્ષનો અભાવ = પ્રતિયોગીનો ઉપલંભાભાવ = પ્રતિયોગીની અનુપલબ્ધિ એ અભાવપ્રત્યક્ષમાં કારણ છે.

(૨) થાંભલામાં પિશાચ કે ચક્ષુથી શરીરમાં આત્મા ક્યારેય દેખાતો નથી... એટલે કે એની હંમેશા અનુપલબ્ધિ હોય છે. છતાં થાંભલામાં પિશાચાભાવ કે શરીરમાં આત્માનો અભાવ છે એમ કહી શકાતું નથી. આનાથી જણાય છે કે જે અભાવના પ્રતિયોગી તે તે ઇન્દ્રિયથી પ્રત્યક્ષ થવાને અયોગ્ય હોય એવા અભાવનું તે તે ઇન્દ્રિયથી પ્રત્યક્ષ થઇ શકતું નથી. અર્થાત્ યોગ્યપ્રતિયોગીની અનુપલબ્ધિ જ અભાવપ્રત્યક્ષનું કારણ બને છે.

આમ યોગ્ય પ્રતિયોગીની અનુપલબ્ધિ એમ કહેવું જોઈએ... છતાં યોગ્યા અનુપલબ્ધિ... અર્થાત્ 'યોગ્ય એવી અનુપલબ્ધિ' એવું અહીં અભિપ્રેત છે. કારણ કે ઘડો તો યોગ્ય પ્રતિયોગી જ છે. છતાં અંધકારમાં તેની જે અનુપલબ્ધિ હોય છે એ ઘટાભાવનું પ્રત્યક્ષ કરાવતી નથી. માટે યોગ્યની અનુપલબ્ધિને કારણ ન કહી શકાય. અંધકારમાં ઘટની અનુપલબ્ધિ એ યોગ્ય અનુપલબ્ધિ નથી માટે એ અભાવ પ્રત્યક્ષનું કારણ બનતી નથી.

(૩) प्रतियोगिसत्त्वप्रसञ्जनप्रसञ्जितप्रतियोगिकत्व રૂપ જે યોગ્યતા કહી એમાં પ્રથમ પ્રતિયોગી શબ્દથી જે અભાવના પ્રત્યક્ષની વિવક્ષા છે તે અભાવનો પ્રતિયોગી લેવાનો છે અને પ્રતિયોગિકત્વ પદમાં જે પ્રતિયોગી છે તે ઉપલબ્ધિના અભાવ રૂપ જે અનુપલબ્ધિ તેનો પ્રતિયોગી (એટલે કે ઉપલબ્ધિ પોતે) છે. એટલે અર્થ આવો થશે -

જે અભાવના પ્રતિયોગીની વિદ્યમાનતાની સંભાવનાથી સંભાવિત બને છે પ્રતિયોગી (ઉપલંભ) જેનો (જે અનુપલંભનો) તે અનુપલંભ યોગ્ય કહેવાય ને એ અભાવપ્રત્યક્ષનુ કારણ બને. ટૂંકમાં, 'જો ઘડો હોત તો દેખાત...' આ રીતે જ્યાં કહી શકાતું હોય ત્યાં એ ઘડો વગેરે રૂપ પ્રતિયોગી ન જણાવા રૂપ અનુપલબ્ધિ

યોગ્ય કહેવાય ને ત્યાં અભાવનું પ્રત્યક્ષ થાય. (૪) જ્યાં આલોક સંયોગ વગેરે છે ત્યાં ઘડો ન દેખાવા રૂપ અનુપલબ્ધિ યોગ્ય છે, કારણ કે 'જો અહીં ઘડો હોત તો દેખાત' એવું કહી શકાય છે. તેથી અહીં ઘટાભાવનું પ્રત્યક્ષ થાય છે. અંધકારમાં આવું કહી શકાતું ન હોવાથી અનુપલબ્ધિ યોગ્ય નથી, ને તેથી અભાવનું ચાક્ષુષપ્રત્યક્ષ થતું નથી. છતાં ત્યાં પણ 'જો અહીં ઘડો હોત તો સ્પર્શ થાત' આવું કહી શકાતું હોવાથી ઘટાભાવનું સ્પાર્શનપ્રત્યક્ષ થઈ શકે છે.

(૫) 'આમાં ગુરુત્વ હોત તો દેખાત' 'શરીરમાં આત્મા હોત તો દેખાત' આવું બધું કહી શકાતું ન હોવાથી ગુરુત્વાભાવનું પ્રત્યક્ષ કે આત્માના અભાવનું ચાક્ષુષ પ્રત્યક્ષ સંભવતું નથી.

(૬) ઘડામાં ઉદ્ભૂતરૂપ દેખાય છે. એટલે 'જો વાયુમાં ઉદ્ભૂતરૂપ હોત તો દેખાત' એમ કહી શકાય છે. તેથી વાયુમાં ઉદ્ભૂતરૂપાભાવ પ્રત્યક્ષ છે. એમ પાષાણમાં ગંધાભાવ વગેરે અંગે જાણવું.

(૭) भूतले घटाभाव· વગેરે સંસર્ગાભાવનું પ્રત્યક્ષ થાય છે, કારણ કે એના પ્રતિયોગી ઘટાદિ પ્રત્યક્ષયોગ્ય છે. स्तम्भे पिशाचाभाव વગેરે સંસર્ગાભાવનું પ્રત્યક્ષ થતું નથી, કારણ કે એના પ્રતિયોગી પિશાચાદિ પ્રત્યક્ષયોગ્ય નથી. તેથી જણાય છે કે સંસર્ગાભાવના પ્રત્યક્ષમાં પ્રતિયોગીની યોગ્યતા અપેક્ષિત છે. પણ, અન્યોન્યાભાવના પ્રત્યક્ષમાં એ અપેક્ષિત નથી, કારણ કે સ્તમ્ભાદિમાં 'આ પિશાચ નથી' એવો પિશાચભેદ તો પ્રત્યક્ષ થાય છે જ. છતાં, પિશાચાદિમાં સ્તમ્ભભેદનુ 'આ સ્તંભ નથી' એવું પ્રત્યક્ષ થતું નથી. તેથી જણાય છે કે અન્યોન્યાભાવના પ્રત્યક્ષમાં પ્રતિયોગી નહીં, પણ અધિકરણ યોગ્ય જોઈએ.

---

(का.) अलौकिकस्तु व्यापारस्त्रिविधः परिकीर्तितः ।
सामान्यलक्षणो ज्ञानलक्षणो योगजस्तथा ॥ ६३ ॥

(मु.) एव प्रत्यक्षं लौकिकालेकिकभेदेन द्विविधम्, तत्र लौकिकप्रत्यक्षे षोढा सन्निकर्षा वर्णिता· । अलौकिकसन्निकर्षस्त्विदानीमुच्यते - अलौकिकस्त्विति । व्यापार सन्निकर्ष· । सामान्यलक्षण इति । सामान्यं लक्षणं यस्येत्यर्थ· । तत्र लक्षणपदेन यदि स्वरूपमुच्यते तदा सामान्यस्वरूपा प्रत्यासत्ति-रित्यर्थो लभ्यते, तच्चेन्द्रियसम्वद्धविशेष्यकज्ञानप्रकारीभूत बोध्य, [१]तथाहि - यत्रेन्द्रियसंयुक्तो धूमादिः, तद्विशेष्यकं धूम इति ज्ञानं यत्र जातं, तत्र ज्ञाने धूमत्व प्रकार·, तत्र धूमत्वेन सन्निकर्पेण धूमा इत्येव रूपं सकलधूमविषयक ज्ञानं जायते । [२]अत्र यदीन्द्रियसम्वद्धप्रकारीभूतमित्येवोच्यते, तदा धूलीपटले धूमत्वभ्रमानन्तरं सकलधूमविषयक ज्ञानं न स्यात्, तत्र धूमत्वेन सह इन्द्रियसम्वन्धाभावात् । मन्मते त्विन्द्रियसम्वद्धं धूलीपटलं, तद्विशेष्यक धूम इति ज्ञान तत्र प्रकारीभूत धूमत्वं प्रत्यासत्ति । [३]इन्द्रियसम्बन्धश्च लौकिको ग्राह्यः । [४]इदं च वहिरिन्द्रियस्थले, मानसस्थले तु ज्ञानप्रकारीभूत सामान्य प्रत्यासत्ति ॥ ६३ ॥

---

(સામાન્યલક્ષણા પ્રત્યાસત્તિ)

**(કા.) અલૌકિકવ્યાપાર ત્રણ પ્રકારે કહેવાયો છે - સામાન્ય લક્ષણા, જ્ઞાનલક્ષણા અને યોગજ.**

(મુ.) આમ પ્રત્યક્ષ લૌકિક અને અલૌકિક ભેદે દ્વિવિધ છે. તેમા લૌકિક પ્રત્યક્ષમાં ષડ્વિધ સંનિકર્ષનું વર્ણન કર્યું. અલૌકિકસંનિકર્ષ હવે કહેવાય છે. વ્યાપાર એટલે સંનિકર્ષ. (અલૌકિકસંનિકર્ષ ત્રણ પ્રકારે છે - સામાન્યલક્ષણા, જ્ઞાનલક્ષણા અને યોગજ.) સામાન્ય છે લક્ષણ જેનું તે સામાન્યલક્ષણ. તેમાં 'લક્ષણ' શબ્દથી જો 'સ્વરૂપ' એવો અર્થ અભિપ્રેત હોય તો (સામાન્ય છે સ્વરૂપ જેનુ તે) સામાન્યસ્વરૂપ પ્રત્યાસત્તિ એવો અર્થ થાય. (એટલે સામાન્ય પોતે જ પ્રત્યાસત્તિ બને.) એ (સામાન્ય) ઇન્દ્રિયસમ્બદ્ધ (પદાર્થ છે) વિશેષ્ય જેનો (તેવા) જ્ઞાનના પ્રકારભૂત જાણવું. તે આ રીતે -

[1]જ્યાં ઇન્દ્રિયસંયુક્ત છે ધૂમાદિ. તદ્વિશેષ્યક 'ધૂમઃ' એવું જ્ઞાન જ્યાં થયું ત્યાં જ્ઞાનમાં ધૂમત્વ પ્રકાર છે. ત્યાં, આ ધૂમત્વરૂપ સંનિકર્ષથી 'ધૂમાઃ' એવું સકલધૂમવિષયક જ્ઞાન થાય છે. [2]આમાં જો ઇન્દ્રિયસંબદ્ધપ્રકારીભૂત (સામાન્ય એ સનિકર્ષ) એટલું જ જો કહેવામાં આવે તો ધૂલીપટલમા ધૂમત્વનો ભ્રમ થયા બાદ સકલધૂમવિષયક જ્ઞાન નહીં થાય, કારણ કે ત્યાં ધૂમત્વની સાથે ઇન્દ્રિયનો સંબંધ નથી. મારા મતે તો ઇન્દ્રિયસંબદ્ધ ધૂલીપટલ, તદ્વિશેષ્યક ધૂમઃ એવું જ્ઞાન, તેમાં પ્રકારીભૂત ધૂમત્વ એ પ્રત્યાસત્તિ. [3]આમાં ઇન્દ્રિયસંબંધ લૌકિક લેવો. આ બધી વાત બહિરિન્દ્રિય સ્થળે જાણવી. [4]માનસસ્થળે તો જ્ઞાનપ્રકારીભૂત સામાન્ય એ પ્રત્યાસત્તિ... આટલું જ જાણવું.

(વિ.) સામાન્યલક્ષણા પ્રત્યાસત્તિમાં લક્ષણ શબ્દના અર્થ બે છે : સ્વરૂપ અને વિષય. પ્રાચીન મતે સામાન્યસ્વરૂપ પ્રત્યાસત્તિ... અર્થાત્ ધૂમત્વાદિ સામાન્ય પોતે જ પ્રત્યાસત્તિ છે. નવ્ય મતે સામાન્ય છે વિષય જેનો એવું જ્ઞાન... અર્થાત્ સામાન્યવિષયક જ્ઞાન પ્રત્યાસત્તિ છે. પહેલાં પ્રાચીનોનો મત જણાવે છે.

એમાં સામાન્ય એ જ પ્રત્યાસત્તિ... એટલે ઇન્દ્રિયસંબદ્ધ જે પદાર્થ, તે પદાર્થને વિશેષ્ય તરીકે લઈને પ્રવર્તેલું જે જ્ઞાન, તે જ્ઞાનમાં પ્રકાર તરીકે ભાસતું સામાન્ય એ પ્રત્યાસત્તિનું કાર્ય કરી તે સામાન્યના (ધૂમત્વાદિના) આશ્રયભૂત જે કોઇ હોય તે બધાનું (સકલ ધૂમ વગેરેનું) પ્રત્યક્ષ કરાવે છે.

[ **પ્રશ્ન** - આવું માનવાની શી જરૂર છે ? ]

[ **ઉત્તર** - મહાનસ વગેરેમાં ધૂમ અને વહ્નિને જોઈને વ્યાપ્તિનો જે નિર્ણય થાય છે કે જ્યાં જ્યાં ધૂમ, ત્યાં ત્યાં વહ્નિ... આ નિર્ણય, જો સકલ ધૂમ અને સકલ વહ્નિ ઉપસ્થિત ન થયા હોય તો શી રીતે થાય ? એટલે સકલધૂમનું પ્રત્યક્ષ તો માનવું પડે છે. પણ એ બધા સાથે ચક્ષુસંયોગ-સંનિકર્ષ તો છે નહીં. એટલે ધૂમમાં રહેલ ધૂમત્વ, કે જે બધા ધૂમમાં સંબદ્ધ છે, તે સંનિકર્ષનું કામ કરે છે એવી કલ્પના કરાય છે.

(૧) અહીં ચક્ષુસંબદ્ધ છે (મહાનસીય) ધૂમ... તેને વિશેષ્ય તરીકે રાખીને થયેલું પ્રત્યક્ષ તે अयं धूमः એવું જ્ઞાન. એમાં ધૂમત્વ પ્રકાર તરીકે ભાસે છે. માટે એ પ્રત્યાસત્તિ બની બધા ધૂમની धूमाः એમ ઉપસ્થિતિ કરી આપશે. (આ જ રીતે વહ્નિત્વ, સકલ વહ્નિની ઉપસ્થિતિ કરી આપશે) તેથી પછી यत्र यत्र धूमस्तत्र तत्र वह्निः એવી વ્યાપ્તિનો નિર્ણય થઈ શકશે.

(૨) **પ્રશ્ન** - અહીં મહાનસીય ધૂમ ઇન્દ્રિયસંબદ્ધ છે, ને ધૂમત્વ એમાં પ્રકાર છે. એટલે ઇન્દ્રિયસંબદ્ધ-પ્રકારીભૂત સામાન્ય એ પ્રત્યાસત્તિ... આટલું જ કહેવાથી અર્થ સરી જાય છે. તો ઇન્દ્રિયસંબદ્ધ વિશેષ્યક જ્ઞાન... એમ વચ્ચે જ્ઞાનને લાવવાનું ગૌરવ શા માટે ?

**ઉત્તર** - જ્યાં ધૂલીપટલને જોઈને अयं धूमः એવો ભ્રમ થયો, ત્યાં પણ धूमाः એવું સકલધૂમવિષયક જ્ઞાન થાય તો છે. પણ તમે કહ્યું એ પ્રમાણે જ્ઞાનનો અપ્રવેશ કરીને લાઘવ કરવામાં આવે તો એ થઈ નહીં શકે. કારણ કે... આવા સ્થળે પણ ઇન્દ્રિયસંબદ્ધ તો ધૂળ છે, ધૂમ નહીં. તેથી એમાં ધૂમત્વ પ્રકાર ન હોવાથી પ્રત્યાસત્તિ રૂપ ન બનવાના કારણે धूमाः એવું જ્ઞાન નહીં કરાવી શકે.

પણ જ્ઞાનનો સમાવેશ કરવાના મારા મતે તો, ઇન્દ્રિય સંબદ્ધ ભલે ધૂળ છે, પણ એને વિશેષ્ય તરીકે રાખીને તો अयं धूमः એવું (ભ્રમાત્મક) જ્ઞાન પણ થઈ શકે છે જેમાં પ્રકાર તરીકે ધૂમત્વ ભાસે છે. તેથી એ ધૂમત્વ પ્રત્યાસત્તિ બની સકલ ધૂમની ઉપસ્થિતિ કરાવી શકશે.

(૩) ઇન્દ્રિયસંબદ્ધ આવું જે કહ્યું છે તેમાં ઇન્દ્રિયસંબંધ લૌકિક જાણવો. અન્યથા જ્ઞાનલક્ષણાસંનિકર્ષરૂપ સંબંધથી ધૂમ ચક્ષુસંબદ્ધ હોય તો પણ,ચક્ષુજન્ય જે ધૂમઃ એવું જ્ઞાન થયું હોય (ને પછી તરત ધૂમધ્વંસ થયો હોય - તેથી હવે સીધો ચક્ષુસંબંધ ન હોવા છતાં) તેના પ્રકાર તરીકે ભાસતું ધૂમત્વ પ્રત્યાસત્તિ બની બધા ધૂમની ઉપસ્થિતિ કરાવી દે એવી આપત્તિ આવે.

(૪) માનસ સ્થળે તો જ્ઞાનમાં પ્રકાર તરીકે ભાસતું સામાન્ય એ પ્રત્યાસત્તિ આટલું જ આવશ્યક છે. કેમ કે ત્યાં મન ઇન્દ્રિય સાથે વિષયના સંબંધની આવશ્યકતા નથી. જેમ કે અણુત્વેન કોઈક અણુની ઉપસ્થિતિ થઈ જતાં 'અણુ' એવા જ્ઞાનમાં પ્રકારીભૂત અણુત્વ પ્રત્યાસત્તિ બનીને સકલ અણુની ઉપસ્થિતિ કરાવી આપે છે. એ જ રીતે શબ્દાદિ દ્વારા પિશાચવિશેષનું જ્ઞાન થઈ જતાં પિશાચત્વેન સકલ પિશાચ ઉપસ્થિત થઈ શકે છે.

(मु) परन्तु समानाना भाव सामान्य, तच्च क्वचिन्नित्य धूमत्वादि, क्वचिच्चाऽनित्य घटादि । यत्रैको घट सयोगेन भूतले समवायेन कपाले वा ज्ञात , तदनन्तर सर्वेषामेव तद्घटवता भूतलादीना कपालादीनां वा ज्ञान भवति, तत्रेद बोध्यम् । परन्तु सामान्यं येन सम्बन्धेन ज्ञायते, तेन सम्बन्धेनाधिकरणानां प्रत्यासत्ति ।

(મુ) પરંતુ સમાન(પદાર્થો)નો ભાવ તે સામાન્ય. એ ક્યાંક નિત્ય હોય છે (જેમ કે) ધૂમત્વાદિ... ક્યાક અનિત્ય હોય છે (જેમ કે) ઘટાદિ... જ્યાં એક ઘડો સયોગથી ભૂતલ પર અથવા સમવાયથી કપાલમાં જણાયો, તે પછી તે ઘટવાળા બધા ભૂતલાદ કે કપાલાદિ (અધિકરણો)નુ જ્ઞાન થાય છે ત્યા આ (અનિત્ય સામાન્ય) જાણવું. પણ સામાન્ય જે સંબંધથી જણાય તે સંબંધથી જ અધિકરણની પ્રત્યાસત્તિ બને છે.

(વિ.) જેમ अय धूम (अय धूमत्ववान्) એવા જ્ઞાનના પ્રકારરૂપ ધૂમત્વથી તેના (ધૂમત્વના) આશ્રયભૂત સકલધૂમનું અલૌકિક પ્રત્યક્ષ થાય છે તેમ घटवद् भूतलम् એવુ ચાક્ષુષપ્રત્યક્ષ કર્યા બાદ એ જ્ઞાનના પ્રકારભૂત ઘટથી તદ્ઘટના આશ્રયભૂત ભૂતલાદિ સકલ અધિકરણોનું પણ અલૌકિકપ્રત્યક્ષ થાય છે. એટલે કે હવે 'ઘડો' પણ સામાન્યલક્ષણા પ્રત્યાસત્તિનું કામ કરે છે. તેથી અહીં 'સામાન્ય' એટલે જાતિ એવો અર્થ લઈ શકાતો નથી. માટે મુક્તાવલીકાર કહે છે - સમાનોનો ભાવ તે સામાન્ય. ધૂમત્વવાન્ જે કોઈ છે એ બધા સમાન છે. એ બધાનું સમાનપણું ધૂમત્વ જ છે. તેથી ધૂમત્વ એ સામાન્ય. વળી એ જાતિ હોવાથી આ સામાન્ય નિત્ય છે. એમ તદ્ઘટવાન્ જે કોઈ છે એ, એ અશે સમાન છે, ને તેથી તદ્ઘટ એ જ તેઓનું સમાનપણું - સામાન્ય છે. એ અનિત્ય હોય છે એ સ્પષ્ટ છે.

વળી घटवद् भूतलम् આવુ જો ચાક્ષુષ થયું હોય તો તદ્ઘટાત્મક સામાન્યથી, તદ્ઘટના તે જ આશ્રયોનું જ્ઞાન થાય છે જે સંયોગ સંબંધથી તદ્ઘટવાન્ હોય... કારણ કે घटवद् भूतलम् આવા ચાક્ષુષમાં ઘડો સંયોગસંબંધથી પ્રકાર છે. એમ घटवत् कपालम् આવું જો ચાક્ષુષ થયું હોય તો તદ્ઘટના સમવાય સંબંધથી જે આશ્રય હોય એનું જ જ્ઞાન થાય છે. એટલે કે પ્રકારતાવચ્છેદક સંબંધથી જે કોઈ આશ્રય હોય એનું અલૌકિકપ્રત્યક્ષ થાય એ જાણવું...

(मु) [१]किन्तु यत्र तद्घटनाशानन्तरं तद्टवत स्मरणं जातं, तत्र सामान्यलक्षणया सर्वेषां तद्घटवता भानं न स्यात्, सामान्यस्य तदानीमभावात् । [२]किञ्चेन्द्रियसम्बद्धविशेष्यक घट इति ज्ञान यत्र जात, तत्र परदिने इन्द्रियसम्बन्ध विनाऽपि तादृशज्ञानप्रकारीभूतसामान्यस्य सत्त्वात् तादृशज्ञान कुतो न जन्यते ? तस्मात्सामान्यविषयक ज्ञान प्रत्यासत्ति , न तु सामान्यमित्याह - आसत्तिरिति ।

(મુ.) [૧]પણ જ્યાં તદ્ઘટનો નાશ થયા પછી તદ્ઘટવાન્નુ સ્મરણ થયું ત્યા સામાન્યલક્ષણાથી તદ્ઘટવાન્ બધા અધિકરણોનું જ્ઞાન નહીં થાય, કારણ કે સામાન્યનો (તદ્ઘટનો) ત્યારે અભાવ છે. વળી, ઇન્દ્રિયસંબદ્ધવિશેષ્યક ઘટઃ એવું જ્ઞાન જ્યાં થયું ત્યાં બીજા દિવસે ઇન્દ્રિયસંબધ વિના પણ તાદૃશજ્ઞાનના પ્રકારભૂત સામાન્ય વિદ્યમાન હોવાથી તાદૃશજ્ઞાન (= અલૌકિક પ્રત્યક્ષ) કેમ નથી થતુ ? તેથી સામાન્યવિષયક જ્ઞાન એ પ્રત્યાસત્તિ છે, નહીં કે સામાન્ય... આ વાત आसत्ति... ઇત્યાદિ ૬૪મી કારિકામા કરે છે.

(વિ.) સામાન્યને પ્રત્યાસત્તિ તરીકે લેવામાં વ્યતિરેક અને અન્વય બંને વ્યભિચાર આવે છે. તે આ રીતે - (૧) घटवद् भूतलम् એવું ચાક્ષુષ થયું. પછી તદ્ઘટનો ધ્વંસ થઈ ગયો. ને પછી घटवद् भूतलम् એવું સ્મરણ થયું.

અહીં ચાક્ષુષપ્રત્યક્ષમાં પ્રકારીભૂત તદ્ઘટ રૂપ જે સામાન્ય, એ નષ્ટ થઈ ગયો હોવાના કારણે હવે પ્રત્યાસત્તિરૂપ બની શકતો નથી... ને છતાં, તદ્ઘટવાનૂના સ્મરણ દ્વારા સામાન્યલક્ષણાથી સઘળા તદ્ઘટવાનૂનું અલૌકિક પ્રત્યક્ષ થાય તો છે જ. માટે વ્યતિરેક વ્યભિચાર...

(૨) ચક્ષુનો ઘડા સાથે સંનિકર્ષ થયો ને ઇન્દ્રિયસંબદ્ધ (જે ઘડો તદ્) વિશેષ્યક ઘટ એવું જ્ઞાન થયું. આમાં પ્રકારીભૂત સામાન્ય ઘટત્વ બીજે દિવસે પણ વિદ્યમાન છે. તો બીજે દિવસે ઇન્દ્રિયસંબંધ વિના (અને તેથી ઘટ' એવા જ્ઞાન વિના) જ એ, ઇન્દ્રિયસંબદ્ધવિશેષ્યક જ્ઞાનપ્રકારીભૂત બની ચૂકેલા ઘટત્વથી સકલઘટનું અલૌકિક પ્રત્યક્ષ થતું તો નથી. માટે અન્વયવ્યભિચાર.

તેથી સામાન્ય એ પ્રત્યાસત્તિ નથી, પણ સામાન્યનું જ્ઞાન એ પ્રત્યાસત્તિ છે એમ **નવ્યો** કહે છે. (૧) માં તદ્ઘટ નાશ પામ્યો હોવા છતાં એનું (સ્મરણાત્મક) જ્ઞાન (રૂપ પ્રત્યાસત્તિ) હાજર હોવાથી તદ્ઘટવાનૂનું અલૌકિક પ્રત્યક્ષ થવામાં વ્યતિરેક વ્યભિચાર નથી. (૨) માં ઘટત્વાત્મક સામાન્ય વિદ્યમાન હોવા છતાં એના જ્ઞાનસ્વરૂપ પ્રત્યાસત્તિ ન હોવાથી અલૌકિક પ્રત્યક્ષ થતું નથી. માટે અન્વયવ્યભિચાર પણ રહેતો નથી.

---

(का.) आसत्तिराश्रयाणां तु सामान्यज्ञानमिष्यते ।
तदिन्द्रियजतद्धर्मबोधसामग्र्यपेक्ष्यते ॥ ६४ ॥

(मु.) आसत्तिः । प्रत्यासत्तिरित्यर्थ । तथा च 'सामान्यलक्षण ' इत्यत्र 'लक्षण'शब्दस्य विषयोऽर्थ , तस्मात्सामान्यविषयक ज्ञान प्रत्यासत्तिरित्यर्थो लभ्यते । ननु चक्षु सयोगादिकं विनापि सामान्यज्ञान यत्र वर्तते, तत्र सकलघटादीना चाक्षुषप्रत्यक्ष स्यादत आह - तदिति । अस्यार्थ - यदा बहिरिन्द्रियेण सामान्यलक्षणया ज्ञान जननीय, तदा यतकिञ्चिद्धर्मिणि तत्सामान्यस्य तदिन्द्रियजन्यज्ञानस्य सामग्र्यपेक्षिता, सा च सामग्री चक्षु सयोगालोकसंयोगादिक, तेनान्धकारादौ चक्षुरादिना तादृश ज्ञान न जन्यते ॥ ६४ ॥

---

**(કા.) આશ્રયોની આસત્તિ(= પ્રત્યાસત્તિ તરીકે) સામાન્યજ્ઞાન મનાયું છે. એ તે ઇન્દ્રિયથી જન્ય તે ધર્મના બોધની સામગ્રીની અપેક્ષા રાખે છે.**

(મુ.) આસત્તિ એટલે પ્રત્યાસત્તિ. (અહીં સામાન્યના જ્ઞાનને પ્રત્યાસત્તિ કહી છે) એટલે 'સામાન્યલક્ષણ' આ શબ્દમાં 'લક્ષણ' શબ્દનો અર્થ 'વિષય' જાણવો તેથી સામાન્યવિષયકજ્ઞાન એ પ્રત્યાસત્તિ છે એવો અર્થ થશે. — ચક્ષુસંયોગાદિ વિના પણ જ્યા સામાન્યજ્ઞાન થશે, ત્યાં સકલઘટાદિનું ચાક્ષુષપ્રત્યક્ષ (ચક્ષુજન્ય અલૌકિક પ્રત્યક્ષ) થવાની આપત્તિ આવશે... — આવી શંકા વારવા માટે तदिन्द्रिय... ઇત્યાદિ ઉત્તરાર્ધ કહ્યો છે. એનો અર્થઃ જ્યારે બહિરિન્દ્રિયથી સામાન્યલક્ષણાથી જ્ઞાન કરવાનું હોય ત્યારે કોઈ એક ધર્મી (= આશ્રય)મા તે સામાન્યનું તે ઇન્દ્રિયજન્યજ્ઞાન માટે જે સામગ્રી જોઈએ, તે સામગ્રી અપેક્ષિત હોય છે. અને તે સામગ્રી ચક્ષુસંયોગ - આલોક સયોગ વગેરે છે. તેથી અંધકારાદિમાં ચક્ષુ વગેરે દ્વારા તેવું જ્ઞાન ઉત્પન્ન થઈ શકતું નથી.

(વિ.) નવ્યો સામાન્યના જ્ઞાનને પ્રત્યાસત્તિ માને છે તેથી 'લક્ષણ' શબ્દનો અર્થ વિષય કર્યો. સામાન્ય છે લક્ષણ (= વિષય) જેનું એવુ (જ્ઞાન) એ સામાન્યલક્ષણા પ્રત્યાસત્તિ...

**શંકા** - સામાન્યનું જ્ઞાન જ જો પ્રત્યાસત્તિ છે તો એ તો, એ સામાન્યનું ભૂતલાદિ અધિકરણમાં ઇન્દ્રિયસંનિકર્ષજન્ય જ્ઞાન ન હોય તો પણ સ્મૃતિ-અનુમિતિ વગેરે રૂપ જ્ઞાન થઈ શકે છે, ને એ જ્ઞાન સંનિકર્ષનું કામ કરીને એના સકલ આશ્રયનું ચક્ષુજન્ય અલૌકિક પ્રત્યક્ષ કરાવી દેશે. પણ એ યોગ્ય તો નથી... કારણ કે ચક્ષુજન્ય અલૌકિક પ્રત્યક્ષ પ્રત્યે સામાન્યનું ચક્ષુજન્ય લૌકિક પ્રત્યક્ષ જ અલૌકિકસંનિકર્ષ દ્વારા કારણ છે. એટલે ઇન્દ્રિયસંયોગ વિના જ સામાન્યના જ્ઞાન દ્વારા અલૌકિક પ્રત્યક્ષ થવાની જે આપત્તિ દર્શાવી એનું શું કરશો ?

**સમાધાન** - જ્યારે ચક્ષુ વગેરે બહિરિન્દ્રિયથી અલૌકિક સંનિકર્ષ દ્વારા ઘટવદ્ યાવદ્ભૂતલનું અલૌકિક ચાક્ષુષ પ્રત્યક્ષ કરવું હોય ત્યારે કોઈ એક ભૂતલાદિ આશ્રયમાં રહેલા તે ઘટાત્મક સામાન્યના ચાક્ષુષ પ્રત્યક્ષની જે સામગ્રી હોય તે સામગ્રી અપેક્ષિત રહે છે. અર્થાત્ महत्त्वोद्भूतरूपालोकसयोगावच्छिन्नचक्षुःसयोग વગેરે રૂપ સામગ્રી હોય તો જ ચક્ષુજન્ય અલૌકિક પ્રત્યક્ષ થાય. તેથી અંધકારાદિમાં ચક્ષુ વગેરેથી તેવું જ્ઞાન-અલૌકિક પ્રત્યક્ષ થતું નથી.

---

(का.) विषयी यस्य तस्यैव व्यापारो ज्ञानलक्षणः ।

(मु.) [1]ननु ज्ञानलक्षणा प्रत्यासत्तिर्यदि ज्ञानरूपा, सामान्यलक्षणाऽपि ज्ञानरूपा, तदा तयोर्भेदो न स्यादत आह विषयीति । [2]सामान्यलक्षणा प्रत्यासत्तिर्हि तदाश्रयस्य ज्ञान जनयति । ज्ञानलक्षणा प्रत्यासत्तिस्तु यद्विषयकं ज्ञान तस्यैव प्रत्यासत्ति । [3]अत्राऽयमर्थ - प्रत्यक्षे सन्निकर्ष विना भान न सम्भवति, तथा च सामान्यलक्षणा विना धूमत्वेन सकलधूमाना, वहनित्वेन सकलवह्नीना च भान कथं भवेत् ? तदर्थं सामान्यलक्षणा स्वीक्रियते । न च सकलवह्निधूमभानाभावे का क्षतिरिति वाच्यम्, प्रत्यक्षधूमे वह्नि-सम्बन्धस्य गृहीतत्वात्, अन्यधूमस्य चाऽनुपस्थितत्वात् 'धूमो वह्निव्याप्यो न वा' इति सशयानुपपत्ते । मन्मते तु सामान्यलक्षणया सकलधूमोपस्थितौ कालान्तरीय-देशान्तरीयधूमे वह्निव्याप्यत्वसन्देह सम्भवति । [4]न च सामान्यलक्षणास्वीकारे प्रमेयत्वेन सकलप्रमेयज्ञाने जाते सार्वज्ञ्यापत्तिरिति वाच्यम् । प्रमेयत्वेन सकलप्रमेयज्ञाने जातेऽपि विशिष्य सकलपदार्थानामज्ञातत्वेन सार्वज्ञ्याभावात् ।

---

**(કા.) (જ્ઞાન) જેનો વિષયી હોય તેના જ (અલૌકિક પ્રત્યક્ષ માટેનો) વ્યાપાર જ્ઞાનલક્ષણા-સંનિકર્ષ છે.**

(મુ.) [1]શંકા - જો જ્ઞાનલક્ષણા પ્રત્યાસત્તિ જ્ઞાનરૂપ છે ને સામાન્યલક્ષણા પ્રત્યાસત્તિ પણ જ્ઞાનરૂપ છે તો એ બેનો ભેદ નહીં રહે... આવી શકાના સમાધાન માટે ૬૫મી કારિકાના પૂર્વાર્ધમાં વિષયી... ઇત્યાદિ કહ્યું છે. [2]સામાન્યલક્ષણા પ્રત્યાસત્તિ તેના (= જ્ઞાનવિષયભૂત સામાન્યના) આશ્રયનું જ્ઞાન કરાવે છે. (જ્યારે) જ્ઞાનલક્ષણા પ્રત્યાસત્તિ તો તેની (= જ્ઞાનના વિષયની જ) પ્રત્યાસત્તિ બને છે. (અર્થાત્ તે વિષયનું જ જ્ઞાન કરાવે છે.) [3]અહીં આ અર્થ જાણવો - પ્રત્યક્ષમાં સંનિકર્ષ વિના જ્ઞાન થઈ શકતું નથી. એટલે સામાન્યલક્ષણા વિના ધૂમત્વેન સકલ ધૂમનું ને વહ્નિત્વેન સકલ વહ્નિનું જ્ઞાન શી રીતે થાય ? તેથી એ માટે સામાન્યલક્ષણા પ્રત્યાસત્તિ સ્વીકારાય છે. "સકલ વહ્નિ-ધૂમનું જ્ઞાન ન હોય તો શું વાંધો છે ?" એવી શંકા ન કરવી, કારણ કે પ્રત્યક્ષધૂમમાં વહ્નિના સંબંધનો તો નિર્ણય થઈ ગયો છે અને અન્ય ધૂમ તો અનુપસ્થિત હોવાથી ધૂમ વહ્નિવ્યાપ્ય છે કે નહીં ? એવો સંશય અસંગત બની રહે છે. મારા મતે તો સામાન્યલક્ષણાથી સકલધૂમની ઉપસ્થિતિ થવા પર કાલાન્તરીય-દેશાન્તરીય ધૂમમાં વહ્નિવ્યાપ્યત્વનો સદેહ સભવી શકે છે.

[4]"સામાન્યલક્ષણાને માનવામાં તો પ્રમેયત્વેન સકલ પ્રમેયોનું જ્ઞાન થયે સર્વજ્ઞતાની આપત્તિ આવશે" એવી શંકા ન કરવી, કારણ કે પ્રમેયત્વેન બધા પ્રમેયનું જ્ઞાન થઈ જવા છતાં વિશેષરૂપે સકલ પદાર્થો અજ્ઞાત રહેવાથી સર્વજ્ઞતાનો અભાવ છે જ.

**(વિ.) (૧) શંકા** - પ્રાચીનોએ સામાન્યલક્ષણાને સામાન્ય સ્વરૂપ માનેલી... પણ નવ્યોએ તો એને (સામાન્યના) જ્ઞાનસ્વરૂપ માની... વળી જ્ઞાનલક્ષણા પણ જ્ઞાનસ્વરૂપ છે. તો એ બેમાં ભેદ શું રહેશે ?

**(૨) સમાધાન** - સામાન્યલક્ષણા પ્રત્યાસત્તિ પોતાના વિષયના (વિષયભૂત સામાન્યના) આશ્રયનું (અર્થાત્ તદ્વાનૂનું) જ્ઞાન કરાવે છે જ્યારે જ્ઞાનલક્ષણા પ્રત્યાસત્તિ પોતાના વિષયનું જ (અર્થાત્ તદ્નું જ) જ્ઞાન કરાવે છે. આશય એ છે કે ઘટવદ્ भूतलम् આવું ચાક્ષુષ લૌકિક પ્રત્યક્ષ જે થાય છે તેના વિષયભૂત તદ્ઘટ સ્વરૂપ જે સામાન્ય, તે સામાન્યનું જ્ઞાન પ્રત્યાસત્તિનું કામ કરી તદ્ઘટના જે કોઈ આશ્રય હોય એનું જ્ઞાન કરાવે છે. પણ

જ્ઞાનલક્ષણાસંનિકર્ષમાં આવુ નથી. ગઈકાલે ચંદનની સૌરભનું જ્ઞાન થયેલું. ને આજે દૂરથી જ ચંદનને જોતાં સૌરભનું સ્મરણ થઈ ગયું ને તેથી सुरभि चन्दनम् એમ પ્રત્યક્ષ થયું. આમાં સુરભિ અંશનું જ્ઞાન ચક્ષુસંનિકર્ષથી થવું સંભવિત ન હોવાથી અલૌકિકસંનિકર્ષ જન્ય મનાયું છે. ને એ અલૌકિક સંનિકર્ષ તરીકે સૌરભનું થયેલું સ્મરણાત્મક જ્ઞાન જ કામ કરે છે. આ જ જ્ઞાનલક્ષણાસંનિકર્ષ છે. પણ આ જ્ઞાનના વિષયભૂત સૌરભનો આશ્રય જે ચંદન, તે તો હાલ પણ ચક્ષુસંયુક્ત હોવાથી એના પ્રત્યક્ષમાં આ અલૌકિકસંનિકર્ષ આવશ્યક નથી. માટે જ્ઞાનલક્ષણા સંનિકર્ષ સ્વવિષયનું જ અલૌકિક પ્રત્યક્ષ કરાવે છે, સ્વવિષયના આશ્રયનું નહીં.

આ બે પ્રત્યાસત્તિઓનો પ્રત્યક્ષાત્મક કાર્ય સાથે કા૦ કા૦ ભાવ આવો છે -

(1) स्वप्रकारीभूतसामान्यवत्त्वसम्बन्धेन प्रत्यक्षं प्रति स्वविषयसामान्यवत्त्वसम्बन्धेन सामान्यलक्षणाप्रत्यासत्तेर्हेतुत्वम्

ધૂમા આવું જે સામાન્યલક્ષણાજન્ય સકલધૂમવિષયક અલૌકિક પ્રત્યક્ષ છે, તેમાં પ્રકારીભૂતસામાન્ય છે ધૂમત્વ. એટલે ધૂમા એવું અલૌકિક પ્રત્યક્ષ (= કાર્ય), સ્વવિષયભૂત સકલધૂમમાં स्वप्रकारीभूतसामान्यवत्त्व સંબંધથી રહ્યું છે. ત્યાં જ धूमत्त्वम् એવું જે સામાન્યનું જ્ઞાન (કે જે સામાન્યલક્ષણા પ્રત્યાસત્તિ = કારણ છે, તે) સ્વવિષયસામાન્યવત્ત્વ સંબંધથી રહ્યું છે. (કારણ કે સ્વ = धूमत्त्वम् એવું જ્ઞાન, એના વિષયભૂત સામાન્ય = ધૂમત્વ... તદ્વત્ત્વ સકલ ધૂમમાં છે.) એટલે स्वप्रकारीभूतसामान्यवत्त्व એ કાર્યતા- વચ્છેદક સંબંધ છે, ને स्वविषयसामान्यवत्त्व એ કારણતાવચ્છેદક સંબધ છે.

(2) જ્ઞાનલક્ષણાસનિકર્ષ માટે - सुरभि चन्दनम् એવું પ્રત્યક્ષ સૌરભાંશમાં અલૌકિક છે. એટલે કે અલૌકિકવિષયતા સંબંધથી પ્રત્યક્ષ સૌરભમાં રહ્યું છે ને ત્યાં જ વિષયતા સંબંધથી સૌરભનુ સ્મરણાત્મકજ્ઞાન (કે જે જ્ઞાનલક્ષણાસંનિકર્ષ છે તે) રહ્યું છે. તેથી કા૦ કા૦ ભાવ આવો થશે - अलौकिकविषयतासम्बन्धेन प्रत्यक्ष प्रति विषयतासम्बन्धेन ज्ञानलक्षणाप्रत्यासत्तेर्हेतुत्वम् ।

**પ્રશ્ન** - સામાન્યલક્ષણા સંનિકર્ષ માનવાની જરૂર શી છે ?

(૩) **ઉત્તર** - પ્રત્યક્ષનિરૂપિતવિષયતા વગર સંનિકર્ષે સંભવતી નથી. એટલે જેનું જેનું પ્રત્યક્ષ થાય એ બધા સાથે કોઈ ને કોઈ સંનિકર્ષ અવશ્ય માનવો જ પડે છે.

હવે, ધૂમો वह्निव्याप्यो न वा આવો જે સંશય પડે છે તે જો સામાન્યલક્ષણા સંનિકર્ષ ન માનીએ તો અસંગત ઠરે છે. તે આ રીતે - મહાનસમાં એક ધૂમ - એક વહ્નિનું ચાક્ષુષ પ્રત્યક્ષ થયું. એટલે આ પ્રત્યક્ષ ધૂમમાં (મહાનસીય ધૂમમાં) તો વહ્નિના સંબંધનું પ્રત્યક્ષ જ થઈ ગયું છે (માટે એ અંગે સંશયને અવકાશ નથી.) આ સિવાયના ધૂમ તો જો ઉપસ્થિત જ ન હોય તો એમાં સંશય પડી શી રીતે શકે ? (આશય એ છે કે સંશય માટે ધર્મી નું જ્ઞાન આવશ્યક છે. એટલે ધર્મી તરીકે ઇતર સકલ ધૂમની ઉપસ્થિતિ જ ન હોય તો એમાં વહ્નિવ્યાપ્યત્વ નામનો ધર્મ છે કે નહીં એવો સંદેહ શી રીતે પડે ?) પણ એ પડે તો છે જ. તેથી અન્ય ધૂમ અંગે જ એ સંશય પડે છે એમ માનવું પડે છે, ને એ માટે અન્ય ધૂમોની ઉપસ્થિતિ પણ માનવી પડે છે. પણ એ બધા અન્ય ધૂમમાં ચક્ષુસંનિકર્ષ તો છે નહીં, તેથી સામાન્યલક્ષણાસંનિકર્ષ માનવો પડે છે. એટલે સામાન્યલક્ષણા સંનિકર્ષથી કાલાન્તરીય - દેશાન્તરીય ધૂમમાં વહ્નિની વ્યાપ્યતાનો સંદેહ પડવો સંભવિત બને છે જેના દ્વારા વ્યાપ્તિનો નિર્ણય ને પરિણામે અનુમિતિ પણ સંભવિત બને છે.

(૪) **પ્રશ્ન** - પણ જો આ રીતે ધૂમત્વેન સકલ ધૂમનું જ્ઞાન થઈ શકતુ હોય તો તો પ્રમેયત્વેન સકલ પ્રમેયનું જ્ઞાન પણ થઈ જશે. અને તો પછી બધા સર્વજ્ઞ બની જશે...

**ઉત્તર** - પ્રમેયત્વેન (= પ્રમેયત્વ નામના સામાન્યધર્મથી) સઘળા પદાર્થોનું જ્ઞાન હોવા છતાં વિશેષધર્મોથી જ્ઞાન ન હોવાથી સર્વજ્ઞતા આવતી નથી.

(मु.) एव ज्ञानलक्षणाया अस्वीकारे सुरभि चन्दनमिति ज्ञाने सौरभस्य भानं कथ स्यात् ? यद्यपि सामान्यलक्षणयाऽपि सौरभस्य भान सम्भवति, तथाऽपि सौरभत्वस्य भान ज्ञानलक्षणया । एव यत्र धूमत्वेन धूलीपटल ज्ञात, तत्र धूलीपटलस्यानुव्यवसाये भान ज्ञानलक्षणया ॥

### (જ્ઞાનલક્ષણા સંનિકર્ષ)

(મુ.) એમ જ્ઞાનલક્ષણા સનિકર્ષ માનવામા ન આવે તો 'सुरभि चन्दनम्' એવા જ્ઞાનમા સૌરભનું ભાન શી રીતે થાય ? જો કે સામાન્યલક્ષણાથી પણ સૌરભનુ ભાન સંભવી શકે છે, તો પણ સૌરભત્વનું ભાન જ્ઞાનલક્ષણાથી માનવું પડે. એમ જ્યા ધૂમત્વેન ધૂલીપટલનુ જ્ઞાન થયું ત્યા ધૂલીપટલનું અનુવ્યવસાયમા જ્ઞાન જ્ઞાનલક્ષણાથી થાય છે.

(વિ.) [ પ્રશ્ન - જ્ઞાનલક્ષણા સંનિકર્ષ માનવાની શી જરૂર છે ? ]

**ઉત્તર** - सुरभि चन्दनम् આવું જે ચક્ષુજન્ય પ્રત્યક્ષ થાય છે એમાં ચન્દન અને ચન્દનત્વ સાથે તો ચક્ષુના ક્રમશઃ સંયોગ અને સ્વસંયુક્તસમવાય સનિકર્ષ હોવાથી ને એ ચક્ષુના વિષય હોવાથી એનું ચાક્ષુષ પ્રત્યક્ષ થઈ જાય. પણ સૌરભ તો ઘ્રાણેન્દ્રિયનો વિષય છે, ને એનો સંનિકર્ષ તો છે નહીં. તેથી એ અંશમાં અલૌકિક સંનિકર્ષ માનવો પડે છે. ગઈકાલે સુરભિનું ઘ્રાણજપ્રત્યક્ષ થયેલુ ને એના સંસ્કાર પડેલા. એ સંસ્કાર આજે ઉદ્‌બુદ્ધ થયા. ને તેથી સૌરભનું સ્મરણાત્મક જ્ઞાન થયું. આ સ્મરણાત્મક જ્ઞાન એ જ જ્ઞાનલક્ષણા સંનિકર્ષ. અર્થાત્ स्व(= चक्षु )सयुक्त-मन सयुक्तात्मसमवेतज्ञान રૂપ સંનિકર્ષથી સૌરભાંશનુ ભાન થાય છે. આમ, દૂર રહેલા ચંદનના ટુકડાને જોઈને सुरभि चन्दनम् એવું જે જ્ઞાન થાય છે તે ચંદનાંશમા લૌકિકસંનિકર્ષજન્ય છે ને સૌરભાંશમા અલૌકિક સંનિકર્ષજન્ય છે.

**પ્રશ્ન** - સૌરભ સાથે ઘ્રાણેન્દ્રિયસંનિકર્ષ ન હોવાથી અલૌકિકસંનિકર્ષ માનવો પડે છે એ તો બરાબર... પણ એ સામાન્યલક્ષણા સંનિકર્ષ જ માની લ્યો ને... નવો જ્ઞાનલક્ષણાસંનિકર્ષ માનવાનું ગૌરવ શા માટે ?

**ઉત્તર** - સૌરભનું જ્ઞાન સામાન્યલક્ષણાથી થઇ શકે છે. પણ એ માટે સૌરભત્વનું (સામાન્યનું) જ્ઞાન તો જોઇશે ને (જે પ્રત્યાસત્તિનું કામ કરશે.) આ જ્ઞાન કેવી રીતે કરવું ? કારણ કે એ પણ ઘ્રાણેન્દ્રિયનો જ વિષય છે જેનો સંનિકર્ષ છે નહીં. એટલે એ સૌરભત્વના જ્ઞાન માટે તો એના સ્મરણાત્મક જ્ઞાનરૂપ જ્ઞાનલક્ષણા સંનિકર્ષ માનવો જ પડે છે.

એમ જ્યાં, ધૂલીપટલનું ધૂમત્વેન જ્ઞાન થયું, અર્થાત્ 'अय धूम' એવું ભ્રમાત્મક પ્રત્યક્ષ થયુ ને પછી ખ્યાલ આવવા પર (धूलीपटल धूमत्वेन जानामि =) धूमत्वावच्छिन्नधुलीपटलभ्रमवानहम् આવો જે અનુવ્યવસાય થાય છે એમાં ધૂમત્વ, ધૂલીપટલ ને ભ્રમ આ ત્રણે ભાસે છે. ભ્રમ સાથે તો મનનો સનિકર્ષ છે. પણ ધૂમત્વ અને ધૂલીપટલ સાથે મનનો લૌકિકસંનિકર્ષ તો છે નહીં. વળી ધૂલીપટલમા ધૂમત્વ ન હોવાથી સામાન્યલક્ષણા સંનિકર્ષ પણ સંભવતો નથી. તેથી જ્ઞાનલક્ષણાસનિકર્ષ માનવો પડે છે.

(का.) योगजो द्विविधः प्रोक्तो युक्तयुञ्जानभेदत. ॥ ६५ ॥
युक्तस्य सर्वदा भानं चिन्तासहकृतोऽपरः ।

(मु) योगज इति । योगाभ्यासजनितो धर्मविशेष श्रुतिपुराणादिप्रतिपाद्य इत्यर्थ । युक्तयुञ्जानरूप-योगिद्वैविध्याद् धर्मस्यापि द्वैविध्यमिति भाव ॥ ६५ ॥ युक्तस्येति । युक्तस्य तावद्योगजधर्मसहायेन मनसाऽऽकाशपरमाण्वादिनिखिलपदार्थगोचर ज्ञान सर्वदैव भवितुमर्हति, द्वितीयस्य चिन्ताविशेषोऽपि सहकारीति ॥

इति श्री विश्वनाथपञ्चाननभट्टाचार्यविरचिताया सिद्धान्तमुक्तावल्या प्रत्यक्षपरिच्छेद समाप्त ॥

**(યોગજ સંનિકર્ષ)**

**(કા.) યોગજ સંનિકર્ષ યુક્ત અને યુંજાનભેદે બે પ્રકારે કહેવાયો છે. યુક્તયોગીને સર્વદા જ્ઞાન હોય છે, અપર = બીજો યુંજાનસંનિકર્ષ ચિન્તાસહકૃત હોય છે.**

(મુ.) શ્રુતિ-પુરાણાદિમાં પ્રતિપાદિત, યોગાભ્યાસજનિત ધર્મવિશેષ એ યોગજ સનિકર્ષ છે. યોગીઓના યુક્તયોગી એ યુજાનયોગી એમ બે ભેદ હોવાથી એ ધર્મવિશેષના પણ બે ભેદ છે. યુક્ત યોગીને યોગજધર્મની સહાયથી મનથી આકાશ-પરમાણુ વગેરે સંપૂર્ણપદાર્થવિષયક જ્ઞાન હંમેશા હોય છે. બીજાને ચિન્તાવિશેષ પણ સહકારી છે.

(વિ.) યોગાભ્યાસથી ઉત્પન્ન થનાર ધર્મવિશેષ બે પ્રકારે હોય છે. ઈશાનુગ્રહયુક્ત સ્વચ્છજ્ઞાન અને ઉત્કૃષ્ટ પુણ્ય. આમાંનું પ્રથમ - ઈશાનુગ્રહયુક્ત સ્વચ્છજ્ઞાનરૂપ ધર્મવિશેષ જેને ઉત્પન્ન થયો હોય તે યુક્તયોગી કહેવાય છે ને ઉત્કૃષ્ટપુણ્યવાળા યોગીને યુંજાનયોગી કહેવાય છે. યુક્તયોગીને આ ઈશાનુગ્રહયુક્ત સ્વચ્છજ્ઞાનરૂપ ધર્મવિશેષથી સહકૃત મન દ્વારા આકાશથી માંડી પરમાણુ સુધીના સઘળા પદાર્થોનું જ્ઞાન હંમેશા થયા કરે છે. યુંજાનયોગીને એમ હંમેશા જ્ઞાન સ્ફુરતું નથી. પણ ચિંતાવિશેષ (ઉપયોગ) પણ સહકારી છે. જેના અંગે ચિંતા પ્રવર્તે તે જણાય.

આમ યુક્તયોગજસંનિકર્ષ અને યુંજાનયોગજસંનિકર્ષ એમ બે પ્રકારના યોગજ સંનિકર્ષ જાણવા.

આમ શ્રી **વિશ્વનાથપંચાનન** ભટ્ટાચાર્યવિરચિત **ન્યાયસિદ્ધાન્તમુક્તાવલી**માં પ્રત્યક્ષ પરિચ્છેદ પૂર્ણ થયો. તથા તપાગચ્છીય જૈનાચાર્ય બ્રહ્મચર્યમૂર્તિ સિદ્ધાંતમહોદધિ સ્વ. શ્રીમદ્ વિજય **પ્રેમસૂરીશ્વરજી** મ.સા.ના પટ્ટાલંકાર વર્ધમાનતપોનિધિ ન્યાયવિશારદ સ્વ. આચાર્યવર્ય શ્રીમદ્ વિજય **ભુવનભાનુસૂરીશ્વરજી** મ.સા.ના પરમ અનુગ્રહબળે, તેઓ શ્રીમદ્ના પટ્ટાલંકાર સહજાનંદી સ્વ. આચાર્યદેવ શ્રીમદ્ વિજય **ધર્મજિતસૂરીશ્વરજી** મ.સા.ના શિષ્યરત્ન શ્રી સૂરિમન્ત્ર પંચપ્રસ્થાનારાધક આચાર્યદેવ શ્રીમદ્ વિજય **જયશેખરસૂરીશ્વરજી** મ.સા.ના શિષ્યાણુ મુનિ **અભયશેખરવિજયગણી**એ ભવ્યજીવોના આત્મહિતાર્થે કરેલું એનું વિવેચન સાનંદ સંપૂર્ણ થયું ..

શુભં ભવતુ શ્રી શ્રમણસઘસ્ય...

  

# आवश्यक शुद्धिपत्रक

| पृष्ठ | पक्ति | अशुद्धि | शुद्धि |
|---|---|---|---|
| ૪૨ | ૨૯ | विशिष्ट | विशेष |
| ૮૪ | ૯ | (सामानाधिकरण्यसवर्धन अनेकत्वविशिष्टसमवेतत्व) | આ લખાણ રદ કરવુ |
| ૧૦૧ | ૩૦ | निष. | निष्कर्ष स्वप्रति |
| ૧૦૫ | ૨૯ | अणुपरिणाम | अणुपरिमाणं |
| ૧૧૨ | ૯ | તુરીતંતુસયોગનાશને | તુરીતંતુસંયોગને |
| ૧૧૩ | ૧૩ | 'તતુસંયોગભિન્નત્વ' | 'તુરીતંતુસંયોગભિન્નત્વ' |
| ૧૧૩ | ૧૫ | ततुसयोगभिन्नत्वे | तुरीततुसयोगभिन्नत्वे |
| ૧૧૩ | ૧૬ | 'તંતુસંયોગભિન્નત્વં' | 'તુરીતંતુસંયોગભિન્નત્વં' |
| ૧૧૪ | ૨૯ | ज्ञानादिभिन्नम् सम. | ज्ञानादिभिन्नमसम |
| ૧૨૧ | ૧૯ | ગંધપ્રાગભાવ | ગંધ |
| ૧૨૫ | ૨૩ | बहुतरमूर्तसयोगानुयोगी | बहुतरमूर्तसयोगान्तरितः |
| ૧૨૬ | ૩૧ | ऽप्यकृष्ट | ऽप्यपकृष्ट |
| ૧૩૯ | ૩૦ | वद्-द्रव्यत्व | वद्वृत्ति-द्रव्यत्व |
| ૧૪૨ | ૨૨ | क्षितिगन्ध | क्षितिर्गन्ध . |
| ૧૪૬ | ૫ | .. .नोपादेम् | .नोपादेयम् |
| ૧૫૬ | ૧૪ | રૂપનું | ગધનુ |
| ૧૬૬ | ૭ | रूपाव्यञ्जकत्व | रूपव्यञ्जकत्व |
| ૧૭૮ | ૪ | પૂર્વસંયોગનાશનો પ્રાગભાવ | પૂર્વસંયોગ |
| ૧૭૮ | ૪ | આ પ્રાગભાવ | આ પૂર્વસયોગ |
| ૧૭૮ | ૫ | પૂર્વસંયોગનાશનો પ્રાગભાવ | પૂર્વસયોગ |
| ૧૭૮ | ૬ | પૂર્વસંયોગનાશપ્રાગ-ભાવાવચ્છિન્ન | પૂર્વસંયોગાવચ્છિન્ન |
| ૨૨૬ | ૨૪ | तदूटवत. | तद्घटवत |